ત્યાં રહીને કુમાર પાછો કેટલાક ગંધર્વ-કુમાર સાથે ત્યાંથી પોતાના સૈન્ય પાસે આવ્યો. બીજે દિવસે તેની પાસે આવી કેયૂરકે વિનતી કરી કે આપના દર્શન વિના દેવી કા૦ તથા મ૦ દુઃખી છે માટે ફરીથી આપનું મુખ જોવા ઇચ્છે છે. ચંદ્રાપીડ આ સાંભળી, પત્રલેખાને લઈ, તેની સાથે ફરીથી હેમકૂટ ઉપર ગયો. ત્યાં એણે કા૦ને કામ-પીડાથી હિમ-ગૃહમાં સૂતેલી જોઈ. કેટલીક શ્લિષ્ટ વાતચીત થયા પછી ત્યાંથી એ ઉઠી પાછો પોતાને મુકામે આવ્યો પણ કા૦ની અરજથી પત્રલેખાને ત્યાં રહેવા દીધી. સૈન્ય પાસે આવતાં પિતાના તરફથી પત્ર લઈને આવેલા એક દૂતને તેણે જોયો. પત્રમાં લખ્યું હતું કે તમને જોયે બહુ દિવસ થઈ ગયા માટે આ પત્ર વાંચી રહો કે તરતજ તમારે આ તરફ આવવું. આ ઉપરથી એણે મેઘનાદ નામના એક સેવકને બોલાવીને કહ્યું કે પત્રલેખા થોડા દિવસમાં કેયૂરક સાથે અહીં આવશે તેને તેડીને તું આવજે. પછી સૈન્ય ઉપર વૈશમ્પાયનને નીમી, તેમને ધીમે ધીમે આવવા કહી, પોતે એકલોજ કેટલાક સવાર સાથે ઉજ્જયિની તરફ ચાલ્યો. માર્ગમાં ચંડિકાનું મંદિર આવ્યું ત્યાં એક દ્રવિડ-ધાર્મિક રહેતો હતો તેનો વિચિત્ર આકાર વિ૦ જોઈ એને ઘણો વિનોદ થયો. ઘેર આવ્યા પછી કા૦ વિના પોતે તલપતો હતો એટલામાં, થોડાક દિવસ પછી, મેઘનાદ પત્રલેખાને લઈને આવ્યો. પત્રલેખાએ કા૦ ની દુઃખી અવસ્થાનો એને બધો વૃત્તાન્ત સંભળાવ્યો અને કહ્યું કે દેવીના પ્રાણ બચાવવાને આપે સત્વર ત્યાં જવું જોઈયે. ચં૦ આ સાંભળી ચિન્તામાં પડ્યો કે શું કારણ બતાવી બ્હાર નીકળવું? આમ ગભરાટમાં પડ્યો હતો અને એક દિવસ સિપ્રાને તટે ફરવા ગયો હતો તેવામાં એણે દૂરથી કેયૂરકને કેટલાક સવારો સહિત આવતો જોયો. તેને ઘેર તેડી લાવી, સન્માન આપી, કા૦નો સર્વ વૃત્તાન્ત પૂછ્યો તો તેણે પણ એની હૃદય-વેધક વેદનાનું યથાર્થ વર્ણન આપ્યું અને કહ્યું કે હવે વિલંબ થશે તો દેવીના પ્રાણ ટકશે એવી આશા નથી. આ સાંભળી ચં૦ વિચાર કરવા લાગ્યો કે વૈશમ્પાયન હત તો કંઈ સલાહ પણ બતાવત, પણ હવે કરવું શું? શું બ્હાનું કાઢી બ્હાર જવું? આમ ચિન્તા કરતો હતો એટલામાં સૈન્ય નગરીથી થોડેક દૂર આવ્યાના સમાચાર એને મળ્યા. તે ઉપરથી વૈ૦ ને તેડવા જવાસારૂ પિતાની આજ્ઞા લઈ એ સૈન્ય તરફ ચાલ્યો. પણ ત્યાં ગયો તો વૈ૦ મળે નહિ! આ જોતાંજ એને મૂર્છા આવી અને રાજપુત્રોએ જેમ તેમ કરી એને શુદ્ધિમાં આણ્યો. ઘણી વારે મહા કષ્ટે એણે હિમ્મત ધરીને વૈ૦ નો વૃત્તાન્ત પૂછ્યો તો તેઓએ કહ્યું કે તમારા ગયા પછી અમને વૈ૦ અચ્છોદમાં સ્નાન કરવા તેડી ગયો પણ એને તો એ ભૂમિમાં પગ મુકતાંજ કંઈક વિકાર થઈ આવ્યો તેથી બાવરો બની જઈને આમ તેમ કંઈ શોધતો હોય તેમ ફરવા લાગ્યો. અમે પાછાં ફરવાને એને બહુ બહુ સમજાવ્યું પણ માન્યુંજ નહિ. આખરે ત્રીજે દિવસે થાકીને અમે કેટલાક માણસ એની પાસે રાખી ચાલી આવ્યા છિયે. આ સાંભળી ચં૦ શોક તથા વિસ્મયમાં પડ્યો પણ વિચારવા લાગ્યો કે એક પાસથી આ મને અનુકૂલ પડશે. વૈ૦ને તેડવા જવા સારૂ પિતામાતા મને ના કહેશે નહિ. ત્યાંથી પછી હું કા૦ પાસે જઈશ. આમ વિચારી સૈન્ય સાથે પોતે ઉજ્જયિની પાછો આવ્યો ..........પછી મેઘનાદને, કેયૂરકને તથા પત્રલેખાને આગળથી મોકલી, માતા પિતા પાસેથી જેમ તેમ કરી આજ્ઞા લઈ વૈ૦ ને તેડવા જવા નીકળ્યો. પણ માર્ગમાં મેઘ-સમય નડવાથી ઘણે દિવસે એ અચ્છોદ પાસે પહોંચી શક્યો. ત્યાં આવીને ચોતરફ પેરો મુકી શોધ કરી પણ વૈ૦ જડ્યો નહિ! તેથી એ વધારે ગભરાઈ ગયો પણ મહાશ્વેતાને કદાચ એની વાત ખબર હશે એમ ધારી તેને પૂછવા તેના આશ્રમ ભણી ચાલ્યો. ત્યાં આવ્યો તો રુદન કરતી મહાશ્વેતાને તરલિકાએ ઝાલી રાખેલી દીઠી. આ જોઈ, રખેને કા૦ ને કંઈ થયું હોય

એમ શંકા આવવાથી એ "શું થયું?" એમ પૂછવા લાગ્યો ત્યારે મહાશ્વેતાએ એવીજ અવસ્થામાં ઉત્તર દીધો:—આપના ગયાની ખબર સાંભળી, શોકાતુર થઈ હું હેમકૂટથી અહીં આવી ત્યારે મેં આપના જેવડાજ એક કુમારને અહીં ફરતો જોયો. મને જોઈ એની નજર બગડી તથા વાર્યો છતાં એ મ્હારી પાછળ ભમવા લાગ્યો, અને એક વાર રાત્રે હું શિલાતલ ઉપર સુતી હતી તેવામાં એ મ્હારી સમીપ આવી કુવચન બોલ્યો તેથી મને ઝટ ઝાળ ચઢવાથી મેં એને શાપ દીધો કે પોપટની પેઠે તું સમજ્યા વિના ગમે તેમ બોલેછે માટે મ્હારા સત્ય વચનથી તેવોજ થઈને તે જાતિમાં પડ. આવું કહ્યું કે તત્કાળ એ કાષ્ઠવત્ થઈ ભૂમિઉપર પડ્યો. પણ એના મરણ પછી મેં સાંભળ્યું કે એ તો આપનો મિત્ર હતો!—આ સાંભળતાંજ ચંદ્રાપીડનું તો હૈયુંજ ફાટી ગયું અને એને ભૂમિઉપર પડતો જોઇ તરલિકાએ દોડી આવી ઝાલી લીધો. એનું મૃત્યુ થયું જોઈ મહા૦ ગભરાઈ ગઈ, પરિજન વિ૦ સૌ દોડી આવ્યા અને મહા૦ને ગાળો દઈ શોક કરવા લાગ્યા. એટલામાં, ચં૦ ના આવવાની ખબર પત્રલેખાએ કહ્યાથી કા૦ તેને મળવા સારૂ પત્ર૦ તથા બીજી સખીઓ સાથે ત્યાં આવી પહોચી પણ ચં૦ ને મરણ પામેલો જોઈ મૂર્છિત થઈ. પત્રલેખાને પણ મૂર્છા આવી. મૂર્છામાંથી જાગી એટલે કા૦ સહગમન કરવાનો નિશ્ચય કરી ચં૦નું મસ્તક ખોળામાં લઈને બેઠી. તેવામાંજ એના સ્પર્શને લીધે ચં૦ ના શરીરમાંથી એક જ્યોતિ બ્હાર નીકળ્યું અને તે અંતરીક્ષમાં રહીને મહા૦ને આશ્વાસન દઈ કા૦ ને કહેવા લાગ્યું કે પ્રાણત્યાગ મા કર. ફરી ત્હારો ચં૦ સાથે સમાગમ થશે. આ શરીરને અગ્નિ-સંસ્કાર આદિ ન કરતાં આમ ને આમજ રાખવું. એવું કહી તે અંતર્હિત થઈ ગયું પણ પત્રલેખા તો એ જ્યોતિના શીતલ સ્પર્શથી મૂર્છામાંથી ઉઠી, દોડીને ઈંદ્રાયુધ સહિત સરોવરમાં પડી! ગભરાટમાં સર્વે ચકિત દૃષ્ટિયે સામું જોઈ રહ્યાં હતાં તેવામાં જલમાંથી એક મુનિ-કુમાર નીકળ્યો તે મહાશ્વેતા પાસે આવી પૂછવા લાગ્યો કે મને ઓળખોછો? તેણે તરતજ, શું, હું પાપિણી કપિંજલને પણ ન ઓળખું?—એમ કહી પ્રણામ કરી સર્વ વૃત્તાન્ત પૂછ્યો. તેણે કહ્યું:—તમને એકલાં મુકી હું આકાશમાં એ દિવ્ય પુરુષ પાછળ ગયો ત્યારે એ મને ચંદ્રલોકમાં લઈ જઇને કહેવા લાગ્યો કે હું ચંદ્ર છું. મને ત્હારા મિત્રે મરણ-સમયે શાપ દીધો કે—મને તું આવી પીડા આપી મરણ પમાડેછે માટે તું પણ મ્હારા જેવીજ પીડા જન્મે જન્મે પામી મરણ પામજે. આ શાપથી ક્રોધ પામી મેં પણ તેવો શાપ એને સામો દીધો. પછી મને જણાયું કે એ તો મ્હારો જામાતા થાય. પણ 'જન્મે જન્મે' કહ્યાથી અવશ્ય એણે મ્હારી સાથે બે વાર તો મનુષ્ય લોકમાં જન્મવું પડશે. એનું શરીર અવિનષ્ટ રહે એટલા માટે હું અહીં લાવ્યોછું અને પુત્રીને મેં આશ્વાસન કીધુંછે. આ વૃત્તાન્ત તું શ્વેતકેતુને કહી આવ.—તે ઉપરથી હું દોડતો દોડતો કહેવા જતો હતો એટલામાં એક ક્રોધી, વિમાનમાં બેઠેલા, દેવને મ્હારી અડફટ વાગી તેથી તેણે મને શાપ દીધો કે—અશ્વની સમાન વગર વિચાર્યે તું આમ ચાલેછે માટે અશ્વજ થઈને પૃથ્વી ઉપર પડ.—આથી નિરાશ થઈ મેં ઘણી આજીજી કરી ત્યારે એણે એટલું કહ્યું કે મર્ત્યલોકમાં ચંદ્રમા તારાપીડને ત્યાં તથા ત્હારો મિત્ર શુકનાસને ત્યાં અવતરશે માટે અશ્વરૂપે પણ તું ત્હારા મિત્ર સાથે રહી શકીશ અને તે રાજપુત્રના મરણ પછી શાપ-મુક્ત થઈશ. આ સાંભળતાંજ હું નીચે સમુદ્રમાં પડ્યો અને ત્યાંથી અશ્વ થઈ નીકળ્યો............હવે તમે સમજ્યાં હશો કે તમે જેને અજાણતાં શાપ દીધો તે મ્હારા મિત્ર પુંડરીકનોજ અવતાર હતો! મહાશ્વેતા તો આ સાંભળી ઘણાજ શોકમાં પડી; તેને આશ્વાસન દઈ બાકીનો વૃત્તાન્ત જાણવા કપિંજલ પાછો ગગનમાર્ગે જતો રહ્યો. તેના ગયા પછી કા૦ ચં૦ના શરીરને ખોળામાં રાખી નિત્ય પૂજા કરતી ત્યાં રહેતી હતી. તેવામાં

ઉજ્જયિનીથી કેટલાક દૂત આવી પહોચ્યા, જેઓ સર્વ તે અશુભ સમાચાર લઈ પાછા ગયા. તે ઉજ્જયિની પહોચતા હતા તેવામાંજ પુત્રને અર્થે દેવીની આરાધના કરવા નગરીની બ્હાર આવેલી વિલાસવતીએ તેમને દીઠા. સમાચાર પૂછતાં તેઓ કંઈ ઉત્તર આપી શક્યા નહિ એટલા ઉપરથીજ કંઈ અનિષ્ટ થયુ એમ ધારી એ અત્યંત વિલાપ કરવા લાગી. તારાપીડ-ને ખબર થયાથી એ પણ મંત્રી સહિત દોડતો આવ્યો. વિલાસવતીને છાની રાખી તેણે સર્વ વૃત્તાન્ત પૂછી જોયો...........અને ચંદ્રાપીડનું શરીર એવું ને એવું છે એમ સાંભળી જરા ધૈર્ય રાખી રાણી વિ૦ સહિત ત્યાં જવા નીકળ્યો. ત્યાં આવી દર્શનથી જરા સુખ પામી, વિરક્ત થઈ, વનવાસનો અંગીકાર કરીને રહ્યો.

આટલું કહી જાબાલિ મુનિ બોલ્યા કે હવે તમે સમજ્યા હશો કે આ પોપટ કોણ છે અને એણે શું કર્યું છે......પછી (વૈશમ્પાયન પોપટ કથા આગળ ચલાવે છે) થોડીવારે કપિંજલ એ આશ્રમમાં આવી પહોચ્યો. તેણે મને પોતાનો વૃત્તાન્ત કહી પિતાનો સંદેશો કહ્યો કે શાપના અંત સુધી ત્હારે જાબાલિ મુનિ પાસેજ રહેવું. એમ કહી એ ઉઠી ગયો. મને થોડા દિવસમાં પાંખો આવી અને મુનિના કહેવા પ્રમાણે સ્મરણ તો થયું હતુંજ એટલે મહાશ્વેતાને મળવાની ઉત્કંઠાથી હું એક દિવસ આહારને બ્હાને આશ્રમમાંથી તે દિશા તરફ ઉડ્યો. પણ થાક લાગવાથી એક વૃક્ષ પર બેસી ઉંઘી ગયો. જાગ્યો ત્યારે તો પાશ-માં પકડાયો હતો એમ જણાયું! સામે એક ચંડાલ ઉભો હતો તેને મેં છોડવાની વિનતી કરી પણ એ તો ઉપાડીને મને એના સ્વામીની પુત્રી પાસે લઈ ગયો. તેણે મને એક દુ-ર્ગંધિ પાંજરામાં પૂર્યો. મને આમ ચંડાલને હાથ જવાથી પશ્ચાત્તાપ અતિશય થયો તેથી હું બોલ્યો ચાલ્યો નહિ અને એ કન્યાએ બહુ કહ્યું ત્યારે બીજે દિવસે મેં ફલાહાર કર્યો. એમ કેટલાક દિવસ ગયા પછી એક સવારે મેં જોયું તો એકાએકજ ચંડાલવાડો બદલાઈ ગયેલો ને મ્હારૂં પાંજરૂ સોનાનું થઈ ગયેલુ જોયું! આથી વિસ્મય પામી હું પૂછવાનું કરતો હતો તેવામાં એ કન્યા ઉપાડીને મને અહીં લાવી. બાકી કંઈ હું જાણતો નથી.

શૂદ્રકે આ સાંભળી મહા આશ્ચર્ય પામી એ કન્યાને બોલાવી. તેણે આવીને કહ્યું—મહારાજ! આપ ચંદ્રનો અવતાર છો! અને આ આપનો પૂર્વ જન્મનો મિત્ર વૈ૦ છે, માટે હું, એની માતા લક્ષ્મી, એને આપની પાસે લાવી છું. હવે આપના અને એના શાપનો અંત આવ્યોછે.—એટલું કહી એ ઉડી ગઈ કે તરતજ શૂદ્રકને પૂર્વ જન્મ સાંભરી આવ્યાથી કા૦ ના વિરહની ભારે પીડા થવા લાગી જે દિવસે દિવસે એટલી વધતી ગઈ કે આખરે તેની કાયા કાષ્ઠ જેવી થઈ ગઈ. વૈ૦ ને પણ મહા૦ ને લીધે તેમજ થયું.

એવામાં એકવાર વસંત ઋતુમાં મદનોત્સવને દિવસે સાયંકાળે કાદમ્બરીએ ચંદ્રા-પીડના શરીરની પૂજા કરી અસહ્ય ઉત્કંઠાથી તેને છાનેમાને આલિંગન દીધું તો અચાનક તેનામાં જીવ આવ્યો! તેથી હર્ષિત થઈ બંને જણ સુખ પામતાં હતાં અને ચંદ્રાપીડે પુંડ-રીકના સજીવન થવાની ખબર કહ્યાથી કા૦ મહાશ્વેતાને વધામણી ખાવા જતી હતી એવામાં આકાશમાંથી કપિંજલ સહિત પુંડરીક ઉતરી આવ્યો. આ સમાચાર કા૦ ની સખીએ દોડી તારાપીડ વિ૦ ને કહ્યા તથા કેયૂરકે જઈને કા૦ તથા મ૦ નાં માતાપિતાને કહ્યા. તેઓ સર્વે ત્યાં આવ્યાં અને ઘણા કાળથી વાઞ્છિત મનોરથ પૂર્ણ થયા જોઈ કૃતાર્થ થયાં. કપિંજલે શ્વેતકેતુના વચનથી પુંડરીકને શુકનાસને સ્વાધીન કર્યો. પછી હેમકૂટ ઉપર જઈને ગંધર્વરાજે તથા હંસે ચારે જણનાં લગ્ન કર્યાં. અને પુંડરીકને સર્વ રાજ્યભારનું અર્પણ કરીને ચંદ્રાપીડે કાદમ્બરી સાથે યથેચ્છિત સુખ ભોગવ્યું.

---

# શુદ્ધિ-પત્ર.

☞ ગ્રંથ-વાચન આરંભતા પહેલાંજ વાંચનારે આ ભૂલો સુધારી લેવી.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૨૧ | Illiad | Iliad |
| ૨૧ | ૧ | વિંધ્યાટવી | વિંધ્યા |
| ,, | ૫ | શ્વત | શ્વેત |
| ૨૨ | ૧૩ | બાળકથી | બાળકની |
| ૨૭ | ૧ | °બાહુનો | °બાહુનો[1] |
| ૪૦ | ૧૧ | ક્રર | ક્રૂર |
| ૬૦ | ૧ | હેયા | હોય |
| ૬૨ | ૨૮ | તાદૃશ્ય | તાદ્રૂપ્ય |
| ૯૫ | ૪ | કાતિ० | કાર્તિ० |
| ૯૬ | ૭ | શોભાતો | શોભતો |
| ૧૧૬ | ૧૮ | °વાળા | °વાળી |
| ,, | ૧૯ | આપતી | આપતા |
| ૧૨૫ | ૧૫ | તી;[1] | હતી;[1] |
| ,, | ૨૨ | હટવાસ | પટવાસ |
| ૧૩૯ | ૩૧ | परिबाद्ध | परिबद्धा |
| ૧૬૮ | ૧૦ | ધન | ધન |
| ૧૮૮ | ,, | મીણાઈ | મીચાઈ |
| ,, | ૩૧ | મ્ચિામ० | પ્રણામ० |
| ૧૯૧ | ૧ | દુવિનીત | દુર્વિનીત |
| ૨૪૧ | છેલી | Confident | Confider |
| ૨૯૩ | ૧૭ | વિનવિ | વિનતી |
| ૩૩૭ | ૧૮ | વશમ્પાયન | વૈશમ્પાયન |
| ૩૯૨ | ૧૬ | જામાત | જામાતૃ |
| ૪૦૦ | છેલી | રતો | કરતો |

## મંગલાચરણ.

( મનહર. )

સૃજે રહી રજોમય, પાળે રહી સત્વમય,
સંહારે જે તમોમય રહીને આ વિશ્વને;
હેતુ એવા સૃષ્ટિ-સ્થિતિ-લય તણા, ત્રયીમય,
વંદુ ત્રિગુણાત્મ એ સ્વયંભૂ મહા ઈશને.[1]

બાણને મુકુટ ચઢી પામી ઝાઝાં લાડને જે,
ચુમ્બિત દશાસ્ય કેરા ચૂડામણિ-ચક્રથી;
સૂતી દેવ દૈત્ય તણા પતિના શિખાન્તમાં જે,
વિજયી તે ભવચ્છેદી પાંશુ શિવ-પાદની.[2]

જય નરસિંહ ! જય ! ભેદવાની ઈચ્છાએ તેં
ક્રોધ-રક્ત કીધી દૃષ્ટિ ક્ષણ એક દૂરથી;
તેવામાં તો રિપુઉર શોણિતથી બન્યું રક્ત,
ફાટયું ભયભીત થઈ દિસે જાણે આપથી !![3]

સામન્ત-મુકુટ તણી વેદિકાના શિખરનો
સ્પર્શ થયે અંગુલિ બનેલી જયાં અરુણ છે;
અર્ચે જેને (ભૂમિપાલ) મૌખરી શેખર-ધારી,
વંદુ ભરુ તણા એવા ચરણ-કમલને.[4]

## દુર્જન-નિન્દા, સજ્જન-સ્તુતિ.

વિષે ભર્યું મુખ જેમ મહાસર્પ કેરૂં સદા,
દુ:સહ કુવચનો ભરેલાં જેને મુખ છે;
અકારણ વૈર બાંધી દમે જે દારુણ થઈ,
એવા અસજ્જન થકી નહિ ભીતિ કોને છે ?

કટુ કટુ શબ્દ કરે મલદાયી દુષ્ટ જન,
પીડે અતિશય જેમ બંધનની સાંકળો;
મધુર મધુર ધ્વનિ થકી સંત પદે પદે
મન હરે નિત્ય જેમ મણિકેરાં નૂપુરો.[૫]

ઉતરે ન સુભાષિત હોય જો મધુર તોએ
ગળે અસજ્જન તણે, સુધા જેમ રાહુને;
ધરે તેજ સુભાષિત સજ્જન હૃદય વિશે
નિર્મલ મહામણિને ધર્યો જેમ હરિયે.[૬]

## કથા-પ્રશંસા.

કાળા કાળા બોલ તણા વિલાસે રીઝવી મન,
આવતી શય્યા વિશે જે આપથી રસે ભરી,
કથા એવી અભિનવ વધૂ જેવી લાગે પ્રિય
હૃદયને લોકના, અધિક કૌતુકે કરી.[૭]

ઉજ્જવલ-દીપકોપમ નવીન પદાર્થ થકી
નિરંતર-શ્લેષ-ઘન રચેલી કથાઓ જે,
ચમ્પક-મુકુલથી ગ્રથિત મહામાલા જેવી
હરે નહિ ચિત્ત કોનું સુજાતિયે યુક્ત તે ?[૮]

## વાત્સ્યાયન-વંશ-વર્ણન.

ખ્યાતિ જેના ગુણતણી હતી જગમાં ગવાઈ,
વૈશ્યજન પૂજતા 'તા પ્રેમે જેના પાદને;
સંતનો અગ્રણી, દ્વિજ, અંશ જાણે બ્રહ્મ તણો
હતો એવો વાત્સ્યાયન વંશમાં કુબેર તે.

શ્રુતિ થકી શાન્ત થયાં સકલ કલુષ જેનાં,
પવિત્ર અધર જેના પુરોડાશ-સ્પર્શથી;
સ્મૃતિ-શાસ્ત્રમાં પ્રવીણ, સોમ-રસે સુવાસિત,
વસી એવે તેને મુખ સર્વદા સરસ્વતી.[૯]

અભ્યાસી સાહિત્ય કેરાં, શુક અને સારિકાઓ
બેઠલાં પંજરમાંહે રખે દોષ કાઢશે !
શંકા આણી એવી મન, પદે પદે શિશુજન
ગાતા યજુઃસામ તણાં ગાનને તેને ગૃહે ![૧૦]

સ્વયંભૂ બ્રહ્માંડ થકી, શશિ ક્ષીર-સાગરેથી,
ઉપજ્યો ગરુડ જેમ વિનતાને પેટથી ;
દ્વિજ સર્વ તણો પતિ અર્થપતિ નામે તેમ
જનમ્યો તે વંશમાંહે વિખ્યાત કુબેરથી.

દિને દિને શિષ્યગણ નવા નવા તેની પાસ
ઉપદેશ લેવા કાજ આવતા પ્રભાતમાં;
શ્રવણે લાગેલા તેઓ શોભતા અધિક જેમ
શ્રવણે લાગેલાં શોભે પલ્લવ ચંદનનાં.[૧૧]

વિધાનથી સંપાદિત દાન વડે સુશોભિત,
દીપ્તિમાન મહાવીર થકી અધિષ્ઠિત જે,
અગણિત એવા એવા, યૂપ-કર, કરી જેવા
મહાયજ્ઞ થકી પામ્યો સુખે સુરલોક તે.[૧૨]

શ્રુતિ અને શાસ્ત્રતણી વાત સર્વ જાણનાર
પુત્ર થયા મહાત્મા ને ઉત્તમ તેને બહુ;
સ્ફટિક-વિમલ હતો તેમાં ચિત્રભાનુ એક
શોભતો કૈલાસ જેમ ભૂધર વિશે સહુ.[૧૩]

કલંકરહિત શશિ-કલા સમ કાન્તિમાન,
નિર્મલ, નૃસિંહ કેરા નખાંકુર જેવા જે
ગુણ તે મહાત્મા તણા, પ્રસરી સુદૂર, પેઠા
રિપુઓના મનમાંહે કરી કરી માર્ગ તે.

દિશાને લલાટે વક્ર અલક સમાન શોભે,
ત્રયી-વધૂ-કર્ણ કેરો તમાલ-પલ્લવ જે,
એવો તેના યજ્ઞતણો ધૂમનો સમૂહ તેણે
મલિન છતાંએ કીધો શ્વેત નિજ યશને.[૧૪]

હોમશ્રમે થઈ તેને સ્વેદ-જલ-કણિકા જે
સરસ્વતી તણે કર-કમલે લ્હોવાઈ તે !!
એવા તાત, ધોળ્યાં જેણે યશે સપ્ત ભુવનને,
પામ્યો જન્મ તેનાથકી પુત્ર બાણ નામે જે.

કુંઠિતપણું ન જેમાં કંઠ વિશે અસ્ત પામ્યું,
મહા મોહે મનના બની મલિન, અંધ, જે;
વૈદગ્ધ્ય-વિલાસ વણ મળ્યે રહી મુગ્ધ, એવી
બુદ્ધિથી રચી આ તેણે કથા અદ્વિતીય જે.[૧૫]

———

# પ્રસ્તાવિક શ્લોક ઉપર ટીકા.

૧. રજોમય=રજોગુણથી ભરેલા. સત્વમય=સત્વગુણથી ભરેલા. તમોમય=તમોગુણથી ભરેલા. સૃષ્ટિ=ઉત્પત્તિ (વિશ્વની). સ્થિતિ=પાલન. લય=પ્રલય, વિનાશ. ત્રયી=ઋક્, સામ અને યજુઃ એ ત્રણ વેદનો સમૂહ—જુઓ પૃ. ૧૩૫ લી. તથા નો. ૩. ત્રિગુણાત્મ=ઉપર કહેલા ત્રણ ગુણ વાળા. સ્વયંભૂ=પોતાની મેળે જન્મેલા, અયોનિજન્મ.

૨. બાણ=બાણાસુર. દશાસ્ય=દશ મુખવાળો—રાવણ. ચૂડામણિ-ચક્ર=મુકુટમાંના મણિનો સમૂહ. શિખાન્ત=શિખાનો અંત. ભવચ્છેદી=સંસારનું બંધન છેદી શકે—ટાળી શકે—એવી. પાંશુ=રજ.

૩. નરસિંહ રૂપમાં વિષ્ણુએ હિરણ્યકશિપુને માર્યો હતો તે સંબંધની આ સ્તુતિ છે.

૪. સામન્ત=અવર નૃપતિયો. તેમના મુકુટ રૂપી વેદિકાનું શિખર, પ્રણામ કરતી વેળા (ભરુના) ચરણ-કમલને સ્પર્શ કરે તેથી—તેમાંથી પડતા કિરણથી—તેની અંગુલિયો રાતી દેખાય. મૌખરી—જુઓ શ્રીહર્ષચરિત, ઉચ્છ્વાસ ચોથો, પૃ. ૧૦૮:—धरण्यां भूभृन्मूर्ध्नि स्थितः......सकलभुवननमस्कृतो मौखरी वंशः । આ ઉપરથી એમ અર્થ લઈ શકાય કે 'તે વંશના રાજાઓ'. શેખર=માથે પેહેરવાનો હાર. 'ભરુ' શબ્દનો અર્થ આ ઠેકાણે શો હશે એ શંકિત છે. સિદ્ધાન્ત કૌમુદીના ઉત્તરાર્ધમાં કહેછે કે-भरति बिभर्ति वा भरुः स्वामी हरश्च ॥ મૂળમાં भर्वोः એવું ષષ્ઠીનું દ્વિવચન છે તે ઉપરથી એવો અર્થ થાય કે 'શિવ અને પાર્વતીના' અથવા 'ઉમા-મહેશ્વરના.' પણ આ અર્થ લેતાં 'સામન્ત' તથા 'મૌખરી' શબ્દો તે સાથે બેસતા નથી કેમકે સાક્ષાત્ દેવને મનુષ્યો નમે એ આ કલિયુગમાં અસંભવિત જેવું લાગે છે. પરંતુ જો 'ઉમામહેશ્વરની મૂર્તિ' એવો અધ્યાહાર્ય અર્થ લઈએ તો આમ બેસે ખરૂં. બીજી શંકા આ અર્થ વિશે એવી છે કે પ્રથમ છંદથી ત્રિગુણાત્મનું, બીજાથી શિવનું, અને ત્રીજાથી વિષ્ણુનું વંદન કરી, ફરી પાછું (ચોથા છંદથી) શિવપાર્વતીનું વંદન કરે એ ઠીક લાગતું નથી. માટે કદાચિત્ કવિનો હેતુ (કૌમુદીમાં આપેલા भरु શબ્દના બીજા અર્થ પ્રમાણે) બ્હારથી ઉમામહેશ્વરને વંદન કરે છે એમ દર્શાવી અંદરથી સ્વામીને—પોતાને આશ્રય આપનાર રાજા રાણીને—વંદન કરવાનો હશે એવું લાગે છે. અને તે પ્રમાણે લેતાં 'સામન્ત' તથા 'મૌખરી' શબ્દ યથાર્થ બેસી શકે છે. રાજા સાથે રાણીને પણ વંદન કરે છે એમ કહેવાનું કારણ એ છે કે તે વિના भर्वोः એ દ્વિવચનનું પ્રયોજન રહેતું નથી, તેમજ—

राजापत्नी गुरोःपत्नी मित्रपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥

આ પ્રમાણે જોતાં રાણી પણ પૂજ્ય છે એટલે વંદનાર્હ છે.

૫. કટુ=કડવો. શબ્દ કરે=(દુષ્ટ જન) બોલે; (સાંકળો) ખખડે. મલદાયી=(એક બુદ્ધિમાં, મનમાં, અને (બીજું) ચરણ ઉપર મલ—મેલ—મલિનતા—આણે. પદે પદે=શબ્દે શબ્દે; પગલે પગલે.

૬. મહામણિ=કૌસ્તુભ. 'મધુર' અને 'નિર્મલ' એ શબ્દ ઉપમાન અને ઉપમેય બંને સાથે લેવાના છે.

૭. બોલ=કથામાં આવતા શબ્દ; વધૂના મુખમાંથી નીકળતા શબ્દ. શય્યા=વાક્ય-રચના ("या पदानां पदान्योन्यं मैत्री शय्येति कथ्यते"); શયન. રસ=શૃંગાર આદિક, પ્રીતિ. 'અભિનવ' શબ્દ બંનેને સમાન છે. કથાની આવીજ ઉપમા સારૂ જુઓ શ્રીહર્ષચરિતનો પ્રસ્તાવિક શ્લોક ૧૨ (કલકત્તાની આવૃત્તિ):—

दर्शयन्ती मुखे खेदं प्रस्खलन्ती पदे पदे।
कथंचिन्नीयते शय्यां कथा नववधूरिव॥

૮. પ્રથમ શ્લિષ્ટ વિશેષણ 'પદાર્થ' અને 'ચમ્પક-મુકુલ' સાથે લેવાનું છે. પદાર્થ=પદ—શબ્દ—ના અર્થ. મુકુલ=થોડીક ખીલેલી કળિ. ઉજ્જ્વલ-દીપકોપમ=ઉજળા દીપક તથા ઉપમા એ અલંકારથી યુક્ત (પદાર્થ); ઉજળા દીપક—દીવા—જેવા (મુકુલ). બીજું અને ત્રીજું શ્લિષ્ટ વિશેષણ 'કથા' અને 'માલા' સાથે. નિરંતર વિ૦=નિરંતર આવતા શ્લેષ નામના અલંકારથી ઘન—ભરેલી; અંતર રહે નહિ એવી રીતે ગુંથેલી. સુજાતિ=સારો 'જાતિ' નામનો અલંકાર; જાતિ નામના છોડ (નાં ફૂલ).

૯. પેહેલી ત્રણ લીટીમાંનાં વિશેષણ 'મુખ'નાં છે. શ્રુતિ=વેદ. કલુષ=પાપ. પુરોડાશ=એક જાતનું બલિદાન. સોમ-રસ=સોમ નામની લતાનો રસ.

૧૦. તેના ઘરમાં પાળેલાં મેના અને પોપટ પણ નિત્ય શ્રવણ કીધાથી એટલાં પ્રવીણ થયેલાં હતાં કે વિદ્યાર્થીઓને પોતાનો પાઠ ગોખતાં તેઓ ચૂક કાઢશે એવી બ્હીક રહેતી હતી!! યજુઃ સામ=યજુર્ વેદ અને સામવેદ.

૧૧. શ્રવણે લાગેલા=શ્રવણ કરવા—સાંભળવા—માં વ્યગ્ર થયેલા (શિષ્યો). શ્રવણે લાગેલાં=કાને પેહેરેલાં.

૧૨. વિધાન—વિધિયુક્ત માર્ગ—પ્રમાણે દીધેલા દાન—દક્ષિણા—થી શોભતા—યજ્ઞો; વિધાન—હાથીને માટે કરેલો લાડુ—આપવાથી નીકળતું દાન—મદ-જલ—તે વડે શોભતા—હાથી. દીપ્તિમાન્ મહાવીર=પ્રકાશતા અગ્નિ; શૂરા યોદ્ધાઓ. યૂપ-કર=યૂપ—યજ્ઞના પશુને બાંધવાનો સ્તંભ—તે રૂપી કર—હાથ—વાળા; યૂપ—યજ્ઞ-સ્તંભ—જેવા કર—શુંડ—વાળા. સુરલોક=સ્વર્ગ.

૧૩. સ્ફટિક-વિમલ=સ્ફટિક મણિ જેવો વિમલ—શુદ્ધ (ચિત્રભાનુ); સ્ફટિક મણિને લીધે વિમલ (કૈલાસ). અથવા પેહેલો અર્થ બંનેને સમાન રીતે પણ લાગી શકશે.

૧૪. અલક=વાળની લટ. ત્રયી-વધૂ-કર્ણ= ત્રયી રૂપી વહૂનો કર્ણ—કાન. અલંકાર વિરોધ છે. ધૂમ પોતે મલિન છતાં યશને શ્વેત કરે એ વિરોધ. તે શમાવતાં—યજ્ઞ(ના ધૂમ)થી કરીને એને શ્વેત યશ મળ્યો—એમ અર્થ લેવો.

૧૫. કુંઠિતપણું=મંદપણું. વૈદગ્ધ્ય-વિલાસ=વૈદગ્ધ્ય—પાંડિત્ય—ચતુરાઈ—નો, અથવા તે રૂપી, વિલાસ.

# કાદમ્બરી.

શૂદ્રક નામે એક રાજા હતો. તેની આજ્ઞાને સર્વ નૃપતિમંડલ માથે ચઢાવતું હતું. બીજો જાણે ઇન્દ્ર હોય તેમ તે ચાર સમુદ્રની માલારૂપી મેખલા[1] વાળી પૃથ્વીનો ભર્તા હતો. તેના પ્રતાપથી ઉત્પન્ન થયેલા અનુરાગવડે સર્વ સામન્ત ચક્ર[2] તેને સ્વાધીન થયું હતું. ચક્રવર્તિ રાજાનાં સર્વ ચિન્હ તેનામાં હતાં. વિષ્ણુના સરખું તેના હસ્તકમલમાં શંખચક્રનું લાંછન દેખાતું હતું.[3] શિવની પેઠે તેણે કામને જીત્યો હતો. કાર્તિકેયની પેઠે તેની શક્તિને[4] કોઈ હરાવે તેમ ન હતું. બ્રહ્માની પેઠે તેણે સર્વ રાજહંસમંડલનું વિમાન કર્યું હતું.[5] સમુદ્રના જેવો તે લક્ષ્મીનું પ્રસવસ્થાન હતો.[6] ગંગાપ્રવાહપ્રમાણે તે ભગીરથે દર્શાવેલે માર્ગે જતો હતો.[7] સૂર્યની પેઠે તે પ્રતિદિવસ ઉદય પામતો હતો. મેરુ પર્વતની પેઠે તેની પાદચ્છાયામાં આખી પૃથ્વીના લોક આશ્રય લેતા હતા.[8] સર્વદા દાન કરવાથી દિગ્ગજની પેઠે તેનો કર ભીનો રહેતો હતો.[9] તે મહાઆશ્ચર્યકારક કાર્ય સાધતો હતો. મ્હોટા મ્હોટા યજ્ઞ કરતો હતો. સર્વ શાસ્ત્રોનું તે દર્પણ

---

૧. મેખલા=સ્ત્રિયોની કેડ ઉપરનો કંદોરો. આવોજ વિચાર વાસવદત્તામાં છે—પૃ. ૧૨૫—चतुरुदधिमेखलाया भुवो नायके शासति वि० ૨. ખંડિયા રાજાઓનું મંડલ. ૩. વિષ્ણુના હાથમાં ખરેખરાં શંખચક્ર, અને આ રાજાના હાથમાં તેમનાં ચિન્હ હતાં. ૪. શક્તિ=મહાદેવના પુત્ર કાર્તિકસ્વામીનું શસ્ત્ર; (બીજો અર્થ) સામર્થ્ય. 'શક્તિ' એ શબ્દ બંનેને સામાન્ય છે માટે તેમનો ઉપમાનોપમેય સંબંધ કીધોછે. આવા દ્વિઅર્થી (શ્લિષ્ટ) શબ્દ જ્યાં જ્યાં આવે ત્યાં ત્યાં એક અર્થ ઉપમાન સાથે અને બીજો ઉપમેય સાથે લેવો. ૫. બ્રહ્માએ રાજહંસોને—તે પક્ષિયોને વિમાનમાં—રથમાં જોડેલા; આ રાજાએ રાજહંસ—રાજાઓમાં હંસજેવા (શ્રેષ્ઠ) નું વિમાન—અપમાન કર્યું હતું—અર્થાત્ તેમને તાબે કર્યા હતા. ૬. સમુદ્ર મથન કરતાં લક્ષ્મી નીકળેલી માટે તે તેનું પ્રસવસ્થાન. ૭. ગંગા ભગીરથે દર્શાવેલે માર્ગે સ્વર્ગમાંથી પૃથ્વીપર આવી હતી એ વાત પ્રસિદ્ધ છે; આ રાજા ભગીરથને અનુસરતો હતો—તેના જેવો રાજ્યનીતિ જાણનાર હતો. ૮. પાદ=પર્વતની નાનીટેકરીઓ; (રાજાના) ચરણ. ૯. દાન=હાથીના લમણા-

હતો. સર્વ કલાઓનો તે ઉત્પન્નકર્તા હતો. સર્વ ગુણનું કુલગૃહ હતો. કાવ્યામૃત રસનો આગમ હતો. **મિત્રમંડલનો** તે **ઉદયશૈલ** હતો.[1] શત્રુઓનો નાશકારક કેતુ હતો.[2] સભાઓનું પ્રવર્તન કરનાર હતો. રસિક જનોનો આશ્રય હતો. ધનુષ્મન્તનો ગર્વ ઉતારનાર હતો. પરાક્રમી પુરુષોમાં મુખ્ય હતો. ચતુરનો શિરોમણિ હતો. ગરુડની પેઠે **વિનતાને** આનંદ આપનાર હતો.[3] અને પૃથુરાજની પેઠે ધનુષ્ની કોટિવડે એણે સર્વ **શત્રુકુલાચલને** દૂર ખસેડી મુક્યા હતા.[4]

પોતાના નામથીજ શત્રુઓનાં હૃદય તેણે ભેદી નાંખ્યાં હતાં, તથા એક **વિક્રમથીજ** પોતે સકલ ભુવનમાં વ્યાપ્ત હતો તેથી, નૃસિંહ રૂપનો આડંબર ધારણ કરનાર, તથા ત્રણ **વિક્રમથી** ત્રણ ભુવનોને ભયમાં નાંખનાર વાસુદેવને તે જાણે હસતો હતો.[5] જીતેલા હજારો કુનૃપતિયોના સ્પર્શરૂપી, દીર્ઘ કાળથી લાગેલા કલંકને તેની ખડ્ગધારા રૂપી વિમલ

---

માંથી ઝરતો પ્રવાહી પદાર્થ—મદ; દ્રવ્યવિ૰, આપવું તે. દિગ્ગજ=દિશાઓના પાલક આઠ હાથી ગણાયછે, તેમનાં નામ—ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક. કર=શુંઢ; હાથ.

૧. મિત્રમંડલ=સૂર્યમંડલ; દોસ્તદારો. ઉદયશૈલ=ઉદયાચલ; ઉદય કરવાના સ્વભાવવાળો. ૨. કેતુ=પુંછડિયો તારો; એ અશુભસૂચક ગણાયછે. અસલના ગ્રીક લોક પણ તેમજ માનતા હતા—

> 'As the red comet, from Saturnius sent,
> 'To fright the nations with a dire portent,
> 'A fatal sign &c.'—Pope's Illiad B. IV. L. 101—104.

૩. ગરુડ, વિનતા—પોતાની માતા—ને આનંદ આપતો; આ રાજા, વિનત—નમ્ર, વિનયવાન્‌ને આનંદ આપતો; જુઓ વાસવદત્તા, પૃ. ૩૪—तार्क्ष्य इव विनतानन्दकरः. ૪. શત્રુ૰વિ૰=શત્રુકુળરૂપી પર્વત, તેમને રાજાએ દૂર કરેલા; શત્રુ જેવા કુલાચલ–કુલ પર્વત, તેમને પૃથુએ. મહેંદ્ર, મલય, સહ્ય, શુક્તિમાન્, ઋક્ષ, વિંધ્ય અને પારિયાત્ર એ સાત 'કુલ પર્વત' કહેવાયછે, અને વેણુના પુત્ર પૃથુએ પૃથ્વીને સરખી કરતી વેળા એ પર્વતોને ધનુષ્કોટિ વડે ખસેડી મુક્યા હતા એ કથા પુરાણમાં છે.

૫. વાસુદેવે નૃસિંહ અવતારમાં દીર્ઘ નખ વિગેરે વિકરાળ સ્વરૂપ ધારણ કરી શત્રુને ડરાવ્યા હતા. પણ શૂદ્રકે તો માત્ર નામથીજ તેમનાં હૃદય ભેદ્યાં હતાં માટે તે વાસુદેવને જાણે હસતો હતો. વળી વિષ્ણુએ વામનરૂપ ધર્યું હતું ત્યારે ત્રણ વિક્રમ (=પગલાં)થી ત્રણ ભુવન ભરી દીધાં હતાં; પણ શૂદ્રકે એક વિક્રમથીજ (અદ્વિતીય શૌર્યથીજ) બધી પૃથ્વી વ્યાપ્ત કીધી હતી માટે તે વિષ્ણુથી જાણે ચઢતો હતો. અહીં "વિક્રમ" શબ્દ શ્લિષ્ટ છે.

જલમાં ધોઈ ધોતી, રાજલક્ષ્મી ઘણા વખત સુધી વસી હતી. તેના મનમાં ધર્મનો વાસ હતો, કોપમાં યમનો, અનુગ્રહમાં કુબેરનો, પ્રતાપમાં અગ્નિનો, હાથમાં પૃથ્વીનો, ચક્ષુમાં લક્ષ્મીનો, જીભમાં સરસ્વતીનો, મુખમાં ચંદ્રનો, બળમાં પવનનો, બુદ્ધિમાં બૃહસ્પતિનો, રૂપમાં કામનો, અને તેજમાં સૂર્યનો વાસ હતો, તેથી તે વિશ્વરૂપ આકૃતિ પ્રકટ કરનાર સર્વદેવમય ભગવાન્ નારાયણ જેવો દેખાતો હતો. તે જ્યારે મદમત્ત હાથિયોનાં કુંભસ્થલ ભેદી નાંખતો ત્યારે મ્હોટા મ્હોટા મોતીના દાણા જે ખડ્ગપર લાગતા હતા[1], અને તેને લીધે, જાણે મુષ્ટિના દૃઢગ્રાહથી છૂટેલાં જલબિન્દુઓથી છવાયલું હોય એવું જે દેખાતું હતું તે ખડ્ગથી ખેંચાયલી, યોદ્ધાઓની છાતિયો રૂપી દ્વાર ઉપર આવેલાં હજારો કવચના અંધકારમાં રહેનારી રાજલક્ષ્મી, હાથિયોનાં ગંડસ્થલમાંથી ગળતા મદજલરૂપી વર્ષાદના ઘોર અંધકાર વાળી યુદ્ધરાત્રિયોમાં, અભિસારિકાની પેઠે વારંવાર તેની પાસે આવતી હતી.[2] તેના પ્રતાપનો અગ્નિ, રિપુસ્ત્રિયોનાં હૃદયમાં પણ રહેલા તેમના પતિયોને બાળવાની જાણે ઇચ્છા રાખતો હોય તેમ, તે વિયોગિનીઓનાં પણ અંતઃકરણ બાળતો, રાત દિવસ પ્રકટજ હતો. સર્વ જગત્નો જીતનાર રાજા શૂદ્રક જ્યારે પૃથ્વીનું પાલન કરતો હતો ત્યારે પ્રજામાં, માત્ર ચિત્રકામમાંજ વર્ણસંકર થતા હતા;[3] કામક્રીડામાંજ કેશ ખેંચાતા હતા;[4] કાવ્યોમાંજ દૃઢ બંધ હતા;[5] (લોકો) શાસ્ત્રમાંજ ચિન્તા રાખતા હતા;[6] સ્વપ્નમાંજ વિપ્રલંભ થતા હતા;[7] છત્રમાંજ કનક દંડ હતા;[8] માત્ર ધ્વજોજ કંપતા હતા; ગીતમાંજ રાગવિલાસ

---

૧. આ કલ્પના સંસ્કૃત કવિયોમાં ઘણીજ સાધારણ છે. જુઓ વાસવદત્તા પૃ. ૪૨—निशितनाराचजर्जरितमत्तमातङ्गकुंभस्थलविगलितमुक्ताफलनिकरदन्तुरित... ૨. અભિસારિકા=પ્રીતમપાસે રાત્રે છાની જનાર સ્ત્રી—અત્રે લક્ષ્મી—જે યુદ્ધરૂપી રાત્રિમાં શૂદ્રકની પાસે સંચરતી હતી. ૩. વર્ણસંકર=વર્ણ—વિવિધ રંગ, તેમનો સંકર—ખીચડી; અને વર્ણ=જાતિ, બ્રાહ્મણ વિ૰. તેમની ખીચડી. અર્થાત્ ત્યાં એક જાતિનો પુરુષ બીજી જાતિની સ્ત્રીને પરણતો નહિ; માત્ર ચિત્રમાંજ એ વર્ણ ભેગા થતા હતા. ૪. અર્થાત્—દંદ્વ વિગેરે યુદ્ધમાં નહિ. ૫. બંધ=કાવ્યનું ગ્રથન; અને બંધીખાને પૂરવું.—લોકોને બંધીવાન કરવાની ત્યાં જરૂર ન હતી. ૬. લોકો શાસ્ત્રનું ચિન્તન કરતા; બીજી સર્વ વસ્તુઓથી તૃપ્ત થયેલા માટે તેમની ચિન્તા કરતા નહિ. ૭. વિપ્રલંભ=શૃંગાર રસનો 'સંભોગ' શિવાય બીજો ભાગ—વિયોગ—જે ત્યાં ખરેખરો ન હતો. ૮. દંડ=છત્ર વિગેરેનો દાંડો; અને

દેખાતો હતો;[1] હાથિયોમાંજ મદવિકાર હતો;[2] ધનુષોમાંજ ગુણચ્છેદ થતા હતા;[3] બારિયોમાંજ જાલમાર્ગ હતા;[4] કલંક, માત્ર ચંદ્રમાં, ખડ્ગમાં, તથા કવચમાંજ હતું;[5] પ્રેમકલહમાંજ દૂતનું કાર્ય પડતું હતું;[6] અને દ્યુતમાંજ ગૃહો શૂન્ય થતાં હતાં.[7] વળી એ રાજાના સમયમાં ભય પરલોક તરફનુંજ હતું. ભંગ અંતઃપુરની સ્ત્રિયોના વાળમાંજ હતો.[8] મુખરતા નૂપુરોમાંજ હતી.[9] કરગ્રહણ વિવાહ સમયેજ થતું હતું.[10] અશ્રુપાત, અહર્નિશ ચાલતા હોમાગ્નિના ધૂમને લીધેજ થતો હતો. ચાબુકો ઘોડાનેજ મારવામાં આવતી હતી.[11] અને ધનુષ્નો ટંકાર માત્ર કામદેવનોજ હતો.[12]

કલિકાળના ભયને લીધે એકત્ર આવીને વસેલા કૃતયુગ જેવી, અને જાણે ત્રણે ભુવનની પ્રસવભૂમિ હોય એવી વિસ્તીર્ણ વિદિશા નામની નગરી એ રાજાની રાજધાની હતી. તેની ચારે પાસ વેત્રવતી નદી આવી રહેલી હતી, જેની તરંગમાલા ડૂબકાં મારતી માલવાની વિલાસિનીઓના સ્તનતટ ઉપર

---

અપરાધી પાસેથી પૈસા લેવામાં આવેછે તે. લોકો સુજ્ઞ હોવાથી ત્યાં દંડ કરવાની જરૂર ન હતી. ૧. ગીતમાં રાગ ગવાતા હતા; પણ ક્રોધાદિ રાગદ્વેષ જેવું કંઈ ન હતું. ૨. મદવિકાર=દાન; જુઓ પૃષ્ઠ ૧લું—નોટ ૯; (બીજો અર્થ) મત્સર. ૩. ગુણ—ધનુષ્‌ની દોરી; અને દયા, પરોપકાર વિ૦. છેદ=તુટવું; અભાવ. ૪. જાલમાર્ગ=જાળિયાં; જાલ—મચ્છ પકડવાની—જે ત્યાં ન હતી. ૫. યુદ્ધ નહિ થવાથી ખડ્ગ ને કવચ કટાયાં હતાં—પરંતુ કુલમાં કે પુરુષોના મનમાં કંઈ કલંક—પાપ વિ૦ ન હતું.

૬. યુદ્ધકાર્યમાં નહિ પણ સ્ત્રીપુરુષના પ્રેમકલહમાંજ દૂત વા દૂતીઓ મોકલાતી હતી. ૭. ગૃહ—બાજી રમવામાં સોગઠાંનાં ઘર આવેછે તે; અને મનુષ્યના આવાસ; અર્થાત્ ત્યાં પુત્રપૌત્રાદિકનું સુખ હોવાને લીધે કોઈ ઘર શૂન્ય ન હતું. 'ગૃહ' સારૂ જુઓ ભર્તૃહરિનું વૈ૦ શ૦ શ્લો૦ ૩૯—यत्रानेकाः क्वचिदपि गृहे तत्र तिष्ठत्यथैकः વિ૦

૮. ભંગ=વક્રતા; પલાયન—યુદ્ધાદિકમાંથી. ૯. મુખરતા=નૂપુરનો ખણખણાટ; મૂર્ખોનો લવારો. ૧૦. કર—હાથ; વેરો. ૧૧. અર્થાત્ ચોરાદિકને નહિ. ૧૨. સર્વ શત્રુઓના વિનાશને લીધે કોઈ ધનુષ્ લેઈ સામો થાય તેમ ન હતું પણ માત્ર કામદેવજ ટંકાર કરતો હતો. ઉપરના પ્રત્યેક વાક્યમાં શ્રી દંડીએ કહેલો 'સનિયમ શ્લેષ' અલંકાર છે.—અર્થાત્ ટીકામાં બતાવ્યા પ્રમાણે શ્લિષ્ટ શબ્દો એક અર્થમાં, આપેલા શબ્દ જોડે લેવાના છે ને બીજા અર્થમાં, સંબંધવાળા કોઈ બીજા નહિ, આપેલા શબ્દ જોડે લેવાના છે.

અથડાવાથી જર્જરિત થઇ ગઈ હતી. સ્નાન કરવાને ઉતારેલા જયકુંજરોનાં કુંભસ્થલ ઉપરના સિંદૂરવડે તે નદીનું પાણી સંધ્યાસમય જેવું દેખાતું હતું. અને તેના કિનારા મદમત્ત કલહંસ પક્ષિયોના કોલાહલને લીધે[1] ગાજી રહ્યા હતા.

સમસ્ત ભુવનમંડલને તે નરપતિયે વશ કર્યું હતું તેથી રાજ્યચિન્તાના ભારમાંથી તે મુક્ત થયેલો હતો. દેશ દેશથી આવેલા અનેક રાજા પોતાના મુકુટવડે તેના ચરણની આરાધના કરતા હતા. આખી પૃથ્વીના ભારને પોતાના હાથ ઉપર એક કંકણની પેઠે તે ધારી રહ્યો હતો. બૃહસ્પતિને પણ બુદ્ધિપ્રભાવમાં કોરે મૂકે તેવા, વંશપરંપરાથી ચાલતા આવતા, વારંવાર નીતિશાસ્ત્રનું અધ્યયન કરવાથી નિર્મલ થયેલાં મનવાળા, નિર્લોભી, હેતસ્વી અને ડાહ્યા પ્રધાનો તેની સેવામાં હાજર હતા. પોતાના જેટલીજ વય, વિદ્યા અને અલંકારવાળા[2], અનેક ક્ષત્રિય રાજકુલમાં ઉત્પન્ન થયેલા, સર્વ કલાઓના અભ્યાસથી તીક્ષ્ણ થયેલી બુદ્ધિવાળા, અતિ પ્રગલ્ભ, કાળને જાણનારા, પ્રતાપવડે અનુરક્ત હૃદયવાળા, સભ્ય પરિહાસમાં કુશલ, મનના ભાવ અને ( બાહ્ય ) આકાર સમજનારા, કાવ્ય નાટક કથા લેખન વ્યાખ્યાનાદિ ક્રિયાઓમાં નિપુણ, અને અતિ કઠિન તથા જાડા સ્કંધ ઊરુ[3] તથા હસ્તવાળા રાજપુત્રો જેઓએ સિંહનાં બચ્ચાંની પેઠે વારંવાર રિપુઓના મદમત્ત હાથિયોનાં કુંભસ્થલ ભેદી નાંખ્યાં હતાં, જેઓ વિક્રમમાંજ[4] આનંદ માનવા છતાં વિનયથી વર્તતા હતા, અને જેઓ પોતાનાંજ જાણે પ્રતિબિમ્બ હતા, તેવા (રાજપુત્રો)ની સાથે રમતાં રમતાં, તે નરપતિયે પોતાની યુવાવસ્થા દીર્ઘ કાળસુધી સુખમાં ગુજારી. પણ જય મેળવવાની મ્હોટી ઈચ્છાને લીધે તથા પોતાના અતિશય સત્વને લીધે તે, સ્ત્રીજાતિને તૃણ જેવી હલકી ગણતો હતો; અને જો કે તે યુવાવસ્થામાં હતો, રૂપવાન્ હતો, અને સંતાનની પ્રધાનો તેની પાસેથી આશા રાખતા હતા તોપણ કામક્રીડા ઉપર તેને કંઈક દ્વેષ જેવું હતું. રૂપ અને વિલાસમાં રતિના પણ વિભ્રમને ઢાંકી નાંખે એવી, લાવણ્યવાળી, વિનયવાળી, કુલિન, અને હૃદયહારી કામિનીઓ તેના અંતઃપુરમાં હતી તે છતાં

---

૧ કોલાહલ=ધાંધાટ. ૨. અહિંથી શરૂ થતાં વિશેષણો આગળ આવતા "રાજપુત્રો" સાથે જોડવાનાં છે. ૩. ઝાંધો. ૪. વિક્રમ=શુરાતન ( પ્રકાશ કરવું ).

પણ એ રાજા ક્વચિત્ સંગીતવિદ્યા શીખવામાં,[1] જ્યાં વારંવાર તેના હાથનું રત્નવલય[2] હીંદોળા ખાતું હતું, ઘુઘરિયોં અથડાવાથી થતા કંપને લીધે તેના મણિકર્ણપૂર[3]નો ઝણઝણાટ થતો હતો, અને તે પોતેજ મૃદંગ વગાડતો હતો; કદાચિત્ અસંખ્ય બાણોના વર્ષાદથી વનને શૂન્ય કરી મુકતો, મૃગયા વ્યાપારમાં; કોઈક વાર વિદ્વાન્ પુરુષોની સભા કરીને, કાવ્ય પ્રબંધ રચવામાં; કોઈ વાર શાસ્ત્રકથામાં; કોઈ વાર આખ્યાનક, આખ્યાયિકા,[4] ઇતિહાસ અને પુરાણના શ્રવણમાં; કદાચિત્ ચિત્ર વિનોદમાં; ક્વચિત્ વીણા વગાડવામાં; કોઈવાર દર્શને આવેલા મુનિજનના ચરણની સેવા કરવામાં, અને કોઈક વખત, અક્ષરચ્યુતક, માત્રાચ્યુતક, બિન્દુમતી, ગૂઢચતુર્થપાદ અને પ્રહેલિકાઓ[5] કરવા કારવવામાં, સ્ત્રીસંભોગથી થતા સુખમાં મન નહિ ઘાલતાં, આખો દિવસ મિત્રોની સાથે ગાળતો હતો. જેવી રીતે દિવસ, તેવીજ રીતે રાત પણ, વિવિધ ક્રીડા તથા પરિહાસ કરવામાં ચતુર, પોતાના મિત્રોસાથે તે વિતાડતો હતો.

એક દિવસ, નવાં કમલપત્રના સંપુટને ભેદનાર, ભગવાન્ સૂર્ય દેવતા ઉગ્યા પછી થોડીવારે જ્યારે રતાશ જરા જરા ઓછી થવા માંડી હતી, ત્યારે, સ્ત્રીજનને અયોગ્ય ખડ્ગ ડાબી બાજુએ ધારણ કરવાથી, જાણે નાગયુક્ત ચંદનલતા હોય તેના જેવી બ્હીઆમણી તેમજ રમણીય આકૃતિ વાળી[6],—જાડા ચંદનલેપવડે સ્તનતટ ધોળાં થવાથી, ઉપર તરી આવતાં ઐરાવત હાથીનાં કુંભસ્થલ સહિત સ્વર્ગગંગા હોય તેવી દેખાતી,—રાજાઓના મુકુટમણિમાં પડેલાં પોતાનાં પ્રતિબિમ્બના આકારમાં, જાણે માથે ચઢાવેલી શૂદ્રક રાજાની આજ્ઞા હોય તેવી શોભતી,[7]—શરદ્‌ની સમાન કલહંસ જેવા ધોળા અંબર વાળી[8],—જામદગ્નિના પરશુની ધારની પેઠ

---

૧. આ વિગેરે સપ્તમી વિભક્તિયોનો સંબંધ, વાક્યને છેડે આવેલા— "દિવસ ગાળતો હતો" એ શબ્દો સાથે લેવાનો છે.

૨. કંકણ. ૩. કર્ણનું આભૂષણ. ૪. એ બે સંસ્કૃત કથાના ભેદ છે.

૫. આ બધા, સંસ્કૃત કાવ્યોમાં વપરાતા શબ્દાલંકારના ભેદ છે.

૬. અહિંથી શરૂ થતાં વિશેષણો, આગળ આવતી 'પ્રતિહારી' સાથે જોડવાં. ૭. અહિં અપન્હુતિ અને ઉત્પ્રેક્ષા એ બે અલંકારોનો સંકર છે. કોઈ વસ્તુનું ખરૂં રૂપ છુપાવીને તેને બીજુંજ રૂપ આપવું તે અપન્હુતિ. અત્રે પ્રતિહારીનાં પ્રતિબિમ્બને 'પ્રતિબિમ્બ' નહિ પણ 'શૂદ્રકની આજ્ઞા' કહી માટે તેના ખરા રૂપનો અપન્હવ થયો. 'જાણે માથે વિ૦' એ ઉત્પ્રેક્ષા છે. ૮. અંબર=વસ્ત્ર અને આકાશ.

સકલ રાજમંડલને વશ કરનારી[1],—વિન્ધ્યાચલની વનભૂમિ જેવી વેત્રલતા સમેત,[2]—અને શરીર ધારણ કરીને આવેલી રાજકુલદેવતા જેવી—પ્રતીહારી, સભામંડપમાં બેઠેલા નૃપતિની પાસે આવી, પોતાનાં જાનુ તથા હસ્તકમલ ભૂમિ ઉપર મુકી વિનય સાથે બોલીકે:—રાજાજી! કોપાયમાન થયેલા ઇન્દ્રના હુંકારથી નીચે પડેલી, સ્વર્ગમાં જતા ત્રિશંકુ રાજાની રાજલક્ષ્મી જેવી,[3]દક્ષિણ દિશામાંથી આવી દરવાજે ઉભેલી એક ચંડાલકન્યા, કોઇ પોપટને પાંજરામાં ઘાલીને લાવી છે અને દેવને અરજ કરેછે કે:—સમુદ્રના જેવા, ભુવનતલ ઉપરનાં સર્વ રત્નોના આપ એક ભંડાર છો, અને મ્હારો આશ્ચર્યકારક પોપટ અખિલ ભુવનનું એક રત્ન છે એમ જાણી આપના દર્શનસુખના અભિલાષથી, દેવચરણ પાસે તે પક્ષીને લેઇને હું આવીછું.—હવે દેવની શી ઇચ્છા છે?—પ્રતીહારી બોલી રહ્યા પછી રાજાને પણ જિજ્ઞાસા ઉત્પન્ન થઇ તેથી, પાસે બેઠેલા સર્વ નૃપોનાં મુખ તરફ દૃષ્ટિ ફેરવીને તેણે આજ્ઞા કીધી કે—શો દોષ છે? એને અંદર આવવા દો.

રાજાનું વચન સાંભળી, પ્રતિહારીએ ઉઠીને તે ચંડાલકન્યાને ત્યાં દાખલ કરી. પ્રવેશ કરતાં વાંતજ તેણે, હજારો નૃપતિની મધ્યે વિરાજમાન હોવાને લીધે, વજ્રના ભયથી[4] ભેગા મળેલા કુલપર્વતોની વચમાં જાણે મેરુ બેઠો હોય,—અને અનેક રત્નાભૂષણની કિરણજાલમાં તેનાં અવયવ ઢંકાઇજવાથી, હજારો ઇન્દ્ર ધનુષ્થી છવાઇગયેલી આઠે દિશાઓ વાળો જાણે વર્ષા ઋતુનો દિવસ હોય એવો શૂદ્રક રાજા જોયો. મ્હોટાં મ્હોટાં મોતીના છડા જેને લટકાવેલા હતા, જેના ચાર મણિસ્તંભ સોનાની સાંકળોથી બાંધેલા હતા, અને જે સ્વર્ગગંગાના ફીણ જેવો ધોળો હતો, તે વસ્ત્રના નાના મંડપની નીચે બિછાવેલા ચંદ્રકાન્તમણિના નાના પલંગપર તે બે-

---

૧. જામદગ્નિ=પરશુરામ જેમણે સર્વ ક્ષત્રિયકુલનો નાશ કરી દીધો હતો.

૨. વેત્રલતા=બરુના છોડ; અને પ્રતિહારી વિગેરેના હાથમાં હોયછે તે છડી.

૩. એવી કથા છે કે અયોધ્યાના રાજા ત્રિશંકુને જ્યારે વિશ્વામિત્ર ઋષિયે વસિષ્ઠ ઋષિની ઇચ્છા ઉપરાંત,પોતાના પ્રભાવથી સ્વર્ગમાં મોકલ્યો ત્યારે ત્યાંથી ઇન્દ્રાદિક દેવોએ તેને ત્યાં ન આવવા દેવો એવો નિશ્ચય કરી ભૂમિપર પાછો નાંખી દીધો. પરંતુ નીચેથી ઋષિનું વચન સ્વર્ગમાં મોકલવાનું, ને દેવોનું નહિ લેવાનું, એમ બે વિરુદ્ધ મતને લીધે તે અન્તરીક્ષમાં લટકી રહ્યો. તેથીજ હાલ કેહેવત જેવું ચાલેછે કે 'त्रिशंकुरिवान्तराले तिष्ठ.'

૪. ઇન્દ્રે જ્યારે વજ્રથી પર્વતોની પાંખો કાપવા માંડી હતી ત્યારે.

ઠેલો હતો. કનકદંડવાળાં ચામરો તેને ઉરાડાતાં હતાં. ઉંચે સુધી પ્રસરતા કિરણવાળા તેના મુખની કાન્તિથી પરાભવ પામીને પગે પડેલો જાણે ચંદ્ર હોય તેવા, સ્ફટિકમણિના બાજઠ ઉપર પોતાનો ડાબો પગ તેણે મુક્યો હતો. ઇન્દ્રનીલ મણિમય ભૂમિના તેજઃસ્પર્શને લીધે જરા શ્યામ પડવાથી, વશ થયેલા શત્રુઓના નિશ્વાસવડે જાણે મલિન થયા હોય એવા, તેના ચરણનખમાંથી પ્રસરતા કિરણોથી તે શોભતો હતો. આસનમાં ઝળકી રહેલા પદ્મરાગ મણિના મયૂખથી[1] તેની બે ઝાંઘો રક્ત થઇ હતી તેથી તે, થોડા કાળ પહેલાં ચગદી નાંખેલા મધુકૈટભના રુધિરથી લાલ થયેલી ઝાંઘોવાળા હરિના જેવો વિરાજતો હતો.[2] તેણે પહેરેલાં અમૃત ફેન[3] જેવાં શ્વેત બે વસ્ત્રની કોરો ઉપર ગોરોચનાથી[4] હંસપક્ષીનાં જોડાં ચિત્રેલાં હતાં, અને તેમના છેડા ચામરના પવનથી ઉડતા હતા. બહુ સુગન્ધિ ચંદનરસના લેપથી તેની છાતી ધવલ થયેલી હતી, અને તેના ઉપર તેણે કેશરની અર્ચા કીધેલી હતી તેથી, પ્રાતઃકાળના સૂર્યનો તડકો જેના ઉપર વચ્ચે વચ્ચે પડેલો છે એવા કૈલાસપર્વત જેવો તે શોભતો હતો. તેના મુખને બીજો ચંદ્ર ધારીને જાણે (આકાશમાંથી) નક્ષત્રમાલા આવી હોય એવી તેની મોતીની માલાએ તેના મુખની આજુબાજુ ગોળ પ્રકાશ પાડેલો હતો[5]. અતિ ચપલ રાજલક્ષ્મીને બાંધવાની સાંકળોની શંકા કરાવતા, અને ચંદનરસની સુગંધથી લોભાઇને આવેલા બે સર્પ હોય તેવા દેખાતા બે કેયૂર[6] તેણે હાથે બાંધ્યા હતા. તેનું કર્ણકમલ જરા લટકતું હતું. તેની નાસિકા ઉંચી હતી. ખીલેલાં શ્વેત કમલ જેવાં તેનાં લોચન હતાં. નિર્મલ કલધૌતના પટ્ટ[7] જેવું, અષ્ટમીના નાના ચંદ્રના આકારનું, તથા સકલ ભુવનના રાજ્યાભિષેકજલથી પવિત્ર થ-

---

૧. સ્ફટિક, ઇન્દ્રનીલ, પદ્મરાગ વિગેરે, મણિની જાતિયો છે. મયૂખ=કિરણ. ૨. મધુ ને કૈટભ એ બે રાક્ષસો હતા જેમને વિષ્ણુએ હણ્યા હતા. ૩. ફેન=ફીણ. ૪. ગોરૂં ચંદન. ૫. આને મળતો વિચાર નીચેના શ્લોકમાં છે.—

राजचंद्रं समालोक्य त्वां तु भूतलमागतम् ।
रत्नश्रेणिमिषान्मन्ये नक्षत्राण्यभ्युपागमन् ॥

सु. र. भां.

૬. કેયૂર=બાજુબંધ. ૭. કપાળ સાથે લેતાં 'કલધૌત'=સોનું; અને ચંદ્ર સાથે લેતાં–રૂપું.

યેલું તેનું કપાળ હતું, જેમાં બે ભમરોની વચ્ચે રુવાંટી ઉગેલી હતી. સુગંધિ માલતી કુસુમનો તેણે શેખર[1] પેહેર્યો હતો, તેથી શિખરપર સવારમાં પથરાયેલા તારાઓ સહિત પશ્ચિમાચલ હોય તેવો તે શોભતો હતો. આભૂષણના પ્રકાશથી તેનાં સર્વ અંગ પીળાં થયાં હતાં તેથી તે મહાદેવના (લોચનમાંથી નીકળેલા) અગ્નિથી બળતા કામદેવ જેવો દેખાતો હતો. તેની આજુબાજુ, સેવાને અર્થે આવેલી દિગ્વધૂઓ[2] જેવી, ગણિકાઓ ઉભેલી હતી. સ્વચ્છ મણિમય કુટ્ટિમમાં[3] તેનું પ્રતિબિમ્બ પડેલું હતું તેથી પૃથ્વીએ જાણે પોતાના પતિને પ્રેમથી હૃદયમાં લીધો હોય તેમ ભાસતું હતું. સર્વજનોએ ભોગવેલી, તથાપિ અસાધારણ રાજલક્ષ્મીએ તેને આલિંગન દીધું હતું.[4] પરિવાર અસંખ્ય છતાં પણ તે અદ્વિતીય હતો.[5] અગણિત હાથી અને ઘોડાઓનું સાધન છતાં પણ માત્ર ખડ્ગ તેની સાહાય્યમાં હતું.[6] તે એકજ સ્થળમાં બેઠેલો છતાં પણ આખી પૃથ્વી તેનાથી વ્યાપ્ત હતી.[7] આસન ઉપર હતો તથાપિ તે ધનુષ્માં બેઠેલો હતો.[8] સર્વ શત્રુઓ રૂપી ઇંધનને ખાખ કરી નાંખ્યા છતાં પણ તેના પ્રતાપનો અગ્નિ બળ્યાં કરતો હતો.[9] તેને લોચન દીર્ઘ છતાં પણ તે સૂક્ષ્મ જોઇ શકતો હતો.[10] મ્હોટા દોષ છતાં પણ તે સર્વ ગુણનો

૧ માથે પેહેરવાનો હાર. ૨. દિશાઓ રૂપી સ્ત્રિયો. ૩. કુટ્ટિમ=ભૂમિ તળ–સપાટી. ૪. અહિંયાં અને નીચે વિરોધાલંકાર છે. જ્યાં ખરો વિરોધ ન હોય તે છતાં પણ વિરોધનો આભાસ થાય તે વિરોધાલંકાર. જે વસ્તુ સર્વોપભોગી હોય તે અસાધારણ ન કહેવાય, પણ તેને તેવી કહી એ વિરોધ થયો. તેનો પરિહાર કરતાં અસાધારણનો અર્થ–અઢળક, મ્હોટી, લેવો. આમ નીચે પણ સમજવું. ૫. એકલો હતો; અર્થાત્ તેના સમાન બીજો કોઇ ન હતો. ૬. સાધન=લશ્કર; બહુ લશ્કર છતાં સાહાય્યમાં માત્ર ખડ્ગજ, એ વિરોધ. શમાવતાં એવો અર્થ લેવો કે બહુ લશ્કરનું તે સાધન હતો–કારણ હતો. ૭. અર્થાત્ તેના પ્રભાવથી તે સર્વત્ર વ્યાપી હતો.

૮. એટલે કે ધનુષ્માં તે આસક્ત હતો. ૯. અત્રે 'વિભાવના' અલંકાર છે. કારણ વિના પણ જ્યાં કાર્યની ઉત્પત્તિ થાય ત્યાં 'વિભાવના.' અહીં બળતણ રૂપ કારણ શિવાય પણ અગ્નિનું બળવારૂપી કાર્ય થતું હતું માટે 'વિભાવના.'–મમ્મટ. ૧૦. લોચન=આંખો; જ્ઞાન. સૂક્ષ્મ=થોડું; ઝીણું.

ભંડાર હતો.[1] તે કુપતિ[2] હતો તોપણ તેની સર્વ સ્ત્રિયોને પ્રિય હતો.[2] અહર્નિશ દાન કરવા છતાં પણ તેનામાં મદવિકાર ન હતો.[3] તેનો સ્વભાવ અતિ શુદ્ધ હતો તોપણ તે કૃષ્ણચરિત કરતો હતો.[4] અને કર વિના પણ તેના હાથમાં સર્વ પૃથ્વી આવી રહી હતી.[5]

દૂરથીજ રાજાને તે ચંડાલ કન્યાએ જોયો કે તરતજ, તેણે, હાલતાં રત્નવલયવાળા અને રક્ત કમલપત્ર જેવા કોમલ પોતાના હાથથી, અગ્રભાગ જેનો જર્જરિત થઈ ગયો હતો તેવી વાંસની લાકડી લેઈને, રાજાનું ધ્યાન પોતાના તરફ ખેંચવા સારૂ, જમીન ઉપર એકવાર પછાડી; અને તરતજ તાલ શબ્દથી જેમ વનગજો, તેમ આ વાંસની લાકડીના અવાજથી સર્વ નૃપતિમંડલે, એકદમ, પૃથ્વીપતિના તરફથી અકસ્માત્ દૃષ્ટિ ફેરવી, મોં વાંકું વાળીને તેની તરફ જોયું.

પ્રતીહારીએ દૂરથી તેને "જો" એટલું કહી રાજાને બતાવી, ત્યારે રાજાએ તે નવયૌવનમાં આવેલી, અતિશય સુંદર આકૃતિવાળી કન્યાને, એક પળ પણ આંખ મીચ્યા શિવાય નિહાળીને જોઈ. તેની આગળ આર્ય વેષ અને ધોળાં વસ્ત્રવાળો એક પુરુષ ઉભેલો હતો, જેના માથાના વાળ, વૃદ્ધાવસ્થાને લીધે ધોળા થઈ ગયેલા હતા; રક્ત કમલ જેવા જેનાં ચક્ષુના ખુણા હતા; વારંવાર કસરત કરવાથી જેના શરીરના બંધ, યુવાવસ્થા જતી રહેલી છતાં પણ, શિથિલ પડી ગયા ન હતા; ને ચંડાલ જાતિનો છતાં પણ જેની આકૃતિ અતિ ક્રૂર ન હતી. તે કન્યાની પછવાડે એક ચંડાલ જાતિનો છોકરો, જેના કાકપક્ષ[6] વારંવાર હાલ્યાં કરતા હતા, તે, સોનાની સળિયોનું બનાવેલું, તથાપિ અંદર બેઠેલા પોપટની પ્રભાથી, જાણે મરકત મણિનું બનાવેલું હોય તેમ કાળાશ મારતું પાંજરૂ લેઈને ઉભો હતો. તે કન્યાના શ્યામ રંગને લીધે, દૈત્યોએ લેઈ લીધેલા અમૃતનું હરણ કરવાને માયાથી મોહનીરૂપ ધારણ કરનાર વિષ્ણુના જેવી તે દેખાતી હતી; તથા ગમનશક્તિ વાળી જાણે ઇન્દ્રનીલ મણિની પૂતળી હોય એમ લાગતું હતું. ઘુંટણ સુધી પહોંચતા ભુરા બદનથી તેનું શરીર ઢંકાયેલું હતું; અને ઉપર તેણે રાતા વસ્ત્રનો એક બુરખો નાંખ્યો હતો; તેથી, સંધ્યાકાળના સૂર્યકિરણ જેના ઉપર પડેલા હોય એવી નીલકમલની જાણે તે એક

---

૧. દોષ=અવગુણ; હાથ. ૨. કુપતિ=કુ–નિન્દિત–ખરાબ; અને કુ–પૃથ્વી–તેનો પતિ. ૩. દાન અને મદના અર્થ સારૂ જુઓ પૃષ્ઠ ૧ લું નોટ ૯ મી અને પૃષ્ઠ ૪ થું, નોટ ૨ જી. ૪. કૃષ્ણ ચરિત=કાળાં કર્મ, અને કૃષ્ણના જેવાં કૃત્ય. ૫. કરના બે અર્થ સારૂ જુઓ પૃષ્ઠ ૪ થું, નોટ ૧૦મી. આ સર્વ દૃષ્ટાન્ત પણ વિરોધાલંકારનાંજ છે. ૬. કાકપક્ષ=કાન છેરિયાં.

ભૂમિ હતી. એક કાને પહેરેલા દંતપત્રની[1] પ્રભાથી તેના ગાલ ગોરા દેખાતા હતા; માટે ઉગતા ચંદ્રબિમ્બના કિરણથી છવાયેલા મુખવાળી જાણે તે નિશા હતી. આછા પીળા રંગની ગોરોચનાથી, તિલક રૂપી એણે ત્રીજું નેત્ર બનાવેલું હતું તેથી, મહાદેવે રચેલા વેશ પ્રમાણેજ ભીલડીનો વેશ ધારણ કરનાર, તે જાણે પાર્વતી હતી. નારાયણના વક્ષઃસ્થલમાં વસવાથી આવેલી તેમની દેહપ્રભાને લીધે કાળી પડેલી જાણે તે સાક્ષાત્ લક્ષ્મીજ હતી. કોપાયમાન થયેલા મહાદેવના અગ્નિથી બળતા કામદેવના ધૂમથી મલિન થયેલી જાણે તે રતિ[2] હતી. કામાવેશમાં આવેલા બળરામજીના હળથી ઘસડાઈ જવાના ભયને લીધે નાઠેલી જાણે તે યમુના હતી.[3] ઘણા જાડા અને પિંડ જેવા અલક્તક રસના[4] રંગ રૂપી તેના ચરણકમલને આવેલાં પલ્લવને લીધે તે, તરત મારેલા મહિષાસુરના રુધિરથી રાતા થયેલા પગવાળી જાણે દુર્ગાદેવી હતી. રાતી અંગુલિપ્રભાથી તેના નખના કિરણ (પણ) રાતા થયેલા હતા. અતિ કઠિન મણિમય ભૂમિનો સ્પર્શ અસહ્ય હોવાથી ભૂમિપર જાણે તે પલ્લવના કકડા મુકીને ચાલતી હતી[5]. તેના નૂપુરમણિમાંથી પ્રસરતા, આછા પીળા રંગના પ્રકાશથી તેનું શરીર રંગાયેલું હતું તેથી ભગવાન્ અગ્નિદેવતાએ, માત્ર તેની કાન્તિનોજ પક્ષપાત કરી, પ્રજાપતિની આજ્ઞા લોપી, તે (નીચ) જાતિને પવિત્ર કરવાને જાણે તેના શરીરને આલિંગન દીધું હતું! તેના જઘનસ્થલ ઉપર, કામદેવરૂપી હાથીના મસ્તક ઉપરની નક્ષત્રમાલા જેવી[6] તથા રોમરાજિ[7]–લતાની આસપાસના કયારા જેવી, મેખલાની સેર આવી રહી હતી. તેના ગળામાં, તેને યમુના નદી જાણીને જાણે ગંગાજી મળવા આવ્યાં હોય તેવી, મ્હોટાં મ્હોટાં મોતીની, સ્વચ્છ માળા તેણે પહેરેલી હતી. શરદ્‌ની સમાન તેનાં **કમલનયન** પ્રફુલ્લ હતાં[8]. વર્ષાઋતુની પેઠે તેના કેશ **ઘન**

---

૧. દન્તપત્ર=દાંતાવાળું કર્ણાભૂષણ.

૨. કામદેવની સ્ત્રી. ૩. બળરામે ક્રીડાની ઈચ્છાથી યમુનાની યાચના કરી ત્યારે તેણે એમનો અનાદર કીધો તેથી બળદેવજીએ એને પોતાના હળથી ખેંચી હતી એ કથા ભાગવતના દશમ સ્કંધમાં છે. આ બધી ઉત્પ્રેક્ષાઓ ચંડાલકન્યાની શ્યામતા ઉપરથી કાઢેલી છે.

૪. અળતો. ૫. એના નખમાંથી પ્રસરતા રાતા કિરણ પલ્લવના કકડાનો આકાર કરતા. ૬. નક્ષત્રમાલા=હાથીના માથા ઉપરની ૨૭ મોતીની માળા. ૭. રૂવાંટી. ૮. અહિંથી શ્લેષને ઉપમા અલંકારનો સંકર શરૂ થાયછે. કમલનયન=કમલ રૂપી નયન–શરદ્‌નાં; કમલ જેવાં–કન્યાનાં.

હતા[1]. મલયાચલની મેખલા હોય તેમ તેણે ચંદનપલ્લવનાં આભરણ પહેરેલાં હતાં[2]. નક્ષત્રમાલાની પેઠે તે ચિત્રશ્રવણાભરણથી શણગારેલી હતી[3]. લક્ષ્મીની પેઠે તેના હાથમાં કમલની શોભા હતી[4]. મૂર્છાના જેવી તે મનને હરી લેતી હતી. વનભૂમિના જેવી તે રૂપસંપન્ન હતી[5]. દેવાઙ્ગનાના જેવી તે અકુલીન હતી[6]. નિદ્રાની પેઠે તે આંખોનું આકર્ષણ કરતી હતી. વનકમલિનીના જેવી તે માતંગકુલથી દૂષિત થયેલી હતી[7]. તેને કોઈ સ્પર્શ કરી શકે નહિ માટે તે જાણે નિરાકાર હતી[8]. તેનું માત્ર દર્શનજ થઈ શકતું માટે તે જાણે ચિત્રેલી હતી. ચૈત્ર માસની પુષ્પસમૃદ્ધિની પેઠે તે વિજાતિ હતી[9]. કામદેવના પુષ્પધનુષ્ની દોરીની પેઠે તેની મધ્ય મુઠીમાં આવે તેવી હતી[10]. અને કુબેર રાજાની લક્ષ્મીના જેવી તે અલક [ા] શોભિત હતી[11].

તેને જોઈને મહીપતિને વિસ્મય ઉત્પન્ન થયો અને તેણે મનમાં વિચાર કીધો કેઃ—અહો! જગત્કર્તાનો રૂપ અર્પણ કરવાનો (આ) પ્રયત્ન કેવો અયોગ્યસ્થાને છે! જ્યારે એને સર્વ રૂપવાળી વસ્તુઓને હસી કાઢે એવી કાન્તિ આપીને ઉત્પન્ન કરી, ત્યારે જે કુળમાં સ્પર્શ અથવા સંભોગનું સુખ ન મળે તેવા કુળમાં એને શું કરવા જન્મ આપ્યો! હું તો એમ ધારૂં છું કે ચંડાલજાતિને સ્પર્શ કરવાથી થતા દોષના ભયથી 'પ્ર-

---

૧. ઘન=વાદળ; નિરંતર ભરેલા. ૨. મેખલા=પર્વતની બાજુનો ભાગ–તેને પલ્લવરૂપી આભરણ; અને આ કન્યાને પલ્લવનું બનાવેલું આભૂષણ. ૩. કન્યાને ચિત્ર–વિચિત્ર, શ્રવણાભરણ–કાનનાં ઘરેણાં હતાં; આકાશનાં નક્ષત્રોમાં ચિત્ર–ચિત્રા, શ્રવણા, ને ભરણી એ ત્રણ નક્ષત્રો છે. ૪. લક્ષ્મીના હાથમાં ખરેખરૂં કમલ; ને કન્યાના હાથમાં માત્ર કમલ જેવી શોભા અથવા તેનું ચિન્હ.

૫. રૂપ=મૃગ; કાન્તિ. ૬. અકુલીન=(દેવાંગનાઓ) કુ–પૃથ્વી–તેમાં નહિ રહેનારી; ચંડાલ કન્યા અ–કુલિન, હલકા કુલની હતી.

૭. કમલિની=કમલનો સમૂહ જેને માતંગ–હાથીઓ છુંદી નાંખે છે; માતંગકુલ=ચંડાલ જાતિ. ૮. નીચ જાતિની, માટે તેને સ્પર્શ થાય નહિ; અને જે નિરાકાર–આકાર વિનાનું તે પણ અસ્પૃશ્ય; માટે તે જાણે તેવી હતી. ૯. વિજાતિ=જાતિ નામનાં ફુલવિનાની; વિજાતિ=હલકી જાતની–કન્યા. ૧૦. મધ્ય=દોરીની વચ્ચેનો ભાગ; કન્યાની કમર.

૧૧. અલકા=કુબેરની રાજધાની, તેમાં કુબેરની લક્ષ્મી શોભતી; અલક=કપાળ ઉપર લટકતી વાળની લટ–તે વડે આ કન્યા શોભતી હતી. એવાજ બીજા દૃષ્ટાન્ત સારૂ જુઓ પૃષ્ઠ ૨ જું નોટ ૩ જી.

હ્માએ એને અડકયા શિવાય ઘડી છે, નહિ તો આટલું બધું લાવણ્ય ક્યાંથી હોય! હાથના સ્પર્શથી દુખાયા ચંપાયેલા અવયવોની આવી કાન્તિ કદી પણ ન હોય. સર્વથા ધિક્કાર છે પ્રજાપતિને કે એણે આવો અઘટિત સંયોગ કર્યો:—આવી મનોહર મૂર્ત્તિને પણ દુષ્ટ કુળમાં જન્મ આપ્યો! એથી કરીને આ, અસુરશ્રીની પેઠે અતિરમણીય છતાં પણ સુરત[ા]નિન્દાને લીધે સર્વદા ખેદ પમાડેછે.[1] આવી રીતે રાજા વિચારમાં પડ્યો હતો એવામાંજ તે કન્યાયે, જરા લચી પડતાં કર્ણપલ્લવ રૂપી આભૂષણ સહિત, એક પ્રૌઢ સ્ત્રીની પેઠે તેને પ્રણામ કર્યો. પ્રણામ કરીને તે નીચે મણિભૂમિ ઉપર બેઠી કે તરતજ, પેલા (વૃદ્ધ) માણસે પાંજરા સાથેજ પોપટને લાવીને, જરા આગળ આવી, રાજાની પાસે તેને મુકીને કહ્યું કે:—દેવ! આ પોપટ સર્વશાસ્ત્રાર્થ કરી શકેછે; રાજનીતિના પ્રયોગમાં કુશલ છે; પુરાણ ઈતિહાસ આદિ કથા કહેવામાં નિપુણ છે; ગાયનની શ્રુતિયો[2] સમજેછે; કાવ્ય, નાટક, આખ્યાયિકા, આખ્યાનક વિગેરે અનંત સુભાષિત શીખેલો છે, અને પોતે પણ બનાવેછે; પરિહાસમાં પાકો છે; વીણા, વેણુ, મૃદંગ વિગેરે વાદિત્રોનો અદ્વિતીય શ્રોતા છે; નૃત્યપ્રયોગ જોવામાં નિપુણ છે; ચિત્રકામમાં પ્રવીણ છે; દ્યૂત રમવામાં ચતુર છે; પ્રેમકલહથી કોપેલી સ્ત્રીને મનાવવાના ઉપાય (પણ) ઘણા જાણેછે; હાથી, ઘોડા, પુરુષ અને સ્ત્રિયોનાં લક્ષણ સમજેછે; સકલ ભૂતલનું આ એક રત્ન છે; અને એનું નામ વૈશમ્પાયન છે. સર્વ રત્નોના, સમુદ્ર જેવા, આપ એકજ ભંડાર છો એવું જાણી, અમારા સ્વામીની પુત્રી, એને લેઈને આપના ચરણ પાસે આવેલી છે, માટે આપ એનું ગ્રહણ કરો.—એટલું કહી, પાંજરૂં રાજાની પાસે મુકી તે પાછો ગયો.

તે ગયો કે તરતજ એ પક્ષિરાજ, નરપતિના સામું મ્હોં કરી, પોતાનો જમણો પગ ઉંચો કરી, સ્પષ્ટ વર્ણસ્વરથકી અલંકૃત ભાષામાં, રાજાને જય જય કહી, તેનાજ સંબંધમાં આ નીચેની આર્યા બોલ્યો:—

અન્તઃશોકાનલની પાસે સ્તનયુગ, અશ્રુથી ભીનું,
ભજે વિમુક્તાહાર, વ્રતને જાણે, રિપુસ્ત્રીનું.[3]

---

૧. દૈત્યની શ્રી, સુરતા—દેવોનો સમૂહ—તેને નિન્દતી હતી; અને ચંડાલકન્યાની સાથે સુરત—કામક્રીડા કરવી—એ નિન્દિત છે, માટે સુરત[ા]—નિન્દામાં બંને સરખાં હતાં. ૨. શ્રુતિ—સંગીત શાસ્ત્રમાં કહેલા સ્વરભેદ. ૩. અર્થ.—આપના શત્રુઓની સ્ત્રિયોનાં હૃદયમાં બળતા

આ સાંભળીને રાજાને ઘણો વિસ્મય થયો, અને તેણે, પોતાની પાસે ઘણા ભારે આસન ઉપર બેઠેલો, કુમારપાલિત નામનો એક વૃદ્ધ બ્રાહ્મણ પ્રધાન જે બૃહસ્પતિના જેવો સકલ નીતિશાસ્ત્રમાં પ્રવીણ હતો, અને સર્વ મંત્રીમંડલમાં મુખ્ય હતો, તેને હર્ષસહિત કહ્યું કેઃ—કેમ! જોઇ કે આ પક્ષીની વર્ણોચ્ચાર કરવામાં સ્પષ્ટતા, અને એના સ્વરની મધુરતા! પ્રથમ તો આજ એક મ્હોટું આશ્ચર્ય છે કે આ પોપટ છુટા છુટા વર્ણ-વિભાગ સહિત, માત્રા અનુસ્વાર અને સ્વરના સંયોગ તથા વિશેષ વાળી ભાષા, સ્પષ્ટ અક્ષરથી બોલી શકેછે. વળી બીજું એ કે, 'મનગમતા વિષયમાં મનુષ્યોની પેઠે પક્ષિયોની પણ, સ્મરણશક્તિસહિત, જ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ થાયછે; કેમકે આ પોપટે પોતાનો જમણો પગ ઉંચો કરી, જય જય શબ્દ બોલી, મ્હારાજ સંબંધમાં આ આર્યા અતિ સ્ફુટાક્ષરથી ગાઇ. ઘણું કરીને પશુ પક્ષિયોને માત્ર આહાર, નિદ્રા, ભય અને મૈથુન-નીજ સંજ્ઞાઓનું જ્ઞાન હોયછે. પણ આ તો ઘણુંજ નવાઇનું છે.—રાજાના આ શબ્દ સાંભળી પ્રધાન કુમારપાલિત જરા મ્હોં મલકાવીને બોલ્યો કેઃ—રાજાજી! આમાં શું વિચિત્ર છે? દેવે પણ સાંભળ્યું હશે કે પોપટ મેના વિગેરે કેટલાંક પક્ષિયો સાંભળેલા શબ્દો બોલી શકેછે. તેમાં પછી, પૂર્વ જન્મના સંસ્કારથી, અથવા મનુષ્યના યત્નથી વિશેષ ચાતુરી આવે એ કંઇ અદ્ભુત નથી. બીજું એ કે માણસોની પેઠે, એમને પણ ઘણું સ્ફુટ ઉચ્ચારણ કરી શકાય એવી વાચા પૂર્વે હતી. પણ અગ્નિદેવના શાપથી પોપટની વાચા પછીથી અશુદ્ધ થઇ, અને હાથીઓની જીભ અવળી

---

શોકાગ્નિની પાસે રહેતાં સ્તનયુગ જે અશ્રુથી ભીનાં થયેલાં છે—ન્હવાયેલાંછે—તેમના ઉપરથી મુક્તાહાર—મોતીની માળાઓ—કાઢી નાંખેલી છે. માટે જાણે તે સ્તનયુગ, વિમુક્ત-આહાર—આહાર ત્યજવો પડે એવું—વ્રત કરેછે. અહીં "વિમુક્તાહાર" ના ભાગ એક વખત વિ+મુક્તાહાર અને બીજી વખત વિમુક્ત+આહાર એવા કરવા. અલંકાર શ્લેષ અને ઉત્પ્રેક્ષાનો સંકર છે. પોપટના કહેવાનો ભાવાર્થ એવો છે કે-શૂદ્રક રાજાનો પ્રતાપ એટલો બધો હતો કે તેના સર્વ શત્રુ નાશ થયેલા હતા, તેથી તેમની સ્ત્રિયો શોકાતુર હતી; અને શોકમાં તેમણે સર્વ અલંકાર-તેમાં મુખ્યત્વે કરીને સ્તન ઉપરના મુક્તાહાર-ત્યજી દીધા હતા; માટે તે સ્તન, (શોકરૂપી) અગ્નિસેવન કરી, (અશ્રુરૂપી) જલમાં સ્નાન કરી, જાણે વિમુક્તાહાર વ્રત-જેમાં આહાર વિમુક્ત કરવો પડે, ઉપવાસ કરવો પડે, એવું વ્રત-આચરતાં હતાં!!

ફરી ગઈ.[1]—આ વાત ચાલતી હતી તેવામાં, સૂર્ય આકાશના મધ્યભાગમાં આવી પહોચ્યો છે એમ સૂચવતો મધ્યાન્હકાળનો શંખનાદ, પ્રહરને અંતે વગાડેલી નોબતના શબ્દની સાથેજ થયો. તે સાંભળી, સ્નાન સમય પાસે આવ્યો એમ જાણી, સર્વ નૃપતિમંડલને વિદાય કરી, શૂદ્રક રાજા સભામંડપમાંથી ઉઠ્યો.

રાજાએ ચાલવા માંડ્યું કે તરતજ ઉભા થતા મહીપતિયોમાં એક મ્હોટી ગરબડ થઈ રહી. એક એકને ખસેડવાની ઉતાવળમાં હાલેલાં કેયૂર, પત્રભંગ ને મકરના[2] ખુણા (ભરાવા) થી તેઓનાં વસ્ત્ર ફાટી ગયાં. ધક્કા ધક્કીમાં તેમના ગળામાંના હાર હીંદોળા ખાવા લાગ્યા. તેઓના ખભા ઉપરથી ઉડતી, કુંકુમના સુગન્ધિ ભુકાની રજથી દિશાઓ બધી પીળી પીળી થઈ ગઈ. તેમના માથા ઉપર હાલતા, માલતી કુસુમના શેખરમાંથી ભ્રમરોનાં ટોળાં ઉડવા મંડ્યાં. અર્ધાં લટકતાં, તેઓનાં કર્ણકમલ ગંડસ્થલોને અડકવા લાગ્યાં, અને જતી વખતે પ્રણામ કરવાની હોંસાતુશીમાં તેમની છાતી ઉપરની હારલતાઓ ખશી ગઈ. ખભા ઉપર ચામર મુકીને આમથી ને તેમથી નીકળતી ચામર ઉરાડનારી સ્ત્રિયોના, કમલમધુપાનથી મત્ત થયેલા વૃદ્ધ કલહંસના નાદ જેવા જર્જરિત, ઝણકાર કરતાં મણિનૂપુરમાંથી પગલે પગલે થતા શબ્દથી[3]; હીંડતી ગણિકાઓની, જઘન સાથે અથડાવાથી વાગતી રત્નમાળાઓવાળી મેખલાઓના મનોહર ઝંકારથી; નૂપુરશબ્દ સાંભળી દોડી આવતા, અને સભામંડપની નીસરણિયોને ધોળતા, ભવનદીર્ઘિકામાંના[4] કલહંસના કોલાહલથી; રશનાના[5] ઝણકારથી ઉત્સુક થયેલાં, તથા ઘણેજ તીને સ્વરે બોલતાં ગૃહસારસના, ઘસાતા કાંસાના શબ્દ જેવા દીર્ઘ કૂજિતથી; વેગથી ચાલતા સેંકડો સામન્તોના ચરણ સાથે ઘસાતા સભામંડપના, વજ્રઘોષ જેવા ગંભીર અને પૃથ્વીને કંપાવી દે એવા ધ્વનિથી; દંડવડે, આગળથી લોકોને એકદમ કાઢી મુકતા, અને કિકિયારી સાથે ઉંચે સ્વરે "જુઓ! જુઓ!" એમ બોલતા પ્રતીહારિયોના તીક્ષ્ણ, પણ મહેલની કુંજોમાંથી નીકળતા

---

૧. આ કથા આનુશાસનિક પર્વમાં છે. ૨. આ ત્રણે આભૂષણનાં નામ છે ૩. આ બધી પંચમી વિભક્તિયોનો સંબંધ, વાક્યને છેડે આવેલા "સભાગૃહમાં...જાણે એક મ્હોટું તોફાન મચી રહ્યું" એ શબ્દોની સાથે લેવો. ૪. ભવનદીર્ઘિકા=ગૃહ સરોવર—ઘરની પાસે બંધાવેલું સરોવર. ૫. સ્ત્રીનો કંદોરો.

પ્રતિશબ્દ વડે દીર્ઘ થયેલા આલોકશબ્દથી[1]; પ્રણામ કરવાની ઉતાવળમાં મુકુટો વાંકા થઈ જવાથી જેમના ચૂડામણિ હાલી ગયા હતા એવા રાજાઓની, મણિશલાકા વડે દંતુર થયેલી મુકુટકોટિયો સાથે[2] ઘસાતી મણિભૂમિના શબ્દથી; પ્રણામ સમયે નીકળી જઈને અતિ કઠિન રત્નભૂમિ ઉપર પડવાથી રણરણાટ કરતાં મણિકર્ણપૂરના સ્વરથી; (રાજાની) આગળ ચાલતા મંગલપાઠકોના "જયજય મહારાજ! ચિરંજીવ" એવાં મધુર વચનને અનુસરી સર્વ દિશાઓમાં વ્યાપી જતા કલકલથી[3]; હીંડતા મનુષ્યોના સેંકડો પગ તળે છુંદાઈ જવાની બ્હીકથી, પુષ્પના ઢગલામાંથી ઉડી જતા ભ્રમરોના ગુંજારથી; અને સંક્ષોભમાં અતિત્વરિત ચરણથી ચાલતા પૃથ્વીપતિયોની કેયૂરકોટિયો અથડાવાથી શબ્દ કરતા રત્નહારવાળા, મણિસ્તંભોના રણકારાથી, તે સભાગૃહમાં સર્વ સ્થળે જાણે એક મ્હોટું તોફાન મચી રહ્યું.

સર્વ રાજાઓને વિદાય કર્યા પછી ચંડાલકન્યાને પોતેજ આરામ લેવાનું કહી, વૈશમ્પાયનને અંદર આણવાનો પોતાની તાંબૂલ-કરંકવાહિનીને[4] હુકમ કરી, કેટલાક આપ્ત[5] રાજપુત્રો સાથે, નરપતિયે મંદિરમાં પ્રવેશ કીધો. ત્યાં સર્વ આભૂષણ ઉતારી, કિરણોથી વિમુક્ત સૂર્ય જેવો, તથા ચંદ્ર અને તારાગણ વિનાના આકાશ જેવો તે, કસરતને યોગ્ય સાધનથી ભરેલી કસરતશાળામાં ગયો. ત્યાં સમાન વયના રાજપુત્રોસાથે તેણે થોડી થોડી કસરત કરી તેના શ્રમને લીધે ઉત્પન્ન થતાં સ્વેદજલબિન્દુ—જે ગાલઉપર, થોડે થોડે પડતી ધોળાં સિન્ધુવાર પુષ્પની મંજરી જેવાં શોભતાં હતાં; છાતીઉપર, નિર્દય કામક્રીડાના શ્રમથી તુટેલા હારમાંથી પડતાં મોતીના ઢગ જેવાં દેખાતાં હતાં; ને કપાળમાં, અષ્ટમીની ચંદ્રકળાપર પ્રકાશતાં અમૃતબિન્દુઓને હરાવે એવાં લાગતાં હતાં;—તે બિન્દુઓથી તેનું શરીર અલંકૃત થયું. પછી, સ્નાનની સામગ્રી કરવાની ત્વરામાં આમ તેમ આગળ દોડતા સેવકજનોને લીધે, તે વખતે રાજગૃહમાં વિરલ પુરુષો

---

૧. 'જુઓ જુઓ' એ શબ્દ, અથવા 'જય જય થાઓ' એ આદિ સ્તુતિનો શબ્દ. (જુઓ શં.પા.પંડિતની રઘુવંશપર ટીકા પુ.૧લું પૃ.૧૨મું.)
૨. ચૂડામણિ=મુકુટના મણિ. મણિશલાકા=મણિની સળિયો. દંતુર=ખરબચડી. મુકુટકોટિ=મુકુટનાં શિખર. ૩. કળહળાટ. ૪. પાનદાની ઉચકીને ચાલનારી સ્ત્રી. ૫. આપ્ત=તનના—વિશ્વાસુ, મિત્ર.

છતાં પણ, ( આડે આવતા માણસોને ) દૂર કરવાનું પોતાનું કામ જેઓ ખરેખર બજાવતા હતા તે છડીદારોએ બતાવેલે માર્ગે રાજા સ્નાનભૂમિમાં ગયો. ત્યાં એક ધોળા વસ્ત્રનો ચંદરવો બાંધી દીધો હતો. અસંખ્ય ચારણો ટોળાં બાંધી બાંધીને બેઠેલા હતા. એ ઓરડાની વચમાં, ગન્ધોદક ભરીને એક સુવર્ણમય જલદ્રોણી[1] મુકેલી હતી. સ્નાન કરવા સારૂ સ્ફટિકમણિનો ત્યાં એક બાજઠ રાખેલો હતો. અને તેના એક ભાગમાં મુકેલા, અતિશય સુગન્ધિ જલથી પૂર્ણ, અને સુવાસને લીધે આવેલા ભ્રમરોનાં ટોળાંથી મુખ કાળાં થવાથી, જાણે ( પાણી ) ઉષ્ણ થઈ જવાની બ્હીકને લીધે ત્યાં[2] કાળાં વસ્ત્ર બાંધ્યાં હોય એવા દેખાતા સ્નાનકલશોથી તે ભૂમિ શોભાયમાન થઈ હતી.—ગણિકાઓએ હાથથી સુગન્ધિ આમળાં ચોળીને રાજાને માથે લેપ કર્યા પછી જ્યારે તે જલદ્રોણીમાં ઉતર્યો ત્યારે તેની આસપાસ, સ્નાન કરાવવાને આવેલી અભિષેકદેવતાઓ જેવી કેટલીક વારાઙ્ગનાઓ ઉભી રહી.—તેઓએ પોતાનાં સ્તનને વસ્ત્ર વડે દૃઢ બાંધી દીધાં હતાં; હાથ ઉપરનાં વલય બહુ ઉંચાં ચઢાવી દીધાં હતાં; પગનાં આભૂષણ કાઢી મુક્યાં હતાં; કપાળ ઉપર આવતી વાળની લટોને કાન તરફ વાળી દીધી હતી; અને ( હાથમાં ) પાણીના કલશ લીધા હતા. ઉંચા કુચકુમ્ભવાળી આ સ્ત્રિયોની વચ્ચે, પાણીમાં પેઠેલો રાજા, તે ક્ષણે, હાથણિયોની વચમાં વનગજ હોય એવો શોભતો હતો. તે જળમાંથી ઉઠીને, વરુણ દેવ જેમ નિર્મલ સ્ફટિકમણિ જેવા ધોળા રાજહંસ ઉપર ચઢે તેમ રાજા, સ્વચ્છ સ્ફટિકમણિના, શ્વેત, સ્નાન કરવાના બાજઠ ઉપર બેઠો. ત્યાં મરકતમય કલશાની પ્રભાને લીધે કાળી પડવાથી જાણે પત્રપુટ સહિત પ્રત્યક્ષ નલિનીઓ[3] હોય એવી દેખાતી કેટલીક વારાઙ્ગનાઓએ તેનાઉપર પાણીની ધારા કરી. કેટલીકે રૂપાના કલશ હાથમાં લેઈને, પૂર્ણ ચંદ્રમંડલમાંથી નીકળતા પ્રકાશવડે જેમ રાત્રિયો સ્નાન કરાવે તેમ તેને ન્હવરાવ્યો. કલશ ઉંચા કરવાથી થયેલા શ્રમસ્વેદ વડે પલળેલાં શરીરવાળી, કેટલીક જલદેવતા જેવી વારાઙ્ગનાઓએ સ્ફટિકમણિના કલશથી તીર્થોદક

---

૧. જળદ્રોણી=જલ ભરવાનું લાકડાનું અથવા પથ્થરનું એક મ્હોટું વાસણ. ૨. ત્યાં=ઘડાઓનાં મ્હોં ઉપર. ૩. નલિની=નલિન–કમલ–તેનો સમૂહ ; એવી રીતે કમલિની=કમલનો સમૂહ, એમ સમજવું.

વડે તેને સ્નાન કરાવ્યું. મલયાચલની નદિયોના જેવી કેટલીક ગણિકાઓએ તેને ચંદનરસ નાંખેલા પાણીથી ન્હવરાવ્યો. ઉચકેલા કલશની એક બાજુએ મુકેલા જેમના હસ્તપલ્લવમાંથી નખકિરણો પ્રસરતા હતા, માટે જેઓ, પ્રત્યેક અંગુલિછિદ્રમાંથી નીકલતી જલધારાવાળી જલયંત્રદેવતાઓ જેવી દેખાતી હતી તેઓએ, અને શિથિલતા હરણ કરવાને સારૂ જાણે બાલ સૂર્યની પ્રભા છાંટતી દિવસશ્રિયો જેવી કેટલીક, કનકકલશ હાથમાં લેઇને કેસરજલ છાંટતી વારાઙ્ગનાઓએ, તેના ઉપર અનુક્રમે અભિષેક કર્યો. તેજ વેળાએ જોરથી વગાડેલી હજારો નોબત, ઝાલર, મૃદંગ, વેણુ, અને વીણાના ગીતસ્વર સાથે આવતો, બન્દીજનોનાં ટોળાંના કોલાહલમાં ભળેલો, અને પૃથ્વીની ગુફાઓમાં વ્યાપતો, ઘણા સ્નાનશંખનો[1] ગર્જના કરતો ધ્વનિ, કાનને જાણે ફોડી નાંખતો હોય તેમ બધે ગાજી રહ્યો.

એવી રીતે સ્નાનનો અનુક્રમ થઇ રહ્યા પછી, તેનું શરીર પાણીથી ધોવાઇને શરદ્ ઋતુના આકાશના એક ભાગ જેવું નિર્મલ થયું. સાપની કાંચળી જેવાં ઝીણાં અને સ્વચ્છ, બે ધોળાં વસ્ત્ર તેણે પેહેર્યાં; અને હિમાલય જેમ સ્વર્ગગંગાના પ્રવાહને તેમ તેણે અતિ શ્વેત મેઘના કડકા જેવા સ્વચ્છ દુકૂલપટ-પલ્લવને[2] માથે બાંધ્યો. પછી પિતૃતર્પણ કરી, મંત્રપૂત જલાઞ્જલિથી[3] સૂર્ય દેવતાને નમસ્કાર કરી, પોતે દેવાલયમાં ગયો. ત્યાં મહાદેવનું પૂજન કરી દેહેરામાંથી નીસરી, હોમ વિગેરે કરીને તે વિલેપનભૂમિમાં[4] ગયો; અને ત્યાં જેના પરિમલથી[5] ભ્રમરોનાં ટોળાં ચોતરફ ગુંજાર કરી રહ્યાં હતાં એવા, કસ્તૂરી કર્પૂર તથા કેસરની વાસથી સુગન્ધિ થયેલા ચંદનવડે સર્વ ગાત્રને લેપ કરી, સુગંધમય માલતી પુષ્પનો શેખર પહેરી, વસ્ત્ર બદલી, આભૂષણમાં માત્ર રત્નકર્ણપૂરજ રાખી, બીજા રાજાઓને યોગ્ય ભોજન આપી, તેમની સાથે પોતે પણ મન ગમતા રસના સ્વાદથી આનંદ પામીને ભોજન કીધું.

જમ્યા પછી ધૂમવર્ત્તિ[6] પીને, મુખ પ્રક્ષાલન કરી, તાંબૂલ લઇ, ચળકતી મણિમય ભૂમિ ઉપરથી ઉઠીને રાજા, જરા દૂર ઉભેલી પણ ત્વરાથી

---

૧. સ્નાન સમયે વગાડેલા શંખ. ૨. રેશમી વસ્ત્રનો પાલવ અથવા કડકો-ફેંટો. ૩. મંત્રથી પવિત્ર થયેલી, જલની અંજલિ-પોશા-ભરીને. ૪. વિલેપન ભૂમિ=શરીર ઉપર અર્ગજા વિગેરે લગાવવાની જગા. ૫. સુવાસ, સુગંધ. ૬. તમાકુની બીડી.

દોડી આવતી પ્રતીહારીએ લાંબા કરેલા હાથને ટેકો દઈ, અહર્નિશ છડી ઝાલવાથી જેમની હાથેલીઓ અતિ કઠિન પલ્લવ જેવી થઈ ગયેલી હતી, અને જેઓ અભ્યન્તર પ્રવેશ કરવાને યોગ્ય હતા તે, પાછળ આવતા પરિજન સહિત, સભામંડપ તરફ ચાલ્યો. તે મંડપની ચારે બાજુએ શ્વેતવસ્ત્રના પડદા બાંધેલા હતા તેથી તેને જાણે સ્ફટિકમણિની ભીંતો હોય તેમ લાગતું. તેની મણિમય ભૂમિ ઉપર અતિસુગન્ધિ કસ્તૂરીયુક્ત ચંદનજલ છાંટવાથી તે શીતલ થયેલી હતી. નિર્મલ મણીભૂમિરૂપી ગગનતલ ઉપરના તારાગણ જેવાં, પાસે પાસે પાથરેલાં પુષ્પના ઢગલાથી તે મંડપ નિરંતર ભરાઈ ગયો હતો. સુગંધિ જલથી ધોયેલા, અને અંદર કોતરેલી પૂતળીઓ રૂપે જાણે ત્યાં ગૃહદેવતાઓ બેઠી હોય એમ દેખાડતા, સુવર્ણમય સ્તંભથી તે શોભી રહ્યો હતો. અગુરુના[1] ધૂપનો પરિમલ ત્યાં ઘણોજ વ્યાપી ગયો હતો. અને ત્યાં વેદિ ઉપર, બધું જળ નીકળી જવાથી શ્વેત થયેલા મેઘના કડકા જેવો, તથા હિમાલયના શિલાતલ જેવો એક પલંગ પાથરેલો હતો—જેની પછેડી ફુલની વાસથી સુગંધિ થયેલી હતી; ઝીણા વસ્ત્રનું એક ઉશીસું માથા તરફ મુકેલું હતું; પગ તરફ મણિમય પાવડિયો મુકેલી હતી; ને એક બાજુએ રત્નનો બાજઠ હતો. ત્યાં જઈ તે શયનતલ ઉપર પોતે બેઠો; અને ખોળામાં ખડ્ગ લેઈને જમીનપર બેઠેલી તેની ખડ્ગવાહિની,[2] નવાં કમલપત્ર જેવા કોમલ પોતાના કરસંપુટથી ધીરે ધીરે તેના પગ ચાંપવા લાગી. એ સમયે જેમનું દર્શન યોગ્ય હતું તેવા નરપતિયો, પ્રધાનો અને મિત્રોની સાથે વિવિધ વાર્તા કરતો કરતો તે જરાક વાર ત્યાં રહ્યો. પછી વૈશમ્પાયનને તેનો વૃત્તાન્ત પુછવાની જિજ્ઞાસાથી તેણે, જરા દૂર ઉભેલી પ્રતીહારીને હુકમ કર્યો કે—જા, અન્તઃપુરમાંથી વૈશમ્પાયનને લેઈ આવ.—એટલે તેણે ભૂમિ ઉપર પોતાનાં ઢીચણુ સાથે હાથેલિયો મુકીને 'જેવી દેવની આજ્ઞા' એમ કહી, તે હુકમને માથે ચઢાવી, આજ્ઞા પ્રમાણે કર્યું.

થોડા વખતમાંજ, પ્રતીહારીએ ઝાલેલા પાંજરામાં વૈશમ્પાયન, રાજાની પાસે આવી પહોચ્યો; અને એક કંચુકી જેણે સોનાની છડી ઝાલી હતી, જેની કાયાનો પૂર્વ ભાગ જરા વાંકો વળેલો હતો, જેનું શરીર ધોળા બદનથી ઢંકાયલું હતું, વૃદ્ધાવસ્થાને લીધે જેને માથે પળિયાં આવેલાં હતાં,

---

૧. અગરનું વૃક્ષ—જેમાંથી અગરબત્તી બનાવેછે તે. મળિયાગરુ પણ આ વૃક્ષની એક જાત છે. ૨. તલવાર ઝાલનારી સ્ત્રી.

સ્વર ગદ્ગદ્ થયો હતો, ગતિ ધીમી થઈ હતી, તથા જાણે વૃદ્ધ કલહંસ, પક્ષિજાતની પ્રીતિને લીધે ત્યાં આવ્યો હોય એમ જે પોપટની પછવાડેજ ચાલતો હતો તેણે જમીનપર પોતાના હાથ મુકી રાજાને અરજ કરી કે—રાણિયોએ કાહાવ્યુંછે કે આપની આજ્ઞા પ્રમાણે વૈશમ્પાયનને ન્હવરાવી, જમાડીને પ્રતીહારી સાથે આપની પાસે મોકલ્યો છે.—એટલું કહી તે ચાલતો થયો. પછી રાજાએ જયારે પોપટને પુછયું કે—કેમ અન્તઃપુરમાં મન ગમતાં કંઈ વિવિધ ભોજન જમ્યા?—ત્યારે તેણે ઉત્તર દીધો કે રાજાજી! મેં શું નથી ચાખ્યું? મત્ત કોકિલનાં લોચન જેવો, ભૂરો અને લાલ, તુરો અને મધુર, જાંબુનો રસ મેં ખૂબ પીધો; સિંહના પંઝાથી ભેદાયલા, મત્ત હાથીના કુંભસ્થલમાંથી નીકળતાં, લોહીથી ભીનાં મોતી જેવાં ચળકતાં, દાડિમનાં બીજ મેં (ચાંચથી) ભાગ્યાં; કમલપત્ર જેવાં લીલાં, ને દ્રાક્ષ જેવાં મીઠાં, જુની આમળીનાં આમળાં મેં ઇચ્છા પ્રમાણે ખાધાં; અથવા વધારે કહેવાનું શું ફળ છે? રાણિયોએ જે જે પોતાને હાથે મ્હારી પાસે આણ્યું તે અમૃત જેવું થઈ ગયું હતું!—પોપટના આ વચન ઉપર ધ્યાન નહિ આપતાં રાજાએ કહ્યું કેઃ—એ વાત તો સઘળી જવા દો. પણ અમારી જિજ્ઞાસા પૂરી કરવાને આપ પ્રથમથીજ આરંભીને સવિસ્તર અમને કહો કે—આપનો જન્મ કયા દેશમાં અને કેમ થયો છે; કોણે આપનું નામ પાડયું છે; આપની માતા કોણ; આપનો પિતા કોણ; વેદાભ્યાસ આપે શી રીતે કર્યો; શાસ્ત્રમાં પ્રવીણ શી રીતે થયા; સર્વ કળાઓ કયાંથી મેળવી; આપને કંઈ પૂર્વજન્મનું સ્મરણ રહેલું છે અથવા કોઈનું વરદાન છે, કે આપ પક્ષીના વેશમાં કોઈ ગુપ્ત પુરુષ છો; આપનો પહેલાં કયાં વાસ હતો; આપની વય કેટલી થઈ છે; પાંજરામાં કયાંથી પકડાયા છો; ચંડાલના હાથમાં શી રીતે ગયા છો, અને અહિં શા પ્રયોજનથી આપનું આવવું થયું છે. રાજાએ, વૃત્તાન્ત જાણવાની ઇચ્છાથી, પોતેજ જયારે આમ માનસહિત પુછયું ત્યારે જરા વાર વિચાર કરીને વૈશમ્પાયન આદરસહિત બોલ્યો કેઃ—દેવ! એ વાત ઘણીજ લાંબીછે, તોપણ જો આપની ઇચ્છા હોય તો સાંભળો.

વિન્ધ્યાટવી નામે એક, પૂર્વ અને પશ્ચિમ સમુદ્રના કિનારાને અડકતી, અરણ્યભૂમિ છે. મધ્ય દેશનું[1] તે એક આભૂષણ છે. પૃથ્વીની જાણે તે મેખલા છે. વનગજોનાં ટોળાંનું મદજલ છંટાયાથી ઉછરેલાં, અને મ્હોટી ઉંચાઇને લીધે ટોચ ઉપર તારાગણ જેવાં દેખાતાં અતિ પ્રફુલ્લ શ્વેત પુષ્પના સમૂહને ધારણ કરતાં વૃક્ષોથી તે શોભી રહીછે.[2] ત્યાં મરીના છોડનાં પલ્લવને મદમત્ત કુરર પક્ષિયો કરડેછે. હાથીનાં બચ્ચાંની શુંઢોથી ચુરેચુરા થઇ ગયેલાં તમાલપલ્લવની સુગન્ધ ત્યાં વ્યાપી રહેલી છે. મદિરાના મદથી લાલ થયેલા, કેરલ દેશની સ્ત્રિયોના ગાલ જેવી કોમલ કાન્તિવાળાં, માટે જાણે ફરતી વનદેવતાઓના પગના અલક્તક રસથી રંગાયેલાં, પલ્લવના ઢગથી તે છવાઇ ગઇછે. પોપટનાં ટોળાંએ ફોડેલાં દાડમના રસથી જેમનાં તળ ભીનાં થયેલાં છે; કુદાકુદ કરતા વાનરોએ હચ હચાવી દીધેલાં કમ્પિલ્લ વૃક્ષમાંથી પડતાં પલ્લવ અને ફલથી જે વિચિત્ર દેખાયછે; અહર્નિશ ઉડતી પુષ્પની રજથી જે મલિન થયેલા છે; વટેમાર્ગુઓએ જ્યાં લવંગપલ્લવની શય્યાઓ રચેલીછે; જેમના છેડાઓ ઉપર ઘણી જુની નાળિયેરિયો તથા કેવડા ઉગેલા છે; અને નાગરવેલથી વિંટળાયલાં સોપારીનાં લુમખાંથી જેઓ સુશોભિત છે તે,—વનલક્ષ્મીને રહેવાના મેહેલ જેવા લતામંડપોથી એ ભૂમિ રળિયામણી લાગેછે. મદ જેવી સુગન્ધ નીકળવાથી, જાણે ઉન્મત્ત ગજોના ગંડસ્થલમાંથી ઝરતા મદજલવડે ભીના થયેલા, એલાયચીના છોડના ગાઢ વનથી તેમાં અંધકાર થઇ રહ્યો છે. નખના અગ્રભાગમાં ભરાઇ રહેલા, હાથીના કુંભસ્થલમાંથી નીકળેલા મોતીના દાણાના લોભથી, શબર સેનાપતિયો[3] ત્યાં સેંકડો સિંહને મારી નાખેછે. સુર્વદા પાસે રહેતા મૃત્યુથી ભયંકર લાગતી અને મહિષવાળી, પ્રેતરાજાની જાણે તે નગરી છે.[4] રણસંગ્રામમાં સજ્જ થયેલી જાણે સેના હોય તેમ ત્યાં બાણાસન ઉપર શિલીમુખ બેઠલાછે, અને સિંહનાદ સ્પષ્ટ સંભળાયછે.[5] દુર્ગાદેવીના જેવી તે ફરતા ખડ્ગ-

---

૧. ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિન્ધ્ય, પશ્ચિમમાં વિનશન અને પૂર્વમાં પ્રયાગ—એ સર્વની વચ્ચે આવેલો પ્રદેશ. ૨. જુઓ વાસવદત્તા પૃ. ૧૧૯ तारागणमिव कुसुमनिकरमुद्वहद्भिः. ૩. શબર=ભીલ.

૪. મૃત્યુ=મોત અને તે રૂપી દેવ; મહિષ=ભેંશો, પાડા વિ૦; અને યમનું વાહન.—આવાં વાક્યોમાં આગળ બતાવેલી રીતેજ અર્થ કરવો (જુઓ પૃ. ૧, નો. ૪). ૫. બાણાસન=બાણ અને આસન નામના છોડ;

ને લીધે ભયાનક અને રક્તચંદનથી અલંકૃત છે.[1] કર્ણીસુતની કથાની પેઠ તે [ની પડોશ]માં વિપુલાચલ છે, અને ત્યાં શશનો પ્રચારછે.[2] મહાપ્રલય કાળની જાણે સંધ્યા હોય તેમ ત્યાં નીલકંઠ નાચેછે અને તે પલ્લવરક્ત છે.[3] અમૃતમથનવેળાના જેવી તે શ્રીદ્રુમોથી શોભી રહીછે, અને વારુણિયુક્ત છે.[4] વર્ષા ઋતુના જેવી તે ઘનશ્યામ અને અનેક શતહ્રદ[ા]થી અલંકૃત છે.[5] ચંદ્રમૂર્તિની પેડ તેની પછવાડે ઋક્ષગણ ફરેછે, અને ત્યાં હરિણનો વાસ છે.[6] રાજ્યસ્થિતિની પેઠ તે ચમર મૃગના બાલવ્યજનથી શોભિત છે, અને મદમત્ત ગજઘટા તેનું રક્ષણ કરેછે.[7] પાર્વતીની પેઠ તે સ્થાણુ સહિત છે, અને મૃગપતિ તેને સેવેછે.[8] સીતાની પ્રમાણે તેણે કુશલવને જન્મ આપ્યોછે, અને નિશાચરે તેનું ગ્રહણ કર્યું છે.[9] કામિનીના જેવી તે ચંદન અને કસ્તૂરીની સુગંધ આપેછે, તથા સુંદર અગુરુતિલકથી અલંકૃત છે.[10] કામવશ સ્ત્રીના જેવી તે વિવિધ પલ્લવના પવનથી ઠંડી પડેલી, તથા મદનયુક્ત છે.[11] બાળકથી કોટ જેવી તે વાઘનખની પંક્તિથી શોભિત, તથા ગંડકથી અલંકૃત છે.[12] પાનભૂમિની પેડ ત્યાં

---

અને બાણનું આસન=ધનુષ્. શિલીમુખ=ભ્રમર; તીર. સિંહનાદ=સિંહનો નાદ; સિંહ જેવા–યોદ્ધાઓનો નાદ. ૧. ખડ્ગ=ગેંડો; તરવાર. ચંદન=તે નામનું વૃક્ષ; અને તેનો રસ. ૨. કર્ણીસુતની વાત બૃહત્કથામાં કહેલી છે. તેને વિપુલ અને અચલ નામે બે મિત્ર હતા, અને શશ નામનો વડો પ્રધાન હતો. વનભૂમિ સાથે લેતાં–વિપુલાચલ=વિપુલ–અતિવિસ્તારવાળો અચલ–પર્વત; શશ=સસલા. ૩. નીલકંઠ=મયૂર;મહાદેવ. પલ્લવરક્ત=પલ્લવ વડે, અને પલ્લવ જેવી રાતી. ૪. શ્રીદ્રુમ=બીલાંનાં ઝાડ; અને શ્રી=લક્ષ્મી, દ્રુમ=પારિજાત વિ૦ વૃક્ષો–તે બંનેથી અમૃતમથનવેળા શોભતી હતી. વારુણી=પશ્ચિમ દિશા; અને મદિરા. ૫. ઘનશ્યામ=ઘણી કાળી: અને ઘન–મેઘ–વડે કાળી થયેલી. શતહ્રદ=શત–સો; હ્રદ=તળાવ ( જે વનમાં હતાં ). શતહ્રદા=વીજળી. ૬. ઋક્ષ=રીંછ; અને નક્ષત્ર. હરિણ=વનમાં ફરતાં હરણ; અને ચંદ્રમાં દેખાતું લાંછન. ૭. ચમર મૃગના બાલ વ્યજન=વનભૂમિમાં ચમર–તે જાતનાં પ્રાણિ, મૃગના બાલ=નાના મૃગ, અને વ્યજન=તાડનાં પત્ર જેના વીજણા થાયછે તે હોયછે. રાજ્યસ્થિતિમાં ચમર નામના મૃગના બાલ–વાળ–રૂપી વીજણા. ૮. સ્થાણુ=શાખાવિનાનાં થડ; અને શિવ. મૃગપતિ=સિંહ; મહાદેવ. ૯. કુશલવ=કુશ–દર્ભ ના–લવ–કડકા; અને કુશ તથા લવ–સીતાના પુત્ર. નિશાચર=રાક્ષસો ( જે વનમાં ફરતા હતા ); અને રાવણ. ૧૦. અગુરુ, તથા તિલક નામનાં વૃક્ષ; સ્ત્રીને અગુરુ–મળિયાગરુ–નું તિલક હોયછે. ૧૧. મદન=એ નામનુ વૃક્ષ; કામદેવ. ૧૨. ગંડક=ગેંડો; એ નામનું એક ભૂષણ.

સેંકડો મધુકોશ જોવામાં આવેછે, તથા વિવિધ પુષ્પ પથરાયલાં છે.[1] કોઈ સ્થાને મહાવરાહના દાંતથી ખોદાએલી ભૂમિને લીધે તે પ્રલયવેળા જેવી દેખાયછે.[2] કોઈક સ્થળે રાવણની નગરીની પેઠે તે કુદતાં વાનરોનાં ટોળાંએ તોડી નાંખેલાં શિખર સહિત શાલ[ા]થી ભરપૂર છે.[3] જાણે વિવાહકાર્ય થોડોજ સમય થયાં ત્યાં સમાપ્ત થયું હોય તેમ, કોઈક ઠેકાણે તે લીલા દર્ભ, સમિધ્, પુષ્પ, શમી અને પલાશથી સુશોભિત છે. ઉન્મત્ત સિંહના નાદથી જાણે બ્હીની હોય તેમ કહીંક તે કંટકિત થઈછે.[4] જાણે મદમત્ત સ્ત્રી હોય તેમ કોઈક સ્થળે તે કોકિલ પક્ષિયોનાં ટોળાંનો પ્રલાપ કરેછે.[5] કહીંક ઉન્મત્ત વનિતાની પેઠે તે વાયુના વેગથી તાલશબ્દ કરેછે.[6] વિધવા સ્ત્રીના જેવી તે કહીંક તાલપત્ર વિનાની છે.[7] રણભૂમિ જેવી તે કોઈ ભાગમાં સેંકડો શરથી નિરંતર ભરાયેલીછે.[8] જાણે ઈન્દ્રની કાયા હોય તેમ કોઈ સ્થળે તેને હજાર નેત્ર છે.[9] નારાયણની મૂર્તિ જેવી તે કોઈ જગાએ તમાલ-શ્યામ છે.[10] અર્જુનની રથધ્વજા હોય તેમ ત્યાં કોઈ ભાગમાં વાનરનો વાસ છે.[11] નૃપતિની દ્વારભૂમિ હોય તેમ ત્યાં કહીંક સેંકડો વેત્રલતાને લીધે પ્રવેશ કરવો દુર્લભ છે.[12] કોઈક સ્થળમાં, વિરાટનગરીની પેઠે સેંકડો કીચક જોવામાં આવેછે.[13] આકાશલક્ષ્મીની પેઠે ત્યાં

---

૧. પાનભૂમિ=પીઠું. મધુકોશ=પુષ્પનું મધ, અને સંપુટ; મદિરાનું વાસણ. ૨. મહાવરાહ=મોટાં ડુક્કર; અને વરાહાવતાર. ૩. શાલ=એ નામનાં વૃક્ષ; શાલા=ગૃહ. ૪. કંટકિત=કાંટાવાળી; ઉભાં થયલાં રુવાં સહિત. ૫. વનભૂમિમાં કોકિલો શબ્દ કરેછે; અને મદમત્ત સ્ત્રી કોકિલ જેવો શબ્દ કરેછે. ૬. વાયુ=પવન, અને વાત, કફને પિત્તમાંનો પેહેલો. તાલ શબ્દ=તાડના અથડાવાથી થતો શબ્દ; અને તાલ—તાળિયોનો અવાજ, અથવા તાલ—તાર—ઉંચો—શબ્દ—જે ગાંડાં માણસો કરેછે. ૭. તાલપત્ર=તાડનાં પાંદડાં; અને તે નામનું કર્ણાભરણ—જે વિધવાઓ પહેરતી નથી. ૮. શર=બરૂ; અને બાણ. ૯. નેત્ર=વૃક્ષનાં મૂળ; અને આંખો. ૧૦. તમાલ—શ્યામ=તમાલ વૃક્ષથી શ્યામ થયેલી; અને તમાલ જેવી શ્યામ. ૧૧. વાનર=વાંદરાં; અને હનુમાન. ભીમને હનુમાને વનપર્વમાં કહેલું છે કે હું અર્જુનના રથની ધ્વજા ઉપર રહી એવા ભયંકર નાદ કરીશ કે તમારા શત્રુઓ તે સાંભળતાંજ પ્રાણ ત્યજી દેશે. ૧૨. વેત્રલતા=બરૂના છોડ; અને છડીઓ—દ્વારપાળ રાખેછે તે. ૧૩. કીચક=પોલા વાંસ; વિરાટ રાજાના, એ નામના સો સાળા.—જુઓ એવોજ શ્લેષ વાસવદત્તામાં પૃ. ૧૦૬—विराटलक्ष्म्येवानन्दितकीचकशतया.

કહીંક તરલ-તારક-મૃગની પછવાડે વ્યાધ ફરેછે.[1] કોઇ સ્થાને દર્ભ [ નાં ] ચીર, જટા અને વલ્કલ ધારણ કરવાથી, તે વ્રત કરનારી સ્ત્રી જેવી દેખાયછે.[2] અસંખ્ય કાળાં પત્રથી ભરેલી છતાં પણ તે ભૂમિ સપ્તપત્રથી શોભેછે.[3] તેના ક્રૂર સત્વ છતાં પણ મુનિજનો ત્યાં વાસ કરેછે.[4] અને પુષ્પવતી છતાં પણ એ પવિત્ર ગણાયછે.[5]

તે વનભૂમિમાં દંડકા અરણ્યની અંદર, સર્વ પૃથ્વીમાં વિખ્યાત, અને ભગવાન્ ધર્મ રાજાનું ઉત્પત્તિસ્થાન હોય તેવું એક આશ્રમ-સ્થાન હતું. જે અગસ્ત્યમુનિ, ઇન્દ્રની પ્રાર્થનાથી આખા સમુદ્રનું પાણી પી ગયા હતા; જેમની આજ્ઞાનું, વિન્ધ્ય જેવો અચલ—જેણે મેરુ પર્વતની અદેખાઇથી પોતાનાં હજારો વિકટ શિખર ગગનતલસુધી પ્રસારી દીધાં હતાં, સૂર્યરથના માર્ગને રુંધવાને જે તત્પર થયો હતો, અને જેણે સર્વ દેવતાઓની અરજને ગણી ન હતી,[6] તે પણ—ઉલ્લંઘન કરી શક્યો ન હતો; જેમના જઠરાગ્નિયે વાતાપિ નામના અસુરની ભસ્મ કરી નાંખી હતી;[7] જેમની ચરણરજનું, દેવદાનવોના મુકુટમાંનાં મરકત મણિમય પત્રભંગનાં[8] શિખર ચુંબન કરતાં હતાં; દક્ષિણ દિશાના મુખ

---

૧. તરલ-તારક-મૃગ=ચંચળ આંખવાળાં હરણ—જેમની પછવાડે વનમાં વ્યાધ—પારધીઓ ફરેછે; આકાશમાં, તરલ—ગતિમાન્—ફરતા; તારક—તારા; મૃગ=મૃગશીર્ષ;વ્યાધ=નક્ષત્રરૂપે મૃગશીર્ષની પાસે રહેતો એકશીકારી—રાક્ષસ. એક વ્યાધ તથા મૃગ શિવરાત્રીના ઉપવાસથી પવિત્ર થઇ નક્ષત્ર થઇ ગયાં એવી શિવરાત્રી માહાત્મ્યમાં કથા છે. ૨. વનમાં દર્ભ, ચીર—છાલનો કડકો. જટા—વૃક્ષોની, અને વલ્કલ—ઝાડની છાલ હોયછે. વ્રત કરનાર સ્ત્રી દર્ભનાં વસ્ત્ર, જટા, અને ઝાડની છાલ ધારણ કરેછે. ૩. અત્રે તથા આગળ વિરોધાલંકાર થાયછે—કેમકે બહુ પત્ર છતાં પણ સાત પત્ર હતાં! એ વિરોધ, સપ્તપત્ર=એક જાતનું વૃક્ષ—એમ અર્થ લેવાથી શમી જાયછે. ૪. ક્રૂરસત્વ=ક્રૂર સ્વભાવ; અને ક્રૂર પ્રાણિયો. ૫. પુષ્પવતી=રજસ્વલા; ફુલથી ભરપુર. ૬. મેરુનીજ આસપાસ સૂર્યને ફરતો જોઇ વિંધ્યાચળને અદેખાઇ થઇ આવી તેથી તેણે ચંદ્રસૂર્યનો માર્ગ રોકી વિક્રાળ રૂપ પ્રકટ કર્યું હતું, અને રસ્તો આપવાને કોઇની પણ આજ્ઞાને તે માનતો ન હતો. પરંતુ જ્યારે દેવોની પ્રાર્થનાથી અગસ્ત્ય મુનિએ તેને દક્ષિણ દિશામાં માર્ગ આપવાનું કહ્યું, ત્યારે તે આજ્ઞા તેણે માની હતી—'વનપર્વ'. ૭. વાતાપિ નામના રાક્ષસનું આ મહર્ષિએ ભક્ષણ કર્યું હતું એ વાત પણ ભારતના વનપર્વમાંજ છે. ૮. પત્રને આકારે રચેલાં આભૂષણ. કોઇવાર એનો અર્થ સ્ત્રિયોને શરીરે કાઢવામાં આવેછે તે, 'આડ'

ઉપરનું જે તિલક હતા; અને જેમણે એકજ હુંકારથી નહુષને સ્વર્ગમાંથી પૃથ્વીપર પાડીને પોતાનો પ્રભાવ બતાવ્યો હતો[૧]—તે મહા મુનિની પત્ની લોપામુદ્રાએ પોતાની મેળેજ જે વૃક્ષોની આસપાસ ક્યારા કરેલા હતા; પોતાને હાથેજ પાણી પાઈને જેમને ઉછેર્યા હતાં; અને જેમને તે પુત્રસમાન ગણતી હતી—તે વૃક્ષોથી એ આશ્રમપદ શોભી રહ્યું હતું. એ મહર્ષિનો દૃઢદસ્યુ નામનો પુત્ર—જેણે વ્રત ગ્રહણ કર્યું હતું; ખાખરાનો દંડ ધારણ કર્યો હતો; પવિત્ર ભસ્મથી જેણે ત્રિપુંડ્રકનું[૨] આભરણ રચ્યું હતું; દર્ભનું બનાવેલું જેણે વસ્ત્ર પેહેર્યું હતું; મુંજની[૩] મેખલા જેણે કેડે બાંધી હતી; અને લીલાં પાંદડાંનો પડિયો (હાથમાં) લેઈને ભિક્ષા માગવાને સારૂ જે ઝુંપડીએ ઝુંપડીએ ફરતો હતો– તે પુત્રથી એ સ્થાન પવિત્ર થયેલું હતું. વળી તેની ચારે બાજુઓ, સર્વ દિશામાં ફેલાતાં, પોપટના જેવા લીલા રંગનાં, કેળનાં વનથી જરા કાળી પડી ગઈ હતી; અને અગસ્ત્યમુનિએ આચમન કરેલા સમુદ્રની પછવાડે પછવાડે જાણે જતી હોય તેમ ગોદાવરી નદી, વેણી બાંધીને[૪] તેની આસપાસ ફરી વળેલી હતી.

ત્યાં દશરથ રાજાનું વચન પાળી, રાજ્યનો ત્યાગ કરી, રાવણના લક્ષ્મી-વિલાસનો અંત લાવનાર શ્રીરામચંદ્ર, મહામુનિ અગસ્ત્યની શોધમાં, સીતાસાથે, પંચવટીમાં લક્ષ્મણે રચેલી પર્ણકુટીમાં થોડા વખત સુધી, સુખે રહ્યા હતા. ઘણા કાળથી ઉજ્જડ થઈ ગયેલા તે પ્રદેશમાં, આજ પણ, વૃક્ષની શાખાઓમાં ગુપચુપ ભરાઈ પેઠેલાં ધોળાં ખબુતર-

---

એવો થાયછે. 'પત્રલતા'નો પણ આજ અર્થ છે. ૧. જુઓ રઘુવંશ, સ. ૧૩. શ્લો. ૩૬. भ्रूभेदमात्रेण पदान्मघोनः प्रभ्रंशयां यो नहुषं चकार ॥ નહુષ એ નામનો એક ચંદ્રવંશી રાજા હતો. તેણે ઈન્દ્રનું રાજ્ય હરી લીધું હતું. અને તે ઈન્દ્રાણી ઉપર કુદૃષ્ટિ નાંખી વિહ્વળ થયો હતો. ઇંદ્રાણીયે આખરે કપટ રચી એને કહ્યું કે તું અપૂર્વ રથમાં બેસીને આવે તો હું તને વરૂં. તેથી ઋષિયોને રથે જોડી પોતે ઈન્દ્રાણી પાસે આવવા નીકળ્યો. અને 'સર્પ, સર્પ,'–'ચાલો ચાલો' કહેવા લાગ્યો. તે ઉપરથી અગસ્ત્ય મુનિએ તેને શાપ દીધો કે "સ્વર્ગમાંથી સર્પ થઈને તુંજ પૃથ્વી ઉપર પડ." એ વાત શાન્તિપર્વમાં કહેલી છે.

૨. કપાળમાં કરેલું ત્રણ પાંખિયાંનું તિલક. ૩. મુંજ=એક જાતનો ઘાસ. ૪. વેણી=વિધવાઓ તથા વિયોગિની સ્ત્રિયોનો, એકજ લટમાં ગુંથેલો ચોટલો. અત્રે સમુદ્ર રૂપી ભર્તા મરી જવાથી ગોદાવરી રૂપી

ની હારોથી, તપસ્વીઓના અગ્નિહોત્રના[1] ધુમાડાની જાણે ઘટાઓ બાઝી હોય એવું દેખાયછે.[2] બલિદાન સારૂ પુષ્પ ચુંટતી સીતાના હાથમાંથી જાણે આવ્યો હોય તેમ, રાતો રંગ, ત્યાંની લતાઓની કોમળ ડાળિયો ઉપર ચળકેછે. પીને પાછું કાઢેલું જાણે સમુદ્રનુંજ જલ ઋષિયે[3] ત્યાં આશ્રમની સીમાપર આવેલાં મ્હોટાં તળાવોમાં વ્હેંચી નાંખ્યું છે. રામનાં તીક્ષ્ણ બાણના પ્રહારથી હણાયેલાં રાક્ષસોનાં ટોળાંના જાડા રુધિરવડે (લતાઓનાં) મૂળ પલળી જવાથી, જાણે હજી પણ તેનો રાતો રંગ લેઈને પાંદડાં ફુટતાં હોય એવું ત્યાં નવાં પલ્લવનું વન દેખાયછે![4] સીતાએ ઉછેરેલાં ત્યાંનાં વૃદ્ધ હરિણો, જેમનાં શીંગડાંનાં શિખર વૃદ્ધાવસ્થાને લીધે જર્જરિત થઈ ગયેલાં છે તેઓ, જ્યારે વર્ષા ઋતુમાં નવા મેઘની ગંભીર ગર્જના સાંભળેછે ત્યારે ભગવાન્ રામચંદ્રના ત્રિભુવનવ્યાપી ધનુષ્ટંકારને આજ પણ સંભારીને, તથા અહર્નિશ ચાલતી અશ્રુધારાથી છવાઈ ગયેલાં દીન લોચનવડે દશે દિશાઓ શૂન્ય[5] દેખીને ઘાસનો કોળિયો પણ ભરતાં નથી.[6] ત્યાં રામરાજાયે વારંવાર મૃગયા રમીરમીને વનહરિણોનો નિઃશેષ નાશ કરેલો તેથી જાણે ઉશ્કેરાયો હોય તેમ સોનાનો મૃગ સીતાને છેતરી, રામને અતિ દૂર લઈ ગયો હતો. વળી ત્યાં સીતાના વિયોગથી પીડાતા, રાવણનો વિનાશ સૂચવતા, તથા ચંદ્રસૂર્યનીપેઠે કબંધથી[7] ઘેરાયલા, રામ અને લક્ષ્મણ બંનેયે ત્રણે ભુવનને ભયભીત કરી

---

વિધવાએ જાણે વેણી બાંધી હતી. ખરૂં જોતાં ગોદાવરી વેણી બંધ વેહેતી હતી–અર્થાત્ તેના પ્રવાહનો વેગ અતિશય હતો. ૧. હોમ કરવાનો અગ્નિ. ૨. અહીં ખબુતર ધુમાડાની ઘટા જેવાં દેખાયાં. વિક્રમોર્વશીના ત્રીજા અંકમાં ‘ ધુમાડાથી ખબુતરની શંકા થાયછે ’ એવો વિચાર છે.— धूपैर्जालविनिःसृतैर्वलभयः संदिग्धपारावताः ॥ ૩. અગસ્ત્ય ઋષિયે. ૪. ઉત્પ્રેક્ષા એવી છે કે–નવાં પલ્લવનાં પાંદડાંનો રાતો રંગ જાણે લોહીથી ભીનાં થયેલાં મૂળમાંથી આવ્યો હતો. ૫. શૂન્ય=રામવિનાની. ૬. આ ઉપરથી એવુંજ સમજવું પડેછે કે હરિણો રામ રાજાના વખતમાં સીતાયે ઉછેરેલાં તે શૂદ્રક રાજાના વખતસુધી જીવતાં હતાં. ‘સીતાએ ઉછેરેલાં હરિણ’ વિશે જુઓ ઉત્તરરામચરિત, ત્રીજો અંક પૃ. ૧૦૨:–

एतत्तदेव कदलीवनमध्यवर्ति कान्तासखस्य शयनीयशिलातलं ते ॥
अत्र स्थिता तृणमदाद्बहुशो यदेभ्यः सीता ततो हरिणकैर्न विमुच्यते स्म ॥

૭. એ નામનો રાક્ષસ; અને માથા વિનાનું રાહુનું ધડ, જે ગ્રહણ

દીધાં હતાં. દશરથપુત્રના બાણથી ત્યાં કપાઈ પડેલો યોજનબાહુનો[1] અતિ દીર્ઘ બાહુ, અગસ્ત્ય મુનિને રીઝવવા સારૂ આવેલા નહુષ-અજગરના[2] શરીરની, ઋષિજનને શંકા કરાવતો. અને ત્યાં રામચંદ્રે વિયોગ સમયે વિનોદને અર્થે પર્ણકુટીની અંદર ચિત્રેલી જનકકન્યાને, રામનો નિવાસ જોવાની ઉત્કંઠાને લીધે જાણે ફરીથી પૃથ્વીમાંથી નીકળતી હોય એમ વનચર લોકો અદ્યાપિ જુવેછે[3].

આવો અગસ્ત્યનો આશ્રમ જ્યાં હાલ પણ પૂર્વે બનેલો વૃત્તાન્ત શુદ્ધ દેખાયછે ત્યાંથી થોડેક દૂર પમ્પા નામનું એક અગાધ, અનન્ત, અદ્વિતીય, અને જલથી ભરેલું પદ્મ-સરોવર છે. સમુદ્રનું પાન કરવાથી કોપેલા વરૂણ દેવે ઉશ્કેરેલા બ્રહ્માએ, અગસ્ત્યમુનિના મત્સરને લીધે તેમના આશ્રમની પાસે જાણે એ બીજો મ્હોટો સમુદ્ર ઉત્પન્ન કરેલો છે. પ્રલયકાળે આઠ દિશાઓના સંધિબંધ તુટી જવાથી નીચે પડેલું જાણે એ ગગનતલ છે. મહાવરાહે ઉચકેલા મહીમંડલનું સ્થાન જાણે જલથી પૂરેલું હોય એવું તે દેખાયછે. તેનું જલ, વારંવાર સ્નાન કરતી મદમત્ત ભીલડિયોના કુચકલશથી ક્ષુભિત થયેલું છે. તેની અંદર કુમુદ, કુવલય, અને કલ્હારનાં ફુલ ખીલેલાં છે. ઉઘડેલાં કમલમાંથી ટપકતાં મધુબિન્દુવડે તે(ના જલ)માં ચંદ્રાકાર થઈ રહ્યાછે. ભ્રમરોનાં ટોળાં બેસવાથી તેમાંનાં શ્વેત કમલ ઉપર અંધકાર વ્યાપી ગયોછે. મદોન્મત્ત સારસ પક્ષિયો ત્યાં મધુર ગાન કરેછે. કમલનું મધુ પીવાથી મત્ત થયેલી કલહંસીઓ ત્યાં કોલાહલ કરી રહીછે. અસંખ્ય જલચર પક્ષિયોના વારંવાર ફરવાથી હાલેલી તરંગમાલાનો ત્યાં શબ્દ થાયછે. પવનથી નાચતા જલતરંગની ઠંડી ફરફર ઉડવાથી ત્યાં દુર્દિન થઈ રહેછે[4]. (પાણીમાં) નિઃશંક ઉતરેલી અને જલક્રીડામાં મગ્ન થયેલી વનદેવતાઓના સ્નાન સમયે પડેલાં, કેશમાંનાં ફુલથી તે સુગન્ધિ થયેલું છે. એક બાજુએ ઉતરેલા ઋષિયોના કમંડલ ભરવાથી થતા મધુર ધ્વનિથી તે મનોહર લાગેછે. ખીલતાં કમલવન મધ્યે ચાલતાં, અને સમાન રંગને લીધે માત્ર સ્વરથીજ ઓળખાતાં કલહંસ પક્ષિયોનાં ટોળાંથી તે ભરપૂર છે. સ્નાન કરવાને

---

સમયે સૂર્યચંદ્રને પીડેછે એમ કેટલાકનો મત છે. ૧. યોજન જેટલા લાંબા હાથવાળો એક રાક્ષસ. "કબંધ" નું બીજું નામ. ૨. નહુષને સારૂ જુઓ પૃષ્ઠ ૨૫ મું નોટ ૧. ૩. સીતા જનક રાજાને યજ્ઞભૂમિમાંથી જડી હતી એવી કથા ચાલેછે; તેથી જન્મ સમયે તો પૃથ્વીમાંથી નીકળીજ હતી અને આ બીજી વાર, માટે "ફરીથી."

૪. દુર્દિન=મેઘથી ઢંકાઈ ગયેલો દિવસ; મેઘ; અથવા વર્ષાદનું ઝાપટું.

ઉતરેલી પુલિન્દ-રાજાની[1] સુંદરીઓનાં સ્તન ઉપરથી પડેલી ચંદનધુલિવડે તેના તરંગ શ્વેત થયેલાછે. કાર ઉપર ઉગેલા કેવડાની રજના ઢગથી ત્યાં પુલિન[2] બંધાયેલા છે. પાસેના આશ્રમમાંથી આવેલા તપસ્વીઓએ ધોયેલાં ભીનાં વલ્કલથી તેના કાંઠા ઉપરનું જલ ગેરૂ જેવું લાલ થયેલું છે. આરાની પાસે ઉગેલાં ઝાડનાં પલ્લવમાંથી આવતા પવનને લીધે તે(નું જલ) અસ્થિર રહેછે. તેનીતીરે જે વૃક્ષની કુંજો નિરંતર ઉગેલી છે તેમાં તમાલ વૃક્ષોની ગાઢી ઘટાઓથી અંધકાર વ્યાપી રહ્યોછે; વાલિયે કાઢી મુકયાથી ફરતા, ઋષ્યમૂક-વાસી સુગ્રીવે પ્રતિદિવસ તોડેલાં ફળથી તેમની લતાઓ ઘણી હલકી થઈ ગઈછે;[3] જલવાસી તપસ્વિયો તેમનાં પુષ્પને દેવપૂજામાં વાપરેછે; ઉડતાં જલચર પક્ષિયોની પાંખોમાંથી ગળતાં જલબિન્દુ પડવાથી તેમની નાની ડાળિયો કુંળી થયેલી છે; લતા મંડપને તળિયે બેઠેલાં મયૂરોનાં ટોળાં ત્યાં નૃત્ય કરી રહ્યાંછે; અને અસંખ્ય પુષ્પની સુગન્ધ નીકળવાથી, જાણે તેઓ વન-દેવતાઓના શ્વાસથી સુવાસિત થઈ હોય એમ લાગેછે. તે સરોવરને બીજો સમુદ્ર જાણીને, પાણી લેવા સારૂ આવેલા મેઘ જેવા, જાડા કાદવથી મલિન થયેલા વનગજો, તેનું પાણી અહર્નિશ પિયેછે; અને ત્યાં પ્રફુલ્લ કુવ-લયની પ્રભાથી શ્યામ પડતી પાંખોવાળાં, મધ્યે ફરતાં ચક્રવાક પક્ષિયોનાં દ્વંદ્વ હજી પણ જાણે સાક્ષાત્ રામશાપથી ગ્રસ્ત હોય એમ દેખાયછે.[4]

એ પ્રકારના તે પદ્મ-સરોવરને પશ્ચિમ તીરે, રામના શરપ્રહાર-થી જર્જરિત થયેલાં જુનાં તાલવૃક્ષોની ઘટાપાસે, એક મ્હોટું, જીર્ણ શાલ્મલી વૃક્ષ છે[5]. તેનાં મૂળની આસપાસ, દિગ્ગજની શુણ્ડ રૂપી દંડ જેવો વૃદ્ધ અજગર સર્વદા વીંટળાવાથી જાણે એક મ્હોટો ક્યારો બાંધ્યો હોય એમ દેખાયછે. તેના ઉંચા થડને લટકતી અને પવનથી હાલતી, સર્પની કાંચળિયોનું તેણે જાણે વસ્ત્ર પહેરેલું છે. દિશાઓના મંડલનું જાણે માપ કાઢતા, અન્તરીક્ષમાં ફેલાયલા, તેની શાખાઓના સમૂહથી,

---

૧. પુલિન્દ રાજા=મ્લેચ્છ અથવા ભીલનો રાજા. ૨. રેતીના કીનારા.
૩. વાલિ નામના વાનરરાજે સુગ્રીવની સ્ત્રી તથા રાજ્યનું હરણ કરીને તેને કાઢી મુકયો હતો. ઋષ્યમૂક નામનો દક્ષિણમાં આવેલો પર્વત છે જ્યાં રામ અને સુગ્રીવ થોડો કાળ ભેગા રહ્યા હતા. ૪. સરોવરમાં કુવલયવનની મધ્યે ફરવાથી તેની શ્યામ પ્રભા ચક્રવાક ઉપર પડે, તે જાણે સાક્ષાત્ રામશાપ—સીતાના વિયોગસમયે ચક્રવાકના દ્વંદ્વને રામે દીધેલો શાપ—હોય એમ કલ્પ્યું–કારણ કે શાપનો રંગ કવિયો શ્યામ કલ્પેછે. ૫. શીમળાનું ઝાડ.

પ્રલયકાળે તાંડવ નૃત્યમાં પ્રસારેલા સહસ્ર ભુજવાળા ચંદ્રશેખરની[1] જાણે તે બરોબરી કરેછે. વૃદ્ધાવસ્થાને લીધે જાણે પડી જવાના ભયથી તેણે ગગનસ્કંધને ટેકો દીધોછે. તેના આખા શરીર ઉપર લાંબી લાંબી, અને જીર્ણતાને લીધે જાણે તેની નાડિયો હોય એવી વેલો આવી રહેલી છે. વૃદ્ધાવસ્થાનાં તિલકબિન્દુ[2] જેવા કંટકથી તેનું શરીર ભરેલું છે. સમુદ્રનું પાણી પીને આકાશમાંથી આવી, પક્ષિયોની પેઠે તેની ડાળિયોમાં ભરાઈ ગયેલા, પાણીના ભારથી જરા મંદ મંદ ચાલતા, તથા પલ્લવને ભીનાં કરી દેતા મેઘથી પણ એ વૃક્ષનો શિખરભાગ જોઈ શકાતો નથી. તેની ઉંચાઈને લીધે તે જાણે નંદનવનની[3] શોભા જોવાને યત્ન કરેછે. તેની સમીપ, ઉપર ફરતા અને ગગનતલમાં ચાલવાથી થાકી ગયેલા, સૂર્યરથના ઘોડાનાં મુખના ખુણામાંથી ગળેલા ફેનસમૂહની શંકા કરાવતા રૂના ઢગથી, તેની ટોચ ઉપરની ડાળિયો ધોળી થયેલી છે. કલ્પ સુધી ચાલે એવાં તેનાં મૂળ, વનગજનાં ગંડસ્થલ ઘસાયાથી વ્હોટેલા મદને લીધે ભરાયેલી મત્ત ભ્રમરમાલારૂપી લોઢાની સાંકળના બંધથી જાણે નિશ્ચલ થયેલાં છે. તેના કોટરની અંદર પેઠેલા, ચળકતા ભમરોનાં ટોળાંથી તે જાણે સજીવન છે. દુર્યોધનની પેઠે તેમાં શકુનિનો પક્ષપાત દેખાયછે.[4] વિષ્ણુની પેઠે તે વનમાલાયુક્ત છે.[5] નવા મેઘસમૂહની પેઠે તે નભસ્‌માં ઉંચું થાયછે[6]. વનદેવતાઓને અખિલ ભુવનતલ જોવાનો તે જાણે મહેલ છે. દંડકા અરણ્યનો તે જાણે અધિપતિ છે. સર્વ વનસ્પતિયોનો જાણે નાયક છે. વિન્ધ્ય પર્વતનો જાણે મિત્ર છે. અને પોતાની શાખા રૂપી બાહુઓથી આખી વિન્ધ્યાટવીને જાણે તેણે પકડી રાખી છે.

તે વૃક્ષની ડાળિયોની ટોચો ઉપર, કોટરનાં પોલાણમાં, પલ્લવોની વચ્ચે વચ્ચે, થડની સંધિયોમાં, અને જુની છાલનાં છિદ્રમાં, અવકાશ

---

૧. મહાદેવ. ૨. અતિ વૃદ્ધ અવસ્થામાં શરીરે દેખાતાં કૃષ્ણ બિંદુ. ૩. ઇંદ્રની વાડી. ૪. શકુનિ=પક્ષી; અને સુબળરાજાનો પુત્ર—દુર્યોધન વિગેરેનો મામો. પક્ષપાત=પાંખોનું ફડફડવું; અને એકજ બાજુતરફ વલણ રાખવું, પગ કરવી તે. ૫. વનમાળા=વનવૃક્ષોની ઘટા—તેની હાર; કૃષ્ણની ફુલની માળા જે ઉપરથી એ 'વનમાળી' કહેવાયછે. એ શ્લેષ સારૂ જુઓ વાસવ૦ પૃ. ૮૬—जनार्दन इव विचित्रवनमालः ૬. નભસ્‌=આકાશ; શ્રાવણ માસ.

મ્હોટો હોવાને લીધે વિશ્વાસથી હજારો માળા બાંધીને, દેશ દેશમાંથી આવેલાં પોપટ વિગેરે પક્ષિયોનાં ટોળાં રહેતાં, જેમને વિનાશનો ભય, તે વૃક્ષ ઉપર ચઢવું અતિ કઠિન હોવાથી જતો રહ્યો હતો. તે પક્ષિયો દિવસ અને રાત તેમાં વસતાં હતાં તેથી, તે વનસ્પતિની[1] જીર્ણાવસ્થાને લીધે થોડાં પાંદડાં રહ્યા છતાં પણ, અસંખ્ય પત્રસમૂહથી જાણે તે શ્યામ પડ્યો હોય એમ દેખાતો. તે શુકાદિ પક્ષિયો એ વૃક્ષમાં પોતપોતાના માળામાં રાત ગાળીને પ્રતિદિવસ ઉઠી ઉઠી, આહાર ખોળવાને આકાશમાં હારબંધ ફરતાં તેથી, ઉન્મત્ત બળરામના હળના અગ્રભાગવડે ખેંચાયાથી ઘણા પ્રવાહમાં ફેલાઈ ગયેલી યમુનાને[2] જાણે તેઓ આકાશમાં દેખાડતાં; દેવગજે ઉખેડી નાંખ્યાથી પડતી, આકાશગંગાની જાણે કમલિનીઓ[3] હોય એવી તેઓ શંકા કરાવતાં; ગગનતલને જાણે સૂર્યરથના અશ્વોની પ્રભાથી રંગ્યું હોય એવું બનાવતાં;[4] ચાલતી જાણે મરકત મણિની ભૂમિ હોય એવાં તે શોભતાં; શૈવલના[5] પલ્લવની હારને જાણે આકાશરૂપી સરોવરમાં પાથરતાં; ગગનમાં પોહોળી કરેલી, કેળનાં પાંદડાં જેવી, પોતાની પાંખોથી તેઓ, સૂર્યના ઉષ્ણ કિરણવડે ખેદ પામેલાં દિશાઓનાં મુખને વા નાંખતાં; આકાશમાં જાણે એક ફરતી શષ્પની પંક્તિને રચતાં; અને અન્તરીક્ષમાં જાણે ઇન્દ્રધનુષ પડ્યાં હોય એમ દેખાડતાં. આહાર કરી, પાછાં આવી, પોતપોતાના માળામાં બેઠેલાં બચ્ચાંને તેઓ, હણેલા હરિણના રુધિરથી રક્ત થયેલા વાઘનખના અગ્રભાગ જેવી રાતી ચાંચોથી, જાતજાતનાં ફળના રસ તથા ડાંગેરની વિવિધ મંજરીઓ વારંવાર ખવરાવી, સર્વ સ્નેહમાં શ્રેષ્ઠ, અસાધારણ, અને મ્હોટો જે અપત્ય-સ્નેહ[6] તેથી પોતાનાં બચ્ચાંને છાતી સરસાં સંતાડી, એજ વૃક્ષમાં રાત્રિયો ગાળતાં.

મ્હારા વૃદ્ધ પિતા જે મ્હારી માતાસાથે ત્યાં એક જીર્ણ કોટરમાં રહેતા હતા તેમનો, દૈવયોગે હુંજ એકલો પુત્ર હતો. મ્હારાજ જન્મ સમયે પ્રસવવેદના ઘણી થવાને લીધે મ્હારી માતાનો સ્વર્ગવાસ થયો. પોતાની વ્હાલી સ્ત્રીના મરણથી થતા શોકવડે જોકે મ્હારા પિતા ખરેખર પીડાતા હતા તોપણ સુતસ્નેહને લીધે, શોકના તીવ્ર વેગને પણ અંતર-

૧. વનનો પતિ. ૨. જુઓ પૃષ્ઠ ૧૧ મું નોટ ૩ જી. ૩. જુઓ પૃષ્ઠ ૧૭ મું નોટ ૩ જી. ૪. સૂર્યના અશ્વ કાળા કલ્પેલા છે માટે આ ઉત્પ્રેક્ષા. ૫. શેવાલ; લીલ. ૬. અપત્ય=છોકરાં છૈયાં–તેમના ઉપરનો સ્નેહ–

માં દબાવી રાખી, પોતે એકલા, મને ઉછેરવાનેજ યત્ન કરવા લાગ્યા. પિતાની અવસ્થા અતિ વૃદ્ધ હતી તેથી એમની પાંખો દર્ભના ચીર જેવી થઈ ગઈ હતી; પીછાં ઘણાંજ થોડાં અને ઘસાઈ ગયેલાં હોવાથી તેઓ જર્જરિત થયેલી હતી; ખભા નીચા નમી જવાથી તેઓ શિથિલ પડી ગઈ હતી; અને ઉડવાની શક્તિ તેમાંથી કેવળ જતી રહી હતી. એવી પાંખોને (પણ) ઉંચી કરીને,—શરીર કંપવાથી, અંગમાં વ્યાપીને સંતાપ કરતી જરાની[1] પેઠ તેમને હલાવીને,—કોમળ શેફાલિકાના ફુલના દાંડા જેવી આછા પીળા રંગની, ડાંગેરની મંજરી ભાંગવાથી લિસ્સી અને ક્ષીણ થયેલી કોરોવાળી અને ભાગેલા અગ્રભાગવાળી પોતાની ચાંચવડે, એ, બીજા માળામાંથી નીચે પડી ગયેલા ડાંગેરના છોડમાંથી ચોખાના કણ વીણી લાવતા; પોપટોએ ફોડેલાં ફળના કડકા, જે વૃક્ષનાં મૂળ આગળ પડેલા હોય, તે ભેગા કરી લાવતા; અને મને ખવરાવતા—કેમકે આકાશમાં ભ્રમણ કરવાની એમનામાં શક્તિ ન હતી. એવી રીતે પ્રતિદિવસ મને ખવરાવીને, શેષ રહેતું તેનું પોતે ભક્ષણ કરતા.

એમ કરતાં કરતાં એક દિવસ જ્યારે પ્રભાતસંધ્યાના રંગથી લાલ થયેલો ચંદ્રમા, ગગન-કમલિનીના મધુથી રક્ત થયેલી પાંખોવાળા વૃદ્ધ હંસની પેઠે, સ્વર્ગગંગાના તીર ઉપરથી પશ્ચિમ સમુદ્રના તટ ઉપર ઉતરતો હતો; વૃદ્ધ મૃગના વાળ જેવો ધોળો, દિશાઓનો સમૂહ જ્યારે વિશાળ થતો જતો હતો; ગજરુધિરથી રક્ત થયેલી સિંહની ચાળના વાળ જેવા લાલ, તપાવેલી લાખના તાર જેવા રાતા, અને પદ્મરાગ મણિની સળિયોવાળી સાવરણિયો જેવા, લાંબા સૂર્યકિરણોથી જ્યારે ગગનતલ ઉપરના પુષ્પસમૂહ જેવો તારાગણ વાળી કાઢવામાં આવતો હતો; ઉત્તર દિશામાં આવેલું સપ્તર્ષિ-મંડલ[2] જ્યારે સંધ્યા કરવાને માનસ સરોવરની તીરે જાણે ઉતરતું હતું; કાંઠે આવીને ભાગી ગયેલા છીપના સંપુટમાંથી વેરાયલો, અને રેતીના કિનારાને શ્વેત રૂપ આપતો મુક્તાફલનો સમૂહ, જ્યારે પશ્ચિમ સમુદ્રમાં અરુણના કરની પ્રેરણાથી નીચે પડેલા તારાગણ જેવો દેખાતો હતો; વનમાં જ્યારે ઝાકળનાં ટીપાં પડતાં હતાં, મયૂરવૃન્દ જાગ્યાં હતાં, સિંહ પણ બગાસાં ખાતા હતા, હાથણીઓનાં ટોળાં મદગજોને જગાડતાં

---

માતાપિતાનો. ૧. જરા=વૃદ્ધાવસ્થા. ૨. આકાશમાં દેખાતું સાત તારાઓનું ઝુમખું.

હતાં, અને જાણે ઉદયાચલના શિખર ઉપર આવેલા સૂર્યને, પલ્લવ રૂપી અંજલિયોવડે, રાત્રે પડેલા જલથી જડ થયેલાં કેસરવાળાં[1] પુષ્પનું અર્પણ થતું હતું; વૃક્ષો રૂપી, વનદેવતાઓના મહેલનાં શિખરોમાં જ્યારે રાસભના[2] રોમ જેવી ધૂસર, પારાવતની પંક્તિ જેવી અને ધર્મની ધ્વજાઓ જેવી, તપોવનના અગ્નિહોત્રમાંની[3] ધૂમલેખાઓનો આભાસ થવા માંડયો હતો; હિમના કણવાળો,[4] કમલવનને કંપાવી દેતો, કામક્રીડાથી ખિન્ન થયેલી ભીલડીના સ્વેદજલની કણિકાને હરી લેતો, વનમહિષના, વાગોળવાથી થતાં ફેનબિન્દુઓને સાથે લાવતો, હાલતાં પલ્લવવાળી લતાઓને નૃત્યનો ઉપદેશ આપતો, ઉઘડેલા કમલસમૂહના મધુકણનો વર્ષાદ વર્ષાવતો, પુષ્પની સુગંધથી ભ્રમરોનાં ટોળાંને તૃપ્ત કરતો, અને રાત્રિને અંતે શીતલ થયેલો, પ્રભાત-પવન જ્યારે મંદ મંદ વાતો હતો; ગજગંડસ્થલ જેમનાં ડિંડિમ[5] છે એવા, કમલવનના પ્રબોધ સમયે મંગલપાઠ કરનારા ભ્રમરો, કુમુદની પાંખડિયો બંધ થતાં પાંખો અંદર દબાઈ જવાથી જ્યારે ગણગણાટ કરી રહ્યા હતા; જે ચક્ષુઓના ઉપર પ્રભાતનો ઠંડો પવન લાગેલો હતો—હજી થોડાં નિદ્રાલુ હોવાથી જેમની કીકીઓ જરા વાંકી નમી ગયેલી હતી, અને જાણે તપાવેલી લાખના રસથી જેમની પાંપણો ચ્હોટી ગઈ હોય એમ લાગતું હતું—તેમને જ્યારે, ખારી ભૂમિ ઉપર સુવાથી ધૂસર થયેલી છાતીની રુવાંટીવાળાં વનહરિણો ધીમે ધીમે ઉઘાડતાં હતાં; જે સમયે વનચરો આમ તેમ ફરતાં હતાં; કર્ણને આનંદ આપતો, પમ્પા સરોવરના કલહંસનો કોલાહલ જ્યારે વધ્યાં જતો હતો; મયૂરમંડલને નચાવતો, વનગજોના કર્ણનો મનોહર તાલશબ્દ જ્યારે ગાજી રહ્યો હતો[6]; વળી, આકાશમાં ગમન કરતા સૂર્ય રૂપી હાથીના અવચૂલ-ચામર[7] જેવા, મજીઠ જેવા રાતા રંગના કિરણ જ્યારે થોડે થોડે દેખાવા માંડ્યા હતા; ભગવાન્ સૂર્ય દેવતાનો જ્યારે ધીરે ધીરે ઉદય થતો હતો; પમ્પા સરોવરની પાળ ઉપરનાં વૃક્ષશિખરોમાં ફરતો, ગિરિશિખર ઉપર વસતો, રવિથી ઉત્પન્ન થયેલો, અને તારાનું હરણ કરનાર, બાલ સૂર્ય, ફરીથી જાણે સુગ્રીવ

---

૧. કેસર=દોરડા જેવા રેસા. ૨. ગર્દભ. ૩. જુઓ પૃષ્ઠ ૨૬ મું નોટ ૧. અને નો. ૨ જીનો શ્લોક. ૪. એવો 'પવન' જ્યારે વાતો હતો. ૫. ડિંડિમ=નગારૂં, નોબત. ૬. હાથીના કાન અથડાવાથી થતા ગંભીર શબ્દને મયૂરો મેઘગર્જના સમજીને નાચતા હતા. ૭. અવચૂલ=ધ્વજાને છેડે બાંધેલું વસ્ત્ર.

આવતો હોય તેમ, વનમાં જ્યારે પ્રવેશ કરતો હતો;[1] પ્રભાત જ્યારે સ્પષ્ટ થયું હતું; થોડીજ વારમાં સૂર્ય જ્યારે પ્રહર એક દિવસ ચઢવાથી સ્પષ્ટ દેખાવા લાગ્યો હતો; પોપટનાં ટોળાં જ્યારે પોતપોતાની ગમતી દિશાઓમાં ઉડી ગયાં હતાં; માળાઓમાં નિશ્ચિંત ભરાઈ પેઠેલાં બચ્ચાં છતાં પણ, સૌ શાન્ત હોવાથી તે વૃક્ષ જ્યારે શૂન્ય જેવું દેખાતું હતું; મ્હારા પિતા જ્યારે પોતાના માળામાં બેઠેલાજ હતા; ને મ્હારી બાલ્યાવસ્થાને લીધે બળ નહિ છતાં પણ હું જ્યારે, થોડી થોડી ફુટેલી પાંખોથી તાતની પાસેના કોટરમાં ગયેલો હતો, ત્યારે એ મહાવનમાં સહસાજ શિકારિયોના કોલાહલનો શબ્દ થઈ રહ્યો, જેથી સર્વ વનચરો ત્રાસ પામી ગયાં. ગભરાટમાં ઉડતાં પક્ષિયોની પાંખોનો ફડફડાટ તે શબ્દની સાથે મિશ્ર થઈ ગયો હતો. બ્હીનેલાં હાથીનાં બચ્ચાંની ચીસોથી તે પુષ્ટ થયેલો હતો. મત્ત ભ્રમરોનાં ઉડતાં ટોળાંના ગણગણાટથી તે જાડો થયો હતો. ઉંચાં નાક કરીને ભમતાં વનવરાહના સ્વરથી તે ઘર્ઘર[2] થયો હતો. પર્વતની ગુફાઓમાં નિદ્રામાંથી જાગેલા સિંહના નાદથી તે વધારે ઘોર થયો હતો. વૃક્ષોને તે જાણે ડોલાવતો હતો. ભગીરથે ઉતારેલા ગંગાપ્રવાહના કલકલ જેવો તે ધૂધવાટ કરતો હતો. અને વનદેવતાઓ (પણ) ભયભીત થઈને તેને સાંભળતી હતી. એવા અશ્રુતપૂર્વ[3] ધ્વનિને સાંભળતાંજ હું કંપવા લાગ્યો, તથા બાળક હોવાને લીધે મ્હારા કર્ણ જર્જરિત થઈ ગયા. અને ભયથી વિહ્વળ બની જઈને આશ્રય લેવાની આશાએ હું પાસે બેઠેલા મ્હારા પિતાની, જરાથી શિથિલ થયેલી પાંખોમાં ભરાઈ ગયો.

પછી તો તરતજ મેં ગભરાટમાં—વૃક્ષની ઝાડીમાં જેમનાં શરીર ઢંકાઈ ગયાં હતાં એવા, અન્યોન્ય વાત કરતા શિકારિયોના મ્હોટા ટોળાનો,—આખા વનને ગજવી મુકતો કોલાહલ સાંભળ્યો કે:—આ બાજુએ ગજરાજે છુંદી નાંખેલી કમલિનીઓનો પરિમલ આવેછે! આમથી ડુક્કરોનાં ટોળાંવડે કરડાતી ભદ્રમુસ્તાના[4] રસની સુગંધ આવેછે! આ તરફ,

---

૧. બાલ સૂર્ય અને સુગ્રીવ એમનાં ઉપર કહેલાં ચારે સાધારણ વિશેષણ છે. નાનો સૂર્ય વૃક્ષની ટોચોમાં ફરતો; તેમજ સુગ્રીવ–વાનર પણ. સૂર્ય ઉદયગિરિ ઉપર વસતો, અને સુગ્રીવ કિસ્કન્ધ્યાદિ ગિરિ ઉપર. નાનો સૂર્ય પાછલા દિવસના મ્હોટા સૂર્યમાંથી ઉત્પન્ન થયો હતો; સુગ્રીવ સૂર્યપુત્ર હતો. પહેલાએ આકાશમાંથી તારા હરી લીધા હતા; બીજાએ તે નામની સ્ત્રીનું હરણ કીધું હતું. ૨. ઘોઘરો. ૩. પૂર્વે નહિ સાંભળેલો. ૪. એ નામની વનસ્પતિ.

હાથીનાં બચ્ચાંથી ભગાતી સલ્લકીનો[1] સુવાસ નીકળેછે! આમ, ખરી પડેલાં સુકાં પાંદડાંનો ખણુખણાટ સંભળાયછે! આ દિશામાં, વન-મહિષોનાં શૃંગશિખર રૂપી વજ્રથી તોડેલા રાફડાની ધૂળ ઉડેછે! આમથી હરિણોનું ટોળું આવેછે! પેલી પાસ વનગજોનો સંઘ દેખાયછે! આમ વનવરાહનું ઝુંડ ફરેછે! અહીંથી વનમહિષોનું વૃન્દ નીકળેછે! આ દિશા-એથી મયૂરમંડલનો ટૂહકાર આવેછે! આ તરફ ચાતકનાં ટોળાંનું મધુર કૂજન થઈ રહ્યુંછે! આમથી કુરર પક્ષિયોનું ગાન સંભળાયછે! આ બાજુએ, સિંહનખથી ભેદાતા કુંભવાળા હાથીઓની ગર્જના કાને પડેછે! આ રહી, ભીના કાદવથી મલિન થયેલી, વરાહોનાં પગલાંની હાર! જુઓ આ, ખાધેલા તાજા ઘાસના રસવડે જરા કાળો થયેલો, હરિણોના વા-ગોળવાથી પડેલો, ફીણનો ઢગ! સાંભળો આ, મદમત્ત ગંધગજના ગંડ-સ્થલ ઘસવાથી નીકળતા પરિમલને લીધે ચ્હોટેલા અને શબ્દ કરતા ભ્રમરોનો ગણગણાટ! જુઓ આ, ટપકેલાં રુધિરબિન્દુઓવડે પલળેલાં સુકાં પત્રથી રાતો થયેલો, રુરુ મૃગનો માર્ગ! આ રહ્યો, હાથીઓના ચરણ નીચે ચગદાયેલી શાખા અને પલ્લવનો મ્હોટો ઢગ! આ રહી, ગેંડાનાં ટોળાંની રમત! નખના અગ્રભાગથી ચિત્રેલી વિકટ પત્રલેખા[2] વાળો, આ રહ્યો, રુધિરથી રક્ત, અને હાથીઓનાં મોતીના ભુકાથી દન્તુર થયે-લો,[3] સિંહનો માર્ગ! જુઓ આ હમણાંજ વીઆયેલી વનમૃગીના ગર્ભ-માંથી વ્હેતા લોહીથી રાતી થયેલી ભૂમિ! આ રહી, વનભૂમિની વેણીના જેવી, સંઘ સહિત ચાલતા ગજપતિની, મદજલથી મલિન થયેલી, પદ-પંક્તિ! આ ચમરીઓના ટોળાની પછવાડે દોડો! મૃગના સુકાઈ ગયેલા છાણની ધૂળવાળી, આ વનસ્થલી ઉપર ત્વરાથી બેસી જાઓ! વૃક્ષના શિખર ઉપર ચઢી જાઓ! દૃષ્ટિને આ દિશામાં ફેરવો! કાન દઈને આ શબ્દ સાંભળો! ધનુષ્નું ગ્રહણ કરો! સાવધાન થઈ ઉભા રહો! શ્વાનને છોડી મુકો!

થોડાજ વખતમાં, ભીલ લોકોનાં બાણથી હણાયેલા કેસરીઓના, લેપનથી ભીની થયેલી મૃદંગના ધ્વનિ જેવા ધીરા, તથા પર્વતની ગુફાઓમાં-થી ઉઠતા પ્રતિશબ્દવડે ગંભીર થયેલા નાદથી[4]; ત્રાસ પામેલાં ટોળાંથી

---

૧. એ નામની વનસ્પતિ. ૨. જુઓ પૃ. ૨૪ નો. ૮. ૩. જુઓ પૃ. ૧૬ નો. ૨. ૪. આ સર્વ પંચમી વિભક્તિયોનો સંબંધ, વાક્યને અંતે આવેલા, "તે અરણ્ય જાણે બધું થરથરી ગયું"—એ શબ્દો સાથે લેવાનો છે.

છૂટા પડી એકલા ભટકતા ગજપતિયોની, વારંવાર શુંઢો પછાડવાથી થતા શબ્દ સાથે મળેલી, મેઘનિર્ઘોષ જેવી કંઠગર્જનાથી; વેગવાળા કુતરાઓએ (કેટલાંક) અવયવ ફાડી ખાધાથી જેમની આંખોની કીકી, ચંચલ, બ્હીકણ અને વધારે ચપલ થયેલી, એવા મૃગોની કરૂણ ચીસોથી; અનુગમન કરતાં બચ્ચાંની સાથે આમ તેમ ભટકતી, હણાયલા હાથીઓની વિયોગી હાથણીઓ, જેઓ અચકી અચકી, કોલાહલ સાંભળી, કર્ણપલ્લવ ઉંચાં કરી દેતી હતી તેમની, તત્કાલ થયેલા પતિવિનાશના શોકને લીધે લાંબી લાંબી રાઢોથી; થોડાજ દિવસ ઉપર જેમને પ્રસવ થયેલો હતો, ત્રાસથી વિખુટાં પડેલાં પોતાનાં બચ્ચાંને જેઓ શોધતી હતી, અને ગદ્ગદ્ કંઠે અતિ કરૂણ ચીસો પાડતી હતી, તેવી ગેંડીઓના વિલાપથી; વૃક્ષનાં શિખર ઉપર ઉડી ગયેલાં, તથા આકુલ વ્યાકુલ ભમતાં પક્ષિયોના કલકલાટથી; મૃગની પછવાડે દોડતા પારધીઓના ચરણ, જે પૃથ્વીઉપર સાથેજ વેગથી પડીને તેને જાણે કંપાવી દેતા હતા તેમના શબ્દથી; કર્ણપર્યંત ખેંચેલી દોરીવાળાં, બાણનો વર્ષાદ વર્ષાવતાં ધનુષોના, મદમત્ત કુરરીના કંઠસ્વર જેવા નાદથી; પવન વાયાથી ખડખડતી ધારવાળી, તથા મહિષોના કઠિન સ્કંધ ઉપર પડતી, તરવારોના રણકારાથી; અને જોરથી ઘર્ઘર સ્વરે ભસતા કુતરાઓના, અખિલ વનમાં વ્યાપી રહેતા શબ્દથી, તે અરણ્ય જાણે બધું થરથરી ગયું. જરા વાર પછી, જ્યારે તે શિકારિયોનો કોલાહલ શાન્ત પડી ગયો, અને જલવૃષ્ટિ પછી શાન્ત પડેલા મેઘવૃંદના જેવું તે વન જ્યારે, મથનને અન્તે શમી ગયેલા જલવાળા સમુદ્રના જેવું સ્તબ્ધ થયું ત્યારે મ્હારો ભય જરા ઓછો થયો; અને કુતૂહલ ઉત્પન્ન થવાથી, હું બાળક એટલે ‘આ તે શું હશે!’ એમ વિસ્મય પામી, જોવાને આતુર બની ગયો. તેથી મેં પિતાના ખોળામાંથી જરા બ્હાર આવી, કોટરમાં ને કોટરમાંજ રહી, મ્હારી ડોક લાંબી કરી, ત્રાસથી ચંચલ થયેલી કીકીસહિત, તેજ દિશા તરફ નજર કરી.

ત્યારે મેં, બીજા વનમાંથી સામું આવતું, અર્જુનના સહસ્ર હાથથી પથરાઈ ગયેલા નર્મદાપ્રવાહ જેવું,[1] પવનના બળથી ચાલતા તમાલવન

---

૧. સહસ્રાર્જુને નર્મદા સાથે જલક્રીડા કરી હતી એ વાત રામાયણના ઉત્તર કાંડમાં કહેલી છે. અહિંથી શરૂ થતાં વિશેષણો “સૈન્ય”નાં છે.

જેવું, કાલ-રાત્રિયોના[1] પ્રહરના એકત્ર મળેલા સમૂહ જેવું, પૃથ્વીકંપથી હાલેલા અંજનશિલા-સ્તંભના સંચય જેવું[2], રવિકિરણથી આકુળવ્યાકુળ થયેલા અંધકારના પૂર જેવું, મૃત્યુના ભટકતા પરિવાર જેવું, પાતાળ ફાડીને બ્હાર નીકળેલા દાનવ લોક જેવું, એક સ્થલે ભેગા થયેલા અશુભ કર્મના સમૂહ જેવું, આખા દંડકા અરણ્યમાં વસતા ઋષિયોના શાપના જાણે ચાલતા સંઘ જેવું,–વારંવાર બાણનો વર્ષાદ વર્ષાવીને રામે મારેલા ખરને દૂષણનું[3] સૈન્ય, જાણે તે(રામ)ના અનિષ્ટ ચિંતનથી પિશાચની અવસ્થામાં આવ્યું હોય તેવું,–કળિયુગના એકત્ર મળેલા બંધુવર્ગ જેવું, સ્નાન કરવાને નીકળેલા વનમહિષના ટોળા જેવું, પર્વતના શિખર ઉપર ઉભેલા સિંહના પંઝામાં ભરાયાથી પડીને ભાગી ગયેલા કાલમેઘના વૃન્દ જેવું, સકલ રૂપનો[4] વિનાશ કરવાને આવેલા ધૂમકેતુઓના[5] ગણ જેવું, અને પ્રલયકાળના વેતાલ વૃન્દ[6] જેવું,– આખા વનમાં અંધકાર તથા અતિ ભય ઉત્પન્ન કરતું, અનેક સહસ્ર શબર લોકોનું એક સૈન્ય જોયું.

તે અતિ મહત્ સૈન્યની મધ્યે મેં માતંગક નામના અતુલ આકૃતિના જુવાન શબર-સેનાપતિને દીઠો, જેનું નામ તો મેં પછીથી સાંભળ્યું. તેની અતિ કઠિનતાને લીધે તે જાણે લોહમયજ બનાવેલો હતો. બીજો જન્મ લેઈને આવેલો જાણે એકલવ્ય[7] હોય એવો તે દેખાતો હતો. તેને શ્મશ્રુ[8] ફુટવા માંડી હતી તેથી તે, પ્રથમ મદલેખાથી શોભતા ગંડસ્થલ વાળા ગજપતિ-કુમાર જેવો લાગતો હતો. કાળા કમલ જેવા શ્યામ, તેની દેહપ્રભાના પ્રવાહને લીધે તે, જાણે યમુનાનું જલ આખા અરણ્યમાં ભરી દેતો હતો. છેડેથી ગુંછળાં વળેલા, અને સ્કંધ ઉપર પડતા કેશથી તે, ગજમદવડે મલિન થયેલી યાળવાળા કેસરી જેવો દીસતો હતો. તેનું કપાળ મ્હોટું હતું. નાસિકા ઘણી ઉંચી અને બિહયામણી હતી. એક કર્ણમાં પેહેરેલા સર્પ-ફણામણિના રતાશ મારતા કિરણોથી લાલ થયેલી

---

૧. પ્રલયકાળની રાત્રિ અથવા કૃષ્ણપક્ષની રાત્રિ. ૨. અંજન શિલા=કાળાપર્વત. ભીલલોક કાળા માટે તેમને શ્યામ પર્વત સાથે સરખાવ્યા છે. ૩. એ બે રાક્ષસોને રામે હણ્યા હતા. ૪. જુઓ પૃ. ૧૨. નો. ૫. ૫. જુઓ પૃષ્ઠ. ૨ નો. ૨. ૬. વેતાલ=રાક્ષસ-ભેદ.

૭. નિષાદના રાજા હિરણ્યધનુષ્નો પુત્ર. એની કથા ભારતના આદિપર્વમાં છે. ૮. દાઢી મુછ.

માટે, પત્રમાં શયન કરવાના અભ્યાસથી જાણે પલ્લવનો રંગ લાગ્યો હોય એવી, તેની ડાબી બાજુથી તે શોભતો હતો. જરા વાર ઉપર મારેલા હાથીના ગંડસ્થલમાંથી લીધેલા, સપ્તપત્રનો[1] પરિમલ આપતા, કૃષ્ણાગુરુના[2] રસ જેવા સુગંધી મદનો તેણે લેપ કર્યો હતો; તેના પરિમલથી અંધ થઈને ભમતાં, મયૂરપિચ્છના છત્ર જેવાં ભ્રમરનાં ટોળાંએ, તે સેનાપતિ ઉપર જાણે તમાલપલ્લવની છાયા કરી દીધી હતી. હાલતા કર્ણપલ્લવના આકારમાં, ભુજ-બળથી જીતેલી અને ભયથી સેવા કરવા આવેલી જાણે વિંધ્યાટવીનો હસ્ત, તેના ગંડસ્થલ ઉપરની સ્વેદ-લેખા ભુસી નાંખતો હતો[3]. હરિણોના ક્ષયરૂપી રાત્રિની સંધ્યા જેવી, અને જાણે લોહીથી ભીની થયેલી, તેની ઈષદ્રક્ત[4] દૃષ્ટિથી તે દિશાઓના સર્વે વિભાગને જાણે રંગતો હતો. ઢીંચણ સુધી પહોચતી, ગજશુંડનું જાણે પ્રમાણ લેઈને બનાવેલી, અને ચંડિકાને રુધિર-બલિદાન આપવા સારૂ વારંવાર ( ઝાલેમાં ) ધારવાળાં શસ્ત્ર ઉઝરડાયાથી વિષમ થયેલા ખભાવાળી, તેના હાથની જોડ તેને શોભાવતી હતી. સ્વેદકણિકાથી ભરપૂર, અને વચ્ચે વચ્ચે, જાડાં હરિણ-રુધિરનાં બિંદુ ચ્હોટેલાં હોવાથી, જાણે ગુંજાફલ[5] સહિત, ગજકુંભસ્થલનાં મોતિનું તેને આભૂષણ પેહેરાવ્યું હોય એવી તેની છાતી વિંધ્ય-શિલાતલ જેવી વિશાલ દીસતી હતી. અહર્નિશ ચાલતા શ્રમના અભ્યાસથી તેનું ઉદર ઘણું કૃશ થયેલું હતું. તેના બે ઊરૂ-દંડવડે[6] તે ગજમદથી મલિન થયેલા બે બંધન-સ્તંભને જાણે હસતો હતો. લાક્ષા[7] જેવું રક્ત રેશમી વસ્ત્ર તેણે પેહેરેલું હતું. તેની ક્રૂર જાતિને લીધે તેનું લલાટ કારણવિના પણ ત્રિવલિયુક્ત[8] રેહેતું, અને ઉંચી ભ્રુકુટિથી વિકરાલ દેખાતું હતું તેથી તે, દૃઢ ભક્તિથી પ્રસન્ન થયેલી દુર્ગા દેવીએ 'આ મ્હારો ભક્ત છે' એવું જાણી ત્રિશૂલથી જાણે આંકેલું હતું ! તેની પછવાડે, પરિચિત થયેલા, અનેક વર્ણના શ્વાન ચાલતા હતા તેઓ, શ્રમથકી ઘણી બ્હાર નીકળેલી, અને જન્મથીજ રાતી હોવાને લીધે, તે વખતે સુકાઈ ગયેલી છતાં પણ હરિણ-રુધિરનાં જાણે ટપકાં પાડતી હોય એવી જિંહ્વાઓથી પોતાનો ખેદ દર્શાવતા હતા. તેમનાં ઉઘાડાં મુખ-

૧. જુઓ પૃષ્ઠ ૨૪ મું નોટ ૩ જી. ૨. જુઓ પૃષ્ઠ ૧૯ મું નોટ ૧ લી. ૩. અલંકાર સારૂ જુઓ પૃષ્ઠ ૬, નોટ ૭ મી. ૪. ઈષત્=થોડી, રક્ત=લાલ; થોડી લાલ. ૫. ગુંજાફલ=ચણોખડી. ૬. ઊરૂ=ઝાંઘો. ૭. લાખ. ૮. ત્રિવલિ=ત્રણ કરચલી.

ના ખુણામાંથી દંષ્ટ્ર-કિરણો સ્પષ્ટ દેખાતા હતા તેથી દાંતની વચ્ચે વચ્ચે જાણે કેસરીની યાળ ભરાઈ હોય એમ ભાસતું હતું. મ્હોટી મ્હોટી કોડિયોની માળાઓ તેમના કંઠમાં બાંધેલી હતી. મ્હોટાં વરાહના દંષ્ટ્ર-પ્રહારથી તેઓ જર્જરિત થઇ ગયેલા હતા. શરીર તો તેમનું નાનું હતું પણ સામર્થ્ય ઘણું હોવાથી, યાળવિનાનાં સિંહનાં બચ્ચાં જેવા તેઓ દેખાતા હતા; અને હરિણીઓને વૈધવ્ય-દીક્ષા[1] આપવામાં તેઓ કુશલ હતા. તેમની સાથે વળી કેટલીક, મ્હોટાં શરીરવાળી, અને કેસરીઓને સારૂ અભયદાનની યાચના કરવા આવેલી જાણે સિંહીઓ હોય એવી, કુતરીઓ પણ આવતી હતી.—તે સેનાપતિની આસપાસ અનેક પ્રકારનાં ભીલ લોકોનાં ટોળાં ચાલતાં હતાં; તેમાં કેટલાક પુરુષોએ ચમરના વાળ અને હાથીના દાંતના ભાગ લીધા હતા; કોઇકે છિદ્ર-રહિત પત્રમાં મધુપુટ બાંધી લીધા હતા; કેસરીઓના જેવા કેટલાકે પોતાના હાથમાં, ગજ-કુંભસ્થલમાંથી નીકળેલાં મોતી રાખેલાં હતાં; રાક્ષસોની પેઠ કેટલાકે માંસનો ભાર લીધો હતો; પ્રમથોની[2] પેઠ કેટલાકે સિંહ-ચર્મ ઝાલ્યાં હતાં; બૌદ્ધ-ભિક્ષુકોની પ્રમાણે કોઇકે મયૂરપિચ્છ લીધાં હતાં; બાળકોની પેઠ કોઇકે **કાકપક્ષ** રાખ્યાં હતાં;[3] કેટલાકે તો, કૃષ્ણચરિત જાણે દેખાડતા હોય તેમ, ગજને મારીને તેના દન્તનું ગ્રહણ કર્યું હતું;[4] અને કોઇ કોઇનાં **અમ્બર** વર્ષા ઋતુના દિવસોની પેઠ **મેઘ-મલિન** હતાં.[5] અરણ્યની સમાન તે સૈન્યાધિપતિની પાસે **ખડ્ગ-ધેનુકા** હતી.[6] નવા મેઘની પેઠ તેણે મયૂરપિચ્છના [ જેવા ] ચિત્રધનુષ્‌ને ધારણ કર્યું હતું.[7] બક રાક્ષસની પેઠ તેણે **એક ચક્ર** લીધું હતું.[8] ગરુડની પેઠ તેણે અનેક મહા **નાગના** દંત પાડી નાંખ્યા હતા.[9] ભીષ્મ

---

૧. વિધવાપણું. ૨. તે નામના, મહાદેવના અનુચર. ૩. કાકપક્ષ= કાગડાનાં પીછાં; અને કાનછેરિયાં. ૪. ગજ=સાધારણ હાથી; અને કુવલયાપીડ નામે હાથી જે કંસને ત્યાં હતો અને જેને શ્રીકૃષ્ણે માર્યો હતો. એ હાથી, મૂળ રાક્ષસ હતો પણ એવે રૂપે છાંનો માંનો રહેલો હતો. ૫. મેઘ-મલિન=મેઘના જેવાં મલિન; અને મેઘથી મલિન. 'અમ્બર'ને સારૂ જુઓ પૃષ્ઠ ૬, નોટ ૮મી. ૬. ખડ્ગ-ધેનુકા=નાનું ખડ્ગ-છરી; અને ગેંડી. ૭. અહીં એક વખત કાંસમાંના શબ્દો લેવા અને બીજી વખત શ્લેષમાં ન લેવા. આ સેનાપતિનું ધનુષ્, મયૂરપિચ્છના ચિત્રવાળું હતું—અર્થાત્ ત્યાં મોરનાં પીછાં બાંધ્યાં હતાં. નવા મેઘનું ધનુષ્—ઇન્દ્રધનુષ્—મોરનાં પિચ્છ જેવું વિચિત્ર હોયછે. ૮. એક ચક્ર—તે નામનું ગોળ શસ્ત્ર; અને "એકચક્ર" નામનું બકનું નગર. ૯. નાગ=હાથી; સાપ.

પિતાના જેવો તે શિખંડીનો શત્રુ હતો.[૧] ગ્રીષ્મ દિવસની પેઠે તે સર્વદા મૃગતૃષ્ણા દેખાડતો હતો.[૨] વિદ્યાધરોના જેવો તેને માનસવેગ હતો.[૩] પરાશરની પેઠે તે યોજનગંધાને અનુસરતો હતો.[૪] ઘટોત્કચની સમાન તેણે ભીમરૂપ ધારણ કર્યું હતું.[૫] પાર્વતીના કેશ જેવો તે નીલકંઠના ચંદ્રકથી અલંકૃત હતો.[૬] હિરણ્યાક્ષ રાક્ષસની પેઠે, મહાવરાહના દંષ્ટ્રથી તેની છાતી ભેદાયલી હતી.[૭] વિષયાસક્ત પુરુષની પ્રમાણે તેણે બહુ બન્દીઓનો પરિગ્રહ કીધો હતો.[૮] રાક્ષસના જેવો તે રક્તલુબ્ધક હતો.[૯] સંગીતકળાના વિલાસની પેઠે તેની સાથે નિષાદ આવતા હતા.[૧૦] અંબિકાના ત્રિશૂલના જેવી તેની કાયા મહિષ-રુધિરથી ભીની થયેલી હતી.[૧૧] નવ-યૌવનમાં છતાં પણ તેણે બહુ વયનો ક્ષય કર્યો હતો[૧૨]. સારમેયનો સંગ્રહ કર્યા છતાં પણ પોતે ફલમૂલનુંજ ભક્ષણ કરતો હતો.[૧૩] તે કૃષ્ણ હતો તથાપિ સુદર્શન વિનાનો હતો.[૧૪] સ્વચ્છંદચારી છતાં પણ તે દુર્ગ[ા]નેજ શરણ હતો.[૧૫] ક્ષિતિધરના પાદને તે અનુસરતો હતો તથાપિ રાજસેવાથી કેવળ અજાણ્યો હતો.[૧૬] વિંધ્યાચલનો તે જાણે પુત્ર હતો. મૃત્યુનો અંશ લેઈને જાણે તે અવતર્યો હતો. પાપનો

---

૧. શિખંડી=મયૂર; અને દ્રુપદ્ રાજાનો પુત્ર. ૨. મૃગતૃષ્ણા=હરણ મારવાની ઇચ્છા; અને જે ઝાકળ સવારમાં જળનો દેખાવ આપી મૃગોને લોભમાં નાંખેછે તે. ૩. માનસવેગ=માનસ નામના સરોવર તરફ વેગ-ગતિ (સેનાપતિની); માનસ-મન-ના જેવો વેગ (વિદ્યાધર નામના લોકનો). ૪. પરાશર=વ્યાસના પિતા. યોજનગંધા=કસ્તૂરી; અને વ્યાસની માતા સત્યવતી. ૫. ઘટોત્કચ-'ગટોરગચ્છ'-હિડંબાથી ઉત્પન્ન થયેલો ભીમનો પુત્ર. ભીમરૂપ=ભયંકર રૂપ; અને ભીમના જેવું રૂપ. ૬. નીલકંઠ=મયૂર; મહાદેવ. ચંદ્રક=મયૂરપિચ્છના ચાંલ્લા; અને નાનો ચંદ્ર. ૭. મહાવરાહ=મ્હોટું ડુક્કર; વરાહાવતાર. ૮. બંદી=સ્તુતિ પાઠકો; અને હઠથી પકડી આણેલી સ્ત્રિયો. ૯. રક્તલુબ્ધક-(સેનાપતિને) રક્ત-અનુરક્ત, લુબ્ધ- પારધી હતા; રાક્ષસ રક્ત-લોહી-નો લુબ્ધ-લોભી હોયછે. ૧૦. નિષાદ=ભીલ વિ૰ હલકી જાતિના લોક; તે નામનો સંગીતસ્વર. ૧૧. મહિષ=પાડા; તે નામનો અસુર.
૧૨. અત્રેથી વિરોધાલંકાર શરૂ થાયછે. વય=ઉમ્મર; પક્ષિયો.
૧૩. સારમેય=સાર-ધન, અને મેય-મપાય તેવું, અન્ન વિ૰. વિરોધ શમાવતાં સારમેય=કુતરા. ૧૪. કૃષ્ણ=શ્રીકૃષ્ણ; કાળો. સુદર્શન=એ નામનું કૃષ્ણનું ચક્ર; સારૂં રૂપ. ૧૫. દુર્ગ=કીલ્લો. વિરોધ શમાવતાં 'દુર્ગા' શબ્દ લેવાનોછે. તેનો અર્થ-ચંડિકાદેવી. ૧૬. ક્ષિતિધર-પાદ=

જાણે સહોદર હતો. કલિયુગનો જાણે તે સારથિ હતો, ને ભયંકર છતાં પણ તેના અતિશય બળને લીધે તે ગંભીર જેવો દેખાતો હતો.

(આ બધું જોઈ) મ્હારા મનમાં વિચાર આવ્યો કે—અહો! આ લોકનું જીવિત મોહપ્રાય છે, અને એમનાં કર્મ સાધુ જનોથી નિન્દિત છેઃ કારણ કે પુરુષ-માંસનું બલિદાન આપવામાં એ લોક ધર્મ માનેછે. સુજ્ઞ પુરુષોએ નિન્દેલા મધુમાંસાદિનો આહાર કરેછે. મૃગયા એજ એમનો શ્રમ છે. શિયાળનું રડવું એજ એઓનું શાસ્ત્ર છે[1]. એમને સારા ખોટાનો ઉપદેશ કરનારા ઘૂડ છે. પક્ષિયો( ની ચેષ્ટા )નું જ્ઞાન મેળવવામાં એઓ ડહાપણ માનેછે. શ્વાન સાથે પરિચય રાખેછે. શૂન્ય અરણ્યોમાં એઓનું રાજ્ય છે. મદ્યપાન-ગોષ્ઠી, એજ એમનો ઉત્સવ છે. ક્રૂર કર્મ કરનારાં ધનુષ એમના મિત્ર છે. મુખમાં વિષ ભરેલા સર્પ જેવાં બાણ એમના સહાય છે. એમનું ગાયન મુગ્ધ મૃગોને નાશકારક છે. હઠથી પકડી આણેલી સ્ત્રિયોને એ પરણેલા છે. ક્રૂર વ્યાઘ્રોસાથે એમનો વાસ છે. પશુ-રુધિરથી એ દેવપૂજા કરેછે. માંસનું બલિદાન આપેછે. ચૌર્યથી જીવિકાનિર્વાહ કરેછે. સર્પ-મણિનાં આભૂષણ પેહેરેછે. વનગજ-મદનો અંગલેપ કરેછે. અને જે વનમાં વસેછે તેનેજ પૂરેપૂરૂં નિર્મૂલ કરી નાંખેછે.—એમ હું વિચાર કરતો હતો એટલામાંજ પેલો શબર-સેનાપતિ, વનમાં ભ્રમણ કરવાંથી ઉપજેલા શ્રમને દૂર કરવાની ઇચ્છાથી તેજ શીમળાના ઝાડ તળેની છાયામાં આવીને, પોતાનું ધનુષ્ નીચે મુકી, પરિજનોએ ત્વરાથી આણેલા પલ્લવાસન ઉપર બેઠો; અને એક જુવાન ભીલ, પેલા સરોવરમાં[2] સંભ્રમસહિત[3] ઉતરી, પોતાની પોશવડે પાણી હલાવી, તેમાંથી વૈદૂર્યમણિના રસ જેવું, પ્રલયકાળના સૂર્યકિરણના તાપથી ગળી પડેલા આકાશના કડકા જેવું, ચંદ્રમંડલમાંથી જાણે ટપકેલું, મૌક્તિક-રસ જેવું, અતિ સ્વચ્છ હોવાને લીધે માત્ર સ્પર્શથીજ જણાય તેવું, હિમ જેવું ઠંડું, અને કમલ-

---

પૃથ્વીને ધારણ કરનાર—રાજા—ના પગ; અને પર્વતની ટેકરીઓ.

૧. ચોર લોકો જયારે ચોરી કરવા નીકળેછે ત્યારે, એમ કહેવાયછે કે તેઓ શકુન જુવેછે, તેમાં જો શિયાળ જમણી બાજુએ રોતું હોય તો ખોટું અને ડાબી બાજુએ રૂવે તો સારૂં એમ માનેછે. ૨. અર્થાત્ પમ્પા નામનું—ઉપર કહેલું સરોવર. ૩. ઝટપટ.

કળિયોની રજથી સુગંધિ થયેલું જલ,, કમલપત્રપુટમાં ભરીને, તરત ચું-
ટેલી તથા કાદવ ધોઈ નાંખ્યાથી નિર્મલ થયેલી મૃણાલિકાઓ[1] સાથે લેઈ
આવ્યો. જલપાન કીધા પછી તે સેનાપતિએ, રાહુ જેમ ચંદ્રકળાનું
ભક્ષણ કરે તેમ પેલી મૃણાલિકા ધીમે ધીમે ખાધી. પછી વિશ્રાન્ત થયો
એટલે તે ઉઠ્યો અને આખું સૈન્ય પણ જલપાન કરી, તેની પછવાડે, ધીરે
ધીરે, બીજી મનગમતી દિશામાં ગયું.

પણ તે ભીલ લોકોના ટોળામાંથી એક વૃદ્ધ શબર, જેને હરિણ-
માંસ મળ્યું ન હતું, અને જે રાક્ષસ જેવો અતિભયંકર દેખાતો હતો
તે, માંસ લેવાને અર્થે એજ વૃક્ષની નીચે થોડી વાર ઉભો રહ્યો. પછી
જ્યારે સેનાપતિ દૃષ્ટિગોચરની બહાર ગયો ત્યારે, પક્ષિયોનું માંસ ભક્ષણ
કરવાને લાલચુ શ્યેનના[2] જેવા તે વૃદ્ધ ભીલે તેની, રુધિરબિન્દુ જેવી
રક્ત, અને કપિલ ભ્રૂલતાના પરિવેષથી[3] ભયંકર લાગતી દૃષ્ટિવડે, અમારાં
આયુષને જાણે પીતો હોય અને શુકકુળોના માળા જાણે ગણતો હોય
તેમ, ઉપર ચઢવાની ઇચ્છાથી, ઘણા વખત સુધી તે વૃક્ષ ઉપર ઠેઠ મૂળ-
થી જોયાં કર્યું. તેની દૃષ્ટિથી ભયભીત થયેલાં પોપટનાં ટોળાંના પ્રાણ
તેજ ક્ષણે જાણે ઉડી ગયા! અકરુણને કંઈ અસાધ્ય નથી: કેમકે તે
વૃક્ષ અનેક તાડ જેટલું ઉંચું હતું, અને આકાશને અડકતી શાખાઓ
તેના શિખર ઉપર હતી, તોપણ જાણે પગથિયાં ઉપર ચઢતો હોય એમ તે
સ્હેલાઈથી એના ઉપર ચઢી ગયો; અને ઉડવાની શક્તિવિનાનાં, કેટલાંક
થોડાજ દિવસ થયાં જન્મેલાં, ગર્ભ જેવાં રાતાં, તથા શીમળાના ફુલની
શંકા કરાવતાં[4]—કેટલાંકને પાંખો ફુટેલી તેથી કમલનાં કુંળાં પાંદડાં જેવાં
દેખાતાં—કેટલાંક અર્કફલ[5] જેવાં—કેટલાંકની ચંચુકોટિ લાલ થવા માંડે-
લી તેથી, જરા ઉઘડેલી પાંખડિયોને લીધે રાતાં થયેલાં મુખવાળી કમલ-
કળિયોની શોભા ધારણ કરતાં[6]—ને કેટલાંક, પોતાને વારંવાર થતા શિરઃ-
કંપના બ્યાજમાં, જાણે ઉપાય કરવાને અસમર્થ હોવાથી, ના, ના,

---

૧. કમલનાં ખવાય એવાં કુંળાં કુંળાં મૂળ. ૨. શકરો, બાજ.
૩. ભ્રૂલતા=ભમર, પરિવેષ=આસપાસ પડતો ગોળ પ્રકાશ. ( Halo ).
૪. સંદેહાલંકાર. આ વિશેષણો "પોપટનાં બચ્ચાં"ની સાથે યોજવાનાં
છે. ૫. આકડાનાં ફલ. ૬. અત્રે મંમટનો કહેલો બીજા પ્રકારનો
નિદર્શના અલંકાર છે.—બે વસ્તુઓ વચ્ચે સંબંધનો અસંભવ છતાં પણ
ઉપમાવડે તે દેખાડ્યો હોય ત્યારે 'નિદર્શના'. અહીં 'બચ્ચાં' તથા

કહેતાં હોય એવાં[1]—પોપટનાં બચ્ચાંને, એક એક જણ તે વૃક્ષનાં ફલ ગ્રહણ કરતો હોય તેમ, શાખાઓના સંધિમાંથી અને કોટરોની અંદરથી લેઈ, પ્રાણથી વિમુક્ત કરી, તેણે ભૂમિ ઉપર નાંખ્યાં.

મ્હારા પિતાને, આવો મ્હોટો, અણચિન્તવ્યોજ પ્રાણહરણ કરતો, અને પ્રતીકાર વિનાનો ઉપદ્રવ આવી પડેલો જોઇ,બમણો કંપ થઈ આવ્યો. મરણભયથી ઉંચી અને ચંચલ થયેલી કીકીવાળી, વિષાદથી શૂન્ય (દૃષ્ટિવાળી) અને અશ્રુજલથી ભરાઈ ગયેલી પોતાની આંખને એમણે આમ તેમ જુદી જુદી દિશાઓમાં ફેરવવા માંડી. તાલુ એમનું સુકાઈ ગયું હતું; પોતાનું રક્ષણ કરવાને એ અસમર્થ હતા; અને શું કરવું તેની એમને સુઝ પડતી ન હતી તોપણ સ્નેહને લીધે મ્હારી રક્ષા કરવાને આકુળ હોવાથી, ત્રાસમાં સંધિયો નરમ પડ્યાથી શિથિલ થયેલી પોતાની પાંખોવડે મને ઢાંકી દઈ, તે કાળે એજ ઉપાય ઉચિત હતો એમ માની, પોતાના ખોળામાં મને લપેટીને એ બેશી રહ્યા. એટલામાં તે પાપી અને અતિ ક્રૂર ભીલે, શાખાઓની વચમાં વચમાં ચાલી, (અમારા) કોટર-દ્વાર પાસે આવી, જીર્ણ કૃષ્ણસર્પની ફેણ જેવો ભયંકર, વિવિધ વનવરાહની ચરબી તથા માંસની ગંધ મારતી હાથેલીવાળો, ધનુષ્‌ની દોરી ખેંચવાથી અંકિત થયેલા કાંડાવાળો, અને મૃત્યુ-દંડ જેવો તેનો ડાબો હાથ લાંબો કરી, વારંવાર ચંચુપ્રહાર કરતા અને મ્હોટી ચીસો પાડતા મ્હારા પિતાને બ્હાર ખેંચી કાઢી, એમના પ્રાણ લીધા. પણ મ્હારૂં શરીર ઘણું નાનું હતું, અંગ બધાં ભયથી સંકોચાઈ ગયાં હતાં, અને આયુષ્ બાકી રહેલું તેથી, મને તો તેણે પાંખોમાં ભરાયેલો મુદ્દલ જોયો નહિ. મુવેલા મ્હારા તાતને લથડતી ડોક અને ઉંધે મ્હોંએ તેણે નીચે ભૂમિઉપર નાંખ્યા; અને એમના પગ વચ્ચે મ્હારી ડોક આવી હતી, તથા છાનોમાનો એમના ખોળામાં હું ભરાઈ રહ્યો હતો તેથી હું પણ એમની સાથેજ નીચે પડ્યો. શેષ રહેલા કંઈક પુણ્યથી હું, પવનવડે થયેલા, પાંદડાંના મ્હોટા ઢગલાઉપર પડ્યો હતો એમ મને માલમ પડ્યું; અને તેથીજ મ્હારાં ગાત્રો ભાગી ન ગયાં. શુષ્કપત્રના જેવોજ મ્હારો રંગ હતો તેથી મ્હારૂં શરીર સ્પષ્ટ દેખાતું ન હતું; અને પેલો શબર, વૃક્ષના શિખર ઉપરથી નીચે આવ્યો ન હતો એટલામાં તો હું,

---

'કળિયો' વચ્ચે સંબંધ નહિ છતાં પણ 'શોભા ધારણ વિ૦' કહીને તે બતાવ્યો છે. ૧. અલંકાર સારૂ જુઓ પૃ૪૦૬ ઠું નોટ ૭ મી.

દુષ્ટ જેવો, મ્હારા મરી ગયેલા પિતાએ આવા પ્રાણત્યાગ-યોગ્ય કાળે પણ છોડી દેઈ, કાલાન્તરે ઉત્પન્ન થનારે સ્નેહરસથી મ્હારી કાચી ઉમ્મરને લીધે કેવળ અજાણ્યો હોવાથી, તથા જન્મથી સાથે આવેલા ભયવડેજ અતિશય પીડાયાથી, જરા જરા આવેલી મ્હારી પાંખોઉપર ટેકા દેતો દેતો, અને આમ તેમ લોટતો લોટતો, મૃત્યુના મુખ-વિવરમાંથી જાણે નીકળ્યો હોઉં એમ માની, જરા દૂર ઉગેલા એક અતિ મહાન્ તમાલવૃક્ષનાં, સૂર્યકિરણ પણ પેસી શકે નહિ એવાં અતિગહન મૂળમાં, જાણે બીજા પિતાનો ઉત્સંગ હોય એમ પેસી ગયો. તે ઝાડનાં પલ્લવનાં શબરસુંદરીઓ કર્ણપૂર પેહેરતી હતી. બલરામના વસ્ત્ર જેવી તેની નીલ છાયાથી તે જાણે શ્રીકૃષ્ણના શરીરની કાન્તિને હસી કાઢતું હતું. યમુનાજલના કડકાનાંજ જાણે તેનાં પાંદડાં બનાવેલાં હતાં[1]. તેનાં પલ્લવઉપર, જાણે વનગજનું મદજલ છાંટેલું હતું. વિંધ્યાટવીના કેશપાશની શોભાને તેણે ધારણ કરેલી હતી[2], અને દિવસે પણ તેની શાખાઓની વચ્ચે વચ્ચે અંધકાર વ્યાપી રહેતો હતો.

પછી તે ભીલ, વૃક્ષ ઉપરથી ઉતરીને તરતજ, ભૂમિઉપર છૂટાં છૂટાં પડેલાં શુકશિશુઓને ભેગાં કરી, એક લતાપાશમાં વીંટી, પત્રપુટમાં બાંધી, સેનાપતિ ગયો હતો તેજ માર્ગે અને તેજ દિશામાં ઉતાવળો જતો રહ્યો. મને હવે જીવવાની આશા રહી; પરંતુ તરત થયેલા પિતૃમરણના શોકથી મ્હારૂં હૃદય બળી ગયું હતું, અતિ ઉચ્ચ સ્થલેથી પડેલો માટે શરીરમાં કળતર થતું હતું, અને ત્રાસથી કમ્પ છૂટતો હતો તેવામાં, સર્વ અંગમાં તાપ ઉત્પન્ન કરતી, મને ઘણીજ તૃષા લાગી. તેથી, હવે તો એ ચંડાલ ઘણેજ દૂર ગયો હશે એમ વિચારી, ડોક જરા ઉંચી કરી, ભયચકિત દૃષ્ટિથી સર્વ દિશાઓ મેં નિહાળી; અને તૃણ સરખું પણ ખડખડે તોએ, રખેને એ પાછો ફર્યો હોય ! એમ પગલે પગલે તેજ ઘાતકી પુરુષને જોતાં જોતાં, એ તમાલવૃક્ષનાં મૂળમાંથી નીસરી, જલાશયપાસે જવાનો મેં યત્ન કર્યો.

મને પાંખો (પૂરી) આવી ન હતી તેથી મ્હારા ચરણ અતિ સ્થિર પડતા ન હતા. ઘડી ઘડી હું મ્હોંએ લથડી પડતો. ઘણીવાર જ્યારે હું

---

૧. યમુનાનું જલ શ્યામ છે એમ કહેવાયછે. જુઓ પૃષ્ઠ ૧૧, લીટી ૧૦ અને ૨૨ મી; પૃ. ૩૦, લી. ૧૦; વિ૦. ૨. અલંકાર નિદર્શના છે. લક્ષણ સારૂ જુઓ પૃષ્ઠ ૪૧, નોટ ૬.

વાંકો થઈ જઈ પડવાની તૈયારીમાં આવતો ત્યારે એક પક્ષ-કોટિથી મ્હારૂં રક્ષણ કરતો. ભૂમિ ઉપર ચાલવાથી હું શ્રાન્ત થઈ જતો હતો. અભ્યાસ નહિ તેથી એક એક ડગલું ભર્યા પછી પણ વારે વારે ઉંચું જોતો હતો. મ્હોટા મ્હોટા નિશ્વાસ મુકતો હતો ને ધૂળથી ધૂસર થઈ ગયો હતો તેવામાં, ચાલતે ચાલતે મને વિચાર થયો કેઃ—જગત્માં અતિ કષ્ટ દશામાં પણ પ્રાણિયોની પ્રવૃત્તિ જીવવા ઉપરથી ઉઠી જતી નથી. આ સંસારમાં સર્વ જન્તુઓને જીવવા કરતાં બીજું કંઈ વધારે વ્હાલું નથી; કેમકે, જેનું નામ સ્મરણ કર્યાથી સુખ થાય એવા મ્હારા પિતા આમ મરણ પામ્યા છતાં હું હજી સાજો સમો ફરૂંછું! ધિક્કાર છે મને અકરૂણને—અતિ કઠિનને—પિતૃમરણનો શોક સહન કરે એવા દારૂણને, કે હું (હજી પણ) જીવુંછું, ને ઉપકારને પણ ગણુતો નથી! ખરેખર મ્હારૂં હૃદય ખલ છે! મ્હારી માતાનો પરલોક-વાસ થયા પછી, પોતાના શોકનો ઉભરો શમાવી, મ્હારા જન્મદિવસથીજ, પિતાએ પોતે વૃદ્ધ છતાં પણ, જ્યાંસુધી જીવ્યા ત્યાંસુધી સ્નેહને લીધે મને ઉછેરવાના અતિ મહાન્ શ્રમને પણ ન ગણતાં, વિવિધ ઉપાયો કરી મને મ્હોટો કર્યોછે—તે બધું હું એકદમ ભુલી ગયો! ખરે આ પ્રાણ અતિ કૃપણ છે કે તેઓ આવા ઉપકારી પિતાના મોત પછી હજી પણ તેની પછવાડે જતા નથી! સર્વથા જીવિત-તૃષ્ણા કોઇને વશ નથી કરતી એમ નથી; કારણ કે હું આવી અવસ્થામાં આવી પડ્યોછું તોપણ હજી જલ પીવાની ઇચ્છા મને પીડેછે. હું તો એમ ધારૂંછું કે પિતૃમરણનો શોક મેં ગણ્યો નહિ એવો હું નિર્દય થયો માટે-જ મને જલપાન કરવાની બુદ્ધિ સુઝી છે. હજી સરોવરનું તીર તો દૂર હશે; કારણ કે જલદેવતાના નૂપુરરવ જેવો આ કલહંસનો ધ્વનિ હજી ઘણો દૂર લાગેછે. સારસ પક્ષિયોનો સ્વર અસ્ફુટ સંભળાયછે. અને અંતર ઘણો હશે માટે આ કમલસમૂહનો પરિમલ દિશાઓમાં ફેલાઈ જવાથી વિરલ વિરલ આવેછે. વળી દિવસની આ દશા અતિ કષ્ટદાયક છે; શાથી કે, ગગનતલના મધ્યભાગમાં આવીને સૂર્ય પોતાના કિરણોથી, અગ્નિની ધૂળ જેવો, ભડભડતો તાપ બધે નિરંતર પાથરી દેછે. તાપના સ્પર્શથી ધૂળ તપી જવાથી પગ પણ ન મુકાય એવી ભૂમિ અધિક અધિક તૃષા ઉત્પન્ન કરેછે. અતિ પ્રબલ જલતૃષ્ણાથી ખિન્ન થયેલાં મ્હારાં અવયવો હવે જરા પણ ચાલી શકે તેમ નથી. મ્હારો આત્મા મ્હારા હાથમાં નથી.

હૃદય હારી જાયછે અને ચક્ષુમાં અંધકાર વ્યાપેછે; રખેને ખલ વિધિ, મ્હારી ઇચ્છા ઉપરાંત પણ હમણાં મોત આણે!

હું એમ ચિન્તન કરતો હતો તેવામાં, એ કમલ-સરોવરથી જરા દૂર આવેલા તપોવનમાં વસતા જાબાલિ નામે મહા તપસ્વી મુનિનો હારીત નામે કુમાર તેજ માર્ગે થઇને સ્નાન કરવાસારૂ જતો હતો. સનત્કુમારની[1] પેઠે તેનું અંતઃકરણ સર્વ વિદ્યાથી વિશુદ્ધ થયું હતું. તેની પાછળ, સમાન વયના બીજા ઋષિકુમારકો આવતા હતા. જાણે બીજો સૂર્ય દેવતા હોય તેમ અતિશય તેજને લીધે તેની મૂર્તિ સામુ જોઈ શકાય તેમ ન હતું. ઉગતા રવિમંડલમાંથી તે જાણે કોરી કાઢેલો હતો. વિજળીઓથી જાણે તેનાં અવયવ રચેલાં હતાં. તપ્ત-કનકરસનો જાણે તેના શરીર ઉપર લેપ કર્યો હતો. તેની જરા પીળી તથા ધોળી, ઝગઝગતી દેહ-પ્રભાથી, દિવસને તે જાણે બાલ-સૂર્ય-યુક્ત દેખાડતો હતો, અને વનમાં જાણે દાવાનલ લાગ્યો હોય એમ દર્શાવતો હતો. તેની જટા, તપાવેલા લોહ જેવી લાલ, અનેક તીર્થસ્નાનથી પવિત્ર, અને સ્કંધદેશ ઉપર લટકતી હતી; શિખાકલાપ તેણે બાંધી રાખ્યો હતો; તેથી ખાંડવ વન બાળવાની ઇચ્છાએ કપટમાં વિપ્રનો વેશ ધારણ કરનાર અગ્નિદેવ જેવો તે દેખાતો હતો[2]. તપોવનની દેવતાના નૂપુર જેવું, ધર્મશાસનના કટક જેવું, શોભાયમાન, સ્ફાટિક અક્ષવલય[3] તેના જમણા કર્ણમાં લટકતું હતું. સર્વ સાંસારિક વિષયોપભોગમાંથી નિવૃત્તિ મેળવવાસારૂ લલાટમાં કરેલા ત્રિસત્ય[4] જેવા ભસ્મત્રિપુંડ્રથી તે અલંકૃત હતો. આકાશમાં ઉડવાસારૂ ઉંચું જોઇ રહેલા બગલા જેવું, તથા જાણે સ્વર્ગમાર્ગ દેખાડતું હોય એમ અહર્નિશ ઉંચી ગ્રીવા રાખતું, સ્ફટિકમણિનું કમંડલ તેણે ડાબા હાથમાં પકડેલું હતું. તપસ્તૃષ્ણાને લીધે પીધા પછી અંતરમાંથી બ્હાર નીકળી આવતા ધુમાડાના ગોટા જેવું[5] ફીકા કાળા રંગનું, તેના સ્કંધ ઉપર લટ-

---

૧. બ્રહ્માનો પુત્ર. ૨. જટા છૂટી હતી પણ તેમાંનો કેટલોક વચલો ભાગ શિખા તરીકે બાંધ્યો હતો. અર્જુન જ્યારે ખાંડવ વન બાળવા ગયો ત્યારે અગ્નિ પોતે વિપ્રનો વેશ લેઇને છાનોમાનો તેની પછવાડે, સાહાય્ય કરવાને ગયો હતો એ વાત ભારતના આદિપર્વમાં છે.

૩. કટક=કડું. અક્ષવલય=અક્ષ–રુદ્રાક્ષ–નું વલય. ૪. કાયિક, વાચિક, અને માનસિક સત્ય. ૫. મુનિલોક અગ્નિસમીપ તપશ્ચર્યા કરે માટે ધૂમ શરીરમાં જાય.

કતું કૃષ્ણમૃગચર્મ, તેના શરીરની આજુબાજુ વીંટળાયેલું હતું. અભિનવ મૃણાલસૂત્રનું જાણે બનેલું હોય તેવું, ઝીણું હોવાને લીધે પવનથી હાલતું, ને નિર્માંસ તથા વિરલ પાર્શ્વના અસ્થિપંજરને જાણે ગણતું હોય એવું, વામસ્કંધ ઉપર આવી રહેલું યજ્ઞોપવીત તેને શોભાવતું હતું. એક ખાખરાના દંડની ટોચ ઉપર તેણે દેવપૂજાસારૂ લીધેલાં વનલતા-કુસુમથી ભરેલો પડિયો બાંધીને તેને જમણા હાથમાં પકડ્યો હતો. શૃંગાગ્રથી ખોદેલી સ્નાન-મૃત્તિકા ઉચકતું, પરિચિત થઈ ગયેલું, નીવારમુષ્ટિથી[૧] ઉછેરેલું, તથા દર્ભ, પુષ્પ, અને લતાઓમાં પોતાની લોલ દૃષ્ટિ ફેરવતું[૨], તપોવનનું એક હરિણ તેની પાછળ ચાલતું હતું. વૃક્ષની પેઠે તે મુનિકુમારની કાયા કોમળ વલ્કલથી ઢંકાયેલી હતી. ગિરિના જેવો તે મેખલાયુક્ત હતો[૩]. રાહુની સમાન તે વારંવાર સોમનો સ્વાદ લેતો હતો[૪]. કમલસમૂહની પેઠે તે સૂર્યકિરણને પીતો હતો[૫]. નદીના તટવૃક્ષની પેઠે તેની જટા સર્વદા જલમાં ધોવાયાથી નિર્મલ થયેલી હતી[૬]. હાથીના બચ્ચાની સમાન તેના દાંત વિકસિત-કુમુદપત્ર[ના] શકલ[જેવા] શ્વેત હતા.[૭] અશ્વત્થામાની પેઠે તે કૃપાનુગત હતો[૮]. નક્ષત્રરાશિના જેવો તે ચિત્રમૃગ[ની] કૃત્તિકા[ના]શ્લેષથી શોભતો હતો[૯]. ગ્રીષ્મ દિવસની પેઠે તેનામાં દોષ[ા]નો ક્ષય હતો[૧૦]. મેઘસમયની પેઠે તેનામાં રજઃપ્રસર થતો ન હતો[૧૧]. વરુણની સમાન તે જલમાં વાસ કરતો હતો[૧૨]. વિષ્ણુની પેઠે તેણે નરકભયનું નિવારણ કર્યું હતું[૧૩]. રજનીના આરંભની પેઠે તેના તારા સંધ્યા-

---

૧. નીવાર=એક જાતનું ધાન્ય. ૨. અર્થાત્ દર્ભ વિગેરે ખાવાની ઇચ્છાથી. ૩. 'મેખલા'ના બે અર્થ સારૂ જુઓ પૃ. ૧, નોટ ૧ અને પૃ. ૧૨, નો. ૨. ૪. સોમ=તે નામની લતાનો રસ; ચંદ્ર. ૫. ઊર્ધ્વ મુખે તપ કરવાથી કુમાર એ કિરણોનું પાન કરતો હતો; અને કમલનો સમૂહ સૂર્યકિરણથીજ ખીલેછે. ૬. જટા=મસ્તક ઉપરના વાળ; અને વૃક્ષનાં મૂળ. ૭. કુમારના દાંત કુમુદપત્રના શકલ—કડકા—જેવા શ્વેત. હાથીના બચ્ચાના દાંત, શકલવડે શ્વેત. ૮. કૃપાનુગત=કૃપા—દયા—ને અનુગત=કૃપાળુ; અને કૃપ નામનો અશ્વત્થામાનો આચાર્ય તેને વિ૦.

૯. ચિત્રમૃગની કૃત્તિકા—ચર્મ, તે બાંધ્યાથી મુનિકુમાર શોભતો હતો; અને ચિત્રા, મૃગ (-શિરા), કૃત્તિકા, અને આશ્લેષા એ નામનાં નક્ષત્રો આકાશમાં છે. ૧૦. દોષ=અવગુણ; દોષા=રાત્રિ. ૧૧. રજઃ=રજોગુણ, અને ધૂળ. ૧૨. અર્થાત્ તપશ્ચર્યા માટે. ૧૩. નરક=નરકલોક; અને નરકાસુર જેને વિષ્ણુએ માર્યો હતો.

**પિંગલ** હતા[1]. પ્રભાતકાળની સમાન તે **બાલાતપ-કપિલ** હતો[2]. સૂર્યરથની પેઠે તેનું **અક્ષચક્ર** નિયમમાં હતું[3]. બુદ્ધિમાન્ રાજાની પ્રમાણે તેણે ગૂઢ **મંત્રસાધનથી** **વિગ્રહ**નો ક્ષય કર્યો હતો[4]. સમુદ્રની પેઠે તેને વિકરાલ **શંખમંડલ** [ અને ] **આવર્ત** ગર્ત[ માં ] હતો[5]. ભગીરથની પેઠે તેણે ગંગાવતારનું દર્શન કર્યું હતું[6]. ભ્રમરની સમાન તે વારંવાર **પુષ્કર-વનમાં** વાસ કરતો હતો[7]. વનચર છતાં પણ તેણે **મહાલયમાં** પ્રવેશ કીધો હતો[8]. **અસંયત** છતાં પણ તે **મોક્ષની** ઇચ્છા રાખતો હતો[9]. **સામનો** પ્રયોગ કરવા છતાં પણ તે સર્વદા **દંડ** ગ્રહણ કરતો હતો.[10] નિદ્રા-વશ હોય ત્યારે પણ તે **પ્રબુદ્ધ** રહેતો[11]. અને તેનાં બંને નેત્ર છતાં તેણે **વામ લોચનનો** પરિત્યાગ કીધેલો હતો[12].

સત્યજ છે કે સત્પુરુષોનાં અંતઃકરણ ઘણું કરીને સર્વદા અકારણ મિત્ર થઇ પડેછે અને અતિકરુણાર્દ્ર હોયછે; કેમકે જ્યારે એ મુનિકુમાર-કે મને એવી અવસ્થામાં જોયો ત્યારે એને દયા આવી, અને પોતાની પાસે ઉભેલા એક ઋષિકુમારને એણે કહ્યું કેઃ—આ પોપટના બચ્ચાને પાંખો તો હજી આવી નથી એટલામાં એ કોણ જાણે કેમે આ વૃક્ષની ટોચ ઉપરથી પડી ગયું છે. અથવા તો શ્યેનના મુખમાંથી નીચે પડી ગયું

---

૧. તારા=ડોળા; અને આકાશના તારા. સંધ્યા-પિંગલ=સંધ્યા જેવા પિંગલ=પીળચટ્ટા; અને સંધ્યાકાળને લીધે પિંગલ ૨. બાલાતપ-કપિલ= બાલસૂર્ય જેવો કપિલ; અને બાલસૂર્ય પ્રકાશવડે કપિલ–પીળચટ્ટો. ૩. અક્ષ-ચક્ર=ઇન્દ્રિયોનો સમૂહ; અક્ષ--રથની ધરી, અને ચક્ર=પૈડું. ૪. મંત્ર-સાધન=દેવની ઉપાસનામાં મંત્ર સાધવા; અને મંત્ર–રાજકાર્યની ગોઠવણ, સાધન–સૈન્ય. વિગ્રહ=શરીર; યુદ્ધ. ૫. કુમારને શંખમંડલ–લલાટ અને શ્રવણ વચ્ચેના ભાગ–માં, આવર્ત–જલભ્રમર–જેવો, ગર્ત હતો. એ તપસ્વિ-લક્ષણ ગણાયછે. સમુદ્રના ગર્ત–અગાધ પ્રદેશ–માં, શંખમંડલ, અને આવર્ત–જલભ્રમર હોય. ૬. ગંગાવતાર=તે નામનું તીર્થ; અને ગંગા નદીનું ઉતરવું. ૭. પુષ્કરવન=પુષ્કર નામે તીર્થ અને વન–અરણ્ય; (ભ્રમર સાથે લેતાં) કમલસમૂહ. ૮. વિરોધાલંકાર. મહાલય=મેહેલ, અને બ્રહ્મમાં લય. ૯. અસંયત=બંધનરહિત; અને અ–વિષ્ણુ–તેમાં લીન થયેલો. મોક્ષ=બંધનમાંથી છૂટવું; અને મુક્તિ. ૧૦. સામ=સામ, દાન, દંડ અને ભેદ એમાંનો પેહેલો ગુણ; દંડ–ત્રીજો ગુણ. વિરોધ શમા-વતાં સામ=સામવેદનાં ગાન; અને દંડ=લાકડી એ અર્થ લેવા. ૧૧. પ્રબુદ્ધ=જાગતો; અને આત્મ-સ્વરૂપ જાણતો. ૧૨. વામ લોચન= ડાબી આંખ; અને કુદૃષ્ટિ.

હશે. કેમ જે અતિ ઉચ્ચ સ્થલેથી પડવાથી એનામાં હવે થોડોજ જીવ રહે-લોછે. નેત્ર મીચીને એ વારંવાર અતિસ્ફુટ હાંફેછે. ઘડી ઘડી એ મ્હોંઉપર લથડેછે. વારે વારે પોતાની ચાંચને એ ઉઘાડેછે, અને એની ડોકને આધાર આપવાની (પણ) એનામાં શક્તિ નથી. માટે ચાલ, એનામાં હજી પ્રાણ છે એટલામાં એને ઉચકી લેઈને પાણીની પાસે મુક. એમ ક-હીને તે મુનિકુમાર પાસે મને સરોવરની તીરે લેવરાવ્યો. પછી જલ પાસે જઈ, એક કોરે પોતાનો દંડ તથા કમંડલ મુકી, પોતે મને ઉચકી લાવ્યો, અને જોકે મેં સર્વ પ્રયત્ન છોડી દીધો હતો[1] તોપણ મ્હારૂં મ્હોં ઉંચું કરી, પોતાની આંગળીથી એણે મને કેટલાંક પાણીનાં ટીપાં પાયાં; પાણીની છોળથી મને ન્હવરાવ્યો, અને જ્યારે મ્હારામાં નવો પ્રાણ આવ્યો ત્યારે, તીરપાસે ઉગેલા કમલપત્રની, જલથી શીતલ થયેલી છાયામાં મને મુકી, એણે યથાયોગ્ય સ્નાનવિધિ કરી. સ્નાનને અંતે, અનેક પ્રાણાયામ કરી-ને પવિત્ર થઈ, અઘમર્ષણનો[2] જપ કરી, ઉંચું મુખ કરી, નલિનીપત્ર-પુટવડે, તરત ચુંટેલાં રક્તકમલના, સૂર્ય દેવતાને અર્ઘ્ય આપીને એ ઉભો થયો. પછી ધોયેલું શ્વેત વલ્કલ પેહેરવાથી, ચંદ્રિકાયુક્ત સંધ્યાતપ જેવો શોભતો એ કુમાર પોતાની હાથેલી વડે જટાને ખંખેરીને સ્વચ્છ કરી, કમંડલમાં કમલના રેસાથી સુગન્ધિ તથા પવિત્ર સરોજલ ભરી, મને લેઈને તપોવન તરફ ધીરે ધીરે (પાછો) ગયો; અને તરત સ્નાન કર્યાથી ભીની રહેલી જટાઓવાળા ઋષિકુમારોનું આખું ટોળું (પણ) તેની પછવાડેજ ચાલ્યું.

એ સરોવરથી અમે બહુ દૂર ગયા ન હતા એટલામાં તો મેં એક અતિ રમણીય, અને બીજો જાણે બ્રહ્મલોક હોય એવો આશ્રમ જોયો. પ્રત્યેક દિશામાં ખીચોખીચ ઉગેલાં વૃક્ષનાં વનથી તે ઢંકાઈ ગયેલો હતો. એ અરણ્યોમાં સર્વદા કુસુમ તથા ફળ પડેલાંજ રહેતાં હતાં; તાલ, તિલક, તમાલ, હિંતાલ અને બકુલ વૃક્ષો તો ત્યાં પુષ્કળ હતાં; નાળિયેરિયોના જથામાં એલાયચીના છોડ વીંટળાયલા હતા; લોધ્ર, લવલી, અને લવંગનાં પલ્લવ ત્યાં હાલ્યાં કરતાં હતાં; આમ્રવૃક્ષની (માંજરોની) ધૂળ ઉંચે ઉડતી હતી; ભ્રમરકુળના ગણગણાટથી આંબાઓ ઝણકી રહ્યા હતા; મદમત્ત કોકિલ-

---

૧. અર્થાત્ હું હાલતો કે ચાલતો ન હતો. ૨. સંધ્યાવંદન કરનાર સર્વ બ્રાહ્મણોને એ (आपोहिष्टा वि०), ઋગ્વેદના દશમા મંડલમાં કહેલા મંત્ર યાદ હશેજ.

કુલના કલાપનો ત્યાં કોલાહલ થઈ રહ્યો હતો; પ્રફુલ્લ કેવડાની રજના ઢગથી તે અરણ્યો પીળાં દેખાતાં હતાં; સોપારીની લતારૂપી હિંદોળાઉપર વનદેવતાઓ હીંચતી હતી; અને ત્યાં ખરતા તારાગણ જેવો અધર્મ-વિનાશ-સૂચક, પવનથી હાલેલો, તથા અતિ ધવલ કુસુમસમૂહ વારંવાર પડતો હતો.[1] ચકિત થયા વિના દોડતા સેંકડો કૃષ્ણ મૃગોથી વિચિત્ર દેખાતી, પ્રફુલ્લ કમલિનીઓથી રાતી, મારીચ નામના માયા-મૃગે[2] કરડેલાં મ્હોટી લતાઓનાં પત્રવાળી, અને રામની ધનુષ્કોટિના પ્રહારથી ઉખડી ગયેલાં મૂળને લીધે પડેલાં વિવરવડે વિષમ થયેલાં તળવાળી, દંડકા અરણ્યની ભૂમિયો તે આશ્રમના પ્રાન્ત ભાગને શોભાવતી હતી. સમિધ્, દર્ભ, પુષ્પ અને મૃત્તિકા લેઈ સર્વ દિશાઓમાંથી આવતા, તથા મ્હોટે સ્વરે પાઠ ગોખતા શિષ્યોની આગળ ચાલતા મુનિયો તેની પડોશમાં દેખાતા હતા. જલ-કલશ ભરતાં થતા ધ્વનિને ત્યાંનાં મયૂરમંડલ ઉંચી ડોકે સાંભળતાં હતાં. અહર્નિશ અપાતી ઘીની આહુતિથી સંતુષ્ટ થયેલા અગ્નિદેવોએ, સર્વ મુનિજનોને શરીર સહિતજ સ્વર્ગલોકમાં લેઈ જવાની ઇચ્છાથી, ઉંચે જતી ધૂમલેખાના આકારમાં, જાણે સ્વર્ગમાર્ગે જવાસારૂ ત્યાં નીસરણિયોનો સેતુ બાંધ્યો હોય એમ દેખાતું હતું[3]!! તેની સમીપ ચોતરફ આવી રહેલાં સરોવરની મલિનતા જાણે તપસ્વીઓના સમ્પર્કથી જતી રહી હતી; તેમના તરંગની પરંપરામાં સૂર્ય-પ્રતિબિમ્બની પંક્તિ પડેલી હતી તેથી, મુનિના દર્શનસારૂ આવેલું જાણે સપ્તર્ષિ-મંડલ[4] સ્નાન

---

૧. અહિં પુષ્પસમૂહ પડતો તેને તારાગણના ખરવાસાથે સરખાવવાનું પ્રયોજન એવું છે કે તે બંને ધોળા હોયછે, અધર્મ-વિનાશ-સૂચક હોયછે તથા પવનથી ચલિત થઇને પડેછે. છાંદોગ્ય શ્રુતિમાં એમ કહેલું છે કે જયાંસુધી પ્રાણિયોના પુણ્યનો ક્ષય થાય ત્યાંસુધી તેઓ ચંદ્રલોકમાં રહેછે અને પછી વાયુથી ચલિત થઇને મર્ત્યલોકમાં પડેછે. તારાઓને સત્પુરુષો તરીકે માનવામાં આવેછે, અને તેઓ જ્યારે ખરેછે ત્યારે કોઇ મ્હોટો પુરુષ પડયો એમ ઘણીવાર લોકો કહેછે. માટે તારાઓનું ખરવું, અધર્મ—ધર્મ જેમનો ક્ષીણ થઈ ગયોછે એવા પુરુષો—નો વિનાશ—મર્ત્યલોકમાં પડવું—સૂચવેછે. એવી રીતે ઉપરનાં ત્રણે વિશેષણ ઉપમાન સાથે લેવાં. ઉપમેય સાથે લેતાં અધર્મ-વિનાશ=પાપનો ક્ષય, એ અર્થ લેવો કેમકે પુષ્પવૃષ્ટિ સર્વદા તેજ સૂચવેછે. ૨. મારીચ= તાડકાનો પુત્ર, જેણે માયાથી મૃગનું રૂપ ધારણ કર્યું હતું. ૩. અલંકાર સારૂ જુઓ પૃષ્ઠ ૬ નોટ ૭. ૪. સપ્તર્ષિ=મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ,

કરતું હોય એમ લાગતું હતું; અને તેમાંનાં અતિ પ્રફુલ્લ કુમુદવન નિશા સમયે, જાણે ઋષિજનોની સેવા કરવાને નીચે ઉતરેલા ગ્રહગણ હોય એમ દેખાતાં હતાં. વનલતાઓ તેને, પવનથી નમતી પોતાની શિખાઓવડે જાણે પ્રણામ કરતી હતી! અહર્નિશ પુષ્પપાતવડે સર્વ વૃક્ષો તેની જાણે પૂજા કરતાં હતાં! પલ્લવરૂપી અંજલિ રચીને શાખાઓ તેની જાણે સેવા કરતી હતી! ત્યાં મુનિગહેોનાં આંગણાંમાં શ્યામાક ધાન્ય સુકાવાને સારૂ પાથરેલું હતું. આમળી, લવલી, બોરડી, ફળ, નાનાં મ્હોટાં પનસ, આંબા, અને તાલ—એ વૃક્ષોનાં ફળ ત્યાં ભેગાં કરી રાખેલાં હતાં. બાળકો મ્હોટે સાદે ત્યાં પાઠ ભણતા હતા. શુકકુળો, વારંવાર સાંભળ્યામાં આવેલો 'વષટ્કાર' શબ્દ બોલ બોલ કરતાં હતાં.[1] અસંખ્ય સારિકાઓ વેદનો ઘોષ કરી રહી હતી. અરણ્યના કુકડા વૈશ્વદેવમાં આપેલું બલિદાન ખાતા હતા. પાસેની વાવમાં રહેતાં કલહંસનાં બચ્ચાં નીવાર ધાન્યના બલિદાનનો આહાર કરતાં હતાં. મુનિ-બાલકોને હરિણીઓ જિહ્વા-પલ્લવથી સ્પર્શ કરતી હતી. હવનમાં અર્ધાં બળેલાં કુશ, સમિધ અને પુષ્પ ચડચડતાં હતાં. પથ્થરથી ભાગેલાં નાળીએરના પાણીથી ત્યાંનાં શિલાતલ ભીનાં થયેલાં હતાં. થોડાજ વખત ઉપર વટાયલાં વલ્કલના રસથી ભૂતળ લાલ થયું હતું. રક્ત ચંદનથી ચિત્રેલા સૂર્યમંડલ ઉપર, ત્યાં કણહેર પુષ્પ ચઢાવેલાં હતાં. અહીં તહીં પાથરેલી ભસ્મલેખાઓવડે મુનિયોની ભોજનશાળાઓને આડ બાંધેલી હતી. હળી ગયેલા વાનરો, ત્યાંના વૃદ્ધ અને અંધ તપસ્વીઓની લાકડીઓ પોતાને હાથે ઝાલીને, તેમને બ્હાર લઈ જતા તથા અંદર પ્રવેશ કરાવતા હતા!! હાથીનાં બચ્ચાંએ અર્ધ ચાવ્યા પછી પડી ગયેલા, સરસ્વતીની ભુજ-લતામાંથી નીકળી ગયેલા શંખ-વલય જેવા, મૃણાલના કડકાઓથી તે આશ્રમ ચિત્ર

---

ક્રતુ, દક્ષ, અને વશિષ્ઠ–તેમના નામ ઉપરથી પડેલું સાત તારાનું ગુંછળું. કુમારસંભવ, સર્ગ ૬ શ્લો. ૪૯ માં કાલિદાસે પણ સપ્તર્ષિમંડલને રવિપ્રતિબિમ્બ સાથે સરખાવ્યું છે:—

गगनादवतीर्णा सा यथावृद्धपुर:सरा ।
तोयान्तर्भास्करालीव रेजे मुनिपरम्परा ॥

૧. વષટ્કાર=દેવને બલિદાન અથવા હોમ આપતી વખતે 'સ્વાહા' વિગેરે શબ્દ કહેછે તે. જુઓ સુ. ૨. ભા. પૃ. ૧૮૧.—

नित्याकर्णनया शुकेन च पदं साम्नामिदं गीयते.

વિચિત્ર લાગતો હતો. ઋષિજનોને સારૂ હરિણો પોતાના શૃંગાગ્રથી વિવિધ કંદમૂળ ખોદતાં હતાં[1]! વૃક્ષોના ક્યારાને વનગજો, જલથી ભરેલા પોતાના શુંડાગ્રથી પૂરતા હતા! ઋષિકુમારકો વનવરાહના દંતની વચમાં વચમાં ભરાઈ રહેલાં કમલકંદને ખેંચી કાઢતા હતા! પરિચિત થયેલા મયૂરો પોતાની પાંખોવડે પવન નાંખીને મુનિયોના હોમાગ્નિને સળગાવતા હતા! અમૃત-ચરુની[2] મનોહર સુગંધ ત્યાં વ્યાપતી હતી. અર્ધ પક્વ પુરોડાશના[3] પવિત્ર પરિમલથી તે આશ્રમ સુગન્ધિત થયો હતો. અગ્નિમાં અવિચ્છિન્ન ઘૃત-ધારાની આહુતિ અપાતી હતી તેના ઝણઝણાટનો શબ્દ (ચારે પાસ) નીકળી રહ્યો હતો. અતિથિવર્ગની ત્યાં સેવા કરાતી હતી. પિતૃદેવતાઓની પૂજા થતી હતી. હરિ, હર અને પિતામહનું અર્ચન થતું હતું. શ્રાદ્ધ-કર્મનો ઉપદેશ થતો હતો. યજ્ઞવિદ્યાનું વ્યાખ્યાન ચાલતું હતું. ધર્મશાસ્ત્રનું આલોચન થતું હતું. વિવિધ પુસ્તકોનો ત્યાં પાઠ ચાલતો હતો. સર્વ શાસ્ત્રાર્થનો વિચાર થતો હતો. પર્ણકુટિયો (બાંધવા)નો આરંભ થતો હતો. આંગણાં લીંપાતાં હતાં, ને મુનિગૃહો અંદરથી સ્વચ્છ કરવામાં આવતાં હતાં. વળી ત્યાં ધ્યાન થતું હતું, મંત્ર સધાતા હતા, યોગનો[4] અભ્યાસ ચાલતો હતો, વનદેવતાઓને બલિદાનનું અર્પણ થતું હતું, મુંજ-મેખલા બંધાતી હતી, વલ્કલો ધોવાતાં હતાં, સમિધ્નો સંગ્રહ થતો હતો, કૃષ્ણમૃગચર્મ સ્વચ્છ કરવામાં આવતાં હતાં, ગવેધુકા[5] લેવાતી હતી, કમલબીજ સુકવાતાં હતાં, અક્ષમાલા ગુંથાતી હતી, વેત્રદંડ[6] મુકાતા હતા, પરિવ્રાજકોને સંસ્કાર અપાતો હતો, અને કમંડલમાં જલ ભરાતું હતું. વળી કલિકાળે તેને કદી જોયો ન હતો, અસત્યને તેનો પરિચય ન હતો, અને કામદેવે તેને પૂર્વે સાંભળ્યો (પણ) ન હતો. બ્રહ્માની પેઠે તેનું ત્રણે ભુવન વંદન કરતાં હતાં. વિષ્ણુની સમાન તેણે વરાહ અને નરસિંહ રૂપ પ્રકટ કર્યાં હતાં[7]. સાંખ્યની પેઠે તેમાં કપિલ[ા]નું અધિષ્ઠાન હતું[8]. મથુરાના ઉપવનની પેઠે ત્યાં બળે કરીને

---

૧. જુઓ પૃ.૪૬,લી.૭મી. ૨. બલિદાન સારૂ ઉકાળવામાં આવતા ચોખા વિ૦. ૩. એક જાતનું બલિદાન. ૪. યોગ=ચિત્તવૃત્તિને અટકાવીને ધ્યાન કરવું તે. ૫. એક જાતનું ધાન્ય. ૬. જુઓ પૃષ્ઠ ૭. નોટ ૨. ૭. વરાહ, નર, સિંહ, અને રૂપ–મૃગ–એ સર્વ આ આશ્રમમાં હતાં; અને વિષ્ણુએ વરાહ રૂપ તથા નરસિંહ રૂપ ધારણ કર્યાં હતાં. ૮. વેદાન્ત, ન્યાય, અને સાંખ્ય એવાં ત્રણ આપણાં શાસ્ત્ર છે, તેમાં સાંખ્યનો અધિષ્ઠાતા–

મદમત્ત ધેનુક[ા]નો નાશ થયો હતો.[1] ઉદયનની પેઠે તે વત્સ-કુલને આનંદ આપતો હતો.[2] કિંપુરુષ-રાજ્યની સમાન ત્યાં મુનિજનો જલ-કલશ લેઈને દ્રુમ ઉપર રેડતા હતા[3]. ગ્રીષ્મ ઋતુના અંતની પેઠે ત્યાં જલ-પ્રપાત પાસેજ હતો.[4] વૃષાકાળની પેઠે ત્યાં વનગહન મધ્યે હરિ સુખે સુતેલા હતા.[5] હનુમાન્‌ની સમાન તેણે શિલાઓના કડકાના પ્રહાર કરી કરીને અક્ષના અસ્થિ-સંચયનો ચૂરો કરી નાંખ્યો હતો.[6] ખાંડવ વન બાળવાને તત્પર થયેલા અર્જુનની પ્રમાણે ત્યાં અગ્નિકાર્યનો આરંભ થયો હતો.[7] સુરભિ વિલેપન છતાં પણ ત્યાં સર્વદા ધૂમની ગંધ નીસરતી હતી[8]. માતંગ-કુલનો વાસ છતાં પણ તે આશ્રમ પવિત્ર હતો.[9] સેંકડો ધૂમકેતુઓ ત્યાં દેખાતા હતા તથાપિ ઉપદ્રવ કંઈજ ન હતો.[10] અને ત્યાં દ્વિજપતિનું આખું મંડલ છતાં પણ પાસેના વૃક્ષોની ઝાડીમાં સર્વદા અંધકારજ રહેતો.[11]

વળી ત્યાં મલિનતા, માત્ર યજ્ઞ-ધૂમમાંજ હતી, (મનુષ્યનાં) ચરિતમાં ન હતી.[12] મુખરાગ પોપટોમાંજ હતો, કોપમાં નહિ.[13] તીક્ષ્ણતા દર્ભાગ્રમાંજ હતી, સ્વભાવમાં નહિ. ચંચલતા કદલી-પત્રમાંજ હતી, મનમાં નહિ. ચક્ષુરાગ કોકિલોમાંજ હતો, પરસ્ત્રીમાં નહિ.[14] કંઠગ્રહ

---

સ્થાપનાર–કપિલ કહેવાયછે. અહિં કપિલા=દુઝણી ગાય તેનો વાસ.
૧. ઉપવન=બાગ. બળ=તપોબળ; અને બળરામ. ધેનુકા=ગોંડી; ધેનુક=બળરામે મારેલા એક રાક્ષસનું નામ. ૨. ઉદયન, વત્સ નામની એક ક્ષત્રિય જાતિનો રાજા હતો માટે તે તેમને આનંદ આપતો; આ આશ્રમ વત્સ-કુલ–વાછરડાં–ને ગમતો. ૩. કિંપુરુષ=સ્વર્ગલોકની એક જાતિ; ત્યાંના નૃપતિનું નામ દ્રુમ હતું; આશ્રમમાં દ્રુમ=વૃક્ષ. ૪. જલ-પ્રપાત=જલ અને પ્રપાત–ખડક–આશ્રમમાં હતાં; જલ-પ્રપાત=જળનું આકાશમાંથી પડવું. ૫. વન ગહન=ગાઢ અરણ્ય; અગાધ જળ. હરિ=સિંહ; વિષ્ણુ. ૬. તેણે=તે આશ્રમે–અર્થાત્ આશ્રમવાસીઓએ. અક્ષના અસ્થિ=અક્ષ–તે નામનાં વૃક્ષફલ–ના અસ્થિ–ગોટલા; અને અક્ષ–રાવણનો પુત્ર–તેનાં હાડકાં. ૭. અગ્નિ-કાર્ય=હોમાદિ; અગ્નિથી થતું કાર્ય–બાળવું તે. ૮. વિરોધાલંકાર. સુરભિ વિ૰=સુવાસિત; (વિરોધ શમાવતાં) સુરભિ–ગાય–ના છાણથી લિંપેલો. ૯. માતંગ=ચંડાલ જાતિ; હાથી. ૧૦. ધૂમકેતુ=પુંછડિયો તારો જે અશુભ સૂચક ગણાયછે; કેતુ–ધ્વજ–જેવો ધૂમ. ૧૧. દ્વિજપતિ=ચંદ્ર; શ્રેષ્ઠ બ્રાહ્મણ. મંડલ=બિંબ; સમૂહ. ૧૨. મલિનતા=કાળાશ; પાપાદિ દોષ. (અલંકાર નિયમ-શ્લેષ વા પરિસંખ્યા.) ૧૩. મુખરાગ=મુખમાં રાગ–રતાશ; મુખઉપર લાલાશ. ૧૪. ચક્ષુરાગ=નેત્રમાં રતાશ; નેત્રાકર્ષક પ્રેમ.

કમંડલમાંજ હતો, રતિવિલાસમાં નહિ.[1] મેખલા-બંધ વ્રતમાંજ હતો, ઈર્ષ્યા-કલહમાં નહિ.[2] હોમની ગાયોનાંજ સ્તનને સ્પર્શ થતો હતો, સ્ત્રિયોનાં નહિ. પક્ષપાત કુકડાઓનોજ થતો હતો, વિદ્યા-વિવાદમાં તે ન હતો.[3] અગ્નિ-પ્રદક્ષિણા કરવામાંજ ભ્રાન્તિ હતી, શાસ્ત્રાર્થમાં નહિ.[4] વસુ-સંકીર્તન દિવ્ય કથાઓમાંજ થતું હતું, ધન-તૃષ્ણામાં નહિ.[5] રુદ્રાક્ષની માળાનીજ ગણના થતી હતી, શરીરની નહિ.[6] મુનિ-બાલનો નાશ ક્રતુ-દીક્ષાથીજ થતો હતો, મૃત્યુથી નહિ.[7] રામાનુરાગ રામાયણવડેજ થતો હતો, યૌવનવડે નહિ.[8] અને મુખઉપર ભંગવિકાર વૃદ્ધાવસ્થામાંજ થતા હતા, ધનાભિમાનથી નહિ.[9] તેમજ શકુનિ-વધ તો મહાભારતમાંજ હતો.[10] વાયુ-પ્રલાપ (વાયુ) પુરાણમાંજ હતો.[11] દ્વિજ-પતન વૃદ્ધાવસ્થામાંજ થતું હતું.[12] જાડ્ય ઉપવનનાં ચંદન વૃક્ષોમાંજ હતું.[13] ભૂતિ અગ્નિદેવોમાંજ હતી.[14] ગીત-શ્રવણનું વ્યસન મૃગોમાંજ હતું. નૃત્ય-પક્ષપાત મયૂરોનોજ હતો.[15] ભોગ સર્પનેજ હતો.[16] શ્રીફલનો પ્રેમ વાનરોનેજ હતો.[17] અને અધોગતિ માત્ર વૃક્ષનાં મૂળોનીજ હતી.[18]

---

૧. કંઠગ્રહ=કમંડલને નાળચેથી પકડવું તે; આલિંગન. ૨. મેખલા-બંધ=બ્રહ્મચર્યમાં મૌંજીબંધન થાયછે તે; અને રતિકલહસમયે સ્ત્રિયો પતિને (કવિયોના કહેવા પ્રમાણે) કેડના કંદોરાથી બાંધેછે તે. એવોજ વિચાર, પણ ઉલટી રીતે વાસવદત્તામાં પૃ. ૧૨૮ મે છેઃ—रसनाबंधो रतिकलहेषु. ૩. પક્ષપાત=પાંખોથી પડવું-ઉડવું; વાદી, પ્રતિવાદીમાંથી એક તરફજ વલણ રાખવું તે. ૪. ભ્રાન્તિ=ફરવું, ભમવું; અને ભ્રમણા (હોય કંઇ ને સમજવું કંઇ તે). ૫. વસુ=દેવગણનો ભેદ; દ્રવ્ય. સંકીર્તન=કીર્તન—વખાણ—કરવાં; ગણત્રી કરવી. ૬. ગણના=જપસમયે માળાની ગણત્રી કરવી તે; દરકાર. ૭. મુનિબાલ=મુનિયોના વાળ-નો નાશ, ક્રતુ-હોમ—ની દીક્ષા આપતી વખતેજ થતો હતો; પણ મુનિના બાલ—બાલકો—નો નાશ મૃત્યુથી થતો નહિ. ૮. રામાનુરાગ=રામઉપર પ્રીતિ, અને રામા—સ્ત્રી—ઉપર પ્રેમ. ૯. ભંગવિકાર=કરોચલી; મુખની અપમાનકારક ચેષ્ટા. ૧૦. શકુનિ=પાંડવોનો મામો; પક્ષિયો.—અર્થાત્ ત્યાં પક્ષિયોનો વધ ન હતો. એમ આગળ પણ સમજવું. ૧૧. વાયુ-પ્રલાપ=વાયુ દેવનો પ્રલાપ; વાયુવડે થતો પ્રલાપ—અનર્થક વચન. ૧૨. દ્વિજ=દાંત; બ્રાહ્મણ. ૧૩. જાડ્ય=શૈત્ય; મૂર્ખતા. ૧૪. ભૂતિ=રાખ, ભસ્મ; સંપત્તિ.—આ આશ્રમમાં સંપત્તિ ન હતી. ૧૫. નૃત્ય વિ૦=નૃત્યકાળે પક્ષ—પીછાં—નું પડવું—પથરાવું; નૃત્યમાં પક્ષપાત—આસક્તિ. ૧૬. ભોગ=ફેણ; સ્ત્રી-સુખાદિ. ૧૭. શ્રીફલ=બીલું; લક્ષ્મીનું ફળ. ૧૮. અધોગતિ=ભૂમિની અંદર જવું; નરકમાં

એ પ્રકારના આ આશ્રમના મધ્યભાગને શોભાવતું એક રક્ત અશોક વૃક્ષ હતું. તેને અલક્તક જેવાં રાતાં પલ્લવ હતાં. મુનિજનોએ તેની શાખાઓ ઉપર કૃષ્ણચર્મ અને જલપાત્ર લટકાવ્યાં હતાં. ઋષિ-કુમારિકાઓએ હરિદ્રાના ચૂર્ણથી તેના મૂલભાગ ઉપર અનેક મ્હોંચા પાડયા હતા. હરિણનાં બચ્ચાં તેની આસપાસના ક્યારાનું જલ પીતાં હતાં. મુનિકુમારકોએ તેને દર્ભ-વસ્ત્ર અને હાર બાંધ્યા હતા. ગાયના લીલા છાણથી તેની આજુબાજુનું ભૂતળ લીંપેલું હતું. તેજ ક્ષણે ત્યાં કુસુમનું બલિદાન આપેલું હતું તેથી તે રમણીય લાગતું હતું, અને તેનું કદ ઘણું મ્હોટું નહિ છતાં મંડલાકારને લીધે તેનો અવકાશ વિસ્તીર્ણ લાગતો હતો. એ અશોક વૃક્ષની નીચે છાયામાં મેં ભગવાન્ જાબાલિ મુનિને બેઠેલા જોયા. ભુવન જેમ સમુદ્રોથી, હેમાચલ જેમ કુલ-પર્વતો-થી,[1] ક્રતુ યજ્ઞ-વન્હિયોથી, પ્રલય-દિવસ જેમ સૂર્યદેવતાઓથી,[2] અને કાળ કલ્પોથી,[3] તેમ એ મુનિ અતિતપસ્વી મહર્ષિયોથી પરિવૃત હતા. ભયાનક શાપથી જાણે બ્હીતી હોય તેમ દેહ કંપાવતી, પ્રેમમાં લપટાઈ ગઈ હોય તેમ કેશનું ગ્રહણ કરતી, ક્રોધાયમાન થઈ હોય તેમ ભ્રૂભંગ કરતી, મદ્યપાન કીધું હોય તેમ ગમનમાં સ્ખલન કરતી, જાણે અલંકાર પેહેર્યા હોય તેમ તિલકને[4] પ્રકટ કરતી, અને વ્રત ગ્રહણ કીધું હોય તેમ ભસ્મ-ધવલ[5] દેખાતી વૃદ્ધાવસ્થાયે એમનું શરીર ધોળું કરી નાંખ્યું હતું. લાંબી તથા પળિયાંને લીધે શ્વેત થયેલી જે જટાઓ એમને શોભાવતી હતી તેઓ, તપવડે સર્વ મુનિજનને જીતીને પ્રાપ્ત કરેલી જાણે ધર્મ-પતાકાઓ હોય, સ્વર્ગલોકમાં જવા સારૂ મેળવેલી જાણે પુણ્ય-રજ્જુઓ હોય, અને અતિદૂર ફેલાયેલા તપરૂપી વૃક્ષને ઉગેલી જાણે કુસુમ-મંજરીઓ હોય એવી દેખાતી હતી. એમના લલાટમાં ભસ્મનું ત્રિપુંડ્ રચેલું હતું તેથી એ જાણે ગંગાના વાંકા વહેતા ત્રણ પ્રવાહવાળું, હિમાદ્રિનું શિલાતલ હોય એવું લાગતું હતું. ઉંચી રાખેલી

---

પડતું.—ત્યાંથી કોઈ નરકમાં જતું નહિ. ૧. જુઓ પૃષ્ઠ. ૨ નોટ ૪. ૨. પ્રલયને દિવસે બાર સૂર્ય દેખાશે એવી આપણામાં કથા છે. ૩. કલ્પ=બ્રહ્માનો એક દિવસ. આપણાં ૪,૩૨,૦૦,૦૦,૦૦૦ વર્ષ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય અને પૃથ્વીનો નાશ થાય. ૪. તિલક=ટીલું; બીજા અર્થ સારૂ જુઓ પૃ. ૨૯ નો. ૨. ૫. ભસ્મ-ધવલ=ભસ્મ જેવી અને ભસ્મથી, ધોળી.

ચંદ્રકલા જેવી તથા કરોચલી પડવાથી શિથિલ થયેલી બે ભ્રૂલતાઓવડે એમની દૃષ્ટિ રુંધાયલી હતી. નિરંતર ચાલતા મંત્રાભ્યાસને લીધે ઉઘાડા રહેતા અધરપુટમાંથી નીકળતા અતિશ્વેત, સત્યના પ્રરોહ જેવા, સ્વચ્છ ઇન્દ્રિય-વૃત્તિયો જેવા તથા કરુણારસના પ્રવાહ જેવા દંત-કિરણોથી, પોતાના પુરોભાગને એ ધવલ રૂપ આપતા હતા; અને તેથીજ, નિર્મલ ગંગા-પ્રવાહનું વમન કરતા જન્હુ મુનિ જેવા એ દેખાતા હતા.[1] નિરંતર સોમ-પાન કરવાથી સુગંધિ થયેલા નિશ્વાસવડે આકર્ષાયલા, મૂર્ત્તિમાન્ શાપાક્ષર જેવા, સર્વદા મુખની પાસેજ ભમતા ભ્રમરો એમનાથી જરા પણ વિખુટા પડતા ન હતા. અતિશય કૃશતાને લીધે એમના ગાલમાં ઉંડા ઉંડા ખાડા પડી ગયાં હતા; એમનાં જડબાં તથા નાક અતિ ઉંચાં થયાં હતાં; ડોળા જરા વિકરાલ લાગતા હતા; નયનની પાંપણોમાં વાળ થોડાજ રહેલા હતા; શ્રવણ-વિવર દીર્ઘ રોમ ઉગવાથી ઢંકાઇ ગયાં હતાં; અને નાભિ સુધી એમની દાઢી વધેલી હતી. અતિ ચપલ ઇંદ્રિયોરૂપી અશ્વોનું અંતર્માં સંયમન કરવાની રજ્જુઓ હોય તેવી લાંબી લાંબી કંઠ-નાડીઓથી એમની ગ્રીવા નિરંતર ભરાઇ ગઈ હતી. એમનું અંગ, જેમાં અસ્થિ-પંજર ઉંચું તરી આવેલું તથા વિરલ વિરલ હતું, અને સ્કંધ ઉપરથી શુભ્ર યજ્ઞોપવીત લટકતું હતું તે, પવનથી ઉત્પન્ન થયેલા નાના નાના તરંગવાળા તથા તરતા મૃણાલવાળા સ્વર્ગંગાના પ્રવાહ જેવું નિર્મલ દીસતું હતું.[2] સ્વચ્છ સ્ફટિકમણિના કડકાઓના બનાવેલા, તથા ઉજ્વલ અને મ્હોટાં મોતીનો ગુંથેલો સરસ્વતીનો હાર હોય એવા દેખાતા અક્ષવલયને પોતાની હાલતી આંગળિયોની વચમાં એ ફેરવતા હતા તેથી, અહર્નિશ ભ્રમણ કરતા તારામંડલવાળો જાણે બીજો ઉત્તર ધ્રુવ હોય એવા એ પ્રકાશતા હતા. બ્હાર ઉપસી આવતી નાડીઓના જાળાથી કરીને એ, લાંબી વધેલી લતાઓના સમૂહવડે નિરંતર વિંટળા-

---

૧. ભગીરથ જ્યારે ગંગાને આકાશમાંથી લાવ્યા ત્યારે ત્યાંથી ઉતરતાં ઉતરતાં એના જલથી જન્હુ મુનિની યજ્ઞભૂમિ ડુબી ગઇ, તે ઉપરથી કોપાયમાન થઇને મુનિ ગંગાનું પાન કરી ગયા, અને ભગીરથે જ્યારે અતિશય આજીજી અને પ્રાર્થના કરી ત્યારે એમણે પોતાના કર્ણમાંથી પાછી ગંગા કાઢી એવી કથા છે.—આ ઉપરથી ગંગા 'જાન્હવી' પણ કહેવાયછે. ૨. અહીં અંગ, પ્રવાહ સાથે; અસ્થિપંજર, મોજાં સાથે; અને યજ્ઞોપવીત, મૃણાલસાથે સરખાવ્યાં છે.

ચળા, જુના કલ્પવૃક્ષ જેવા લાગતા હતા. ચંદ્રકિરણોનું અથવા અમૃતના ફીણનું વા ગુણસંતાનના[1] તંતુઓનું જાણે બનાવ્યું હોય એવું નિર્મલ, માનસ સરોવરમાં ધોયાથી શ્વેત થયેલું, અને બીજું જાણે જરા-જાન્નક[2] હોય એવું દુકૂલ-વલ્કલ[3] એમણે ઓઢ્યું હતું. એમની પાસે દેવગંગાના જલથી ભરેલું એક સ્ફટિકમય કમંડલ, ત્રિદંડ[4] ઉપર મુકેલું હતું તેને લીધે, રાજહંસથી જેમ વિકસિત કમલસમૂહ શોભે તેમ એ શોભતા હતા. સ્થિરતામાં પર્વતોનો, ગામ્ભીર્યમાં સાગરોનો, તેજમાં સૂર્યનો, શાન્તિમાં ચંદ્રનો, અને નિર્મલતામાં આકાશનો જાણે એ સંવિભાગ કરતા હતા. ગરુડની પેઠે પોતાના પ્રભાવથી એમણે સકલ દ્વિજોમાં આધિપત્ય મેળવ્યું હતું[5]. બ્રહ્માની સમાન એ આશ્રમના ગુરુ હતા[6]. જુના ચંદનવૃક્ષની પેઠે એમની જટા સર્પ-કંચુક-ધવલ હતી[7]. પ્રશસ્ત ગજના જેવા એમને કર્ણવાલ લટકતા હતા[8]. બૃહસ્પતિની સમાન એમણે જન્મથીજ કચનું સંવર્ધન કીધું હતું[9]. દિવસની પ્રમાણે એમનું મુખ ઉગતા સૂર્યથી પ્રકાશતું હતું[10]. શરત્કાલની પેઠે એમનામાં વર્ષનો ક્ષય થયો હતો[11]. શાન્તનુની સમાન એમને સત્યવ્રત ઉપર પ્રીતિ હતી[12]. અંબિકાના કરની પેઠે, રુદ્રાક્ષનું ગ્રહણ કરવામાં એ નિપુણ હતા[13]. શિશિર સમયના સૂર્યની પેઠે એમણે ઉત્તરાસંગ લીધો હતો[14]. વડવાગ્નિની સમાન પોતે સર્વદા પયઃપાન કરતા[15].

---

૧. ગુણસંતાન=ગુણનું સંતાન વૃક્ષ; પાંચ દેવ-વૃક્ષો (મંદાર, પારિજાતક, સંતાન, કલ્પવૃક્ષ અને હરિચંદન) માંનું એ એક છે. ૨. વૃદ્ધાવસ્થાનું જાળું. ૩. વલ્કલ એજ દુકૂલ-રેશમી વસ્ત્ર. ૪. ત્રિદંડ=ત્રણ પાયાની બેસણી (Tripod). ૫. દ્વિજ=બ્રાહ્મણ; પક્ષી. ૬. આશ્રમ=મઠ; બ્રહ્મચર્યાદિ ચાર. ૭. જટા=કેશ; મૂળ. સર્પ૦=સાપની કાંચળી જેવી ધોળી જટા; કાંચળીથી ધોળાં થયેલાં મૂળ. ૮. કર્ણવાલ=કાન ઉપરના વાળ; કર્ણ અને વાળ-પુચ્છના. ૯. કચ=કેશ; બૃહસ્પતિનો તે નામનો પુત્ર. ૧૦. મુખ=મ્હોં; પ્રથમ ભાગ. ૧૧. વર્ષ=ઉમ્મર; વર્ષાદ. ૧૨. શાન્તનુ=ભીષ્મના પિતા. સત્યવ્રત=સારૂં આચરણ; ભીષ્મનું નામ. ૧૩. રુદ્રાક્ષ=તે નામના મણકા; રુદ્ર-મહાદેવ-ની અક્ષ-આંખો. અંબિકાનો હાથ રતિસમયે મહાદેવની આંખ ઢાંકવામાં નિપુણ; અને મુનિ રુદ્રાક્ષ જપવામાં. ૧૪. ઉત્તરાસંગ=ઉત્તરીય-ઉપરનું વસ્ત્ર-તેનો સંગ; ઉત્તરાયણનો સંગ. ૧૫. વડવાગ્નિ=સમુદ્રતળે રહેલો અગ્નિ. (કથા પ્રમાણે). પય=દૂધ; પાણી.

શૂન્ય નગરની પેઠે એ દીન, અનાથ, તથા વિપન્નનું શરણ હતા[1]. અને મહાદેવની પેઠે એમનું શરીર **ભસ્મ-પાણ્ડુરોમ**[ા]વડે આશ્લિષ્ટ હતું[2].

એમને જોતાંજ મને વિચાર થયો કે અહો! તપનો પ્રભાવ કેવો આશ્ચર્યકારક છે! આ મુનિની શાન્ત મૂર્તિ પણ તપ્ત સુવર્ણ જેવી સ્વચ્છ અને વિદ્યુત્‌ની સમાન ઝબકતી, ચક્ષુના તેજને ડાબી નાંખેછે, અને સર્વદા ઉદાસીન[3] છતાં પણ પોતાના મહાપ્રભાવ થકી એ, પ્રથમ દર્શન કરનાર-માં જાણે કંઈક ભય જેવું ઉત્પન્ન કરેછે! શુષ્ક ઘાસ અને કાશ-કુસુમમાં પડેલા અગ્નિ જેવી ચંચલ વૃત્તિનું, સૂક્ષ્મ તપવાળા મુનિયોનું પણ તેજ પ્રકૃતિથી નિત્ય ક્ષમારહિત હોયછે તો પછી આવા પાપક્ષયકારી ભગવતો, જેમના ચરણનું સકલ જગત્ વંદન કરેછે, જેઓનો મલ તપોજલથી નિ-રંતર ધોવાયલો છે, અને જેઓ પોતાનાં દિવ્ય ચક્ષુવડે સકલ સંસારને હાથેલીમાં રહેલા આમળાની પેઠે જોઈ શકેછે[4] તેઓના તેજની તો વાત-જ શી!! મહામુનિયોનું માત્ર નામગ્રહણે પુણ્યજનક છે તો સાક્ષાત્ દર્શનનું ફળ તે કેવું મ્હોટું!! આ આશ્રમને ધન્ય છે કે એને આવા અધિપતિ મળ્યાછે. અથવા આખા ભુવનતલનેજ ધન્ય છે, કેમકે પૃથ્વી ઉપરના આ બ્રહ્માથી એ અધિષ્ઠિત થયેલું છે. ખરેખર આ મુનિયો પુણ્યશાલી છે, કેમકે તેઓ અહર્નિશ સર્વ અન્ય વ્યાપાર ત્યજી દેઈ, બીજા બ્રહ્મા જેવા આ મહાપુરુષના મુખકમલને નિશ્ચલ દૃષ્ટિથી નિરખી નિરખી, પુણ્યકથાઓનું શ્રવણ કરી એમની સેવા કરેછે. સરસ્વતીને પણ ધન્ય છે કે તે રાજહંસીની પેઠે, આવા, સર્વદા અતિ પ્રસન્ન, કરુણાજલ વર્ષાવતા, અગાધ ગામ્ભીર્યવાળા, અને સુંદર **દ્વિજ**કુલને પરિચિત, **માનસમાં**, મુખકમલ-સ્પર્શનો અનુભવ લેતી વસેછે[5]. બ્રહ્માના

---

૧. શરણ=ત્રાતા; આશ્રય. ૨. ભસ્મ જેવા પાણ્ડુ—ધોળા, રોમ—રૂ-વાડાં—વાળું; ભસ્મથી પાણ્ડુર—સ્વેત થયેલી,ઉમાયે—પાર્વતીએ—આશ્લિષ્ટ—આલિંગિત. ૩. તટસ્થ. ૪. જુઓ વાસવદત્તા. પૃ. ૨ જું.—

करबदरसदृशमखिलं भुवनतलं यत्प्रसादतः कवयः.........વિગેરે.

૫. પ્રસન્ન=ઈર્ષ્યાદિ રહિત; મેલરહિત. ગામ્ભીર્ય=મનની ઉંડાઈ; જળની અગાધતા. દ્વિજ—જુઓ પૃ. ૫૬ નો. ૫. માનસ=મન; માન સરોવર. હંસી જેમ માનસ સરોવરમાં તેમ સરસ્વતી આ મુનિના મનમાં વસેછે. સરસ્વતીને હંસીની ઉપમા શ્રી દંડીયે પણ કાવ્યાદર્શના પ્રથમ શ્લોકમાં આપેલી છે:—

चतुर्मुखमुखाम्भोजवनहंसवधूर्मम ।
मानसे रमतां नित्यं सर्वशुक्ला सरस्वती ॥

ચાર મુખકમલમાં વસનાર વેદોને ઘણા કાળ પછી આ બીજું ઉચિત સ્થાન મળ્યું છે. જગત્‌માં, કલિકાળ રૂપી મેઘસમયે મલિન થયેલી, નદિયો જેવી સર્વ વિદ્યાઓ, શરત્કાળ જેવા આ મહાપુરુષના સંસર્ગથી ફરી પાછી સ્વચ્છ થઇ છે. ખરેખર, કળિયુગના વિલાસનું અવમાન કરીને સર્વાત્માથી અહિં વસતા ભગવાન્ ધર્મને કૃતયુગ સાંભરતો નહિ હોય. ધરણિતલને આ મહામુનિથી અધિષ્ઠિત થયેલું જોઇને, નક્કી આકાશને હવે સપ્તર્ષિ-મંડલના વાસનું અભિમાન ધરાવવાનું રહ્યું નથી. અહો ! વૃદ્ધાવસ્થાનું પણ જોર જબરૂં દેખાયછે કે, પ્રલયકાળના સૂર્યકિરણ જેવા દુર્નિરીક્ષ્ય,[1] તથા ચંદ્રકિરણ જેવા શુભ્ર, આમના જટાભારમાં, મહાદેવની જટામાં જેમ ફીણના ઢગથી શ્વેત થયેલી ગંગા, તથા અગ્નિની જ્વાલાના સમૂહમાં જેમ દુધની આહુતિ પડે તેમ પડતી એ ( જરા પણ ) બ્હીની નથી ! આ મહર્ષિયે, હોમેલા પુષ્કળ ઘીમાંથી નીકળતા ધૂમના ગોટાવડે આખું આશ્રમપદ મલિન કરી દીધું છે માટે, તેમના પ્રભાવથી જાણે બ્હી બ્હીને સૂર્યકિરણો પણ તપોવનને દૂરથી ત્યજેછે. અહિં વળી પવનથી ફરફરતી તથા ભેગી થઇ જતી જ્વાલાઓવાળા અગ્નિ દેવો, મંત્રવડે પવિત્ર કરેલા બલિદાનને, જાણે અંજલિ રચીને એમના સ્નેહથી ગ્રહણ કરેછે. દુકૂલ-વલ્કલને ફડફડાવતો, આશ્રમ-લતાનાં કુસુમોની સુગંધ લાવતો, તથા મંદમંદ ગમન કરતો આ પવન જાણે બ્હીતો બ્હીતો એમની પાસે જાયછે. તેજનો પરાજય ઘણું કરીને મહાભૂત[2] પણ કરી શકતાં નથી; અને આ મહાપુરુષ સર્વ તેજસ્વીઓના અગ્રણી છે; જગત્‌માં, એ મહાત્માના અધિષ્ઠાનને લીધે જાણે એ સૂર્ય હોય એમ ભાસેછે, તથા પૃથ્વી એમના આધારથી જાણે નિષ્કંપ રહીછે. આ મુનિ કરુણારસના પ્રવાહ છે; સંસાર-સમુદ્રને તરવાના સેતુ છે; ક્ષમા-જલના આધાર છે; તૃષ્ણારૂપી ઝાડીના પરશુ છે; સંતોષામૃતના સાગર છે; સિદ્ધિમાર્ગના ઉપદેશક છે; દુષ્ટ ગ્રહોના અસ્તાચલ છે; શાન્તિરૂપી વૃક્ષનું મૂળ છે; બુદ્ધિચક્રની નાભિ છે;[3] ધર્મ-ધ્વજને રહેવાનો વંશ છે[4]; સર્વ વિદ્યાઓના અવતરણનું તીર્થ છે; લોભ-સમુદ્રના વડવાગ્નિ છે; શાસ્ત્ર-રત્નની કસોટી છે; પ્રેમ-પલ્લવના દાવાનલ છે; ક્રોધ-સર્પના મહામંત્ર છે[5]; મોહાન્ધકારના સૂર્ય છે; નરક-દ્વારના અર્ગલ છે; સર્વ આચારનું

૧. જોઇ શકાય નહિ એવું. ૨. પૃથ્વી આદિ. (Elements). ૩. નાભિ=પૈડાની નાયડી. ૪. વંશ=વાંસ. ૫. સબળ મંત્રના જોર આગળ

કુલ-ભવન છે; મંગલ વસ્તુઓનું ગૃહ છે; મદવિકારોનું અસ્થાન છે; સન્માર્ગના દર્શક છે; સાધુતાની ઉત્પત્તિ છે; ઉત્સાહ-ચક્રની નાભિ છે; સત્વના આશ્રય છે; કળિયુગના પ્રતિપક્ષ છે; તપના ભંડાર છે; સત્યના મિત્ર છે; નિષ્કપટપણાનું ક્ષેત્ર છે; અને પુણ્ય-સંચયનું ઉત્પત્તિ-સ્થાન છે. મત્સરને તો એમણે અવકાશજ દીધો નથી; વિપત્તિના એ મિત્ર નથી; પરિભવનું સ્થાન નથી; અભિમાનને અનુકૂલ નથી; દૈન્યને પ્રિય નથી; રોષને અધિન નથી; વિષયોને વશ નથી; અને સુખને અભિમુખ નથી. અહો! મહાત્માઓનો પ્રભાવ કેવો મ્હોટો છે! આ મહામુનિના પ્રભાવથીજ આખા તપોવનમાંથી વૈર શાન્ત થઇ ગયું છે અને મત્સર નાશ પામ્યો છે. અહિં પશુપક્ષિયો પણ પોતાના શાશ્વતિક વિરોધને ત્યજી દઇ, શાન્ત આત્મા થકી તપોવન-વાસનું સુખ અનુભવતાં દેખાયછે![1] કેમકે વિકસિત કમલવનની રચના જેવા, ઉંચા થતા સેંકડો ચારુ ચંદ્રકવાળા, અને હરિણ-લોચનની કાન્તિ જેવા વિચિત્ર મયૂર-કલાપમાં, તડકાથી શેકાયલો આ સર્પ, જાણે નવા ઉગેલા લીલા ઘાસમાં જતો હોય તેમ નિઃશંક ભરાયછે!! વળી આ મૃગના બચ્ચાને, યાળવિનાના નાના નાના સિંહ સાથે રહેવાનો પરિચય થયેલો છે તેથી એ પોતાની માતાને ત્યજીને, સિંહી-સ્તનમાંથી નીકળતી ક્ષીર-ધારાનું પાન કરેછે!! આ મૃગપતિની ચંદ્ર-કિરણ જેવી ધોળી યાળને હાથીનાં બચ્ચાં મૃણાલ-કલાપ ધારી ખેંચેછે ત્યારે એ પોતાની આંખો અર્ધી મીચીને એમને આનંદથી ગેલ કરવા દેછે!! વળી અહિં આ વાનરોનું ટોળું સ્વજાતીય ચાપલ ત્યજીને, ન્હાએલા મુનિકુમારકો સારૂ ફળ લાવી દેછે!! અને આ હાથીઓ મદાન્ધ છતાં પણ, ગંડસ્થલ ઉપર બેઠેલાં તથા મદ-જલનું પાન કરવામાં નિશ્ચલ થયેલાં ભ્રમરનાં ટોળાંને, દયાભાવને લીધે, કર્ણ હલાવી હલાવીને ઉરાડી મુકતા નથી! ટુંકામાં, ઉંચે જતી તાપસાગ્નિ-હોત્રની ધૂમલેખાના સંગથી, અહર્નિશ જાણે કૃષ્ણચર્મનું આચ્છાદન વસ્ત્ર પેહેર્યું હોય એવાં શોભતાં, ફળ મૂળ અને વલ્કલ ધારણ કરતાં,

---

જેમ સર્પનું કંઇ ચાલે નહિ તેમ આ ઋષિની પાસે ક્રોધનું કંઇ ફાવે નહિ.

[1] જુઓ કુમારસંભવ સ. ૫. શ્લો. ૧૭.

विरोधिसत्वोज्झितपूर्वमत्सरम् ।

* * * * * *

तपोवनं तच्च बभूव पावनम् ॥

આ મુનિની આસપાસ ઉગેલાં નિશ્ચેતન વૃક્ષો પણ વ્રત આચરતાં હોય એમ દેખાયછે તો પછી સચેતન પ્રાણિયોની તો વાતજ શી!!

આવી રીતે હું વિચાર કરતો હતો એટલામાંજ મને તેજ રક્ત અશોક વૃક્ષની છાયામાં એક જગાએ મુકીને હારીત પોતાના પિતાને ચરણ-સ્પર્શ કરી, પગે લાગી, તેમનાથી જરા દૂર પડેલા કુશાસન ઉપર બેઠા; અને તે સર્વે મુનિયો મને જોઈને એને પૂછવા લાગ્યા કે આ પોપટનું બચ્ચું ક્યાંથી આણ્યું? તેણે કહ્યું:—હું સ્નાન કરવા જતો હતો ત્યારે પદ્મ-સરોવરની તીરે ઉગેલાં વૃક્ષમાંના કોઈ માળામાંથી પડેલું આ બચ્ચું મેં દીઠું. તાપને લીધે એ હાંફતું હતું; ઉની ઉની ફફળતી રેતીમાં એ પડેલું હતું; ઉંચેથી પડવાથી એનાં ગાત્ર શિથિલ થઈ ગયાં હતાં અને થોડોજ જીવ એનામાં રહેલો હતો. એને જોઈને મને દયા તો આવી પણ તે મ્હોટા ઝાડ ઉપર તપસ્વિયોને ચઢવું ઘણું કઠિન એટલે એને એના માળા-માં મુકી શકાય તેમ ન હતું, માટે હું ઘેર લેઈ આવ્યોછું. હવે જ્યાં સુધી એને પાંખો નથી આવી અને અન્તરીક્ષમાં એ ઉડી શકે તેમ નથી ત્યાં સુધી આજ આશ્રમના કોઈ તરુ-કોટરમાં ભલે એ બિચારૂં રહે, અને અમે બધા મુનિકુમારો નીવાર-કણનો સમૂહ તથા વિવિધ ફલ-રસ લાવીશું તેથી પોતાનો નિર્વાહ કરીને જીવે. આપણા જેવાનો તો ધર્મ છે કે અનાથનું પરિપાલન કરવું. વળી જ્યારે એને પાંખો ફુટશે અને ગગન-તલમાં જવાને એ સમર્થ થશે ત્યારે એને ગમશે ત્યાં જશે અથવા તો પરિચય પડી ગયાથી અહીંજ રહેશે.—એ વિગેરે મ્હારા સંબંધી વાત સાંભળીને ઉપજેલા કુતૂહલથી ભગવાન્ જાબાલિ પોતાની ગ્રીવા જરા વાંકી વાળી, પુણ્યજલથી મને પ્રક્ષાલન કરતા હોય તેમ અતિ પ્રશાન્ત દૃષ્ટિથી મ્હારી સામું ઘણા વખત સુધી જોઈ, જાણે મને ઓળખી કાઢતા હોય તેમ ફરી ફરી નિહાળીને બોલ્યા કે:—આ તો પોતાનાજ અવિનયનું ફળ પામેલોછે.—એ ત્રિકાલદર્શી મહાત્મા[૧] તપના પ્રભાવથી, દિવ્યચક્ષુવડે આખા જગત્‌ને પોતાની હાથેલીમાં જાણે રમી રહ્યું હોય એમ જુવેછે; પૂર્વ જન્મોને જાણેછે; થનાર વસ્તુને પણ કહી આપેછે; અને દૃષ્ટિ-

---

૧. "That sacred seer, whose comprehensive view
"The past, the present, and the future knew."

*Iliad Book I. L. 93–4.*

ગોચરગત પ્રાણિયોના આયુષ્નું પ્રમાણ વરતી કાઢેછે!! ત્યાંની આખી તાપસ-સભા તો એમનો પ્રભાવ જાણતી હતી તેથી, આ વાક્ય સાંભળતાંજ—આણે શો અવિનય કર્યો હશે? શા સારૂ કર્યો હશે? ક્યાં કર્યો હશે? અને બીજા જન્મમાં એ કોણ હશે?—એ જાણવાને આતુર થઈ, અને વારે વારે તે મહામુનિને પ્રાર્થના કરવા લાગી કે ભગવન્! કૃપા કરીને કહો કે કેવા અવિનયનું ફળ એ ભોગવેછે, જન્માન્તરે એ કોણ હતો, પક્ષિજાતિમાં એ કેમ ઉત્પન્ન થયો અને એનું નામ શું. અમારૂં કુતૂહલ આપ શમાવો કેમકે સર્વ આશ્ચર્યોનું આપજ ઉત્પત્તિ-સ્થાન છો.

તપસ્વી-મંડલની આવી યાચના સાંભળી એ મહામુનિયે પ્રત્યુત્તર આપ્યો કેઃ—આ આશ્ચર્યકારક કથા ઘણી મ્હોટી છે; દિવસ થોડોજ રહેલો છે, અને મ્હારે સ્નાનસમય થવા આવ્યોછે; વળી આપને પણ દેવાર્ચન વેળા વઠી જાયછે માટે ઉઠો અને સર્વ યથોચિત દિવસ વ્યાપાર કરી લો. સાંજે જ્યારે આપ સર્વે ફલમૂલાહાર કરીને નિરાંતે બેસશો ત્યારે હું અથથી ઇતિસુધી સર્વ કથા કહીશ કે આ કોણ છે, અન્ય જન્મમાં એણે શું કર્યું છે અને આ લોકમાં એ કેવી રીતે ઉત્પન્ન થયોછે. હમણાં તો એને આહાર આપીને વિશ્રાન્ત કરો. હું જેમ જેમ કહેતો જઈશ તેમ તેમ નક્કી એને પણ પોતાના જન્માન્તરનો વૃત્તાન્ત જાણે સ્વપ્નમાં થઈ ગયો હોય એમ અગ્નિશુદ્ધ સાંભરતો જશે—એમ કહેતાં કહેતાંજ, સર્વ મુનિયો સાથે એ ઉઠ્યા અને પછી સ્નાનાદિક યોગ્ય દિવસ-વ્યાપાર કર્યા.

આ સમયે દિવસ આથમ્યો. સ્નાન કરી ઉઠ્યા પછી મુનિજનોયે અર્ઘ આપતાં જે રક્ત ચંદન ભૂમિ ઉપર નાંખેલું તેનોજ જાણે સાક્ષાત્ આકાશમાં રહેલા સૂર્યે અંગલેપ કીધો!! ઉંચે મ્હોંયે સૂર્યબિમ્બ સામી દૃષ્ટિ રાખી ઉષ્મપાન કરનાર ઋષિયો જાણે તેજ પી ગયા હોય તેમ, ક્ષીણ તાપવાળો દિવસ કૃશતા પામ્યો. ઉગતા સપ્તર્ષિ-મંડલનો સ્પર્શ ત્યાગ કરવાને જાણે ઇચ્છતો હોય તેમ પાદ[1] સંકોચીને, પારાવતના ચરણ જેવો રક્ત રવિ ગગનતલમાંથી નીચે લટકવા લાગ્યો. પશ્ચિમાર્ણવમાં પ્રતિબિમ્બિત થયેલું, ઈષદ્રક્ત કિરણજાલવાળું સૂર્યમંડલ, જલશય્યામાં પોઢેલા વિષ્ણુનું જાણે નાભિકમલ હોય અને તેમાંથી જાણે મધુધારા છૂટતી હોય એવું દેખાયું! પૃથ્વીતલ છોડીને તથા કમલવન મુકીને, પક્ષિયો

૧. પગ; કિરણ.

જેવા રવિકિરણોએ સંધ્યાકાળે તપોવન-વૃક્ષનાં શિખરોમાં અને પર્વતોની ટોચો ઉપર વાસ કીધો. આશ્રમ-તરૂઓ ઉપર કહિંક કહિંક રાતો તડકો પડતો હતો તેથી જાણે મુનિયોએ ત્યાં રક્ત વલ્કલ લટકાવ્યાં હોય એમ તેઓ ક્ષણવાર શોભવા લાગ્યાં. ભગવાન્ સૂર્યદેવતા અસ્ત પામ્યા પછી પશ્ચિમ સમુદ્રના તટમાંથી નીકળતી પ્રબાલ-લતા જેવી રક્ત સન્ધ્યા દેખાવા લાગી. તે સમયે આશ્રમમાં ધ્યાન થવા લાગ્યું. એક પાસ હોમધેનુ દોહોવાતી હતી ત્યાંથી દુગ્ધધારાનો મનોહર ધ્વનિ આવવા લાગ્યો. અગ્નિહોત્રની વેદિયો ઉપર લીલા કુશ પથરાવા લાગ્યા, અને ઋષિકુમારિકાઓ આમ તેમ દિગ્દેવતાઓને ભાતના બલિગ્રાસ નાંખવા લાગી. કહિંક (આખો દિવસ) વિહાર કરીને સૂર્ય આથમતાં પાછી આવતી, રક્ત તારક[1]વાળી તપોવન-ધેનુ જેવી કપિલ સંધ્યા મુનિજનોને દેખાઇ. થોડોજ સમય થયાં સૂર્યનો વિયોગ થયાથી શોકગ્રસ્ત થયેલી કમલિની, કમલકલિરૂપી કમંડલ ધારણ કરી, હંસરૂપી શ્વેત દુકૂલ પેહેરી, મૃણાલરૂપી શ્વેત યજ્ઞોપવીત રાખી[2], મધુકર-મંડલરૂપી અક્ષવલય ગ્રહણ કરી, દિનપતિ-સમાગમવ્રતને જાણે આચરવા લાગી !! પશ્ચિમ સમુદ્ર જલમાં સૂર્ય પડ્યો[3] એટલે તેના પડવાના વેગથી ઉછળેલા જલકણના સમૂહ જેવો તારાગણ આકાશમાં આવી રહ્યો !! પછી તરતજ ગગનતલ તારાથી છવાઈ ગયું તેથી, સિદ્ધકન્યાઓએ ફેંકેલાં સંધ્યાર્ચન-કુસુમથી જાણે તે વિચિત્ર થયું હોય એવું શોભવા લાગ્યું !! અને એક ક્ષણમાં તો, ઉન્મુખ મુનિજનોએ ઉંચે રેડેલા પ્રણામાઞ્જલિના જલથી જાણે ધોવાઇ ગયો હોય એમ બધો સંધ્યારાગ ગળી ગયો.

સન્ધ્યાનો ક્ષય થયા પછી, તેના વિનાશને લીધે દુઃખ પામતી રાત્રિયે કૃષ્ણમૃગચર્મ જેવો અભિનવ અંધકાર ધારણ કર્યો ! મુનિજનોનાં હૃદય શિવાય, અંધકારથી બીજું સર્વ કાળું મેશ થઈ ગયું. સૂક્ષ્મ તિમિર રૂપી તમાલ-વનલેખા જેના પર્યન્ત ભાગમાં આવેલી છે, સપ્તર્ષિમંડલનો જેમાં વાસ છે, અરુન્ધતીના ચરણસ્પર્શવડે જે પવિત્ર છે, આષાઢ[4]

---

૧. આંખની કીકી; તારા. ૨. મૃણાલ અને ધવલ યજ્ઞોપવીત વચ્ચે જે તાદૃશ્ય અહીં દેખાડ્યું છે તેવુંજ સાદૃશ્ય પેહેલાં પણ કવિયે દેખાડેલું છે. જુઓ પૃષ્ઠ ૫૫ મું નોટ ૨ જી.

૩. “Now deep in ocean sunk the lamp of light.”
*Iliad. Book VIII. L. 605.*

૪. ગગનતલને આશ્રમસાથે સરખાવ્યું છે એટલે વિશેષણો શ્લિષ્ટ છે.

જેમાં ઉપસ્થિત છે, મૂલ[1] જેમાંથી દૃષ્ટિયે પડેછે, અને જેની એકાન્તે ચારુ-તારક-મૃગ[2] આવી રહ્યાછે એવા અમરલોકના આશ્રમ જેવા ગગનતલમાં ચંદ્ર, રવિનો અસ્ત થયો એ વાત સાંભળી વૈરાગ્ય[3] ગ્રહણ કરી, ધોયેલા દુકૂલવલ્કલ જેવું શ્વેત અંબર[4] ધરી, થોડી વારે, તારાન્તઃપુર[5] સહિત પ્રવેશ કીધો. ચંદ્રથી આભૂષિત અને તારારૂપી કપાલના[6] કડકાઓથી અલંકૃત શિવમસ્તક જેવા આકાશતલમાંથી, સાગર ભરી નાંખતી ગંગા જેવી, હંસ-ધવલ ચંદ્રિકા ધરણીઉપર પડી.[7] વિકસિત કમલ-ધવલ ચંદ્ર-સરોવરમાં[8] ચંદ્રિકા-જલ પીવાના લોભથી ઉતરેલો, નિશ્ચલ હરિણ, જાણે અમૃત-પંકમાં ચ્હોટી ગયો હોય એવો દેખાયો !! અંધકાર રૂપી જલધર-સમય વીતી ગયા પછી, સમુદ્રમાંથી આવેલા, અભિનવ શ્વેત સિંધુવાર પુષ્પ જેવા ધોળા ચંદ્રકિરણો કુમુદ-સરોવરોમાં હંસની સમાન તરવા લાગ્યા. ચંદ્રબિમ્બમાંથી બધો ઉદય-રાગ જતો રહ્યો હતો તેથી તે, આકાશગંગામાં ન્હાવાથી ધોવાઈ ગયેલા સિન્દૂરવાળું જાણે ઐરાવત

---

આષાઢ=નક્ષત્રનું નામ; અને ખાખરાનો દંડ જે આશ્રમમાં હોવો જોઈયે. ૧. મૂલ=મૂલ નક્ષત્ર; બ્રહ્માંડનું મૂળ. ૨. ચારુ વિ૦=ચારુ–સુંદર, તારકમૃગ–મૃગશીર્ષ નક્ષત્ર (ગગનમાં); આશ્રમપક્ષે લેતાં, ચારુ–સુંદર, તારક–ચક્ષુની કીકી–વાળા મૃગ–હરિણ. જુઓ પૃષ્ઠ ૨૪ નોટ ૧ લી. ૩. વૈરાગ્ય=વૈવર્ણ્ય, ફિકાશ; સંસારત્યાગ. ૪. અંબર=વસ્ત્ર; આકાશ. ૫. તારાન્તઃપુર=તારા–ચંદ્રપત્નિયો–નું અન્તઃપુર. ૬. કપાલ=ખોપરી–જેનો, એમ કહેવાયછે કે શંભુ પોતાના કંઠમાં હાર પેહેરેછે. ૭. ગંગા આકાશમાંથી શિવમસ્તક ઉપર પડી ને ત્યાંથી ધરણીઉપર. જુઓ ભર્તૃહરિનું નીતિશતક, શ્લોક ૧૦.—

शिरः शार्वं स्वर्गात् पतति शिरसस्तत् क्षितिधरम् ।
महीध्रादुत्तुंगादवनिमवनेश्चापि जलधिम् ॥
अधो गंगा सेयं * * * * * * *
વળી જુઓ રામાયણ—गगनाच्छंकरशिरस्ततो धरणिमागता ॥

અહીં આકાશ શિવમસ્તક સાથે સરખાવ્યું, કારણ કે શિવને માથે ચંદ્ર તેમ આકાશમાં પણ; અને શિવને કપાલમાલા તેવી આકાશમાં તારારૂપી કપાલના કડકાની માલા. ચંદ્રિકા ગંગાજોડે સરખાવી, કારણ કે તે આકાશમાંથી ગંગાની પેઠે નીચે આવીને સાગરને ભરી નાંખેછે–ભરતી આણેછે. એ હંસ (જેવી) ધવલ હોય અને ગંગા હંસ(વડે) ધવલ. ૮. વિ૦ કમલ જેવો શ્વેત ચંદ્ર; કમલવડે શ્વેત સરોવર.

હાથીનું કુંભસ્થલ હોય એવું તે ક્ષણે દેખાયું! ધીરે ધીરે જ્યારે ભગવાન્ હિમરશ્મિનો પ્રફુલ્લ ઉદય થયો ; અમૃતધૂલિ જેવા ચંદ્રપ્રકાશથી જ્યારે જગત્ બધું ધોળાયું ; હિમનાં જલબિન્દુ પડવાથી શીતલ થયેલા, મંદ ગતિવાળા, ઉઘડતાં કુમુદવનનો સુગન્ધિ પરિમલ લાવતા, નિશાના પ્રથમ પ્રહરના પવન જ્યારે વાવા લાગ્યા, અને સુખે બેઠ બેઠ ધીરે ધીરે મ્હોં હલાવીને વાગોળતા આશ્રમમૃગ—જેમની આંખો ઉંઘ ભરાઈ આવવાથી ભારે થયેલી હતી તથા પાંપણો મીચાઈ ગઈ હતી તેઓ—જ્યારે એ પવનને અભિનન્દન કરવા લાગ્યા ; તથા માત્ર અર્ધપ્રહરજ રાત્રિ જ્યારે વીતી—ત્યારે, હું ખાઈ રહ્યો હતો તેથી હારીત મને લઈને તે બધા મુનિયોસાથે એના પિતા પાસે ગયો. ચંદ્રિકામાં ઝગઝગતા, તપોવનના એક ભાગમાં, વેત્રાસન ઉપર એ બેઠા હતા, અને જરા દૂર ઉભેલો જાલપાદ નામનો એક શિષ્ય દર્ભનો પવિત્ર પંખો હાથમાં લઈને એમને પવન નાંખતો હતો. (ત્યાં જઈ) હારીત બોલ્યો કેઃ—પિતાજી ! આશ્ચર્ય સાંભળવાના કુતૂહલથી આકુલ થયેલાં હૃદયવાળી સઘળી આ તાપસસભા ટોળામાંને ટોળામાં આપ પાસે આવીને ઉભી છે. વળી આ પક્ષીના બચ્ચાને હવે શ્રમ ઉતરી ગયોછે, માટે આપ કહો કે બીજા જન્મમાં આણે શું કર્યું છે, એ કોણ હતો અને હવે કોણ થશે. આવી રીતે જ્યારે તે મહામુનિને એણે કહ્યું ત્યારે તે મને આગળ ઉભેલો જોઈ, તથા એ સર્વ મુનિયોને એકાગ્ર ચિત્તે શ્રવણતત્પર થયેલા જાણી, ધીમે રહીને બોલ્યા કે જો જિજ્ઞાસા હોય તો સાંભળો.[1]

---

૧. જાબાલિ મુનિયે જે અહિંથી કથા કહેવા માંડીછે તેનો અંત બાણભટ્ટે રચેલો કથાભાગ પૂર્ણ થઈ ગયા પછી તેના પુત્રે લખેલા ભાગમાં આવેછે. ત્યાં સુધી તો આ કથા જાબાલિ મુનિ ઋષિયોને સંભળાવેછે અને વૈશમ્પાયન પોપટ શૂદ્રક રાજાને કહેછે એમ સમજવું.

# कथारम्भः

અવન્તીમાં ઉજ્જયિની નામે નગરી છે, તેની દ્યુતિ અમરલોકથી પણ ચઢતી છે. સકલ ત્રિભુવનનું તે એક આભૂષણ છે. કૃતયુગની તે જન્મભૂમિ જેવી છે. ત્રણે ભુવનની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર શ્રીમહાકાલેશ્વર[1] મહાદેવે પોતાને વસવા યોગ્ય ઉત્પન્ન કરેલી જાણે તે બીજી પૃથ્વી છે. તેને બીજી પૃથિવી ધારીને આવેલા સમુદ્ર જેવો, રસાતલ જેવી ઉંડી એક પાણીની ખાઈનો ગોળ પરીઘ તેની આસપાસ ફરી વળેલો છે. શંકરની એ નિવાસ ઉપર પ્રીતિ જોઈ, ગગનને સ્પર્શ કરતાં શિખરવાળો જાણે કૈલાસ પર્વત આવ્યો હોય એવો, ત્યાં ચારે બાજુએ, ચુનાથી ધોળેલો ફરતો કોટ છે. શંખ, છીપ, મોતી, પ્રવાલ અને મરકત મણિના સમૂહ જેમાં સ્પષ્ટ દેખાયછે એવા, સુવર્ણના ચૂર્ણ રૂપી રેતીના ઢગથી ભરેલા, વિશાલ, અગસ્ત્ય મુનિયે પીધેલા જલવાળા સમુદ્ર જેવા, મ્હોટા બજારના રસ્તાઓથી તે નગરી શોભી રહેલી છે[2]. અહર્નિશ થતા ઉત્સવો જોવાના કુતૂહલથી, આકાશમાંથી ઉતરી આવેલાં જાણે દિવ્ય વિમાનોની પંક્તિયો હોય એવી—દેવ, દાનવ, સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર અને નાગ લોકથી ભરેલી—ત્યાંની ચિત્રશાલાઓથી તે અલંકૃત છે ! તેના ચતુષ્પથ[3] આગળ જે દેવમંદિરો આવેલાં છે તેઓની શોભા. મન્થન સમયે ઉડેલા દુધને લીધે ધવલ થયેલા મંદરાચલ જેવી

---

૧. બાર જ્યોતિર્લિંગમાંનું એક મહાકાલ નામનું ઉજ્જયિનીમાં છે.

> सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ।
> उज्जयिन्यां महाकालमोंकारममरेश्वरम् ॥
>
> द्वा० ज्यो०
>
> अवन्तिकायां विहितावतारं मुक्तिप्रदानाय च सज्जनानाम् ।
> अकालमृत्योः परिरक्षणार्थं वंदे महाकालमहासुरेशम् ॥
>
> ज्यो० स्तोत्र.

૨. સમુદ્રમાં પણ શંખ વિ૦ વસ્તુઓ હોયછે ને દુકાનોમાં પણ (વેચવા સારૂ) તે રાખેલી હોયછે. સુવર્ણનો ભુકો દુકાનોમાં ને તે રૂપી રેતી સાગરમાં હોય. પણ સમુદ્રમાં જલ હોય માટે બજાર સાથે સાદૃશ્ય ન બેસે તે બેસાડવા સારૂજ 'અગસ્ત્યે પીધેલા જલવાળા' એમ કવિયે કહ્યુંછે. ૩. ચાર માર્ગ મળે એવું સ્થાન–ચકલું.

છે; સુવર્ણમય નિર્મલ કલશ તેમનાં શિખર ઉપર મુકેલા છે; તથા પવનથી તેમના શ્વેત ધ્વજ ફરફરેછે તેથી, ઉપર પડતી સ્વર્ગગંગાવાળાં હિમાલયનાં શિખર જેવાં તેઓ દિસેછે. કેવડાના પરાગથી ધૂસર થયેલી તેની રળિયામણી સીમાઓ પાસે ચુનાથી ધોળેલી વેદિકાવાળા કુવા શોભી રહ્યાછે, અને અહર્નિશ ચાલતા રેંટવડે, લીલી વાડિયોની અંધારી ઘટાને જલ સિંચાયછે. ગૃહોની સમીપ રચેલા બાગમાં મદથી ગુંજાર કરતાં ભ્રમરોનાં ટોળાંએ અંધકાર કરી મુક્યો છે. કંપતી ઉપવન-લતાઓના પુષ્પ-પરિમલથી પવન સુગન્ધિ થયેલાછે. ઘેર ઘેર **મદન-યષ્ટિ**[1] ઉપર પ્રબાલમય તથા મકરચિન્હયુક્ત કેતુઓ લટકાવેલા છે તેમની ઉપર, સૌભાગ્ય સૂચવતી ઘંટાઓ વાગેછે, આછાં લાલ વસ્ત્રની ધ્વજાઓ (ફરફરે) છે તથા રક્ત ચામરો બાંધેલાં છે તે ઉપરથી જણાયછે કે મકરધ્વજની[2] ત્યાં પૂજા થાયછે. સર્વદા ચાલતા અધ્યયન-ધ્વનિથી તેનું પાપ બધું ધોવાઈ જાયછે. મૃદંગના ગંભીર સ્વરથી ગાજી રહેલાં ધારાગૃહ,[3] જ્યાં ઝીણા ઝીણા જલકણના વર્ષાદથી દુર્દિન[4] થઈ રહ્યો છે અને પથરાયેલા રવિકિરણના સમૂહથી બનેલાં ઇંદ્ર-ધનુષોને લીધે જે રમણીય દેખાયછે, ત્યાં કળા કરી ઉભેલા, નૃત્ય-વ્યસની, મત્ત મયૂરોના કેકા-રવથી[5] કોલાહલ થઈ રહેછે. વિકસિત કુવલયથી મનોહર લાગતાં, પ્રફુલ્લ કમલથી ધવલ થયેલાં અભ્યન્તરવાળાં, તથા **અનિમિષ-દર્શન**વડે રમણીય દેખાતાં ઇન્દ્ર-લોચન જેવાં **સહસ્ર સરોવરથી**[6] તે નગરી શોભી રહેલીછે. અ-વિરલ કદલીવનને અડકતી, અમૃત-ફેનના ઢગ જેવી શ્વેત, દિશાએ દિશાએ આવેલી દંત-વલભિકાઓથી[7] તે ધોળાયલી છે. તેની આજુ બાજુ, આકાશને જાણે સ્વચ્છ કરતી હોય એવી શિપ્રા નદી ફરી વળેલી છે; તેનું જલ, યૌવનમદથી મત્ત થયેલી માલવી સ્ત્રિયોના કુચ-કલશથી ક્ષુભિત છે, અને ભગવાન્ મહાકાલના મસ્તક ઉપર દેવગંગાને જોઈને જાણે ઈર્ષ્યા

---

૧. મદન નામના વૃક્ષની યષ્ટિ-દંડ; મદન—કામદેવ—તેની પૂજા સારૂ મુકેલી યષ્ટિ. ૨. મકર—મચ્છ—ની આકૃતિ જેના ધ્વજઉપર છે એવો—કામદેવ. ૩. જ્યાં જલધારાઓ છૂટતી હોય એવાં, સ્નાન કરવાનાં ગૃહ. (Shower-baths). ૪. જુઓ પૃ. ૨૭ નોટ ૪. ૫. મયૂરોની ચીસોનો અવાજ. ૬. અનિમિષ=આંખો ન મીચે તે—માછલાં; એકાગ્ર દૃષ્ટિ. કુવલયથી૦—થી ને બદલે જેવાં શબ્દ લેવાથી આજ વિશેષણો ઇંદ્રલોચનને પણ લગાડી શકાયછે. ઇંદ્રનું નામ 'સહસ્રાક્ષ' પણ છે. ૭. વલભિ=કહેરો;

ઉપજી હોય તેમ તે સર્વદા તરંગ રૂપી ભ્રુકુટિ-લેખા ચઢાવી રાખેછે. ત્યાં વસનાર વિલાસી લોક હર-જટાના ચંદ્ર જેવો સકલ ભુવનમાં વિખ્યાત યશવાળો અને કોટિસાર છે;[1] મૈનાક પર્વતની પેઠે પક્ષપાતને તે સમજતો નથી;[2] સ્વર્ગગંગાના પ્રવાહની સમાન તેમાં કનકપદ્મનો સમૂહ દેખાયછે;[3] સ્મૃતિશાસ્ત્રના જેવો તે સભા, યજ્ઞશાલા, કૂપ, પ્રપા, ઉદ્યાન, દેવાલય, સેતુ અને યન્ત્રોનો પ્રવર્તન કરનાર છે;[4] મંદરાચલની પેઠે તેણે સર્વ સાગર-રત્નનો સાર કાઢી લીધોછે;[5] પોતાની પાસે ગારુડ છતાં પણ તે ભુજંગ-સંગથી ડરેછે;[6] સકલોપજીવી છતાં પણ તેનો વિભવ પ્રણયી જનજ ભોગવેછે;[7] વીર છતાં પણ તે લોક વિનયી છે;[8] પ્રિયંવદ છે તથાપિ સત્યવાદી છે;[9] અભિરૂપ છે તથાપિ સ્વપત્નીથી સંતુષ્ટ છે;[10] અતિથિ જનોને આવવાની તે પ્રાર્થના કરેછે તથાપિ પર-પ્રાર્થનાથી અજ્ઞ છે;[11] કામાર્થ-પર છે તો પણ તે ધર્મોત્તેજક

---

જરૂખો. (Balcony.) ૧. યશ=કીર્તિ;પ્રકાશ. કોટિસાર=કોટિ-શતલક્ષ, સાર=ધન, વાળો લોક; અને કોટિ-ખુણાજ-જેનો સાર છે એવો, અર્થાત્ બીજની રાત્રે દેખાય તેટલો. ૨. પક્ષપાત-એક અર્થ સારૂ જુઓ પૃ. ૨૯ નો. ૪ માંનો બીજો અર્થ. સર્વ પર્વતોને પૂર્વે પક્ષ-પાંખો-હતી, પણ તેઓ ઉપદ્રવ બહુ કરવા લાગ્યા તેથી ઇન્દ્રે વજ્રથી તે પાંખો પછી કાપી નાંખી. કાપતાં માત્ર મૈનાક પર્વતજ સમુદ્રમાં નાશી જઈને બચ્યો હતો એટલે તેનો પક્ષપાત થયો નહિ.-રામાયણ. ૩. કનકપદ્મ=કનકની-અર્થાત્ મ્હોરોની-પદ્મ જેટલી મ્હોટી સંખ્યા, અથવા કનક અને પદ્મ-તે નામના મણિ, લોક પાસે હતા. સ્વર્ગગંગામાં કનકનાં પદ્મ-કમલ. ૪. પ્રપા=પરબ. ઉદ્યાન=વાડી. શાસ્ત્રમાં ઉપદેશ કરેલો હોય; અને આ લોક તે પ્રમાણે વર્તે. ૫. મંથનસમયે મંદરની સાહાય્યથીજ સર્વ રત્ન નીકળ્યાં હતાં; આ લોકે સર્વ રત્નનો સંગ્રહ કીધો હતો. ૬. ગારુડ=વિષમંત્ર; મરકત મણિ. ભુજંગ=સર્પ; લંપટ પુરુષ. (વિરોધ). ૭. સકલોપજીવીવિ૰=સકલ-સર્વ-ને ઉપજીવિકા આપે તથાપિ પ્રણયી જનજ-વ્હાલાં મનુષ્યજ-વિભવ ભોગવે એ વિરોધ. તે શમાવતાં, સકલોપજીવી=( શિલ્પાદિ ) કળા જાણનાર ઉપજીવી જનવાળો-એ અર્થ લેવો. ૮. વીર=અન્યને તુચ્છ ગણનાર; શૂરો. બીજાને તુચ્છ ગણે તે વિનયી નહોય, માટે વિરોધ. શમન બીજો અર્થ લીધાથી થાયછે. ૯. હંમેશાં પ્રિયવક્તા સત્યવાદી હોતા નથી, માટે તેમ હોય તે વિરોધ જેવું ગણાય. ૧૦. અભિરૂપ=રૂપ અભિમત-ગમતું-છે જેને તે, અર્થાત્ સૌન્દર્ય-પક્ષપાતી; વિદ્વાન્. ૧૧. વિરોધ શમન કરતાં પર-પ્રાર્થના=પારકાની દ્રવ્યા-

છે;[1] અતિ વીર્યવાન્ છે તથાપિ તે પરલોકથી ડરેછે;[2] વિવિધ સાંસારિક વિષયનું તેને જ્ઞાન છે; તે ઉદાર, ચતુર, તથા હસીને બોલનાર છે; પરિહાસમાં કુશલ છે; વસ્ત્ર ઉજ્જ્વલ પેહેરેછે; સર્વ દેશની ભાષાઓમાં પ્રવીણ છે; વક્રોક્તિમાં નિપુણ છે;[3] આખ્યાયિકા તથા આખ્યાનના[4] અભ્યાસથી ચતુર છે; સર્વ લિપિને જાણનાર છે; મહાભારત, પુરાણ તથા રામાયણ ઉપર ભાવ રાખેછે; બૃહત્કથામાં[5] કુશલ છે; દ્યૂતાદિ કલાઓમાં તે પારંગત છે; વેદશાસ્ત્ર ઉપર તે લોકને પ્રેમ છે; સુભાષિતનું વ્યસન છે; (સ્વભાવે) તે શાન્ત છે; ચૈત્રમાસના પવન જેવો તે સર્વદા દક્ષિણ છે;[6] હિમાલયના વન જેવો તે અંતઃસરલ છે;[7] લક્ષ્મણની પેઠે તે રામ[ા]નું આરાધન કરવામાં નિપુણ છે;[8] શત્રુઘ્નની સમાન ભરત-નો પરિચય દર્શાવેછે;[9] દિવસની પેઠે મિત્રને અનુવર્તેછે;[10] બૌદ્ધની પેઠે તે સર્વદા નાસ્તિ વાદમાં શૂરો છે;[11] સાંખ્ય શાસ્ત્રની પેઠે તેનામાં પ્ર-ધાન પુરુષ છે;[12] અને જિન ધર્મની સમાન તે જીવ ઉપર દયાભાવ રાખેછે. વળી તે નગરીમાં પર્વતો જેવડા જેવડા મહેલ છે; શેરિયો જેવાં તો ત્યાં મ્હોટાં મ્હોટાં ઘર છે; ને કલ્પવૃક્ષો જેવા તો ત્યાં સત્પુરુષો છે.

---

દિકને અર્થે પ્રાર્થના, અથવા પરપુરુષોએ કરેલી તેમની પ્રાર્થના—એ અર્થ લેવો. ૧. કામાર્થપર=કામ—રતિ-વિલાસ, અને અર્થ—દ્રવ્ય, તેમાં તત્પર. વિરોધ શમાવતાં, કામાર્થ—વાઞ્છિત પદાર્થ—મેળવવામાં તત્પર, એ અર્થ કરવો. ૨. પરલોક=શત્રુ; બીજી દુનિયાં. અહીં સુધીજ વિરોધાલંકાર છે. ૩. વક્રોક્તિ=મર્મનાં વચન, દ્વીઅર્થી ભાષણ. ૪. જુઓ પૃષ્ઠ ૬ નોટ ૪. ૫. બૃહત્કથા=ગુણાઢ્ય નામના કવિયે રચેલી કથા.—જુઓ એફ. ઈ. હૉલની, વાસવદત્તાની પ્રસ્તાવના.
૬. દક્ષિણ=ચતુર; દક્ષિણ દિશામાંથી આવતો (પવન). ૭. અન્તઃ-સરલ=અન્તઃકરણમાં શુદ્ધ; વનની અંદર 'સરલ' જાતનાં વૃક્ષ હોયછે. ૮. રામા—સ્ત્રિયો—નું આરાધન; રામનું આરાધન—પૂજન. ૯. ભરત=ભરત મુનિ—તેનું રચેલું નાટ્યશાસ્ત્ર વાંચવાથી લોકને તેનો પરિચય; અને કેકયીનો પુત્ર—શત્રુઘ્નનો ભાઈ. ૧૦. જુઓ પૃ. ૨. નો. ૧. ૧૧. સર્વદાનાસ્તિવાદ='સર્વ દાનમાંજ છે,' એવો વાદ કરવો તે; અને સર્વદા+નાસ્તિવાદ= હંમેશાં,'નાસ્તિક'વાદ કરવો તે (બૌદ્ધ સાથે લેતાં). ૧૨. પ્રધાન પુરુષ= ઉત્કૃષ્ટ પુરુષો (તે લોકમાં છે); અને સાંખ્યશાસ્ત્રમાં 'પ્રધાન' અને 'પુરુષ' એ શબ્દ મુખ્યત્વે કરીને જોવામાં આવેછે. પ્રધાન=પ્રકૃતિ—સર્વ પદાર્થનું, ઉત્પત્તિકારક બીજ. (Matter). અને પુરુષ—એથી ઉલટું—આત્મા—જે ઉત્પન્ન કરતો પણ

તેની ચિત્રેલી ભીંતોથી તે જાણે વિશ્વરૂપ પ્રકટ કરેછે. ઇન્દ્રમૂર્ત્તિ જેવી તે સેંકડો યજ્ઞાગ્નિના ધૂમથી પવિત્ર થયેલી છે.[1] મહાદેવની નૃત્ય-ક્રીડાની સમાન ત્યાં સુધા-ધવલ અટ્ટહાસ છે.[2] વૃદ્ધ સ્ત્રીની પેઠે તેનામાં સુવર્ણનો ક્ષય થયેલો છે.[3] ગરુડ-મૂર્ત્તિના જેવી તે અચ્યુત-સ્થિતિવડે રમણીય લાગેછે.[4] સંધ્યાના જેવી તે પદ્મરાગ વડે અરુણ છે.[5] પ્રભાતવેળાની પેઠે ત્યાં સર્વ લોક પ્રબુદ્ધ છે.[6] શબર લોકની વાસભૂમિ હોય તેમ ત્યાં લટકાવેલા ચામર[યુક્ત]નાગદંતથી ગૃહો ધવલ થયેલાં છે.[7] શેષ નાગની મૂર્ત્તિની પેઠે તે પોતાની સમીપ સદા વસુધા ધરે [રાખે] છે.[8] સમુદ્રમથન વેળાની સમાન ત્યાં મ્હોટા ઘોષથી દિગન્તરો પૂરાઈ ગયાં છે.[9] પ્રસ્તુત સમયે અભિષેક કરવાની ભૂમિની પેઠે ત્યાં હજારો સુવર્ણ-કલશ પડેલા રહેછે. પાર્વતીની પેઠે તે મહાસિંહાસનને ઉચિત[10] છે. અદિતિની સમાન તે હજારો દેવકુલથી સેવ્ય છે.[11] વરાહાવતારની જાણે લીલા હોય તેમ ત્યાં હિરણ્યાક્ષનો પાત દેખાયછે.[12] કદ્રુની પેઠે તે ભુજંગ લોકને આનંદ આપેછે.[13] હરિવંશની કથા હોય તેમ તે અનેક

નથી ને થતો પણ નથી. (Spirit). ૧. સો યજ્ઞ કીધાથી ઇન્દ્રની પદ્વી મળેછે ને તેથીજ ઇન્દ્ર "શતક્રતુ" કહેવાયછે. ૨. સુધા—ચુનો—તેથી ધોળેલી અટ્ટ—અટારિયો—રૂપી હાસ (નગરીમાં); અને સુધા જેવું ધોળું અટ્ટહાસ—મહાદેવનું હાસ્ય. ૩. સુવર્ણ=સોનું; સારો રંગ—રૂપ. ક્ષય=નિવાસ; વિનાશ. ૪. અચ્યુત-સ્થિતિ=ખસે નહિ એવી સ્થિતિ; અચ્યુત—વિષ્ણુ—ની સ્થિતિ—સ્થાન—બેસવું. જુઓ વાસવ૦ साधुमिवाच्युतस्थितिरमणीयं.—પૃ. ૨૭૧. ૫. પદ્મરાગ=તે નામના મણિ; પદ્મ—કમલ—નો રાગ—રંગ. ૬. પ્રબુદ્ધ=જ્ઞાની; જાગૃત. જુઓ પૃષ્ઠ ૪૭ લીટી ૯ મી.

૭. નગરીમાં ગૃહોની અંદર ચામરવાળી નાગદન્ત—ખીંટિયો—હતી—અર્થાત્ ખીંટિયે ચામર ભરવેલાં હતાં; ભીલ લોકોને ઘેર ચામર—ચમરીના વાળ, તથા નાગદન્ત—હસ્તિદન્ત લટકાવેલા હોય. ૮. શેષનાગ વસુધા—પૃથ્વી—ધરેછે—ઉચકેછે; નગરી પોતાની પાસે વસુધાધરે—પર્વત પણ—રાખેછે. ૯. ઘોષ=નાનાં નાનાં ગામડાં; અવાજ. ૧૦. મહાસિંહાસન=મહાસિંહનું આસન—પાર્વતીને; મહા—મ્હોટું, સિંહાસન—નગરીને. ૧૧. દેવકુલથી=દેવાલયોને લીધે; અને દેવનો સમૂહ—તેમને. અદિતિ—દેવોની માતા. જુઓ વાસવદત્તા—પૃ. ૧૨૧, अदितिजठरमिवानेकदेवकुलाध्यासितं. ૧૨. હિરણ્યાક્ષ વિ૦=હિરણ્ય—સુવર્ણ—ના અક્ષ—પાસા—ત્યાં પડેછે (રમવામાં); અને એ નામનો રાક્ષસ—હિરણ્યકશિપુનો ભાઈ—જેણે પૃથ્વી સમુદ્રમાં નાંખી દીધી હતી ને જેને વિષ્ણુએ વરાહાવતારમાં માર્યો હતો—તેનો પાત—વિનાશ. ૧૩. કદ્રુ=નાગલોકની માતા. ભુજંગ=વિષયી પુરુષો;

બાલક્રીડાથી રમણીય લાગેછે.[1] અંગનોપભોગ પ્રકટ છતાં પણ તેનું ચરિત્ર અખંડિત છે.[2] વર્ણ રક્ત છતાં પણ તે કળીચુનાથી ધોળી દેખાયછે.[3] ત્યાં મોતીના હાર લટકાવેલા છતાં પણ તેનાં ભૂષણ વિહાર[4] છે. અને વિવિધ પ્રકૃતિ છતાં પણ તે સ્થિર રહેછે.[5]

ત્યાં ઉંચા ઉંચા મહેલના શિખરભાગમાં ગાન કરતી સ્ત્રિયોના અતિમધુર ગીતસ્વરથી આકૃષ્ટ થતા સૂર્યના અશ્વ નીચે મુખે ચાલેછે, અને રથનું ધ્વજપટ આગળ ફરફરેછે તેથી તે જાણે જતે જતે શ્રીમહાકાલેશ્વરને પ્રણામ કરતો હોય એવો પ્રતિદિવસ દેખાયછે. વળી ત્યાં સિંદૂરવાળી મણિભૂમિયો ઉપર સૂર્યકિરણ, જાણે સંધ્યારાગથી રક્ત થયા હોય એવા શોભેછે; મરકત મણિની વેદિયો ઉપર, જાણે નીલકમલિનીને સ્પર્શ કરતા હોય એવા દીસેછે; વૈદૂર્ય મણિની ભૂમિ ઉપર, જાણે ગગનતલમાં પ્રસરેલા હોય એવા દીપેછે; કૃષ્ણાગુરુના ધુમાડાના ગોટામાં, જાણે અંધકાર તોડી નાંખવાને તત્પર થયા હોય એવા લાગેછે; મુક્તાહાર ઉપર તે, તારાઓની પંક્તિને જાણે હરાવેછે; સ્ત્રિયોનાં મુખ ઉપર, વિકસિત કમલને ચુંબન કરતા હોય એમ જણાયછે; સ્ફટિકમણિમય ભિત્તિયોની પ્રભામાં, પ્રભાત-ચંદ્રિકામધ્યે પડયા હોય એવા ભાસેછે; શ્વેત ધ્વજપટ ઉપર, જાણે ગગનગંગાના તરંગને સ્પર્શ કરતા હોય એવા દેખાયછે; સૂર્યમણિ ઉપર, જાણે પલ્લવિત થયા હોય એવા પ્રકાશેછે; અને ઇન્દ્રનીલ મણિની જાળિયોના અન્તરાલમાં, જાણે રાહુના મુખની ફાડમાં પડ્યા હોય એવા વિરાજેછે !! તે નગરીમાં (કદી) અંધકાર નહિ થવાથી[6] રાત્રે ચક્રવાક પક્ષિયોનાં દ્વંદ્વને વિયોગ પડતો નથી; સુરત-પ્રદીપો વ્યર્થ જેવા થાયછે; અને કામિનીઓની ભૂષણ-પ્રભાને

---

નાગ. ૧. બાલક્રીડા=બાલકોની ક્રીડા; કૃષ્ણની બાળપણની ક્રીડાઓ. ૨. અંગનોપભોગ=અંગના+ઉપભોગ=સ્ત્રીસંભોગ; અને અંગન—આંગણું—તેનો ઉપભોગ—ઉપયોગ. (વિરોધાલંકાર). ૩. વર્ણ=રંગ; અને બ્રાહ્મણાદિ જાતિ. રક્ત=લાલ; અનુરાગયુક્ત. ૪. વિહાર=હાર વિનાનાં; અને બીજો અર્થ—બુદ્ધ-મંદિર. મોતીના હાર છતાં ભૂષણ હાર વિનાનાં એ વિરોધ. તેનું શમન કરતાં એમ અર્થ લેવો કે એ નગરીને વિહાર—બુદ્ધ-મંદિર—રૂપી ભૂષણ છે. ૫. પ્રકૃતિ=સ્વભાવ; અને રાજાની પ્રજા. ૬. કારણ કે અહર્નિશ ત્યાં મહેશ્વરનો વાસ હતો એટલે તેમના મસ્તક ઉપરની ચંદ્રકલાનો બારેમાસ ત્યાં પ્રકાશ પડતો.

લીધે, કામાગ્નિનો જાણે દિગ્દાહ સળગ્યો હોય તથા બાલ સૂર્યનો જાણે પિંગલ પ્રકાશ પ્રસરી ગયો હોય એવું ભાસેછે!! તેની સમીપ મહાદેવ વસેછે તેથી જાણે રતિનો પ્રલાપ ચાલતો હોય એવો અતિ મધુર અને **મદનદાહ-હેતુ**, ગૃહ-કલહંસનો કોલાહલ, અહર્નિશ તે નગરીમાં સંભળાયછે[1]. વળી ત્યાં દૂર પ્રસારેલા ઉંચા ધ્વજ-ભુજવાળી હવેલિયો, રાત્રે રાત્રે માલવી સ્ત્રિયોના મુખકમલની કાન્તિ જોઈ લજ્જા પામેલા ચંદ્રનું કલંક, પવનથી ચંચલ થઈને ફરફરતા દુકૂલ-પલ્લવોવડે જાણે ભુસી નાંખતી હોય• એવી દેખાયછે! મહેલના શિખર-ભાગમાં સુતેલી ત્યાંની પુર-સુંદરિયોનાં મુખ જોઈને જાણે કામવશ થઈ પડેલો ચંદ્ર, જાડા ચંદન-રસ છાંટવાથી શીતલ થયેલી મણિભૂમિયો ઉપર પોતાની પ્રતિમાના છલમાં આળોટેછે[2]!! તે નગરીમાં પંજરગત શુક-સારિકાઓ પાછલી રાત્રે જાગી જાગીને અતિશય ઉંચે સ્વરે પ્રભાતનાં મંગલ ગીત ગાયછે તે પણ, ગૃહ-સારસના કૂજનને કોરે મુકે એવા, વિલાસિનીઓના વિસ્તારી ભૂષણ-શબ્દથી ઢંકાઈ જઈને વ્યર્થ જેવાં થઈ જાયછે. વળી ત્યાં અનિવૃત્તિ મણિ-પ્રદીપોને છે;[3] તરલતા હારમાં છે;[4] અસ્થિતિ, સંગીત અને મૃદંગના ધ્વનિને છે;[5] દ્વંદ્વ-વિયોગ ચક્રવાકને છે;[6] વર્ણ-પરીક્ષા સુ-

---

૧. કામને મહાદેવે તૃતીય લોચનમાંથી નીકળેલા અગ્નિથકી બાળી નાંખ્યો હતો તે સારૂ જુઓ કુમા૦ સર્ગ ૩, શ્લોક ૭૧, ૭૨.

> तपःपरामर्शविवृद्धमन्योर्भ्रूभङ्गदुष्प्रेक्षमुखस्य तस्य ।
> स्फुरन्नुदर्चिः सहसा तृतीयादक्ष्णः कृशानुः किल निष्पपात ॥
> क्रोधं प्रभो संहर संहरेति यावद्गिरः खे मरुतां चरन्ति ।
> तावत्स वन्हिर्भवनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार ॥

ઘરમાં પાળેલા હંસના કોલાહલને રતિ-વિલાપ સાથે સરખાવવાનું પ્રયોજન 'મદનદાહ-હેતુ' માં છે. મહાદેવ ઉજ્જયિની પાસેજ રહેતા હતા અને તેમણે મદન—કામ—નો દાહ કર્યો હતો, અર્થાત્ તેને બાળી નાંખ્યો હતો તેથી રતિ વિલાપ કરતી હોય; તેમજ આ કોલાહલ પણ મદનદાહ હેતુ હતો—મદનનો દાહ ઉપજાવવાનો હેતુ હતો—કામાગ્નિ સળગાવતો હતો. ૨. અહીં અપન્હવોત્પ્રેક્ષા છે. ૩. બીજે સર્વ ઠેકાણે નિવૃત્તિજ વ્યાપેલી છે. (સનિયમશ્લેષાલંકાર). ૪. તરલતા=તરલ-હારની મધ્યે રહેતો મણિ—ધારણ કરવો તે; મનની તરલતા—અસ્થિરતા ત્યાં નથી. ૫. સર્વદા સંગીતાદિ ચાલુ રહેછે; અને અસ્થિતિ=અમર્યાદા=સ્થિતિનું ઉલ્લંઘન, કહીં નથી. ૬. પાછળ કવિયે કહ્યું છે કે

વર્ણની છે[1]; અસ્થિરપણું ધ્વજોમાં છે; મિત્ર-દ્વેષ કુમુદોમાં છે[2]; અને કોશગુપ્તિ તરવારોની છે[3]. ટુંકામાં, જેના ચરણનખ-કિરણોનું દેવ-દાનવોના મુકુટમણિ-મરીચિ ચુંબન કરેછે; તીક્ષ્ણ ધારવાળા ત્રિશૂલથી જેણે અંધક અસુરને ચીરી નાંખ્યો છે; પાર્વતીના નૂપુરને છેડે જેના મસ્તક ઉપરનો નાનો ચંદ્ર ઘસાયલો છે[4]; ત્રિપુરની ભસ્મરજનો જેણે અંગ-લેપ કીધોછે; કામદેવના નાશથી શોકાતુર થઈને આરાધના કરતી રતિ પ્રસારેલા પોતાના કરયુગલમાંથી પડી ગયેલા કંકણવડે જેના ચરણની પૂજા કરેછે; ને પ્રલયકાળની અગ્નિજ્વાલાના કલાપ જેવી જેની કપિલ જટામાં દેવગંગા ભમ્યાં કરેછે—એવા, અંધકાસુરના શત્રુ, ભગવાન્ શ્રી-મહાકાલેશ્વર પોતે કૈલાસવાસની પ્રીતિ છોડીને ત્યાં રહેલા છે.

એવા પ્રકારની એ નગરીમાં નલ, નહુષ, યયાતિ, ધુંધુમાર, ભરત, ભગીરથ અને દશરથ જેવો, પ્રજાની પીડા હરનાર તારાપીડ નામે રાજા હતો. પોતાના ભુજ-બલથીજ તેણે આખું ભૂમંડલ જીત્યું હતું. ત્રણ શક્તિયો[5] તેને પ્રસન્ન હતી. તે મતિમાન્ અને ઉત્સાહી હતો. નીતિ-શાસ્ત્રમાં તેની બુદ્ધિ ઘણી ઉંડી પહોચતી હતી. ધર્મશાસ્ત્રનું તેણે અધ્યયન કીધું હતું. તેજ અને કાન્તિમાં સૂર્ય-ચંદ્ર સમાન ત્રીજો તે હતો. અનેક યજ્ઞો કરવાથી પોતે પવિત્ર થયો હતો. સકલ જગત્નાં સંકટ તેણે ભાગ્યાં હતાં; અને શૂરસમાગમનેજ શોધનારી, હસ્તમાં પ્રફુલ્લ કમલ ધારણ કરનારી લક્ષ્મીએ કમલવનનો ત્યાગ કરી, નારાયણના વક્ષઃસ્થલમાં રહેવાનું સુખ ન ગણકારી, તેને નિષ્કપટ આલિંગન દીધું હતું. મ્હોટા મ્હોટા મુનિજનોએ સેવેલા દેવગંગાના પ્રવાહનો જેમ વિષ્ણુ-ચરણ, તેમ તે સત્યનો જન્મહેતુ હતો.[6] શિશિર છતાં પણ રિપુજનોને સંતાપ-

(જુઓ પૃ.૭૦ લી.૨૧) એમને વિયોગ પડતો નથી—તે માત્ર અતિશયોક્તિ તરીકેજ લેવું પડશે; કારણ કે તેમ નહિ કરતાં, લખાણમાં પૂર્વાપર સંબંધ-નો વિરોધ થઈ જશે. ૧ વર્ણ-પરીક્ષા વિ૦=સોનાનીજ કસોટી ત્યાં થાયછે. વર્ણ—ચાર જાતિયો (બ્રા૦ આદિ)—તેમની પરીક્ષા નહિ.

૨. મિત્ર=સૂર્ય, દોસ્તદાર. ૩. કોશ—તરવારનું મ્યાન, તેમાં ગુપ્તિ—સંતાડવું; કોશ—ખજાનો—તેને કોઈ સંતાડતું નથી. ૪. જ્યારે પાર્વતી રીસાય ત્યારે મહાદેવ તેને પગે લાગી લાગીને મનાવે, માટે તેમ કરતાં માથાનો ચંદ્ર પાર્વતીના ચરણનૂપુર સાથે ઘસાતો હશે એવી કલ્પના થાયછે. ૫. ત્રણ પ્રકારની રાજ્યશક્તિ—પ્રભુત્વ, મંત્ર, અને ઉત્સાહ. ૬. ગંગા વિષ્ણુના ચરણમાંથી નીકળી હતી એવી કથા છે. કવિયોમાં આ સાદૃશ્ય સામાન્ય છે. જુઓ વિક્રમાંકદેવચરિત, પૃ. ૬. શ્લો. ૫૭—

क्रमेण तस्मादुदियाय वंशः शौरेः पदाद् गाङ्ग इव प्रवाहः ॥

કારી, સ્થિર અને વળી અહર્નિશ ભ્રમણ કરનાર[1], પોતે નિર્મલ રહીને શત્રુસ્ત્રિયોનાં મુખકમલની કાન્તિને મલિન કરનાર, અને અતિધવલ છતાં પણ સર્વ જનને રક્ત કરનાર[2] યશનું, સમુદ્ર જેમ ચંદ્રનું તેમ, તે ઉત્પત્તિસ્થાન હતો. પોતાના પક્ષ-ચ્છેદના ભયથી ક્ષિતિધર-કુલોએ પાતાલની સમાન તેનો આશ્રય લીધો હતો[3]. ગ્રહગણની પેઠે તે બુધથી અનુગત હતો[4]. કામદેવની પેઠે તે વિગ્રહ-રહિત હતો[5]. દશરથ જેવો તે સુમિત્ર[ા]યુક્ત હતો[6]. મહાદેવની પેઠે તે મહાસેન[ા]થી અનુગત હતો.[7] શેષનાગના જેવો તે ક્ષમાના ભારથી ગુરુ થયેલો હતો[8]. નર્મદા-પ્રવાહ જેવો તે મહાવંશનો પ્રભવ હતો[9]. ધર્મનો જાણે તે અવતાર હતો અને પુરુષોત્તમનો જાણે પ્રતિનિધિ હતો.

તમઃપ્રસરથી મલિન થયેલા વપુવાળા પાપી રાવણે ખસેડી મુકેલા કૈલાસને જેમ મહાદેવે અટકાવીને પાછો સ્થિર કર્યો હતો તેમ તમઃપ્રસર જેવા મલિન વપુવાળા, પાપથી ભરેલા કળિકાળે મૂળથી ચળાવેલા ધર્મને તેણે ફરીથી સ્થિર કીધો હતો[10]. રતિના પ્રલાપ સાંભળી મહાદેવને દયા ઉપજી હોય અને અંતઃકરણ આર્દ્ર થયાથી તેમણે બીજો કામદેવ ઉત્પન્ન કર્યો હોય એવો તેને લોક ધારતા હતા. જલનિધિતરંગથી જેની મેખલા ધોવાયેલી છે[11], પત્રની વચ્ચે વચ્ચે ચાલતા તારાગણને લીધે, જેનાં તટવૃક્ષનાં કુસુમો દ્વિગુણ થયેલાંછે, ઉગતા ચંદ્રબિમ્બમાંથી ગળતાં અમૃતબિન્દુના વર્ષાદથી જ્યાં ચંદનવૃક્ષ ભીનાં થાયછે, સૂર્યરથના ઘોડાની ખરીઓના છેડા ઉઝરડાયાથી ખંડિત થયેલાં લવંગ-પલ્લવો

---

૧. (વિરોધ). સ્થિર=અચંચલ; અને નાશરહિત. ૨. રક્ત=લાલ; અનુરક્ત. ૩. પક્ષ=સહાય; (પર્વતની) પાંખો. ક્ષિતિધર=રાજાઓ; પર્વતો. જુઓ પૃ. ૬૭ નો. ૨ જી. ૪. બુધ=ડાહ્યા પુરુષ; તે નામનો ગ્રહ. ૫. વિગ્રહ=લઢાઈ, ટંટો; શરીર. ૬. સુમિત્ર=સારા મિત્ર; સુમિત્રા=લક્ષ્મણની માતા. જુઓ વાસવદત્તા પૃ. ૩૦. दशरथ इव सुमित्रोपेतः. ૭. મહાસેના=મ્હોટી સેના; મહાસેન=કાર્તિકસ્વામી. જુઓ વાસવ૦ પૃ. ૧૪–हर इव महासेनानुगतः. ૮. ક્ષમાનો ભાર=અતિશય દયાભાવ; ક્ષમા–પૃથ્વી–નો ભાર. ગુરુ=સમર્થ; ભારે. ૯. વંશ=કુળ; વાંસ. અહીં બધે શ્લેષોપમાનો સંકર છે. ૧૦. રાવણે કૈલાસને ખસેડ્યો હતો એ વિ૦ કથા રામાયણના ઉત્તરકાંડમાં છે. તમઃપ્રસર=(એક વખત) તમોગુણનો પ્રસર; (બીજી વખત)અંધકારનો પ્રસર. વપુ=સ્વભાવ; શરીર. ૧૧. અહીંથી શરૂ થતાં વિશેષણ-રૂપ વાક્યોનો સંબંધ, આગળ આ-

જ્યાં શોભી રહ્યાં છે, અને ઐરાવત્ હાથીની શુણ્ડથી કરીને જ્યાં સલ્લકી-વૃક્ષનાં પલ્લવ તથા પત્ર કપાઈ ગયાં છે—એવા ઉદયશૈલ સુધીના[1]; જ્યાં વાનરોનાં ટોળાંએ ઘણાં લવલી-ફલ તોડી નાંખ્યાથી થોડાંજ રહેલાં છે[2], સમુદ્રમાંથી નીકળેલી જલદેવતાઓ જ્યાં રામચંદ્રજીનાં પગલાંનું વંદન કરેછે, પર્વતો ઉપરથી પડવાને લીધે ભાગી ગયેલા શંખના કડકાથી જ્યાં શિલાતલો ઉપર જાણે તારા તારા થઈ રહ્યા છે, અને નલને હાથે જોડાયેલા હજારો પર્વતોથી જે બનેલો છે—તે સેતુબંધ સુધીના[3]; સ્વચ્છ ઝરાનાં જલવડે જ્યાં તારક-ગણ ધોવાયછે[4], અમૃત-મથન કરતી નારાયણ-નાં કેયૂર તથા પત્ર મકરની કોટિસાથે ઘસાવાથી જેના પથ્થર સુંવાળા થયેલાછે, દેવદાનવોએ સ્હેલથી વલયાકારે વાળેલા વાસુકિ નાગને ખેંચ-વાને આરંભ કર્યો ત્યારથી તેમના હાલતા ચરણના ભારવડે જેનો નિતંબ ભાગ ખુંદાઈ ગયોછે, તથા અમૃતની ફરફરથી જેનાં શિખર સિંચાયલાં છે—એવા મંદર પર્વત સુધીના; અને નરનારાયણની ચરણમુદ્રાથી અંકાયલા બદરિકાશ્રમવડે જે રમણીય લાગેછે[5], કુબેર-નગરીની સુંદરી-ઓના ભૂષણ-રવથી જેનાં શિખર ગાજી રહ્યાં છે, સપ્તર્ષિયોએ કરેલી સંધ્યોપાસનાથી જેના ઝરણનાં પાણી પવિત્ર થયેલાંછે, અને ભીમસેને (ક્રીડામાં) ખુંદી નાંખેલાં સૌગંધિક પુષ્પના સમૂહવડે જેની મેખલા સુ-ગન્ધિ થયેલીછે—એવા ગંધમાદન (પર્વત) સુધીના, ભુજબલથી જીતાયલા રાજાઓ, પોતાના ચરણ-નખ-કિરણથી (તેની) મુકુટ-પત્રલતા સાથે ગ્રંથી-ઓ બાંધતા બાંધતા, ભયથી ચકિત અને ચંચલ થતી કીકીસહિત, સેવાઞ્જલિ રૂપી કમલ-કલિથી દન્તુર[6] થયેલાં પોતાનાં મસ્તકવડે તેને પ્રણામ કરતા. અનેક રત્ન-કિરણરૂપી પલ્લવવાળા, અને લટકતાં મોતી-વાળા, કલ્પતરુ જેવા સિંહાસન ઉપર દિગ્ગજ જેવો તે રાજા જ્યારે બિ-રાજ્યો ત્યારે લતાઓની સમાન શિલીમુખથી[7] કંપેલી સર્વ વિસ્તીર્ણ

---

વતા 'ઉદયશૈલ' સાથે છે. ૧. આ વિગેરે, સમાન વિભક્તિનાં વાક્યોનો સંબંધ–'રાજાઓ...તેને પ્રણામ કરતા'–તેની સાથેછે. ૨. એ વિગેરે વાક્યો "સેતુબંધ" સાથે યોજવાં. ૩. નલ=વિશ્વકર્માનો પુત્ર. સેતુબંધ= ભરતખંડ અને સિંહલદ્વીપ વચ્ચેનો પુલ. ૪. અહીંથી શરૂ થતાં વિશેષણ-રૂપ વાક્યો "મંદર પર્વત" સાથે યોજવાં. ૫. આ સર્વ 'ગંધમાદન' નાં વિશેષણ છે. ૬. જુઓ પૃ. ૧૬ નોટ ૨ જી. ૭. શિલીમુખ=બાણ; ભ્રમર.

દિશાઓ ભારથી નમી ગઈ. તેની અસાધારણ શક્તિને લીધે, હું ધારૂંછું કે ઈન્દ્ર પણ તેની સ્પૃહા રાખતો હતો. ક્રૌંચ પર્વતમાંથી જેમ હંસનું ટોળું નીકળે[1] તેમ તેનામાંથી, સર્વ ભુવનતલને ધવલ કરતો, સકલ લોકનાં હૃદયને આનંદકારી ગુણગણ પ્રસર્યો હતો. અમૃતના સુવાસ જેવા સુગંધિ પરિમલવાળી, મંદરાચલથી ઉછળેલા પુષ્કળ દૂધવાળા સમુદ્રની જાણે ફેનલેખા હોય એવી, સુરાસુર લોકને ધવલ કરી મુકનારી તેની કીર્તિ આખા ભુવનને ગજવતી, દશે દિશાઓમાં[2] ભ્રમણ કરતી હતી. તેના પ્રતાપના અતિદુઃસહ સંતાપથી જાણે ખેદ પામતી હોય તેમ રાજ્યલક્ષ્મી તેની છત્રચ્છાયાથી ક્ષણ પણ દૂર જતી ન હતી[3]. અને વળી તેના ચરિતનું સર્વ જનો ઉત્સવ-વૃદ્ધિની સમાન શ્રવણ કરતા; ઉપદેશની પેઠે ગ્રહણ કરતા; જાણે મંગલકાર્ય હોય એમ તેને વખાણતા; મંત્ર જેવો તેનો જાપ જપતા; અને શાસ્ત્ર-વચન હોય તેમ કદી તેને વિસ્મરતા નહિ. તે રાજાના રાજ્યમાં પૃથ્વી ઉપર પર્વતોનેજ **વિપક્ષતા** હતી.[4] પ્રત્યયોનેજ **પરત્વ** હતું.[5] દર્પણોજ સામાં રહેતાં હતાં.[6] મહાદેવની મૂર્તિઓજ દુર્ગાશ્લેષ કરતી હતી.[7] જલધરોજ **ચાપ** ધારણ કરતા હતા.[8] કમલનેજ **જલદિવ્ય** હતું.[9] પ્રતિહારોજ ખડ્ગ રાખતા હતા. **તીક્ષ્ણતા** ખડ્ગ-ધારામાંજ હતી.[10] **ઉન્નતિ** ધ્વજોમાંજ અને **અવનતિ** ધનુષોમાંજ હતી.[11]

---

૧. માનસ સરોવરે જતાં, હંસ ક્રૌંચ પર્વતમાં થઈને જાયછે. જુઓ મેઘદૂત શ્લો. ૫૯.

हंसद्वारं भृगुपतियशोवर्त्म यत्क्रौञ्चरन्ध्रम् ॥

૨. ચાર દિશા, ચાર ખુણા, ભૂતલ અને આકાશ મળીને દશ.

૩. પ્રતાપનો જાણે તાપ લાગતો હોય તેથી છાયામાંજ રહેતી હતી.

૪. વિપક્ષતા=પાંખોવિના રહેવું (જુઓ પૃ. ૬૭ નો. ૨); દુશ્મનાઈ—જે ત્યાં ન હતી. ૫. પરત્વ=શબ્દની પાછળ આવવું તે; શત્રુત્વ. ૬. અર્થાત્ શત્રુઓ સામા આવતા નહિ. ૭. દુર્ગાશ્લેષ=દુર્ગ+આશ્લેષ; દુર્ગા+આશ્લેષ. જુઓ પૃષ્ઠ ૩૯ નોટ ૧૫. ૮. ચાપ=ઇંદ્રધનુષ્; યુદ્ધ સારૂ ધનુષ્ ગ્રહણ કરવાની જરૂર ન હતી. ૯. જલદિવ્ય=શાસ્ત્રમાં અપરાધીની પરીક્ષા કરવા સારૂ દશ શિક્ષાઓ ( Ordeals ) કહેલીછે, તે પ્રત્યેકનું નામ 'દિવ્ય'; જેવી કે તુલા-પરીક્ષા, અગ્નિ-પરીક્ષા, વિષ પરીક્ષા, તંદુલ-પરીક્ષા વિ૰, તેમાં જલ દિવ્ય—અપરાધીને પાણીમાં ડુબકી મગાવવી—એ પણ એક છે. આ શિક્ષા અહીં લોકોને ન થતી એવું કવિ સૂચવેછે, કારણ કે જલમાં માત્ર કમલજ ડુબતાં અને તરતાં. ૧૦. તીક્ષ્ણતા=ઝીણી ધાર; સ્વભાવની કઠોરતા. ૧૧. ઉન્નતિ=ઉંચે સ્થલે બેસવું, ચઢવું;

શિલીમુખથી વાંસનોજ ક્ષય થનો હતો.[1] યાત્રા દેવતાઓનીજ થતી હતી.[2] બંધન-સ્થિતિ કુસુમોનેજ હતી.[3] નિગ્રહ ઈન્દ્રિયોનોજ હતો.[4] વન-ગજોનોજ વારિ-પ્રવેશ હતો.[5] તુલા ઉપર ગ્રહોનેજ ચઢવું પડતું હતું.[6] વિષ-શુદ્ધિ સૂર્યોદયેજ થતી હતી.[7] કેશ તથા નખનોજ વૃદ્ધિ-છેદ થતો હતો.[8] વર્ષાઋતુના દિવસોનેજ મલિન અંબર હતું.[9] રત્ન અને પત્થરનોજ ભેદ હતો.[10] મુનિયોજ યોગ-સાધના કરતા.[11] કાર્તિક-સ્વામિની સ્તુતિમાંજ તારકનો ઉદ્ધર થતો હતો.[12] ગ્રહણની શંકા સૂર્ય-નેજ હતી.[13] જ્યેષ્ઠનું ઉલ્લંઘન ચંદ્રજ કરતો હતો.[14] મહાભારતમાંજ દુ:શાસનના અપરાધ સંભળાતા હતા.[15] વૃદ્ધાવસ્થામાંજ દંડ-ગ્રહણ થતું હતું.[16] ખડ્ગધારાનેજ કોષ-ગુપ્તિ હતી.[17] કામિનીનાં સ્તન ઉપર (ચિત્રે-લા) પત્રભંગનેજ વક્રતા હતી.[18] હાથીઓમાંજ દાનનો નાશ થતો હતો.[19] અને પાસા રમવામાંજ શૂન્ય ગૃહો દેખાતાં હતાં.[20]

સુનાસીરને જેમ બૃહસ્પતિ, વૃષપર્વને જેમ કવિ, દશરથને જેમ વસિષ્ઠ, રામને જેમ વિશ્વામિત્ર, યુધિષ્ઠિરને જેમ ધૌમ્ય, ભીમને જેમ દમનક, તથા નલને જેમ સુમતિ તેમ તે રાજાને શુકનાસ નામે બ્રાહ્મણ પ્રધાન

---

અને મ્હોટાઈ–ગર્વ. અવનતિ=નમવું, વળવું; શત્રુપાસે નમી જવું.
૧. શિલીમુખ=ભ્રમર; બાણ. ૨. અર્થાત્ યુદ્ધસારૂ સેનાની યાત્રા થતી નહિ. ૩. બંધન=પુષ્પનું ડીટું; બંધીખાનું. ૪. એટલે લોકોનું દમન રાજા કરતો નહિ. ૫. વારિ=ગજ-બંધન-સ્થાન, (ત્યાં હાથીઓનો પ્રવેશ થતો, પણ) વારિ-પ્રવેશ=જલદિવ્ય, અપરાધિયોનું થતું નહિ. ૬. તુલા–તે નામની રાશિ, ગગનમાં; અને કાંટો–તોળવાની પરીક્ષા ઉપર ગણાવી તે સારૂ. ૭. વિષ-શુદ્ધિ=વિષ–જલ–ની શુદ્ધિ; અને ઉપર ગણા-વેલી શિક્ષાની રીત–જે ત્યાં ન હતી. ૮. એટલે કોઈ પુરુષનો નહિ. ૯. અંબર=આકાશ; વસ્ત્ર. ૧૦. ભેદ=પ્રથક્ ભિન્નભાવ; લોકમાં તુટફાટ (જે ત્યાં ન હતી). ૧૧. યોગ=ચિત્ત-નિરોધ; અને કવચનો ઉપયોગ–જે ત્યાં ન થતો. ૧૨. તારક=એ નામનો અસુર જેને કાર્તિકસ્વામિયે હણ્યો હતો–તેના ઉદ્ધારની કથા તેમની સ્તુતિ સમયે આવતી; પણ તારક=ડોળા, તે કોઈના ફોડવામાં કે ખેંચી કાઢવામાં ન આવતા. ૧૩. ગ્ર-હણ=રાહુથી ઘેરાવું તે; અને પકડાવું. ૧૪. જ્યેષ્ઠ=૧૮મું નક્ષત્ર; વડીલ. ૧૫. દુ:શાસન=ધૃતરાષ્ટ્રના એક પુત્રનું નામ; અહીં દુ:શાસન–દુષ્ટ કાર-ભાર–થી લોકોને પીડા થતી નહિ. જુઓ વાસવ૦ પૃ. ૨૧–दुःशासनदर्शनं भारते. ૧૬. દંડ=લાકડી; દ્રવ્ય વિ૦ શિક્ષાતરીકે લેવું તે. ૧૭. કોષગુપ્તિ–જુઓ પૃષ્ઠ ૭૨ નો. ૩૭. ૧૮. પત્રભંગ–જુઓ પૃ. ૨૪ નો. ૮. લોકમાં દુરાચારાદિ કુટિલતા ન હતી. ૧૯. જુઓ પૃષ્ઠ ૧ લું નો. ૯ મી. જુઓ વાસવ૦ પૃ. ૧૨૫–दानच्छेदः करिकपोलेषु. ૨૦. જુઓ પૃષ્ઠ ૪ નોટ ૭.

હતો. તેની બુદ્ધિ સકલ શાસ્ત્ર તથા કળાઓમાં ઉંડી ઉતરવાથી ગંભીર થયેલી હતી. બાળપણથીજ તેને ( રાજા ઉપર ) અત્યંત પ્રેમ હતો. નીતિશાસ્ત્રના પ્રયોગમાં તે કુશલ હતો. ભુવન-રાજ્ય-ભાર રૂપી નૌકાનો તે નાવિક હતો. મ્હોટાં મ્હોટાં કાર્ય-સંકટોમાં પણ તેની બુદ્ધિ પાછી હઠતી ન હતી. ધૈર્યનું તે ધામ હતો. સ્થિતિનું સ્થાન હતો. સત્યનો સિંધુ હતો. ગુણગણનો ગુરુ હતો. સર્વ આચારનો આચાર્ય હતો, અને ધર્મનો રક્ષક હતો. શેષનાગની પેઠે પૃથ્વીનો ભાર ધારણ કરવાને તે શક્તિવાન્ હતો. જલનિધિની સમાન તે મહાસત્વવાળો હતો.[1] જરાસંધ જેવો તે સંધિ-વિગ્રહવાન્ હતો.[2] મહાદેવની પેઠે તે દુર્ગ[ા]પ્રસાધન કરતો હતો,[3] અને યુધિષ્ઠિર જેવો તે ધર્મનો પ્રભવ હતો.[4] સર્વ વેદ અને વેદનાં અંગ તે જાણતો હતો. સકલ રાજ્યમંડલનો તેજ એક સાર હતો. અને સર્વ કાર્યોમાં તેની મતિ નિર્વિઘ્ન પ્રસરતી હતી.

નરકાસુરના શસ્ત્ર પ્રહારથી ભયંકર થયેલી અને ભ્રમણ કરતા મંદરાચલના નિર્દય ઘર્ષણથકી કઠિન થયેલા સ્કંધવાળી, શ્રીનારાયણની છાતીમાં પણ રહેલી લક્ષ્મી દુર્લભ નથી એમ પોતાના બુદ્ધિબલથકી તે માનતો હતો. અનેક રાજ્યરૂપી ફલ દર્શાવતી, લતા જેવી બુદ્ધિ તે મહાવૃક્ષ જેવા પ્રધાનના સમાગમવડે અસંખ્ય શાખાઓથી ગહન થઈને વિસ્તાર પામેલી હતી. અને ચાર સમુદ્રના વલયરૂપી સીમાવાળી આખી પૃથ્વી ઉપર તેના અનેક સહસ્ર ગૂઢ પુરુષો ફરતા હતા તેથી જાણે ( સકલ ભુવન ) પોતાનું ભવન હોય તેમ (ત્યાંના વિવિધ) રાજાઓના શ્વાસોશ્વાસની પણ તેને કદી ખબર પડ્યા વિના રહેતી નહિ.

તે રાજાએ, ઐરાવતની શુણ્ડ જેવા, સ્થૂલ, રાજલક્ષ્મીને ક્રીડા રમવાના ઉપધાન[5] જેવા, સકલ જગત્‌ને અભય-પ્રદાન કરવામાં પ્રવીણ, રણરૂપી યજ્ઞ-દીક્ષાના સ્તંભ જેવા, ઝગઝગતા ખડ્ગના કિરણ-જાલમાં

---

૧. સત્વ=સત્વગુણ; જીવજંતુઓ જે સમુદ્રમાં હોયછે. જુઓ પૃ. ૨૪ લી. ૪ નો. ૪. ૨. પ્રધાન સંધિ તથા વિગ્રહ—સંપ અને ભેદ—કરવાનું જાણતો હતો; જરાસંધનું વિગ્રહ-શરીર, સંધિવાળું-સાંધાવાળું હતું, તે એવું કે કાપે કાપે ને પાછા ભાગ એકઠા થઈ જાય. જુઓ વાસવદત્તા પૃ. ૨૯. जरासंधइव घटितसंधिविग्रहः—એનો એજ શ્લેષ ને અર્થ. ૩. દુર્ગ=કીલ્લો. દુર્ગા=પાર્વતી. પ્રસાધન=જીતવું; શણગારવું. ૪. યુધિષ્ઠિર, ધર્મ રાજાનો પ્રભવ-પુત્ર-હતો, અને આ પ્રધાન ધર્મનું પ્રવર્તન કરનાર-ઉત્પત્તિસ્થાન-હતો. ૫. ઉશિસું.

ઢંકાઈ ગયેલા, અને અખિન્ન શત્રુકુલનો પ્રલય સૂચવતા ધૂમકેતુ જેવા પોતાના ભુજ-દંડવડે, સપ્તદ્વીપ[1] રૂપી વલય વાળી વસુધાને બાળપણમાંથી-જ વશ કરીને તે શુકનાસ નામના પોતાના મિત્ર જેવા મંત્રિઉપર સર્વ રાજ્યભારનો નિક્ષેપ કરી, પ્રજાઓને સ્વસ્થ કરી હતી, તથા સર્વ શત્રુઓના પ્રશમન થકી તેની સઘળી ચિંતા દૂર થઈ હતી, તેથી બીજું કંઈ કર્તવ્ય શેષ રહેલું છે એમ તેને લાગ્યું નહિ; માટે પૃથ્વીસંબંધી વ્યાપાર શિથિલ કરી, યૌવન-સુખનો ઘણો ખરો અનુભવ તેણે લીધો.—એટલે કે—કોઈ કોઈ વાર તે કામવશ થઈને સુરત-ક્રીડા કરતો તે પ્રિયાઓના અધર-દંશ થવાથી ધ્રુજતા હાથ ઉપર હાલતાં મણિ-વલયના કલકલથી રમણીય લાગતી હતી; આખા શયન ઉપર, ત્યાં, રતિ-રભસમાં[2] છુંદાઈ ગયેલાં દંતપત્રના[3] કડકા કડકા થઈ રહેતા હતા; ઉંચા થતા ચરણમાંથી ગળતા અલક્તક[4] રસવડે માથા ઉપરના હાર રક્ત થતા હતા; વેગથી કેશ-ગ્રહણ કરતાં, મણિ-કર્ણપૂરના ચુરેચુરા થતા હતા; સ્તન ઉંચાં નીચાં થવાથી, તે ઉપરની કૃષ્ણાગુરુ-લેપથી રચેલી પત્રલતાવડે[5] પ્રચ્છદપટ[6] અંકિત થતું હતું; અને સ્વચ્છ શ્રમજલના ઝીણા ઝીણા કણથકી, ગોરોચનાનાં તિલક અને પત્ર-ભંગ ભુસાઈ જતાં હતાં. ગાલઉપર ઉભાં થતાં કઠોર રુવાંથી જર્જરિત થયેલા કર્ણપલ્લવવાળી પ્રિય યુવતીઓ, ચંદન-જલ-ધારા જેવી પોતાની હાસ્યામૃત-શોભાથી ત્યાં તેને અભિષેક કરતી હતી; કર્ણોત્પલ જેવા નેત્ર-કિરણોથી તેને પ્રહાર કરતી હતી; કેસર-ધૂલિ જેવી આભૂષણ-પ્રભાથી તેનાં લોચન ભરી નાંખતી હતી; શ્વેત વસ્ત્ર જેવા પોતાના કર-નખ-કિરણવડે તેને જરા તાડન કરતી હતી; અને ચંપક-પુષ્પ તથા પત્રની માલાઓ જેવી પોતાની ભુજ-લતાઓ વડે તેને બાંધી લેતી હતી[7]. કોઈ કોઈ વાર તે નૃપતિ સુવર્ણમય પિચકારીઓથી ઘણા કાળ સુધી ક્રીડા કરતો હતો; ત્યાં, કામદેવનાં કનકબાણની હેલી જેવી, કામિનીઓના કર-સંપુટમાંથી નીકળતી, કેસરની જલધારાઓવડે તેનું શરીર પીળું પીળું થતું હતું; લાક્ષા જલની ધારાના પ્રહાર થકી તેનું દુકૂલ લાલ થતું હતું, અને કસ્તૂરી વાળાં જલ-બિન્દુવડે તેનો ચંદન-લેપ પંચરંગી થતો હતો. કોઈ

૧. તેમનાં નામ—જમ્બુ, પ્લક્ષ, શાલ્મલી, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર (મો. વુ.). ૨. કામક્રીડાની ગરબડમાં. ૩. તે નામના કર્ણાભૂષણના. ૪. અળતો, જે સ્ત્રિયો પગે ચોપડતી. ૫. જુઓ પૃ. ૨૪ નો. ૮ મી. ૬. પછેડી. ૭. અર્થાત્ આલિંગન દેતી.

કોઈ સમયે જ્યારે તે અંતઃપુરની સ્ત્રિયો સાથે જલક્રીડા કરતો ત્યારે ગૃહ-સરોવરોના જલમાં સ્તન ઉપરનું ચંદન-ચૂર્ણ પડવાથી તરંગ-માલા ધવલ થતી હતી; જે ઉપરનાં નૂપુરનો હાલ્યાથી ઝણકાર થતો હતો તે ચરણે ચોપડેલા અલક્તક રસવડે હંસ-મિથુન છંટાઈ જતાં હતાં; વાળની લટો-માંથી ખરી પડેલાં કુસુમને લીધે તે જલમાં વિવિધ વર્ણ થતા હતા; કર્ણ-પૂરનાં કમલપત્ર ત્યાં તરતાં હતાં; ઉંચા ઉંચા નિતમ્બના ક્ષોભથી તરંગ જર્જરિત થતા હતા; દાંડામાંથી ભાગીને ફેંકેલાં કમલની ધૂળ તેમાં પડતી હતી; અને વારંવાર હાથ અફળાવાથી ઉડતાં ફેન-બિન્દુઓવડે ત્યાં ચંદ્રા-કાર થઈ રહેતા હતા. સંકેતમાં ઠગાયેલી પ્રિયાઓ કોઈ કોઈ વાર તેના અપરાધને લીધે ભ્રુકુટિ-ભંગ કરીને, રણરણાટ કરતાં મણિ-વલયથી ખડ-ખડતી ભુજ-લતાઓવડે, બકુલ-કુસુમની માલાથી તેના ચરણ બાંધી, આખો દિવસ તેને નખ-કિરણસાથે મિશ્ર થયેલા પુષ્પ-હારનું તાડન કરતી હતી. કોઈ કોઈ વાર સ્ત્રિયોએ ભરેલા મધુ-ગંડૂષના સ્વાદથી આનંદ પામી, બકુલવૃક્ષની પેઠે તે વિકાસ પામતો[1]. કદાચિત્ સુંદરીઓના ચરણતલ-પ્રહારવડે લાગેલા અલક્તકરસથી, અશોક વૃક્ષની સમાન તેને રાગ ઉત્પન્ન થતો.[2] કોઈ કોઈ વાર બલરામ જેવો ચંદન-ધવલ, કંઠમાં હાલતી કુસુમ-માલા પેહેરીને તે પાન કરતો.[3] મદ-રક્ત ગાલઉપર હિંદોળા ખાતાં કર્ણ-પલ્લવસાથે તે મદમત્ત રાજા, ગંધગજની સમાન, વિકસિત વન-લતા-કુસુમોનો સુગંધિ પરિમલ આપતા અરણ્યમાં કદાચિત્ ફરતો. ક્વચિત્ ક્વચિત્, ઝણઝણાટ કરતા મણિનૂપુરના રવથી મનમાં આનંદ પામી, હંસ-ની પેઠે તે કમલવનમાં ક્રીડા કરતો. કોઈ વાર, મૃગપતિની સમાન સ્કંધ-ઉપર કેસરમાલ લટકાવી, ક્રીડા-પર્વતો ઉપર તે ફરતો.[4] વળી કોઈ વાર

---

૧. ગંડૂષ=ઘુંટડો. એમ કહેલું છે કે—

( દુહો )

દિવ્ય સુંદરી જો કરે, બકુલ-વૃક્ષપર ધાર,
મુખથી મધુ-ગંડૂષની, ફાલે તે તત્કાળ.

૨. અશોકને માટે એમ કહેવાયછે કે—

( દુહો )

નૂપુર-રવથી ઝણકતા, ચરણે કરે પ્રહાર,
અશોકને કદિ સુંદરી, પુષ્પ ગ્રહે તે વાર.

રાગ=(રાજાને) પ્રેમ; (વૃક્ષને) લાલ રંગ. ૩. બલરામ ચંદન જેવો ગોરો હતો; તારાપીડ, ચંદન-લેપથી તેવો થયેલો; અને બંને મદિરા-પાનમાં સમાન. ૪. મૃગપતિ=સિંહ. કેસરમાલ= કેસરની માલા; યાળ.

ભ્રમરની પેઠે તે,ખીલતાં કુસુમની કળીયોથી ભરેલા લતા-મંડપોમાં સંચરતો. કોઈ વાર, નીલ વસ્ત્રથી મુખનું આચ્છાદન કરી, જે સુંદરીઓ સાથે કૃષ્ણ રાત્રિના પ્રદોષ-સમયનો સંકેત કરી મુકેલો તેમને અભિસરણ કરતો.[1] અને મહેલના જે વિભાગમાં કનકદ્વાર ઉઘાડીને બારિયો પ્રકટ કરવામાં આવતી હતી, તથા જ્યાં અહર્નિશ બળતા કૃષ્ણાગુરુના ધૂમથી જાણે રક્ત થયેલાં પારાવત વિટંક[2] ઉપર બેઠેલાં હતાં ત્યાં કેટલાક આપ્ત[3] મિત્રો સહિત, વીણા, વેણુ, અને મૃદંગથી મનોહર લાગતું, અંતઃપુરનું નાટ્ય કદી કદી પોતે જોતો. ટુંકામાં, જે જે અતિ રમણીય વસ્તુ પોતાને પ્રિય હતી અને તે સમયને તથા ભવિષ્યકાળને અવિરુદ્ધ હતી તેનું, બીજા સર્વ પૃથ્વી-વ્યાપાર પોતે પરિસમાપ્ત કરેલા હતા માટે એ રાજાએ સુખ ભોગવ્યું, પરંતુ તેમાં સ્વચિત્તને તેણે લીન કરી દીધું ન હતું તથા તેનું વ્યસન (પણ) પાડ્યું ન હતું.—સકલ મહીમંડલસંબંધી કાર્ય સમાપ્ત કરીને પ્રજાનું રંજન કરનાર આવા મહીપતિની વિષયોપભોગ-લીલા તેનું ભૂષણ છે, પણ બીજા પુરુષોની (લીલા) તો (તેમની માત્ર) વિડંબના છે!— પ્રજાની પ્રીતિ મેળવવાની ઇચ્છાથી વચ્ચે વચ્ચે પોતે દર્શન દેતો અને પ્રયોજન હોય ત્યારે સિંહાસન ઉપર બિરાજતો.

શુકનાસ પણ અતિમહાન્ આ રાજ્યભારને પોતાના બુદ્ધિ-બલવડે, જરા પણ શ્રાન્ત થયા વિના, ઉપાડતો. જેવી રીતે નૃપતિ સર્વ કાર્ય કરતો તેવી રીતે એ પણ પ્રજાનો અનુરાગ દ્વિગુણ વધારીને વર્તતો. એને પણ રાજાઓ, વાંકા થઈ ગયેલા ચૂડામણિની કિરણ-મંજરિયોથી ભરેલા પોતાના મુકુટવડે પ્રણામ કરતા તે વખતે તેમના ખસી જતા કુસુમ-શેખરમાંથી ટપકતા મધુ-કણવડે સભા બધી ભીંજાતી, તથા અતિશય નીચે નમવાથી લચી જતાં મણિકુંડલની કોરે સાથે તેમનાં અંગદ ઘસાતાં. અને એના પ્રયાણ સમયે પણ દશ દિશાઓમાં અન્તરીક્ષ ચપલ અશ્વબલની ખખડતી ખરિયોની શબ્દથી બધિર થઈ જતું હતું; સૈન્યના ભારથી ચળેલા પૃથ્વી-તલ ઉપર પર્વતો ડગમગી જતા હતા ; ગળતા મદને લીધે અંધ થયેલા ગંધગજની દાન-ધારાથી અંધકાર પ્રસરી જતો હતો; (ઉંચે) ઉડતા ધૂળના મ્હોટા ઢગથી સમુદ્રોનો રંગ ધૂસર થતો હતો; ચાલ-

---

૧. અભિસરણ—જુઓ 'અભિસારિકા'—પૃ. ૩ નો. ૨. અત્રે એ શબ્દ પુરુષને લગાડેલો છે. ૨. પક્ષિયોને રહેવાનું સ્થલ. ૩. જુઓ પૃ. ૧૬ નોટ ૫.

તા પાયદળના કલકલથી કર્ણ-વિવર ભેદાઈ જતાં હતાં; અતિત્વરાથી જય શબ્દનો નિરંતર પોકાર થઈ રહેતો હતો; ઢોળાતાં હજારો શ્વેત ચામરોથી દિશાઓ ઢંકાઈ જતી હતી; અને ભેગા મળેલા નરપતિ-વૃન્દનાં, કનક-દંડવાળાં છત્રના સમૂહથી દિવસ ઢંકાઈ જતો હતો.

આ પ્રમાણે પ્રધાન ઉપર રાજ્યભારનો નિક્ષેપ કરીને તે રાજા યૌવન-સુખનો અનુભવ લેવામાં કાલ-નિર્ગમન કરતો. બહુ વર્ષ થયાં ત્યારે તે બીજાં પણ ઘણાં ખરાં સાંસારિક સુખનો પૂર્ણ ઉપભોગ કરી રહ્યો, પરંતુ પુત્ર-મુખ-દર્શન રૂપી એક સુખ તેને મળ્યું નહિ. આવા આવા ભોગમાં પણ અંતઃપુર તેને નિષ્ફલ પુષ્પ-દર્શન-યુક્ત શરવણ[1] જેવું લાગવા માંડયું. અને જેમ જેમ યૌવન જવા લાગ્યું તેમ તેમ મનોરથ નિષ્ફલ થવાથી, વંધ્યતાનો મ્હોટો સંતાપ તેનામાં વધતો ગયો. વિષયોપભોગથી પ્રાપ્ત થતા સુખની ઈચ્છાઓ ઉપરથી તેનું મન ઉઠી જવા લાગ્યું; અને હજારો નરપતિથી પરિવૃત છતાં પણ જાણે પોતે સહાય વિનાનો હોય, છતી આંખે અંધ હોય, અને આખા ભુવનનો આધાર છતાં જાણે નિરાધાર હોય એમ પોતાને સંતાન વિનાનો તે માનવા લાગ્યો.

શંભુના જટાકલાપને જેવી ચંદ્ર-કલા, વિષ્ણુના વક્ષઃસ્થલને જેવી કૌસ્તુભ-પ્રભા, બલદેવને જેવી વનમાલા[2], સાગરને જેવી ભરતી, દિગ્ગજને જેવી મદલેખા, વૃક્ષને જેવી લતા, ચૈત્ર માસને જેવી કુસુમોદ્‌ગતિ[3], ચંદ્રને જેવી ચંદ્રિકા, સરોવરને જેવી કમલિની, આકાશને જેવી તારાઓની પંક્તિ, માનસ સરોવરને જેવી હંસ-માલા, મલયાચલને જેવી ચંદનવનની ઘટા, અને શેષનાગને જેવી ફણામણિની જ્યોતિ, તેવી તે રાજાને—ત્રિભુવનને વિસ્મય પમાડનારી, સ્ત્રી-વિભ્રમની[4] જનની જેવી, સકલ અંતઃપુરમાં પ્રધાન પદ પામેલી,—વિલાસવતી નામે રાણી, આભૂષણ હતી.

એક દિવસ રાજા જ્યારે રાણીને મહેલ જઈ ચઢ્યો ત્યારે તેણે એને એક નાની સુઘટિત શય્યા ઉપર બેઠે બેઠે રુદન કરતી જોઈ. એની આસપાસ ભરાયેલા સર્વ દાસી-મંડલની દૃષ્ટિ ચિંતાથી જડ બની ગઈ હતી તથા શોકથી સર્વ ચૂપ થઈ બેઠાં હતાં; ધ્યાનમાં એકાગ્ર દૃષ્ટિ કરીને

---

૧. શરવણ=શર—બરૂ-નું વન. 'પુષ્પ' ના બે અર્થ સારૂ જુઓ પૃ. ૨૪ નો. ૫. ૨. પગ સુધી લટકતી પત્રપુષ્પની માલા. ૩. ફુલ આવવાં તે. ૪. વિભ્રમ=લાવણ્યતા, સ્વાભાવિક લટક, નખરાં.

પાસે ઉભેલા કંચુકિયો એની સેવા કરતા હતા; જરા દૂર રહેલી અંતઃપુરની વૃદ્ધ સ્ત્રિયો એને આશ્વાસન કરતી હતી; ચોધાર આંસુ પડવાથી એનું વસ્ત્ર પલળી ગયું હતું; સર્વ અલંકાર એણે ઉતારી નાંખ્યા હતા; વામ કરતલ ઉપર પોતાનું મુખ-કમલ રાખેલું હતું; અને એના વાળની લટો છૂટી હોવાથી આમ તેમ ફરફરતી હતી. (રાજાને જોઈ,) ઉઠીને એણે સત્કાર કર્યો કે તરતજ નૃપતિયે એને તેજ શય્યા ઉપર બેસાડી, અને પોતે પણ ત્યાંજ બેઠો. પરંતુ અશ્રુપાતનું કંઈ કારણ નહિ જાણવાથી તે જરા ગભરાટમાં પડ્યો, અને પોતાને હાથેજ એના બંને ગાલ ઉપરથી આંસુ લ્હોઈ નાંખતે નાંખતે કહેવા લાગ્યો કેઃ—દેવિ! અંતઃકરણના પ્રબલ શોકભારથી મંદ અને નિઃશબ્દ રુદન તું શા સારૂ કરેછે? જો આ ત્હારી પક્ષ્મ-પંક્તિયો મોતી જેવાં અશ્રુ-બિન્દુઓનું ગ્રથન કરેછે! કૃશોદરિ[1]! તેં આજ ભૂષણ કેમ કંઈ સજ્યાં નથી? રક્તકમલની કળિયો જેવા બે ચરણ ઉપર પ્રભાતના સૂર્ય-પ્રકાશ જેવો અલક્તક-રસ કેમ છાંટ્યો નથી? મદન-સરોવરના કલહંસ—ત્હારા મણિનૂપુર—ને આજ ચરણ-કમલ-સ્પર્શનો કેમ અનુગ્રહ કીધો નથી? પ્રિયે! મધ્યભાગને આજ શા કારણથી મેખલા કાઢી નાંખીને મૂક રાખ્યોછે? મૃગલાંછનમાં[2] મૃગ જેવો, કૃષ્ણાગુરુનો પત્રભંગ[3] કેમ આજ પયોધર ઉપર ચિતર્યો નથી? સુંદરિ! શંભુના મુકુટમાંની ચંદ્ર-કલા જેવી ત્હારી ગ્રીવાને શાને સારૂ ગંગા-પ્રવાહ જેવા હારથી શણગારી નથી? વિલાસિનિ! કેમ તેં આજ અશ્રુબિન્દુ પાડી પાડીને, ગાલ ઉપરથી કુંકુમ-પત્રલતા નિરર્થક ધોઈ નાંખી છે? વળી આ કોમલ અંગુલિ રૂપી પત્રવાળા રક્તકમલ જેવા કરતલનું કેમ તેં કર્ણપૂર બનાવી દીધુંછે?[4] ગોરોચનાના તિલક વિનાના લલાટ ઉપરની લટો કેમ તેં આજ હોળી નથી? દેવિ! ચંદ્રલેખા-રહિત, કૃષ્ણપક્ષના પ્રદોષ જેવો, આ ત્હારો કાળો કાળો, પુષ્પવિનાનો ચોટલો મ્હારી દૃષ્ટિને ખેદ પમાડેછે, માટે કૃપા કરીને દુઃખનું કારણ વિદિત કર. આ સ્તનઉપરના વસ્ત્રને કંપાવતા, દીર્ઘ-દીર્ઘ શ્વાસ-પવનથકી પલ્લવ જેવું **સરાગ**[5] મ્હારૂં અંતઃકરણ ધ્રુજેછે, માટે કહે કંઈ મ્હારો

---

૧. કૃશ—નાનું, ઉદર—પેટ—છે જેનું. ૨. મૃગલાંછન=ચંદ્ર. ૩. જુઓ પૃષ્ઠ ૨૪ નોટ ૮ મી. ૪. હાથ માથાતળે, એટલે કાન આગળ મુકેલો માટે તેની હાથેલી જાણે કર્ણપૂર જેવી બનેલી. ૫. રાગ=પ્રેમ; લાલ રંગ.

અપરાધ થયોછે? અથવા કોઈ મ્હારા પરિજનનો વાંક પડ્યોછે? હુંડો વિચાર કરતાં મને તો ખરે, ત્હારા સંબંધમાં અલ્પ પણ મ્હારો દોષ થયો હોય એમ લાગતું નથી; મ્હારૂં જીવિત અને રાજ્ય ત્હારે સ્વાધીન છે; માટે સુંદરિ! શોકનું કારણ મને (ઝટ) કહીદે.—આવું કહેતાં પણ જ્યારે વિલાસવતીએ કંઇ પ્રતિવચન ન દીધું ત્યારે, વધારે વધારે આંસુ પાડવાનું કારણ રાજા તેની દાસીઓને પૂછવા લાગ્યો.

એટલે મકરિકા નામની તેની તાંબૂલ કરંક-વાહિનીએ[1] રાજાને પ્રત્યુત્તર આપ્યો કેઃ—મહારાજ! આપનો તે જરાએ અપરાધ ક્યાંથી હોય? અને આપ છો ત્યાંસુધી બીજું કોણ—પરિજન વા અન્ય કોઇ—અપરાધ કરી શકે એમ છે? પરંતુ—કોઇ મહાગ્રહથી પીડાતી હોઉં એમ નરેન્દ્રનો સમાગમ મ્હારે નિષ્ફલ થાયછે—એ રીતની ચિંતા દેવીને થયાં કરેછે, અને ઘણા કાળથી એ સંતાપ ભોગવેછે. અસુરસ્ત્રીના જેવાં સર્વદા સુરત[ા]ની નિન્દા[2] કરતાં રાણીજી પ્રથમ પણ શયન, સ્નાન, ભોજન, ભૂષણ-પરિગ્રહ આદિ ઉચિત દિવસ-વ્યાપારમાં પરિજનના અતિશય પ્રયત્નથી બળાત્કારે ચિત્ત ઘાલતાં અને શોકાતુર જેવાં રહેતાં; પરંતુ આપના હૃદયને પીડા થતી અટકાવાને જરાએ વિકાર દર્શાવતાં નહિ. પણ આજ ચતુર્દશી છે તેથી ભગવાન્ મહાકાલેશ્વરનું પૂજન કરવા સારૂ એ ગયાં હતાં ત્યાં મહાભારત કહેવાતું હતું, અને તેમાં એમણે સાંભળ્યું કેઃ—અપુત્ર જનને સ્વર્ગલોકની પ્રાપ્તિ નથી; પુ નામે નરકમાંથી તારે તે પુત્ર કહેવાય.—એટલું સાંભળીને ઘેર આવ્યા પછી, દાસિયો નમી નમીને પ્રાર્થના કરેછે તોપણ, નથી એ ભોજન કરતાં, નથી શણગાર સજતાં ને નથી ઉત્તર આપતાં; કેવળ, અવિરલ અશ્રુબિન્દુરૂપી દુર્દિનથી[3] મુખ ઉપર અંધકાર કરી, રોયાં કરેછે; હવે જેવી દેવની આજ્ઞા.—એટલું બોલીને તે બંધ રહી.

ભૂપતિયે તેના બોલી રહ્યા પછી જરાવાર શાન્ત રહી, દીર્ઘ અને નિશ્વાસ નાંખીને કહ્યું કેઃ—દેવિ! આમાં આપણાથી શું થાય એમ જે વસ્તુ દૈવને અધીન છે તેને સારૂ અતિ રુદન કર્યેથી શું વળ આપણા ઉપર દેવતાઓ અનુગ્રહ નહિ કરવાના હોય; પુ રૂપી અમૃત-સ્વાદનું સુખ આપણાં હૃદયને ખરેજ નહિ મળ

૧. જુઓ પૃષ્ઠ ૧૬ નોટ ૪. ૨. જુઓ પૃષ્ઠ
૩. જુઓ પૃ. ૨૭ નો. ૪.

ને જન્માન્તરે આપણે પુણ્ય કર્મ નહિ કીધાં હોય, કેમ કે પૂર્વ જન્મમાં પુરુષે જે જે કાર્ય કર્યાં હોય તેનું ફલ તેને આ જન્મમાં મળે. ગમે તેટલા યત્ન કરતાં પણ દૈવ-નિયોગ ફેરવી શકાય તેમ નથી; તોપણ જેટલું મનુષ્યજાતિથી થઈ શકે એમ છે તેટલું બધું કરો.—ગુરુજન ઉપર, દેવિ! અધિક ભક્તિ રાખો; દેવતાઓની પૂજા દ્વિગુણિત કરો; ઋષિજનની સેવામાં આદર દર્શાવો, કેમકે ઋષિયોનું દૈવત ઘણું સમર્થ છે, અને યત્નથી તેમની આરાધના કરી હોય તો તેઓ યથેચ્છિત ફલ અને અતિ દુર્લભ વર (દાન) પણ આપેછે. એવું કહેવાયછે કે પૂર્વે ચંડકૌશિકના પ્રસાદથી મગધના બૃહદ્રથ રાજાને, વિષ્ણુને જીતનાર, અતુલ બલ-પરાક્રમ વાળો જરાસંધ નામે પુત્ર પ્રાપ્ત થયો હતો; અને દશરથ રાજા વૃદ્ધ થયા હતા તોપણ વિભાણ્ડક મહામુનિના પુત્ર ઋષ્યશૃંગના પ્રસાદથી તેમને, નારાયણના ભુજ જેવા અપરાજિત, અને સમુદ્ર જેવા ક્ષોભ-રહિત ચાર પુત્રો મળ્યા હતા. વળી એવી રીતે બીજા રાજર્ષિયો પણ તપસ્વિજનોની આરાધના કરીને પુત્ર-દર્શન રૂપી અમૃત-સ્વાદનું સુખ ભોગવી ગયાછે; કેમકે મહામુનિયોની સેવા કરેલી વ્યર્થ જતી નથી. (પણ) અરે! દેવીને પ્રફુલ્લ ગર્ભના ભારથી મંદ થયેલી, ફીકા મુખવાળી, અને પૂર્ણ-ચંદ્રોદય-સમયની પૌર્ણમાસી-નિશા જેવી ખરેખર હુંએ ક્યારે જોઇશ? પુત્રજન્મ-મહોત્સવના આનંદમાં મગ્ન થયેલા મ્હારા પરિજન વધામણી ખાઇને ક્યારે મ્હારી પાસેથી શિરપાવ લઈ જશે? પીળું વસ્ત્ર પેહેરી, સુતને ઉત્સંગમાં લઈને (બેઠેલી), ઉદય પામેલા રવિમંડલના પિંગલ પ્રકાશ સહિત ગગનાંગના[1] જેવી દેવી ક્યારે મને આનંદ આપશે? સર્વ ઓષધિથી જેના કેશ રંગાઈને જટિલ થયા હોય, જેના તાલુ ઉપર રક્ષા સારૂ ઘૃતબિન્દુઓ મુકીને તે ઉપર ધોળા સર્ષપમાં[2] મેળવેલી થોડી વિભૂતિ નાંખેલી હોય, ગોરોચનાથી જેના કંઠ-સૂત્રની ગાંઠ રંગાયલી હોય, ચતો ...તો હોય અને દંત-રહિત મુખમાં મંદમંદ હાસ્ય કરતો હોય, એવો ક્યારે મ્હારા હૃદયનું આલ્હાદન કરશે? ગોરોચના-કપિલ[3] કાન્તિ-અંતઃપુરની સ્ત્રિયોના હાથમાં વારા ફરતી જતો, અને સર્વ જનથી

---

...ગનરૂપી અંગના=સ્ત્રી. રાણીના ખોળામાં પુત્ર, અને ગગનાંગ-...માં સૂર્ય; રાણીનું પીળું વસ્ત્ર અને આનો પ્રકાશ પીળો—એ

૨. સર્ષપ=સરશાવ. ૩. પુત્ર ગોરોચના થકી કપિલ; ...કપિલ.

તે ક્યારે મ્હારાં ચક્ષુઓના શોકાન્ધકારનું
રની ધૂળ[1] ચ્હોટવાથી ધૂસર થઇને, મ્હારા
...થેજ ભ્રમણ કરતો તે ક્યારે ભવનનાં આંગણાંને
...ણે ચાલતાં આવડ્યા પછી, સિંહ-શિશુની સમાન ક્યારે
...ણેમય ભિત્તિમાં દેખાતાં[2], મૃગનાં પાળેલાં બચ્ચાંને પકડવા-
ગથી આમ તેમ દોડશે? ક્યારે એ અંતઃપુરની સ્ત્રિયોના નૂપુર-
અનુસરતા ગૃહ-કલહંસોની પછવાડે પડી, ઓરડાની અંદર દોડી
જઈ, કનક-મેખલાની ઘુઘરિયોના શબ્દને અનુસરવી એની ધાત્રીને
પજવશે? કૃષ્ણાગુરુના પંકથી કાઢેલી મદલેખાવડે શોભતા ગંડસ્થલ-
વાળો, કોમલ મુખરવ રૂપી ડિંડિમ-ધ્વનિથી વ્હાલો લાગતો, કર ઉંચો
કરી ઉછાળેલી ચંદન-ચૂર્ણની ધૂળથી ધૂસર થયેલો, અને વાંકા વાળેલા
અંગુલિ-શિખર રૂપી અંકુશવડે ખેંચાયાથી શિર કંપાવતો, ક્યારે એ
મદમત્ત ગજરાજની ક્રીડા કરશે? માતાના ચરણ રંગતાં શેષ રહેલો
અલક્તક રસ લઇને ક્યારે એ વૃદ્ધ કંચુકિયોને મુખે ચોપડશે? ક્યારે
એ કુતૂહલથી ચંચલ થયેલાં ચક્ષુવડે મણિભૂમિઉપર. નીચી દૃષ્ટિ નાંખી-
ને, ઠોકર ખાતો ખાતો પોતાનાં પ્રતિબિમ્બને અનુસરણ કરશે? હું
સભામાં બેઠો હોઉં, હજારો નૃપતિયો હસ્ત પ્રસારી પ્રસારીને એને
અભિનંદન કરતા હોય, અને તેમના ભૂષણમણિના કિરણથી એની દૃષ્ટિ
અંજાઇ જઇને આમ તેમ ફરતી હોય તે સમયે મ્હારી પાસે થઇને ક્યારે
એ સભામાં ભ્રમણ કરશે?—આવા આવા સેંકડો મનોરથનું, હૃદયમાં ખેદ
પામી પામીને ચિંતન કરવામાં મ્હારી રાત્રિયો વીતેછે; અગ્નિ જેવો
આ વંધ્યતાનો શોક મને પણ અહર્નિશ બાળી મુકેછે; જગત્ બધું મને
શૂન્ય જેવું ભાસેછે; અને આ રાજ્ય સઘળું નિષ્ફલ જેવું લાગેછે. પણ
જ્યાં વિધાતાની આગળ કંઈ ઉપાય ચાલે તેમ નથી ત્યાં હું શું કરૂં? માટે
દેવિ! આ સર્વ શોક મુકી દો, અને ધૈર્યમાં તથા ધર્મમાં બુદ્ધિનું પ્રવર્તન
કરો; કેમકે કલ્યાણની સંપત્તિ સર્વદા ધર્મિષ્ઠ મનુષ્યોની સમીપ રહેછે.—

---

૧. જુઓ રઘુવંશ, સર્ગ ૧૦ મો શ્લોક ૨ જો.—

न चोपलेभे पूर्वेषामृणनिर्मोक्षसाधनम् ॥
सुताभिधानं स ज्योतिः सद्यः शोकतमोपहम् ॥

૨. ઉભેલાં મણિમય ભીંતની પછવાડે પણ અંદર દેખાવાથી બાળક
એમ ધારે કે પાસેજ છે.

એટલું કહીને જલ આણી, અભિનવ પલ્લ
કમલ જેવું રાણીનું અશ્રુ-લેખા-યુક્ત વદન એ
દૂર કરે એવાં સેંકડો પ્રિય અને મધુર, ધર્મોપદે
પુનઃપુનઃ આશ્વાસન કરી, ઘણીવાર પછી ભૂમિપાલ ત્ય

રાજાના ગયા પછી વિલાસવતીએ, શોક મંદ પડવાથી, ગ... આભૂષણ-પરિગ્રહ વિગરે યોગ્ય દિવસ-વ્યાપાર કર્યો. ત્યારથી દેવત. આરાધનામાં, બ્રાહ્મણની પૂજામાં, અને ગુરુજનની સેવામાં વધારે તેણે આદર દર્શાવવા માંડ્યો. જે જે કંઈ વ્રત કહીં થકીએ સાંભળવામાં આવે તે તે, સન્તાનની ઇચ્છાથી તે કરવા લાગી, અને અતિશય શ્રમ પડે તેને પણ ન ગણતી. અહર્નિશ બળતા ગૂગળના શ્યામ ધૂપથી જ્યાં અંધકાર થઈ રહેલો એવાં ચંડિકાનાં મંદિરમાં, શ્વેત વસ્ત્ર પેહેરી, શરીરે શુદ્ધ થઈ ઉપવાસ કરી, ભૂતલ-શયન ઉપર લીલા કુશ પાથરીને તે સુતી. પુણ્ય જલ તથા સર્વ રત્નથી ભરેલા કનક-કુંભ, જેમાં વિવિધ કુસુમ, ફલ, દૂધ અને વૃક્ષ-પલ્લવ નાંખેલાં હતાં તેવડે, ગાયોના વાડામાં, વૃદ્ધ ગોપીઓએ જેમને મંગલ ચિન્હ કરેલાં એવી સુલક્ષણ[1] ગાયોની નીચે (બેસીને) તે સ્નાન કરતી. પ્રતિદિવસ ઉઠીને સર્વ-રત્ન-સમેત સુવર્ણ-તિલપાત્રનું બ્રાહ્મણોને દાન કરતી. કૃષ્ણ-ચતુર્દશીઓની રાત્રે રાત્રે ચતુષ્પથ[2] ઉપર તે, કોઈ મ્હોટા ગારુડીએ દોરેલા મંડલમધ્યે રહીને વિવિધ બલિદાનથી દિક્પાલોને આનંદ ઉપજાવે એવાં મંગલ-સ્નાન આચરતી. દેવતાઓને સારૂ જ્યાં વિચિત્ર બલિદાન તૈયાર કીધેલાં એવાં સિદ્ધ-ગૃહમાં તે રેહેતી. (દેવનો) પરછાયો જ્યાં માલમ પડતો એવાં, પાસેનાં દેવાલયમાં તે જતી. નાગકુલને વસવાનાં પ્રસિદ્ધ સરોવરોમાં સ્નાન કરતી. પિપ્પલ વિગેરે મહાવનસ્પતિયોનું પૂજન કરી, પ્રદક્ષિણા ફરી,[3] તેમને વંદન કરતી. સ્નાન કરી, હાલતાં મણિવલય વાળા હાથથી, રૂપાના પાત્રમાં મુકેલું, દહીં અને ભાતના અખંડ પિંડનું બલિદાન પોતેજ વાયસોને આપતી. અગણિત પુષ્પ, ધૂપ, વિલેપ, અપૂપ, માંસ, પાયસ અને લાજ-વડે[4] પ્રતિદિવસ અંબાદેવીની તે પૂજા કરતી. સત્ય-વચની નગ્ન ક્ષપણકોને

---

૧. સારાં લક્ષણ–ચિન્હ–વાળી. ૨. જ્યાં ચાર રસ્તા મળે તે–ચકલું. ૩. પૂજા કરીને દેવની આસપાસ ફેરા ફરવા તે "પ્રદક્ષિણા." ૪. અપૂપ =માલપુવા. પાયસ=ખીર. લાજ=જવ વિ૰ ની ધાણી.

સારૂ પોતેજ પિંડ-પાત્ર લાવી દઈ, શ્રદ્ધાયુક્ત ચિત્તથી તેમને પ્રશ્ન કરતી[1]. ભવિષ્ય-કથન કરનારનાં વચન ઉપર બહુ આસ્થા રાખતી. નિમિત્ત[2] જાણનારાઓ પાસે સંચરતી. શકુન વર્તનારાઓ ઉપર આદર દર્શાવતી. અનેક વૃદ્ધજન પાસેથી પરંપરાએ ચાલતાં આવેલાં રહસ્યનો અંગીકાર કરતી. પુત્ર-દર્શનની ઈચ્છાથી તે, દર્શને આવેલા બ્રાહ્મણો પાસે વેદ-પારાયણ કરાવતી. અહર્નિશ ચાલતી પવિત્ર કથાઓનું શ્રવણ કરતી. ગોરોચનાથી ભૂર્જપત્ર ઉપર લખેલા મંત્રવાળાં માદળિયાં પેહેરતી, અને ઔષધિનાં રક્ષા-સૂત્ર બાંધતી. વળી એના પરિજન પણ સર્વદા દૈવ-પ્રશ્નને અર્થે બહાર ફરતા અને એ સંબંધી નિમિત્ત શોધ્યાં કરતા. શિયાળોને રાત્રે રાત્રે માંસના બલિ-પિંડ નાંખતા; સ્વપ્નમાં દીઠેલાં આશ્ચર્ય આચાર્યોને કહેતા; અને ચકલાં ઉપર શિયાળ સારૂ બલિદાન મુકતા.

એમ કરતાં કરતાં કેટલાક દિવસ પછી એક સમયે જ્યારે રાત્રિ ઘણી ખરી વીતી ગઈ હતી, તારાઓ થોડા થોડા અને ઝાંખા ઝાંખા દેખાતા હતા, અને આકાશ વૃદ્ધ પારાવતની પાંખ જેવું ધૂમ્ર થયું હતું ત્યારે રાજાએ સ્વપ્નમાં[3], કરિણીના મુખમાં જેમ મૃણાલ-વલય તેમ, મહેલના શિખર ઉપર સુતેલી વિલાસવતીના મુખમાં સકલ કલાથી પરિપૂર્ણ ચંદ્ર-મંડલ પ્રવેશ કરતું જોયું ! તેમાંથી જાગ્યો કે તરતજ તે ઉઠ્યો; હર્ષથી તેનાં લોચન વધારે વધારે પ્રફુલ્લ થઈને શયન-ગૃહને શ્વેત કરવા લાગ્યાં; ઉઠીને તેણે શુકનાસને તેજ ક્ષણે બોલાવ્યો, અને (તે આવ્યો એટલે) સ્વપ્નની વાત તેને કરી. હર્ષિત થઈને તેણે પ્રત્યુત્તર આપ્યો કેઃ—દેવ! ઘણા કાળ પછી આજ આપણા તથા પ્રજાના મનોરથ પરિપૂર્ણ થયા; હવે થોડાજ દિવસમાં મહારાજને નિઃસંશય પુત્ર-મુખ-કમલ નિરખવાનું સુખ મળશે. વળી આજ રાત્રે મને પણ સ્વપ્નમાં, કોઈ ધોયેલાં શ્વેત વસ્ત્ર પેહેરીને આવેલા, શાન્ત આકાર અને દિવ્ય આકૃતિના બ્રાહ્મણે દેવી મનોરમાના[4] ખોળામાં મુકેલું, વિકસિત, ચંદ્ર-કલા જેવાં સ્વચ્છ શત પત્રવાળું, ફરફરતાં હજારો કેશરથી ભરાઈ ગયેલું, અને રસનાં ઝીણાં

---

૧. નગ્ન ક્ષપણક=બૌદ્ધ મતના સંન્યાસી. પિંડપાત્ર=આહારથી ભરેલું વાસણ. ૨. શુભ વા અશુભ સૂચવતાં ચિન્હ. ૩. જુઓ પૃ. ૮૮ નો. ૨. ૪. મનોરમા—શુકનાસની પત્ની.

બિન્દુ ટપકાવતું પુંડરીક દેખાયુંછે.[1] આગળથી જણાતાં શુભ ચિન્હ, પાસે આવતા આનંદને સૂચવેછે; અને આથી બીજું કયું આનંદ-કારણ વધારે પ્રિય થાય એવું છે? રાત્રિને અંતે દેખાતાં સ્વપ્ન ઘણું કરીને ફલીભૂત થયાવિના રેહેતાંજ નથી,[2] માટે સર્વથા માન્ધાતા જેવો સર્વ રાજર્ષિયોનો અગ્રણી અને લોકને આનંદકારક પુત્ર થોડાજ કાળમાં દેવીને પ્રસવશે. શરદ્ ઋતુની કમલિની જેમ અભિનવ કમલના જન્મથી ગંધ-ગજને તેમ દેવી આપને આલ્હાદન કરશે; જેથી, દિગ્ગજની મદ-લેખા જેવી અવિચ્છિન્ન સંતાનવાળી, તથા પૃથ્વીનો ભાર ધારણ કરવાને યોગ્ય કુલ-સંતતિ દેવને ઉત્પન્ન થશે.—એમ તે કહેતો હતો તેવામાંજ રાજા તેનો હાથ ઝાલી (રાણીના મહેલની) અંદર ગયો, અને એ બંને સ્વપ્નો કહીને વિલાસવતીને તેણે આનંદ ઉપજાવ્યો.

થોડાક દિવસ ગયા પછી, સરસીમાં[3] જેમ ચંદ્ર-પ્રતિબિમ્બ પ્રવેશ કરે તેમ વિલાસવતીમાં, દેવતાઓની કૃપાથી, ગર્ભે પ્રવેશ કીધો. પારિજાતથી જેમ નન્દન વનની ઘટા,[4] તથા કૌસ્તુભમણિથી જેમ વિષ્ણુની છાતી, તેમ તે ગર્ભને લીધે રાણી વધારે વધારે શોભવા લાગી. દર્પણ-શ્રીની સમાન તેણે, ગર્ભના આકારમાં પડેલું, ભૂપતિનું પ્રતિબિમ્બ ધારણ કર્યું. દિવસે દિવસે જેમ ગર્ભ ધીમે ધીમે વધવા લાગ્યો તેમ, પુષ્કળ સમુદ્ર-જલ પીવાથી મંદ થયેલી મેઘ-માલાની પેઠે તે ધીરે ધીરે સંચરણ કરવા લાગી; ને વારંવાર બગાસાં સાથે, આંખો જરા જરા મીચીને મંદ મંદ નિશ્વાસ નાંખવા લાગી. આવી તેની અવસ્થા, પાન-ભોજન ઉપર અરુચિ અને વર્ષાઋતુના જેવાં શ્યામ થતાં તેનાં પયોધર-મુખ[5] દેખીને, તથા કેતકી

---

૧. પુંડરીક=શ્વેત કમલ. આ બંને ગર્ભ ધારણ કર્યાનું કારણ બાણભટ્ટના પુત્રે રચેલા ભાગમાં આગળ આવશે. ૨. 'સ્વપ્નાધ્યાય'માં એવું કહેલુંછે કે રાત્રિને અંતે દેખાતાં સ્વપ્ન સત્વર ફલ આપેછેઃ—

तृतीये (प्रहरे) तु त्रिमासं स्यादरुणे दशभिर्दिनैः ॥

અથવા

अरुणोदयवेलायां दशाहेन फलं भवेत् ॥

૩. નાની તળાવડી. ૪. જુઓ પૃ. ૨૯ નો. ૩. ૫. પયોધર—સ્તન (દૂધ ધારણ કરનાર); અને મેઘ (જલ ધારણ કરનાર) તેમનું મુખ—અગ્રભાગ.

જેવી તેને ગર્ભ-પાણ્ડુર[1] જોઇને, ઇંગિત-જ્ઞાનમાં કુશલ તેની દાસીઓ તરત ચેતી ગઇ[2].

તેના સર્વ પરિજનમાં પ્રધાન-પદ પામેલી, સદા રાજકુલમાં વસવાથી ચતુર થયેલી, રાજાની પાસે સર્વદા રહેવાથી પ્રગલ્ભ બનેલી, અને સર્વ મંગલ કાર્યમાં કુશલ, કુલવર્ધના નામે એક વિખ્યાત વૃદ્ધ સ્ત્રી હતી. તેણે ત્યારપછી એક શુભ દિવસે પ્રદોષ-સમયે જ્યારે ભૂપતિ અંદરના સભામંડપમાં બેઠેલો હતો, તેની આસપાસ સુગન્ધિ તેલના હજારો દીપ બળતા હતા તેથી ગ્રહ-ગણ-મધ્યે વિરાજતા પૂર્ણિમાના ચંદ્ર જેવો અને સર્પરાજના સહસ્ર ફણા-મણિની વચ્ચે બેઠેલા નારાયણ જેવો જ્યારે તે દેખાતો હતો, આજુબાજુ ક્ષત્રિય-કુલના કેટલાક મુખ્ય નરપતિયો જ્યારે ભરાયા હતા, પરિજનો જ્યારે તેનાથી જરા દૂર ઉભા હતા, અને ધોયેલાં શ્વેત વસ્ત્ર પેહેરી સાદે વેષે પાસેના ઉંચા વેત્રાસન ઉપર બેઠેલા—સમુદ્ર જેવા અગાધ ગામ્ભીર્યવાળા—શુકનાસની સાથે જ્યારે તે પરિપૂર્ણ વિશ્વાસથી નિશ્ચિંત થઇને વિવિધ વાર્તામાં પડેલો હતો ત્યારે તેની પાસે જઇને કાનમાં ધીમેથી વિલાસવતીના ગર્ભનો વૃત્તાન્ત તેને કહ્યો.

તેનું આ અશ્રુત-પૂર્વ અને અસંભાવ્ય વચન સાંભળતાંજ જાણે અમૃત-રસથી રાજાનાં સર્વ અંગ પલળી ગયાં. તત્કાળ ઉભાં થયેલાં રોમાંકુરથી તેના શરીર ઉપર કંટક વ્યાપી ગયા. આનંદ-રસથી તે વિહ્વલ બનવા લાગ્યો. સ્મિતથી તેના ગાલ પ્રફુલ્લ થયા, અને હૃદય ટંકોટંક ભરાતાં બાકી રહેલો તેનો જાણે હર્ષ દંત-કિરણના આકારમાં બ્હાર પ્રસરવા લાગ્યો. એટલામાં તેની ચંચલ કીકીવાળી, અને આનંદાશ્રુ-બિન્દુથી ભીની થયેલી પાંપણવાળી દૃષ્ટિ શુકનાસના મુખ ઉપર પડી. ભૂપતિનો આવો અદૃષ્ટ-પૂર્વ હર્ષનો ઉભરો જોવાથી, કુલવર્ધનાને સ્મિત-વિકસિત મુખથી આવતી દેખવાથી, એજ વાત મનમાં સર્વદા વર્તમાન રહેવાથી, અને પોતાને એ (ગર્ભનો) વૃત્તાન્ત વિદિત ન હતો તોપણ એ સમયને ઉચિત બીજું કંઇ અતિમહાન્ હર્ષનું કારણ જણાયું નહિ તેથી શુકનાસ (તરત) ચેતી ગયો, અને આસન ખસેડી,

---

૧. ગર્ભ-પાણ્ડુર=રાણી ગર્ભથી કરીને પાણ્ડુર—શ્વેત; કેતકી ગર્ભમાં—મધ્યભાગમાં—શ્વેત. ૨. અર્થાત્ સમજી ગઇ કે રાણીને દિવસ રહ્યાછે. ઇંગિત=હૃદયનો ભાવ—વિચાર.

રાજાની છેક પાસે જઈ, ધીમે સ્વરે બોલ્યોઃ—મહારાજ ! કેમ કંઈ સ્વપ્ન-દર્શનમાં સત્ય જણાયછે કે? કુલવર્ધનાનાં લોચન તો પ્રફુલ્લ દેખાયછે, અને પ્રિયવચન શ્રવણ કરવાની જાણે ઈચ્છાથી શ્રવણની પાસે જઈ પહોચેલાં, તથા તેને નીલ કમલના કર્ણપૂરની જાણે શોભા આપતાં, આપનાં પણ આ, આનંદ-જલથી છલકાઈ જતાં, ચંચલ કીકીવાળાં, પ્રફુલ્લ ચક્ષુ, કંઈ મહત્ હર્ષ-કારણ સૂચવતાં હોય એમ લાગેછે. આ ભારે મહોત્સવ સાંભળવાની જિજ્ઞાસાથી ઉત્સુક થયેલું મ્હારૂં મન તલપ્યાં કરેછે માટે (કૃપા કરીને) કહો કે આ શું બન્યુંછે.—એમ જ્યારે તે બોલી રહ્યો ત્યારે રાજાએ હસીને પ્રત્યુત્તર આપ્યો કેઃ—જે આણે કહ્યું તે જો સત્યજ હોય તો તો સર્વ સ્વપ્ન-દર્શન સાચું પડ્યું (એમ કહેવાય). પણ મને એનો વિશ્વાસ પડતો નથી. આપણી તે એવી ભાગ્યસંપત્તિ ક્યાંથી હોય? આવાં પ્રિય વચન સાંભળવાને આપણે તે ક્યાંથી પાત્ર હોઈયે? કુલવર્ધના ખરૂં કહેતી હશે તોપણ આવા પ્રકારનાં કલ્યાણ મ્હારા સંબંધમાં અસંભવિત છે એમ જાણીને, મને એ જુઠું કહેતી હોય એમ લાગેછે; માટે ચાલો ઉઠો, આપણે પોતેજ દેવી પાસે જઈને પૂછિયે કે શું આ સત્ય છે?—એવું કહી તેણે સર્વ રાજલોકને વિદાય કરી, પોતાના અંગ ઉપરનાં સર્વ આભૂષણ ઉતારી કુલવર્ધનાને આપ્યાં. પ્રસાદ-લાભ થયો કે તરતજ તેણે ભૂતલ ઉપર લલાટ-લેખાનો સ્પર્શ કરી રાજાને શિરઃ-પ્રણામ સાથે વંદન કર્યું. પછી નરપતિ શુકનાસ સાથે ઉઠ્યો કે હર્ષથી ભરાઈ ગયેલું તેનું મન તેને ત્વરા કરાવવા લાગ્યું; પવનથી ડોલતા નીલ કમલ-પત્ર જેવું શોભતું તેનું દક્ષિણ ચક્ષુ ફરકી ફરકીને તેને અભિનંદન કરવા લાગ્યું; અને (એવી રીતે) તે, તે સમયે સેવાને યોગ્ય, પાછળ ચાલતા, વિરલ વિરલ પરિજન સહિત, આગળ ધરેલી—પવનથી હાલતી સ્થૂલ જ્યોતવાળી—પ્રદીપિકાઓના[1] પ્રકાશથી ઓરડાઓમાં ભરાઈ રહેલો અંધકાર દૂર કરતો કરતો અંતઃપુરમાં આવી પહોચ્યો.

ત્યાં, રક્ષા સારૂ વિવિધ પ્રકારની જ્યાં ગોઠવણો કરેલી હતી, નવા ચુનાના લેપથી જે ધોળેલું હતું, મંગલ-પ્રદીપ જ્યાં પ્રજવાલ્યા હતા, દ્વારપાસે જ્યાં પૂર્ણ કલશ મુકેલા હતા, તત્કાળ દોરેલાં મંગલ-ચિત્રથી ઉજ્જવલ થયેલી ભીંતોવડે જે મનોહર લાગતું હતું, જ્યાં ધોળો ચંદરવો

---

૧. પ્રદીપિકા=મશાલ.

બાંધીને તેને છેડે મોતીની સેરો લટકાવી હતી, અને મણિ-પ્રદીપોએ જ્યાં તિમિર ટાળી મુક્યું હતું એવા શયન-ગૃહમાં, હિમાલયના શિલાતલ જેવા વિશાલ, અને ગર્ભ(વતી સ્ત્રી)ને ઉચિત એક શયન ઉપર, ગોરોચનાથી ચિત્રેલા છેડાવાળાં, નવાં અને અતિશ્વેત બે વસ્ત્ર પેહેરીને સુતેલી વિલાસવતીને તેણે જોઈ. રક્ષાસારૂ વિભૂતિથી તે શયનની આજુબાજુ પત્રલતાઓ દોરી હતી. તેના શિરોભાગ તરફ શ્વેત નિદ્રા-મંગલ-કલશ[1] મુકેલા હતા. વિવિધ ઔષધિનાં મૂલ, તથા યંત્ર બાંધીને તેને પવિત્ર કીધું હતું. રક્ષાને અર્થે શક્તિયોનું વલયાકારમાં સ્થાપન કર્યું હતું. કહીં કહીં ધોળા સર્ષપ વેરેલા હતા. ઝીણી દોરિયોમાં, હાલતાં પિપ્પલ-પત્ર ગુંથીને લટકાવેલાં હતાં. લીલાં લિંબડાનાં પલ્લવ ચોઢેલાં હતાં. પગ મુકવાસારૂ એક ઉંચો બાજઠ ત્યાં રાખી મુકયો હતો, અને શશિ કિરણ જેવું શ્વેત પ્રચ્છદ-પટ પાથરેલું હતું. સોનાની થાળિયોમાં મુકેલાં પૂર્ણ પાત્ર, જેમાં અવિચ્છિન્ન દધિ-લવ[2] છૂટા છૂટા દેખાતા હતા, જલ તરંગ જેવા તરલ તથા શ્વેત ભાતના દાણા નાંખેલા હતા, અને ગુંથ્યા વિનાનાં પુષ્પ અંજલિ ભરીને વેરેલા હતાં—તે વડે; તાજા માંસ-પિંડસાથે મિશ્ર કરેલા, આખાં મુખવાળા ઘણાક મત્સ્યવડે; સમૂહમાં પ્રકટેલા શીતલ પ્રદીપ, જેમની પછવાડે પછવાડે જલ-ધારા કરવામાં આવતી હતી તેવડે; ગોરોચનામાં મેળવેલા ધોળા સર્ષપવડે; તથા જલની અંજલિયોવડે, આચારમાં કુશલ, અંતઃપુરની વૃદ્ધ સ્ત્રિયો તે રાણીને અવતરણ[3] રૂપી મંગલ ક્રિયા કરતી હતી. શ્વેત વસ્ત્રનો સ્વચ્છ વેષ પેહેરીને મંગલ આલાપ કરતા પરિજન આનંદથી તેની સેવા કરતા હતા; અને ગર્ભ પ્રફુલ્લ થયો હતો તેથી તે, અંતર્ગત કુલ-પર્વતવાળી જાણે પૃથ્વી હોય, જલમાં ડુબેલા ઐરાવત હાથીવાળી જાણે દેવ-ગંગા હોય, ગુહામાં પેઠેલા સિંહવાળી જાણે ગિરિ-રાજની મેખલા હોય, મેઘથી દબાઇ ગયેલા સૂર્યવાળી જાણે દિવસ-શ્રી હોય, ઉદયાચલથી ઢંકાઇ ગયેલા શશિ-મંડલવાળી જાણે રાત્રિ હોય, બ્રહ્મ-કમલના[4] ઉત્પત્તિ-સમયની જાણે વિષ્ણુની નાભિ હોય, અગસ્ત્યના[5]

---

૧. નિદ્રાસમયે શયનના ઉશીસા તરફ જલ ભરીને કલશ મુકવાનો કેટલાક દેશમાં ચાલ છે. ૨. દહીંના નાના નાના કડકા. ૩. અવતરણ=ઉત્તારણ—માથે ઉતારવાનો પ્રસિદ્ધ દેશાચાર. ૪. વિષ્ણુની નાભિમાંથી જે કમલ નીકળ્યું તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા એમ કહેવાયછે. તે કમલનું નામ "બ્રહ્મ-કમલ". ૫. અગસ્ત્ય=એ નામનો તારો.

ઉદય-સમયની દક્ષિણ દિશા હોય, તથા ફીણથી ઢંકાયલા અમૃત-કલશ વાળી ક્ષીરસાગરની ભરતી હોય એવી શોભતી હતી !! દાસીઓએ ત્વરાથી પ્રસારેલા હાથને ટેકો દઈ, વામ જાનુ ઉપર હસ્ત-પલ્લવ મુકી, હાલતા ભૂષણ-મણિના ઝણકાર સહિત જેવી વિલાસવતી (નૃપતિને આદર આપવાને) ઉભી થતી હતી તેવુંજ—બહુ થયું, બહુ થયું, અતિઆદર જવા દો; દેવિ ! માં ઉઠો—એમ કહી રાજા તેની સાથે તેજ શયન ઉપર બેઠો; અને સ્વચ્છ સુવર્ણના સુંદર પાદવાળા તથા ધવલ પ્રચ્છદવાળા, પાસે પડેલા બીજા શયન ઉપર શુકનાસ પણ બેઠો.

રાણીને પ્રફુલ્લ ગર્ભસહિત જોઈને હર્ષના ભારવડે મંદ થયેલા મનવડે પરિહાસ કરતો કરતો રાજા બોલ્યોઃ—દેવિ ! શુકનાસ પૂછેછે કે કુલવર્ધના જે કંઈ કહી ગઈ તે શું તેમજ છે ?—એટલે વિલાસવતીના ગાલ ઉપર, અધર ઉપર, અને લોચન ઉપર મંદ મંદ હાસ્ય પ્રકટ થયું અને લજ્જા આવવાથી, દંત-કિરણના આકારમાં જાણે વસ્ત્રવડે[1] મુખને ઢાંકીને તેણે તરતજ નીચું જોયું. પણ જ્યારે રાજાએ પુનઃપુનઃ પૂછ્યાં કર્યું ત્યારે—મને શું કરવા વધારે વધારે શરમાવોછો ? હું તો કંઈ એ નથી જાણતી—એમ કહી, આંખની કીકી જરા વાંકી ફેરવી, મુખ નીચું રાખી, તેણે રાજાની તરફ જાણે ક્રોધ-યુક્ત દૃષ્ટિ નાંખી. (પરંતુ) અસ્ફુટ હાસ્ય રૂપી ચંદ્રિકા થકી સ્વચ્છ થયેલા મુખ-ચંદ્રવડે ભૂપતિ ફરીથી બોલ્યો કેઃ—સુતનુ ! જો મ્હારાં વચનથી ત્હારી લજ્જા વધતી હોય તો હું તો આ ગુપચુપ રહ્યો. પણ વિકસિત થતાં પત્ર અને કળિયોથી સ્વચ્છ દેખાતા ચંપક જેવી કાન્તિનો, આ ત્હારો પાણ્ડુર થતો (શરીરનો) રંગ, જેના ઉપરનો કુંકુમ-લેપ સવર્ણ[2] હોવાથી માત્ર પરિમલે કરીનેજ ઓળખી શકાયછે તેને તું શી રીતે ગુપ્ત રાખશે ? વળી ચૂચુક[3] શ્યામ પડવાથી, ગર્ભ-સંભવ રૂપી અમૃત-સિંચનને લીધે શાન્ત પડતા હૃદય-શોકાગ્નિના ધૂમનું જાણે વમન કરતાં હોય એવાં, નીલ કમલ લેઈ (ઉભેલાં) ચક્રવાક જેવાં, તમાલ-પલ્લવથી ઢાંકેલાં મુખવાળા કનક-કલશ જેવાં, અને ઉપર જાણે

---

૧. અપન્હવોત્પ્રેક્ષા અલંકાર. ૨. સવર્ણ=એકજ અથવા સરખા વર્ણ—રંગ—નો. ૩. સ્તન ઉપરનું ડીંટું. તે શ્યામ પડતું હતું તેથી એવી ઉત્પ્રેક્ષા કરી છે કે અંતઃકરણમાં અપુત્રતાનો શોકરૂપી અગ્નિ અત્યાર સુધી બળતો હતો તે ગર્ભ રહેવાથી—તે રૂપી અમૃત છંટાયાથી—ઓલવાતો ગયો તેમ તેમ તેમાંથી જાણે ધુમાડો સ્તનમાં થઇને નીકળતો હોય એમ

આછી આછી કૃષ્ણાગુરુની પત્રલતા દોરી હોય એવાં દીસતાં, આ ત્હારાં સ્તનને તું શી રીતે ઢાંકશે? અને દિવસે દિવસે મેખલા વધારે વધારે સજડ થવાથી જે પીડા પામેછે, ત્રિવલિ[1] રૂપી વલય જે ઉપરથી અદૃશ્ય થઈ જાયછે, તથા કૃશતા જેની ઓછી ઓછી થતી જાયછે, એવા ત્હારા મધ્ય ભાગને (પણ) તું ક્યાં સંતાડશે?—રાજા એમ કહેતો હતો એટલામાં મ્હોં મલકાવીને શુકનાસે તેને કહ્યું કેઃ—મહારાજ! રાણીને આમ શું કરવા દમોછો? એતો આવી વાતથી પણ શરમાયછે, માટે કુલવર્ધનાએ કહેલી વાર્તા સંબંધી કંઈ બોલવુંજ આપ મુકીદો.—ઘણીવાર સુધી આવી આવી રીતની નર્મ-ગોષ્ઠી[2] ચલાવ્યા પછી શુકનાસ પોતાને મંદિર ગયો, અને ભૂપતિયે તેજ શયન-ગૃહમાં રાણીની સાથે એ રાત ગાળી.

કેટલાક વખત પછી, ઇચ્છિત ગર્ભ-દોહદના[3] સંપાદનથી હર્ષ પામેલી વિલાસવતીએ, પ્રસવ-કાલ પૂર્ણ થયેથી, એક શુભ દિવસે, અહર્નિશ ગળતી નાડિકાથી[4] તથા બ્હારથી આણેલી શંકુ-ચ્છાયાથી જેઓ કાળના અંશ માપતા હતા તે જ્યોતિષિયોએ ગ્રહણ કીધેલા લગ્નમાં, શુભ વેળાએ, મેઘ-માલા જેમ મેઘ-જ્યોતિને જન્મ આપે તેમ, સકલ લોકનાં હૃદયને આનંદકારી પુત્રને પ્રસવ્યો. તે જન્મ્યો કે તરતજ રાજકુલમાં, ત્વરાથી આમ તેમ દોડતા પરિજનોના સેંકડો ચરણ પડવાથી ધરાતલને ડોલાવતો, નગરને ગજવી મુકતો ઉત્સવ-વૃદ્ધિનો ભારે ગરબડાટ મચી રહ્યો.—તેમાં ભૂપતિની પાસે જતા હજારો કંચુકી ચાલતાં ચાલતાં (હર્ષથી) ગબડી પડ્યા; માણસોની ભીંડમાં ચગદાઈ જઈને કુબ્જ, વામન અને કિરાત જનનાં ટોળાં[5] ભૂમિ ઉપર પડી ગયાં; અંતઃપુરની સ્ત્રિયોનાં આભૂષણનો મનોહર ઝણઝણાટ ફેલાઈ ગયો; અને શિરપાવમાં વ્હેંચાતાં વસ્ત્ર તથા ભૂષણ લેવા સારૂ પડાપડી થઈ. પછી, મંદરાચલવડે વલોવેલા સમુદ્રના ઘોષ જેવો ગંભીર દુંદુભિ-નાદ કરીને, મૃદુ મૃદંગ, શંખ, કાહલ, આનક, વિગેરે વાદિત્રો વગાડીને, મંગલ પટહનો તીક્ષ્ણ સ્વર તેમાં મેળવીને, અનેક સહસ્ર મનુષ્યના કલકલવડે ત્રણે

---

લાગતું!! ૧. જુઓ પૃ. ૩૭ નો. ૮. ૨. મજાક મશ્કરી અથવા ગંમતની વાતચીત. ૩. ગર્ભ-દોહદ=ગર્ભ ધારણ કર્યા પછી સ્ત્રીને થતી વિવિધ ઇચ્છા. ૪. નાડિકા=રેતીનાં વા પાણીનાં ઘડિયાળ. ૫. સ્ત્રિયોના વિનોદને સારૂ અથવા તેમનું મન ભ્રષ્ટ ન થાય તેટલા સારૂ એવાં મનુષ્ય અંતઃપુરમાં રાખતા હશે એવી કલ્પના થાયછે.

ભુવનને ભરી નાંખતો ઉત્સવ-કોલાહલ મચાવીને—સામંત લોકસહિત, અન્તઃપુર-જનસહિત, સર્વ પ્રકૃતિસહિત[1], રાજલોકસહિત, વેશ્યા સ્ત્રિયો સહિત, બાલ તથા વૃદ્ધસહિત—છેવટ ગોવાળ લોક સુધીની બધી પ્રજા હર્ષમાં નિમગ્ન થઈને ઉન્મત્ત હોય તેમ નૃત્ય કરવા લાગી, અને ચંદ્રોદય થકી જેમ જલનિધિ વધે તેમ રાજપુત્રના આ જન્મ-મહોત્સવનો કલ-કલાટ ક્ષણે ક્ષણે વધવા લાગ્યો[2].

નૃપતિનું હૃદય પુત્ર-મુખ-દર્શન રૂપી ઉત્સવને સારૂ તલપી રહ્યું હતું તોપણ યોગ્ય દિવસ આવ્યો ત્યારેજ સૂતિકા-ગૃહમાં[3], સર્વ પરિજનને દૂર કરી, શુકનાસની સાથે તે, જ્યોતિષિયોએ બતાવેલે શુભ મુહૂર્તે જઈ શક્યો. તે ગૃહના અતિ સુંદર દ્વાર-દેશપાસે બે મણિમય મંગલ કલશ રાખેલા હતા તથા શોભીતી ઘણીક પૂતળિયો પાસે પાસે મુકેલી હતી. વિ-વિધ વન-પલ્લવના ઢગ ત્યાં નિરન્તર મારેલા હતા. તેની પાસે કનકનાં બે હળ મુસળ રાખ્યાં હતાં. દુર્વાંકુરની સાથે વિરલ વિરલ ગુંથેલાં શ્વેત પુષ્પની માળાઓ ત્યાં શોભતી હતી. આખાં આખાં વ્યાઘ્ર-ચર્મ ત્યાં લટકાવેલાં હતાં, અને વંદન-માલાની[4] વચમાં વચમાં ઘંટાઓ બાંધેલી હતી. બંને દ્વાર પાસે બેઠેલી, મર્યાદામાં નિપુણ, વૃદ્ધ સૌભાગ્યવતી સ્ત્રિયો, ચતી મુકેલી કોડિયોથી દંતુર થયેલી,—વચ્ચે વચ્ચે ચોઢેલાં, વિવિધ રંગનાં, સુંદર, કપાસનાં ફુલના કડકાથી ઢંકાયેલી,—અને થોડાં થોડાં કસુંબાનાં કેશર જોડે મુકવાથી રક્ત થયેલી ગોમય-લેખાઓવડે વિવિધ સાથિયા દોરતી હતી;

---

૧. પ્રકૃતિ=પ્રધાન-મંડલ વિ૦ રાજ-સેવકો. ૨ ચંદ્રોદય વિ૦—આ વિચાર બાણભટ્ટે તથા એની પૂર્વેના કવિયોએ બહુ વાર દર્શાવ્યોછે તે ઉપરથી એમ સિદ્ધ થઈ શકેછે કે તે સમયમાં, સમુદ્રની ભરતીનું ખરૂં કારણ જણાયલું હતું. જુઓ રઘુવંશ, સર્ગ ૩, શ્લોક ૧૭ (પૃ. ૯૬, નો. ૪); કુમારસંભવ, સર્ગ ૩. શ્લોક ૬૭.

हरस्तु किञ्चित् परिलुप्तधैर्य-
श्चन्द्रोदयारम्भ इवाम्बुराशिः ॥ વિ૦;

અને વાસવ૦ પૃ. ૩૭–૮.

येन च चंद्रेणेव......विलोकिता जलधय इव......सुदूरविवर्धितजीवनाः सन्तः परां वृद्धिमापुः ।

૩ સુવાવડીના ઓરડામાં. ૪ લગ્નસમયે અથવા એવે કોઈ બીજે શુભ પ્રસંગે દ્વારપાસે જે માળા અથવા તોરણ બાંધવામાં આવેછે તે 'વંદન-માલા.'

( કોઈ કોઈ ) હળધરનો રસ છાંટીને પીળાં
દેવીને ચિતરતી હતી; ખુલ્લી પાંખોને લીધે વિ
બેઠેલા, ફરફરતા રક્ત વસ્ત્રની ધ્વજાવાળા, અ
પ્રચંડ દીસતા કાર્તિકેયની મૂર્તિ ઘડતી હતી
રક્ત કરીને ( કોઈક ) સૂર્ય-ચંદ્ર ( ના આકાર )
ચોપડી પીળી કરેલી, વચ્ચે વચ્ચે ઉભા સુ
થી કંટકિત થયેલી અને પાસે પાસે ગૌર સર્ષપ
રસવડે જાણે ભરી હોય એવી દેખાતી, મૃત્તિકાન
કોઈ ) માળા રચતી હતી; અને ( કોઈક ) ચંદ
ભીંતોના ઉપલા ભાગ ઉપર પંચરંગી વિચિત્ર વસ્ત્ર
હરિદ્રાના રસથી રંગેલી વર્ધમાનની હારો[2] તથા એવાં
ગૃહને સુશોભિત કરે એવાં મંગલ-ચિન્હ કાઢતી હતી.
જાતજાતનાં સુગંધિ કુસુમની માળાઓ પેહેરાવીને એક
બાંધેલો હતો. શયનના શિરોભાગની આસપાસ ડાંગેર પા
અને તે ઉપર એક વૃદ્ધ સ્ત્રી બેઠેલી હતી. ઘૃત સાથે મિશ્ર કર
કાંચળી અને મેષનાં શૃંગનો ભૂકો ત્યાં અહર્નિશ બળતો હતો.
બળતાં લિંબડાનાં પલ્લવમાંથી રક્ષા-ધૂમની ગંધ ફેલાતી હતી. પા
બ્રાહ્મણો થોડું થોડું શાન્ત્યુદક છાંટતા હતા[3]. વસ્ત્ર ઉપર તરતજ
દેવીઓનું પૂજન કરવામાં ધાત્રીઓ વ્યગ્ર થઈ હતી. અનેક વૃદ્ધ
યોએ પ્રસવ-સમયને યોગ્ય મંગલ ગીત ગાવા માંડ્યાં હતાં તેથી તે
મનોહર લાગતું હતું. સ્વસ્તિ-વાચન ત્યાં ચાલતું હતું. બાળની રક્ષાને
સારૂ બલિદાન આપવામાં આવતું હતું. શ્વેત કુસુમના સેંકડો હાર બંધાતા
હતા. વિષ્ણુ-સહસ્ર-નામનો અવિચ્છિન્ન પાઠ થતો હતો. સુવર્ણની સ્વચ્છ
દીવિયો ઉપર મુકેલા, અને નિશ્ચલ જયોતવડે જાણે અંતરમાં સેંકડો
કલ્યાણનું ધ્યાન કરતા મંગલ-પ્રદીપોનો ત્યાં પ્રકાશ પડી રહ્યો હતો.
અને ઉઘાડી તરવાર હાથમાં લઈને રક્ષા-પુરુષો ( તે ગૃહની ) ચાર
પાસ ફરી વળેલા હતા. ત્યાં જલ અને અગ્નિનો સ્પર્શ કરીને રાજાએ
પ્રવેશ કીધો.

---

૧. શક્તિ=કાર્તિકેયનું તે નામનું શસ્ત્ર. ૨. વર્ધમાન=સાથિયા વિગેરે, વૃદ્ધિને અર્થે કાઢવામાં આવતાં ચિત્ર. ૩. દુષ્ટ ભૂતવિગેરેનો નાશ થઈ સૌ શાન્ત થાય તેટલા સારૂં ઉદક-જલ-છાંટતા હતા.

રાજાએ, પ્રસવથી દુબળી તથા શીકી પડી
માં પોઢેલા, પ્રીતિજનક પુત્રને જોયો. તેની
ર્ભ-ગૃહના પ્રદીપોની પ્રભા ઝાંખી પડી ગઈ
ાવડે, ઉદય(સમયના) રક્ત રવિમંડલ જેવો,
દ્રબિમ્બ જેવો, કલ્પવૃક્ષના કોમલ પલ્લવ જેવો,
ગ્રહ જેવો, અને પૃથ્વી જોવા સારૂ નીચે ઉતરેલા
તો હતો!! પ્રબાલ-પલ્લવનાં જાણે પત્રવડે, પ્રભાતના
છેદવડે, અને પદ્મરાગ મણિના જાણે કિરણવડે તેનાં
!!ઢંકાઈ ગયેલાં પંચ મુખવાળા કાર્તિકેય જેવો[3], અને
ાંથી પડી ગયેલા ઇન્દ્રના કુમાર જેવો તે લાગતો હતો.
કનક જેવો પ્રકાશ મારતી, પોતાના દેહની પ્રભાથી તે
ગૃહને જાણે પૂરી નાંખતો હતો. દીપ્તિમાન્ સહજ ભૂષણ
ષનાં લક્ષણ તેનામાં દેખાતાં હતાં, અને—ભવિષ્યમાં મ્હારૂં
કરશે—એમ જાણી હર્ષ પામેલી લક્ષ્મીએ તેને આલિંગન
પછી, નિમેષ રહિત, નિશ્ચલ પક્ષ્મવાળાં, અતિશય પ્રફુલ્લ અને
ચક્ષુ, જેમની કીકી વારંવાર લોહી નાંખતાં વાંતજ ભરાઈ આ-
ાનંદાશ્રુમાં ડુબી ગયેલી હતી તેવડે જાણે પાન કરતો હોય,[4]
પ કરતો હોય, અને સ્પર્શ કરતો હોય એમ, હજારો મનોરથે
દર્શન પ્રાપ્ત થયું હતું તે તનય-મુખને સ્પૃહાથી નિહાળી નિહાળીને
ત આનંદ પામ્યો, અને પોતાને કૃત-કૃત્ય માનવા લાગ્યો. સર્વ
નોરથ ફલિત થયાથી શુકનાસ, પ્રીતિથી વિસ્તાર પામતાં લોચનવડે

---

૧. જુઓ રઘુવંશ સ. ૧૦. શ્લોક ૬૮—

रघुवंशप्रदीपेन तेनाप्रतिमतेजसा ।
रक्षागृहगता दीपाः प्रत्यादिष्टा इवाभवन् ॥

૨. આ કુમારનો રંગ રક્ત હતો અને મંગલનું નામ પણ 'લોહિતાङ्ग' -રક્તવર્ણનો—એવું છે માટે બન્નેને સરખાવ્યા. ૩. કાર્તિકેયને 'षडानन' કહેછે, અર્થાત્ તેને છ મુખ કલ્પેલાં છે, અને કુમારને એક હતું માટે સાદૃશ્ય બેસવા સારૂ એમ કહ્યું કે પંચમુખ ઢંકાઈ ગયાં હોય અથવા ન આવ્યાં હોય તે વખતના કાર્તિકેય જેવો તે હતો. ૪. જુઓ ર. વં. સ. ૩ શ્લો. ૧૭.

निवातपद्मस्तिमितेन चक्षुषा । नृपस्य कान्तं पिबतः सुताननं ॥
महोदधेः पूर इवेन्दुदर्शनात् । गुरुः प्रहर्षः प्रबभूव नात्मनि ॥

એ પુત્રનાં અંગે અંગ જોતો જોતો રાજાને ધીમે ધીમે કહેવા લાગ્યો કે:—જુઓ ! જુઓ મહારાજ ! ગર્ભ-પીડનથી હજી કુમારના અવયવની શોભા બરાબર સ્ફુટ તો થઈ નથી તથાપિ, આ સર્વ ચક્રવર્તિ-ચિન્હ એનું માહાત્મ્ય દર્શાવી આપેછે. જુઓ ! સંધ્યા-કિરણથી રક્ત બાલ-ચંદ્ર જેવા એના લલાટ-પટ્ટમાં, ભાગેલા કમલ-દંડના તંતુ જેવી સૂક્ષ્મ આ ઊર્ણા[1] ખીલી રહીછે. પ્રફુલ્લ પુંડરીક જેવાં શ્વેત અને કર્ણાન્તસુધી પહોચેલાં આ એનાં, વળેલી પાંપણોવાળાં લોચન વારંવાર ઉન્મેષ[2] કરીને જાણે શયન-ગૃહને ધોળી નાંખેછે ! આ એની લાંબી કનક-લેખા જેવી નાસિકા, ખીલતી કમલ-કલિના પરિમલ જેવી મનોહર, એના મુખની સહજ સુગન્ધને જાણે સુંઘેછે ! એનો અધર રક્તકમલની કળિ જેવો શોભેછે. એની હાથેળિયો રક્તપદ્મની કળિ જેવી લાલ છે. હાથ, વિષ્ણુના જેવા શંખ-ચક્ર-ચિન્હયુક્ત,[3] અને શુભ લેખાથી અંકિત છે. એનું ચરણ-યુગલ નવા કલ્પવૃક્ષ-પલ્લવ જેવું કોમલ,—લેખામય[4] ધ્વજ, રથ, અશ્વ, છત્ર તથા કમલથી અલંકૃત,—અને અનેક સહસ્ર નરપતિયોના ચૂડામણિથી ચુંબિત થવાને ઉચિત છે. વળી એ રુવેછે ત્યારે એનો સ્વર (પણ) દુંદુભિના જેવો અતિ ગંભીર સંભળાયછે.—

એમ તે કહેતો હતો એટલામાં,—દ્વાર પાસે ઉભેલા રાજલોકે ઝટ ખસીને જેને માર્ગ આપ્યો હતો, હર્ષથી જેના શરીર ઉપર રુવેરુવાં ઉભાં થયાં હતાં, અને લોચન જેનાં પ્રફુલ્લ થતાં હતાં એવા, મંગલક નામના પુરુષે ત્વરાથી આવીને હસતે મુખે, રાજાને પ્રણામ કરી જણાવ્યું કે:—દેવ ! વૃદ્ધિ પામો ! આપના શત્રુઓનો નાશ થાઓ ! મહારાજ ! ઘણું જીવો ! પૃથ્વીનો જય કરો ! આપના પ્રસાદથી આર્ય શુકનાસની પણ જ્યેષ્ઠ બ્રાહ્મણ-પત્ની નામે મનોરમાને, રેણુકાના પરશુરામ જેવો એક તનય પ્રસૂત થયોછે.—હવે મહારાજની જેવી ઇચ્છા.

નૃપતિયે અમૃત-વૃષ્ટિ-તુલ્ય આ તેનાં વચન સાંભળ્યાં કે પ્રીતિથી તેનાં ચક્ષુ પ્રફુલ્લ થયાં અને તેણે પ્રત્યુત્તર આપ્યો કે:—અહો કલ્યાણ-પરંપરા ! વિપત્તિ વિપત્તિને અને સંપત્તિ સંપત્તિને અનુસરેછે એ જન-પ્રવાદ આજ સત્ય થયો ! સર્વથા સુખદુઃખમાં સમતા દર્શાવીને વિધિયે

---

૧. ઊર્ણા=કપાળમાં બે ભમરો વચ્ચે ઉગતી રુવાટી. ૨. ઉન્મેષ=ઉઘડવું તથા મીચાવું. ૩. જુઓ પૃષ્ઠ ૧ લું નોટ ૩ જી. ૪. લેખામય=ખરેખરાં નહિ પણ રેખાઓના આકારમાં દેખાતાં.

પણ તમારી પેઠે અમને અનુવર્તન કીધું છે.[1] એમ કહી, સત્વર આ-લિંગન દઈ, પ્રીતિથી પ્રફુલ્લ થયેલા મુખવડે હસતાં હસતાં પોતેજ શુક-નાસનું ઉત્તરીય શિરપાવમાં લઈ લીધું. મનમાં આનંદ પામી, પેલા પુરુષને પણ તેના શુભ સમાચારને યોગ્ય, અમુલ્ય બક્ષીસ તેણે અપાવી. પછી ઉઠીને એમને એમજ તે શુકનાસને મંદિર જવા નીકળ્યો. તેની પા-છળ નૃત્ય-ક્રીડામાં આસક્ત અન્તઃપુરની સ્ત્રિયો ચાલી, તેમના ચરણ અથડાયાથી શબ્દ કરતાં હજારો નૂપુરવડે દિગન્તરો ગાજી રહ્યાં; વેગથી હાથ ઊંચા કરવાથી હાલતાં મણિ-વલયોનો શબ્દ ત્યાં થઈ રહ્યો; ચતી હાથેલિયો રાખી ઊંચા કરેલા કર-સંપુટવડે તેઓ જાણે પવનથી ડોલી ગયેલી આકાશ-કમલિનીને[2] દર્શાવવા લાગી; તેમનાં કર્ણ-પલ્લવ નીકળી જઈને ચગદાઈ ગયાં; પરસ્પર અંગદ-કોટિયોના ઘસાયાથી ઉઝરડાઈને તેમનાં ઉત્તરીય વસ્ત્ર ફાટી ગયાં; શ્રમ-જલથી ધોવાઈ ગયેલા અંગ-લેપના, તેમનાં નવાં વસ્ત્રપર ડાઘ પડી ગયા; (ચિત્રેલાં) તમાલ-પત્ર (ભુસાતે ભુ-સાતે) કિંચિત્ માત્રજ રહી ગયાં; વિલાસ કરતી વેશ્યા સ્ત્રિયોના હાસ્યવડે, ઉત્ફુલ્લ કમલ-વનના જેવી રચના ત્યાં થવા લાગી; વેગમાં કૂદવાથી ખસી ખસીને હાલતી હાર-લતાઓ તેમનાં સ્તન ઉપર અફળાવા લાગી; સિંદૂરની આડમાં તેમના વાળની લટો ન્હોટી ગઈ અને તેમના કેશ અબિલ ગુલાલ વિગેરે ઉરાડવાથી પીળાશ મારવા લાગ્યા. નૃત્ય કરતા વિકલ, મૂક, કુબ્જ, કિરાત, વામન, બધિર, અને જડ જન[3] તેમની આગળ ચાલતા હતા. કોટમાં ઉત્તરીય વસ્ત્ર બાંધીને તાણવાથી તેઓ વૃદ્ધ કંચુકિયોની વિડમ્બના કરતી હતી; વીણા, વેણું, મૃદંગ, કાંસાં અને તાલના લયને અનુસરતી હતી; ધીમે સ્વરે મધુર ગાયન કરતી હતી; અને હર્ષમાં મગ્ન થવાથી, મદમત્ત હોય, ઉન્મત્ત હોય કે દુષ્ટ પિશાચથી પીડાતી હોય તેમ તેઓને યોગ્ય અયોગ્ય ભાષણનો વિવેક રહ્યો ન હતો. વળી, જેમનાં કુંડલ હાલતાં હાલતાં ગાલ સાથે ઘસાતાં હતાં; કર્ણોત્પલ જેમનાં ડોલ્યાં કરતાં હતાં; જેમના શેખર ખસી ખસીને નીચે પડી ગયા હતા; જેમની વૈકક્ષક[4] કુસુમ-માલા હિંદોળા ખાતી હતી; જોરથી વગાડેલાં, ભેરી, મૃદંગ, મર્દલ અને પટહના નાદ સાથે કાહલા તથા શંખના સ્વરથી જેમણે મ્હોટી ધાંધળ મચાવી દીધી હતી, અને (કૂદતાં કૂદતાં) ચરણ પડવાથી

---

૧. અર્થાત્ વિધિ પણ અમને અનુકૂલ છે. ૨. આકાશ-કમલિની=આકાશમાં કલ્પેલો કમલ-સમૂહ. ૩. જુઓ પૃષ્ઠ ૯૩ નોટ ૫. ૪. જનોઈની પેઠે છાતી ઉપર પેહેરેલો હાર.

જેઓ પૃથ્વીને જાણે ફાડી નાંખતા હતા—એવા રાજ-પરિજન, અને નાચતે નાચતે વિવિધ મુખ-વાદિત્રથી કોલાહલ કરતા, મ્હોટે સ્વરે બોલતા તથા ગાન કરતા ચારણો (પણ) તેની પછવાડે ચાલ્યા. એવી રીતે શુકનાસને મંદિર જઈ, રાજાએ ત્યાં બમણો ઉત્સવ કરાવ્યો.

ષષ્ઠી-જાગરણ[1] થઈ ગયા પછી જ્યારે દશમો વાસો થયો ત્યારે શુભ મુહૂર્તમાં કોટિ કોટિ ગાય અને સુવર્ણનું બ્રાહ્મણોને દાન કરીને, 'સ્વપ્નમાં એની માતાના મુખ-કમલમાં મેં પરિપૂર્ણ ચંદ્ર-મંડલને પ્રવેશ કરતાં જોયું હતું' એમ વિચારી રાજાએ સ્વપ્નનેજ અનુસરીને પુત્રનું નામ ચંદ્રાપીડ પાડ્યું. બીજે દિવસે શુકનાસે પણ બ્રાહ્મણને ઉચિત સર્વ ક્રિયા કરીને, રાજાની અનુમતિ પ્રમાણે, પોતાના તનયનું 'વૈશમ્પાયન' એવું વિપ્રજન-યોગ્ય નામ પાડ્યું. પછી ચંદ્રાપીડને ચૂડા-કરણાદિ[2] બાલ-ક્રિયાઓ અનુક્રમે કરવામાં આવી અને (એમ કરતાં કરતાં) એની બાલ્યાવસ્થા વીતી ગઈ.

પછી તારાપીડ રાજાએ પુત્રનું મન ક્રીડામાં આસક્ત થતું અટકાવવા સારૂ નગરની બ્હાર શિપ્રા નદીને તીરે, અર્ધ કોશ લાંબું, દેવ-ગૃહ જેવું એક વિદ્યા-મંદિર બંધાવ્યું. તેની આસપાસ હિમાલયની શિખર-માલા જેવો, ચુનાથી ધોળેલો, ફરતો એક ઉંચો કોટ બંધાવ્યો, અને કોટની પછવાડે એક મ્હોટી ગોળ ખાઈ નંખાવી. તેનાં કપાટ[3] અતિ દૃઢ બનાવ્યાં. પ્રવેશ કરતાં ઉઘાડવાનું એક તેમાં દ્વાર રખાવ્યું. એક બાજુએ ઘોડા ગાડી રહેવાનો વિભાગ રચાવ્યો, અને નીચે કસરતશાળા કરાવી. (વળી) મહા મહા પ્રયત્ને તે વિદ્યા-મંદિરમાં સર્વ વિદ્યાઓના આચાર્યનો તેણે સંગ્રહ કીધો.

ત્યાં ચંદ્રાપીડને પંજર-ગત સિંહ-શિશુની પેઠે રાખી, કહીં પણ બ્હાર જવા દેવાની મના કરી, તેના પરિજનમાં માત્ર આચાર્ય-કુલના પુત્રનેજ રાખ્યા; અને બાળકનું મન આકૃષ્ટ થાય એવી સર્વ રમતો ત્યાંથી દૂર કરી, તેનું ચિત્ત અન્ય વસ્તુમાં વ્યાપૃત ન થાય એવી ગોઠવણ કરી, અશેષ વિદ્યા સંપાદન કરવા સારૂ તેને એક શુભ દિવસે, વૈશમ્પાયન સાથે, આચાર્યોને સ્વાધીન કર્યો. પછી રાજા, પ્રતિદિવસ ઉઠી ઉઠીને વિલાસવતી રાણીને લઈ, વિરલ પરિજન સાથે ત્યાંજ જઈને તેનું દર્શન કરી આવતો.

---

૧. બાળક અવતર્યા પછી છઠ્ઠે વાસે ષષ્ઠી દેવીની પૂજા કરી જાગરણ કરવું એમ શાસ્ત્રમાં કહેલુંછે. ૨. ચૂડા-કરણ=બાળકના વાળ ઉતરાવવાની ક્રિયા-જેમાં એક લટ બાકી રાખવામાં આવતી હતી. ૩. કમાડ.

રાજાની આવી નિયન્તણામાં રહેલા ચંદ્રાપીડનું હૃદય અન્ય વિષયમાં ચરત ન હતું તેથી તેણે, પોતપોતાની કુશલતા દર્શાવનારા, તથા સુપાત્ર શિષ્ય મળ્યાથી ઉત્સાહથી ઉપદેશ કરતા આચાર્યો પાસેથી થોડાજ કાળમાં સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરી લીધો. મણિ-દર્પણ જેવા અતિ નિર્મલ એ રાજપુત્ર( ના મન )માં સકલ કલા-કલાપે પ્રવેશ કીધો; અને વ્યાકરણમાં, મીમાંસામાં[1], પ્રમાણમાં,[2] ધર્મશાસ્ત્રમાં, રાજનીતિમાં, મલ્લ-યુદ્ધાદિક વિદ્યામાં,—ધનુષ્, ચક્ર, ઢાલ, ખડ્ગ, શક્તિ, ભાલા, પરશુ, ગદા વિગેરે—સર્વ વિવિધ આયુધોમાં, રથચર્યામાં,[3] ગજારોહણમાં; અશ્વ-વિદ્યામાં,—વીણા, વેણુ, મૃદંગ, કાંસ્ય, તાલ, દર્દુરપુટ વિગેરે વાદ્યોમાં, ભરતાદિનાં રચેલાં નૃત્ય-શાસ્ત્રમાં, નારદ વિગેરેનાં સંગીત-શાસ્ત્રમાં, હસ્તિ-શિક્ષામાં, અશ્વ-વય જાણવામાં, પુરુષ-લક્ષણ (ઓળખવા)માં, ચિત્ર-કર્મમાં, પત્ર વિંધવામાં, પુસ્તક-વ્યાપારમાં, લેખન-ક્રિયામાં, સર્વ દ્યૂત-કલાઓમાં, ગંધ-શાસ્ત્રોમાં, પક્ષીનું ઉચ્ચારણ સમજવામાં, ગ્રહ-ગણિતમાં,[4] રત્ન-પરીક્ષાઓમાં, કાષ્ઠ-કર્મમાં, હાથીદાંતનાં કામમાં, વાસ્તુ-વિદ્યામાં,[5] આયુર્વેદમાં,[6] યંત્ર-પ્રયોગમાં, વિષ ઉતારવામાં, સુરંગ ફોડવામાં, તરવામાં, ઓળંગવામાં, કૂદવામાં, ચઢવામાં, રતિ-તંત્રમાં, જાદુમાં, કથાઓમાં, નાટકોમાં, આખ્યાયિકાઓમાં, કાવ્યોમાં, મહાભારતમાં, પુરાણમાં, ઇતિહાસમાં, રામાયણમાં, સર્વ લિપિયોમાં, સર્વ દેશની ભાષાઓમાં, સર્વ સંજ્ઞાઓમાં, શિલ્પ-કાર્યમાં, છન્દોમાં, અને એવી બીજી કેટલીક કલાઓમાં તેણે મ્હોટી કુશલતા મેળવી.

પ્રતિદિવસ અભ્યાસ કરતાં કરતાં તેનામાં ભીમસેનના જેવી, બાળપણમાંજ સર્વ લોકને વિસ્મય પમાડતી મહાવીરતા દેખાઇ આવી. રમતમાં રહેજજ જ્યારે તે હાથીઓનાં બચ્ચાંનાં કર્ણ-પલ્લવ હાથવડે પકડીને તેમને નમાવી દેતો હતો ત્યારે જાણે સિંહ-શિશુના ઝપાટામાં આવી ગયાં હોય તેમ તેઓ જરા હાલી પણ શકતાં નહિ. ખડ્ગના એક એક પ્રહારથી તે બાળપણમાંજ તાલ વૃક્ષોને મૃણાલ-દંડની સમાન કાપી નાંખતો. સકલ ક્ષત્રિય વંશ રૂપી વનને ભસ્મ કરનાર પરશુરામની પેઠે તેનાં બાણ પર્વતોના

---

૧. મીમાંસા—એક હિંદુશાસ્ત્ર, જેના પૂર્વ ભાગમાં કર્મકાણ્ડ વિશે, ને ઉત્તર ભાગમાં વેદાન્ત વિશે લખેલું છે. ૨. પ્રમાણ=જ્ઞાન પ્રાપ્ત કરવાના માર્ગ, જેવા કે પ્રત્યક્ષ-પ્રમાણ, અનુમાન, ઉપમાન, વિ૦ જે ન્યાયાદિક શાસ્ત્રોમાં કહેલા છે. ૩. રથ ચલાવવામાં. ૪. ગ્રહોની ગતિયો વિ૦ બતાવનાર શાસ્ત્રમાં. ૫. વાસ્તુ-વિદ્યા=ઘર બાંધવાની વિદ્યા.
૬. વૈદ્યક શાસ્ત્રમાં.

શિલાતલને છેદી નાંખતાં; અને દશ પુરુષ ઉચકી શકે એવા (ભારે) લોહ-દંડવડે તે શ્રમ કરતો. તેના અતિશય બળ શિવાય બીજા સર્વ ગુણોમાં વૈશમ્પાયન તેના સરખોજ થયો. સર્વ કલાઓમાં તેની પ્રવીણતાના બહુ માનથી, શુકનાસ ઉપર પોતાના આદરભાવથી, ધૂળમાં સાથે રમવાથી અને સાથે સાથે ઉછર્યાથી વૈશમ્પાયન, ચંદ્રાપીડનું સર્વ વિશ્રમ્ભ-સ્થાન[1] જાણે બીજું હૃદય હોય એવો પરમ મિત્ર થઇ ગયો. એક નિમિષ માત્ર પણ તેના વિના તે એકલો રહી શકતો નહિ, અને દિવસ જેમ સૂર્યને તેમ પ્રધાન-પુત્ર પણ તેને અનુસરતો તથા એક ક્ષણે તેનાથી વિયુક્ત રહેતો નહિ.

એ પ્રકારે જ્યારે ચદ્રાપીડ સર્વ વિદ્યાઓના અભ્યાસમાં પડ્યો હતો ત્યારે તેનામાં, સાગરના અમૃત-રસ[2] જેવો ત્રિભુવનને લોભમાં નાંખનાર, પ્રદોષ-સમયના[3] ચંદ્રોદય જેવો સકલ લોકનાં હૃદય-નયનને આનંદ ઉપજાવનાર, મેઘકાલના ઈન્દ્રધનુષ્ જેવો વિવિધ રાગ-વિકાર-યુક્ત તથા ભંગુર,[4] કલ્પ વૃક્ષના કુસુમ-પ્રસવ જેવો કામદેવનું આયુધ બનેલો, કમલ-વન ઉપરના સૂર્યોદય જેવો નવા નવા રાગથી રમણીય લાગતો, અને મયૂરના પુચ્છ જેવો વિવિધ નૃત્ય-ક્રીડાને યોગ્ય યૌવનારંભ દેખાઇ આવ્યો, જેથી કરીને એ ( સહજ ) રમણીય કુમારની પણ રમ-ણીયતા બમણી વધી ગઈ. કામદેવને ( હવે ) અવસર મળ્યો એટલે તે નવા સેવકની સમાન ( ધીમે ધીમે ) તેની પાસે આવવા લાગ્યો. લક્ષ્મીની સાથે તેની છાતી વિસ્તાર પામવા લાગી.[5] બંધુજનોના મનોરથની સાથે તેની ઝાંઘો ભરાવા લાગી. શત્રુઓની સાથે તેનો મધ્ય-ભાગ ઓછો ઓછો થવા માંડ્યો. દાનની સાથેજ તેનો નિતમ્બ-ભાગ[6] વધવા લાગ્યો. પ્રતા-પની સાથે રોમ-રાજિ[7] ઉગવા લાગી. રિપુ-સ્ત્રિયોના કેશની લટો સાથે તેના હાથ નીચે લટકવા લાગ્યા.[8] ચરિતની સાથે તેનાં નયન ધવલ થવા લાગ્યાં.

---

૧. વિશ્રમ્ભ-સ્થાન=વિશ્વાસ-ભૂમિ. ૨. સમુદ્રમાંથી મથન-સમયે નીકળેલું અમૃત. ૩. પ્રદોષ=સંધ્યાકાળ, નિશામુખ. ૪. રાગ=પ્રેમ—અનુરાગ; રંગ. ભંગુર=ક્ષણિક; આકારમાં વક્ર. ૫. અત્રેથી સહોક્તિ નામનો અલંકાર શરૂ થાયછે. ( તેમાં એક કાર્ય બીજાની સાથે થતું દર્શાવ્યું હોયછે. ) અર્થ એવો કે જેમ એની છાતીનો પટ વધતો ગયો તેમ લક્ષ્મી પણ એની વધતી ગઇ. ૬. કટિની તળે ને જઘનની પછવાડેનો ભાગ. ૭. રુવાંટી. ૮. ચંદ્રાપીડ ઉમ્મરે વધતો ગયો તેમ એના હાથ

આજ્ઞાની સાથે તેના ભુજનો શિખર-ભાગ[1] ગુરુ થતો ગયો, અને સ્વર-ની સાથે હૃદયમાં ( પણ ) ગંભીરતા પ્રકટ થઈ.

ચંદ્રાપીડ આવી રીતે યૌવનાવસ્થામાં આવી પહોચ્યોછે, સકલ કલાનું તેણે જ્ઞાન મેળવ્યુંછે, અને અશેષ વિદ્યાનું તેણે અધ્યયન કર્યુંછે એવું જ્યારે રાજાએ જાણ્યું ત્યારે આચાર્યોની અનુમતિથી તેને તેડાવવા સારૂ તેણે બલાહક નામના સેનાપતિને બોલાવી, ભારે અશ્વ-બલ અને પાયદળ સાથે તેને એક શુભ દિવસે ત્યાં મોકલ્યો. વિદ્યા-ગૃહપાસે તે આવી પહોચ્યો કે ( તરત ) દ્વારપાલો સાથે ખબર કહાવી તેણે અંદર પ્ર-વેશ કર્યો, અને ચૂડા-મણિ ભૂતલ સુધી નમાવી, મસ્તકવડે પ્રણામ કરી, રાજ-સમીપ જેમ બેસતો હોય તેમ વિનય સહિત, પોતાની પદ્વીને યોગ્ય આસન ઉપર રાજપુત્રની અનુમતિથી તે બેઠો. પછી જરાવાર રહીને તેણે ચંદ્રાપીડ પાસે જઈ વિનયથી કહ્યું કેઃ—કુમાર ! મહારાજની એવી આજ્ઞા છે કે અમારા મનોરથ સર્વ પરિપૂર્ણ થયાછે; તમે શાસ્ત્રોનું અધ્યયન કીધુંછે, સર્વ કળાઓ શીખ્યાછો, ને સકલ આયુધ-વિદ્યાઓમાં તમે મ્હોટી પ્રતિષ્ઠા મેળવીછે માટે સર્વ આચાર્યોએ વિદ્યા-ગૃહમાંથી તમને નીસરવાને રજા આપીછે. શિક્ષા ગ્રહણ કરીને બંધન સ્થાનમાંથી બ્હાર નીકળેલા ગંધગજ-કુમાર જેવા, અને સકલ-કલા-પરિપૂર્ણ[2], પૂર્ણિમાના તરત ઉગેલા ચંદ્ર જેવા તમને ભલે સર્વ લોક જુવે, અને ઘણા કાળથી દર્શનને સારૂ ઉત્કંઠિત થયેલાં પોતાનાં લોચનને સફલ કરે. તમને જોવાને સર્વ અંતઃપુર ઘણુંજ ઉત્સુક છે. વિદ્યાગૃહમાં વસતાં તમને આજ દશમું વર્ષ ચાલેછે, અને છઠ્ઠે વર્ષે તમે તેમાં પ્રવેશ કર્યો હતો;—એ બંને મેળવતાં તમે હવે સોળમા વર્ષમાં આવી પંહોચ્યાછો. માટે આજથી બ્હાર આવી, દર્શનોત્સુક સર્વ માતાઓને દર્શન આપી, ગુરુઓને અભિવંદન કરી, સ્વતંત્ર થઈ, રાજ્ય-સુખ તથા નવ-યૌવનના વિલાસ રુચિ પ્રમાણે અનુભવો. રાજલોકને સન્માન આપો. બ્રાહ્મણોનું પૂજન કરો. પ્રજાનું પાલન કરો અને બંધુ-વર્ગને આનંદ આપો. મહારાજે તમને મોકલેલો આ—અ-

લાંબા થતા ગયા, અને સાથે વળી શત્રુઓનો નાશ થતો ગયો એટલે તેમની સ્ત્રિયોના વાળ પણ વેણિના આકારમાં નીચે લટકવા લાગ્યા. સ્વામીના વિયોગ વા મરણ પછી સ્ત્રિયો કેશને વેણી રૂપે ( જુઓ પૃ. ૨૫ નો. ૪) લટકતા રાખતી. ૧. ખભાની નીચેનો ભાગ. ૨. કલા= હુન્નર; અને ચંદ્રનો સોળમો ભાગ. ( Digit )

ખિલ ત્રિભુવનનો એક મણિ,—વેગમાં પવન-ગરુડ જેવો, ઇન્દ્રાયુધ નામનો અશ્વ દ્વાર પાસે ઉભેલોછે. ત્રણે ભુવનનું એ એક આશ્ચર્ય છે એમ જાણી પારસીઓના અધિપતિયે—સમુદ્ર-જલમાંથી ઉત્પન્ન થયેલું આ અયોનિ-જન્મ[1] અશ્વ-રત્ન જે મને મળેલુંછે તે મહારાજને બેસવાને યોગ્ય છે—એવો સંદેશો કહાવી એને દેવપાસે મોકલ્યો હતો. એને જોઇને લક્ષણ જાણનારાઓએ કહ્યુંછે કેઃ—દેવ ! જે લક્ષણ ઉચ્ચૈઃશ્રવસૂમાં[2] હતાં એમ સંભળાયછે તેજ આમાં છે; આના જેવો અશ્વ કહીં થયો નથી અને થવાનો પણ નથી.—માટે આરોહણ કરીને એનો અનુગ્રહ કરો. વળી ક્ષત્રિય રાજકુળમાં ઉત્પન્ન થયેલા, વિનયી, શૂરા, રૂપવાન્, ચતુર અને કુલ-ક્રમાગત આ સહસ્ર રાજપુત્રો જેમને તમારા પરિચારને[3] અર્થે મોકલ્યાછે તેઓ અશ્વઉપર બેઠા બેઠા, તમને પ્રણામ કરવાની લાલસાથી બ્હાર તમારી વાટ જુએછે.

એટલું કહીને બલાહક શાન્ત પડ્યો કે (તરત) ચંદ્રાપીડે, પિતાની આજ્ઞા માથે ચઢાવી, બ્હાર નીકળવાની ઇચ્છાથી નવા મેઘની ગર્જના જેવા ગંભીર સ્વરે આજ્ઞા કરી કે ઇંદ્રાયુધને અંદર લાવો.

પછી આજ્ઞા થતાંજ તે મહાન્ અશ્વને તેણે અંદર આણેલો જોયો. બંને તરફથી ચોકડાનાં કનકનાં કડાં પકડીને પગલે પગલે નિગ્રહ રાખવાનો પ્રયત્ન કરતા બે પુરુષો તેને દોરી લાવતા હતા. પ્રમાણમાં તે ઘણો મ્હોટો હતો; (તેથી) હાથ ઊંચા કરેથીજ પુરુષો તેના પૃષ્ઠભાગને સ્પર્શ કરી શકતા હતા. સન્મુખ આવેલા અખિલ આકાશનું તે જાણે પાન કરતો હતો. ઉદરને કમ્પાવતો તથા પૃથ્વીની ગુફાઓને (પણ) પૂરી નાંખતો, અતિ નિષ્ઠુર હેષારવ[4] વારંવાર કરવાથી, ખોટા વેગનું મિથ્યા અભિમાન રાખનાર ગરુડનો જાણે તે તિરસ્કાર કરતો હતો. ક્ષણે ક્ષણે તેનું મસ્તક ઘણું નીચું ઊંચું થતું હતું, અને વેગ રુંધાયાથી થતા અતિશય રોષવડે તેમાંની ઘોર નાસિકા ઘુરઘુર શબ્દ કરી મુકતી હતી તેથી, એ જાણે પોતાના વેગના ગર્વને લીધે આખા ત્રિભુવનનું ઉલ્લંઘન કરવાનું ચિન્તન

---

૧. યોનિ—પ્રસવસ્થાન-માંથી નહિ જન્મેલો, કારણ કે એ સમુદ્રમાંથી નીકળ્યો હતો એમ કહ્યુંછે. એ કથાનું અનુસંધાન બાણભટ્ટના પુત્રે રચેલા ભાગમાં આવશે. ૨. ઉચ્ચૈઃશ્રવસ્—ઇંદ્રના અશ્વનું નામ. ૩. પરિચાર=સાથે અથવા પછવાડે ચાલનારા સોબતી. ૪. ઘોડાના ખોંખારાના શબ્દને 'હેષા' કેહેછે. રવ=સ્વર.

કરતો હોય એમ લાગતું હતું! ઇન્દ્રધનુષ્‌ના જેવી કાળી, પીળી, લીલી અને લાલ લેખાઓથી તેનું આખું શરીર ચિત્રાયલું હતું તેથી, તે જાણે નાનો હાથી હોય અને વિવિધ વર્ણનો કંબલ[1] તેના ઉપર પાથર્યો હોય એવો શોભતો હતો; કૈલાસ-તટના આઘાતથી ચ્હોટેલી ધાતુ-ધૂલિવડે રક્ત થયેલા હર-વૃષભ જેવો તે લાગતો હતો; અને દૈત્ય-રુધિરની લેખાઓથી લાલ થયેલી યાળવાળા પાર્વતી-સિંહ જેવો તે દેખાતો હતો. વેગનો જાણે તે મૂર્તિમાન્ સમૂહ હતો. વારંવાર ફુલી ફુલીને સુસવાટા કરતાં નસકોરાંમાંથી તે જાણે મહાવેગથી પીધેલા પવનને બ્હાર કાઢી નાંખતો હતો! મુખની અંદર અથડાવાથી ખખડતા ચોકડાના તીક્ષ્ણ અગ્રભાગના ક્ષોભથી ઉત્પન્ન થયેલાં, લાળનાં ફીણ, સમુદ્ર-નિવાસ-સમયે પીધેલા અમૃત-ગંડૂષની[2] સમાન તેના મુખમાંથી નીકળતાં હતાં. તેનું મ્હોં ઘણું લાંબુ અને નિર્માંસ હોવાને લીધે જાણે કોતરી કાઢેલું હોય એમ દેખાતું હતું. મુખ-મંડલ ઉપર મુકેલા રક્તમણિમાંથી નીકળતા કિરણ તેના નિશ્ચલ શિખરવાળા[3] કર્ણ ઉપર પડવાથી જાણે ત્યાં રક્ત ચામર લટકાવ્યાં હોય એમ લાગતું હતું. તેની ગ્રીવા સુવર્ણની સ્વચ્છ સાંકળમાંથી પડતા કિરણોવડે, તથા લાક્ષા-રસે રંગેલી, લાંબી, અને ફરફરતી યાળવડે ભરાઇ ગઇ હતી તેથી, સમુદ્રમાં સંચરવાથી જાણે તેના ઉપર પ્રબાલ-પલ્લવ ચ્હોટયાં હોય એવી શોભતી હતી. અતિ કુટિલ કનક-પત્રલતાની[4] શાખાઓથી વક્ર થયેલાં રાતાં આભૂષણ, જેમાંની રત્ન-માલા પગલે પગલે ખણખણતી હતી અને સ્થૂલ મુક્તાફલથી જે ભરેલાં હતાં તે વડે, તારા-ગણથી જેમ સંધ્યાકાળ દીપે તેમ તે દીપતો હતો. આભૂષણમાં મુકેલા મરકત મણિની પ્રભાથી તેનું શરીર જરા જરા શ્યામ પડતું હતું તેથી તે, ગગનમાંથી પડેલા, સૂર્ય-રથના અશ્વની જાણે શંકા કરાવતો હતો.[5] વેગ રુંધાયાથી ભરાઇ આવતા રોષવડે રોમે રોમે નીકળતાં સ્વેદ-બિન્દુઓ જે તેની અતિતેજસ્વિતાને લીધે, સમુદ્રના પરિચયથી લાગેલાં મોતી જેવાં શોભતાં હતાં તેનો એ વર્ષાદ વર્ષાવતો હતો. ઇન્દ્રનીલ મણિના બાજઠ જેવી, અંજન-શિલાથી જાણે ઘડેલી, અને

---

૧. કંબલ=કામળો. ૨. ગંડૂષ=ઘુંટડા. ૩. શિખર=અગ્રભાગ. ૪. પત્ર-લતા—તે નામનું આભૂષણ. ૫. કારણ કે સૂર્યના ઘોડાનો રંગ પણ એવો કલ્પેલોછે. જુઓ પૃ. ૩૦ નો. ૪. વળી જુઓ વિક્રમચરિત પૃ. ૧૩૮.

घर्मेण दग्धानिव नीलदेहान्। सहस्ररश्मेस्तुरगान् जहास॥

વારંવાર પડ ઉપડ કરવાથી અગ્રભાગવડે વિષમ સ્વર કરતી, પોહોળી ખરીઓથી પૃથ્વીને જર્જરિત કરીને તે જાણે મૃદંગનો અભ્યાસ કરતો હતો. તેની જંઘાઓ જાણે કાતરી કાઢેલી હતી; છાતી વિસ્તારેલી હતી; મુખ સુંદર અને સ્વચ્છ કરેલું હતું; ગ્રીવા જાણે પ્રસારેલી હતી; બંને બાજુઓ જાણે ચિત્રેલી હતી; અને જઘનભાગ જાણે દ્વિગુણ કરેલો હતો. વેગમાં તે જાણે ગરુડનો પ્રતિપક્ષ[1] હતો. ત્રિલોકમાં સંચરણ કરવામાં પવનનો જાણે તે સહાય હતો. ઉચ્ચૈઃશ્રવસ્‌નો જાણે અંશાવતાર હતો.[2] વેગ-શિક્ષામાં મનનો સહાધ્યાયી હતો.[3] (વામનરૂપ) વિષ્ણુના ચરણ જેવો તે સકલ પૃથ્વીનું ઉલ્લંઘન કરવાને શક્તિવાન્ હતો.[4] વરુણના હંસની પેઠે તેનો માનસ-પ્રચાર હતો.[5] ચૈત્ર માસના દિવસની પેઠે તે વિકસિત અશોક[જેવો]પાટલ હતો.[6] વ્રતધારી પુરુષની સમાન તેના મુખ ઉપર [જાણે] ભસ્મનું ધોળું તિલક હતું. કમલ-વનની પેઠે તેને મધુ-પિંગલ કેશર હતી.[7] ગ્રીષ્મ દિવસ જેવો તે મહાયામ અને પ્રબલ તેજસ્વિ હતો.[8] સર્પ જેવો તે સદા ગતિને અભિમુખ રહેતો.[9] સમુદ્ર-તટની પેઠે તેને શંખ-માલાનું આભૂષણ હતું.[10] ભયભીત હોય તેમ કર્ણ સ્તબ્ધ રાખીને તે ઉભો હતો. વિદ્યાધર લોકના રાજ્યની સમાન તે ચક્રવર્ત્તિ નર [ના] વાહનને ઉચિત હતો.[11] અને સૂર્યોદયની પેઠે સકલ ભુવનમાં તે અર્ઘને યોગ્ય હતો.[12]

એવા અદૃષ્ટપૂર્વ, અખિલ ત્રિભુવન-રાજ્યને યોગ્ય, તથા અશેષ-

---

૧. હરીફ. ૨. જુઓ પૃ. ૧૦૩. નો. ૨. અંશ=ભાગ. ૩. અર્થાત્ તે મનોવેગી હતો. ૪. જુઓ પૃ. ૨. નો. ૫. ૫. અશ્વનો પ્રચાર–વેગ, માનસ–મન–જેવો; હંસનો પ્રચાર–માર્ગ,માનસ સરોવર તરફ. ૬. અશ્વ, વિકસિત અશોક જેવો પાટલ–રક્ત; ચૈત્ર માસનો દિવસ,વિકસિત અશોક તથા પાટલ–તે નામના છોડથી યુક્ત. ૭. મધુ-પિંગલ=મધ જેવી અને મધ-થી પિંગલ–જુઓ પૃ.૪૭નો.૧.કેશર=યાળ; પુષ્પના તંતુ. ૮. મહાયામ= મ્હોટા આયામ–વિસ્તાર–વાળો; યામ=પ્રહર. ૯. અશ્વ સદા–સર્વદા, ગતિ-ને અભિમુખ–ચાલવાને ખુશી;સર્પ સદાગતિ–પવન–ને અભિમુખ, કારણ કે તેનો તે આહાર છે. જુઓ વાસવદત્તા પૃ. ૨૪૧—भुजङ्गेनेव सदागत्य-भिमुखेन. ૧૦. શંખમાલા=કેટલાક અશ્વની કોટે ઉગતો રોમસમૂહ; શંખ-લાની માળા. ૧૧. અશ્વ, ચક્રવર્ત્તિ નરના વાહનને–તેનું વાહન થવાને–યોગ્ય; રાજ્ય, નરવાહન નામના રાજાને. ૧૨. અર્ઘ=મૂલ્ય; પૂજા, નમ-સ્કાર. અર્થાત્ અશ્વનું મૂલ્ય જ્યાં જાય ત્યાં ઉપજે એમ હતું.

લક્ષણ-સંપન્ન મહાન્ અશ્વનો માનુષ લોકને અનુચિત આકાર જોઈને, ચંદ્રાપીડ અતિધીર પ્રકૃતિનો છતાં એના હૃદયમાં વિસ્મય ઉત્પન્ન થયો; અને મનમાં વિચાર આવ્યો કે:—વેગસહિત ફરીને વિંટળાતા વાસુકિ નાગથી ચલિત થયેલા મંદર પર્વતવડે જ્યારે પૂર્વે સમુદ્ર-જલનું દેવ-દાનવોએ મંથન કર્યું ત્યારે આ અશ્વરત્નને ન કાઢતાં એમણે શું રત્ન કાઢ્યું? અને મેરુશિલાતલ જેવા વિશાલ, આના પૃષ્ઠઉપર જ્યારે ઈન્દ્ર નથી બેઠો ત્યારે એને ત્રૈલોક્ય-રાજ્યનું ફલ પણ શું મળ્યું? ખરેખર ઉચ્ચૈઃશ્રવસ્થીજ મોહિત કરી દઈને જલનિધિયે ઈન્દ્રને ઠગ્યો છે! હું તો એમ ધારૂંછું કે અત્યાર સુધી ભગવાન્ નારાયણે (પણ) એને જોયો નથી, કારણ કે હજી એ ગરુડને વાહન કરવાની ટેવ ત્યજતા નથી. ખરે! ત્યારે મ્હારા પિતાની રાજ્ય-લક્ષ્મી તો ઈન્દ્રની સમૃદ્ધિ કરતાં પણ ચઢે એવી થઈ, કેમકે આવાં આવાં, સકલ ત્રિભુવનને દુર્લભ રત્નોએ એમની સેવામાં આવેછે! આ અશ્વની અતિ તેજસ્વિતાને લીધે તથા મ્હોટા બળને લીધે એની આકૃતિ જાણે દેવતાઈ હોય એવી લાગેછે; અને તેથીજ મને ખરેખર એના ઉપર આરોહણ કરવામાં કંઈ જરા શંકા જેવું થાયછે. સામાન્ય અશ્વોની કંઈ આવી મનુષ્ય લોકને અયોગ્ય અને સકલ ત્રિભુવનને વિસ્મયજનક આકૃતિ ન હોય. દેવતાઈ આકૃતિયો પણ મુનિ-શાપને લીધે પોતાનાં પૂર્વ શરીરનો ત્યાગ કરીને, શાપ-વચનના બળથી ઉત્પન્ન થયેલાં આવાં બીજાં શરીર ધારણ કરી શકેછે; કેમકે એવું સંભળાયછે કે પૂર્વે સ્થૂલશિર નામના મહાતપસ્વિ મુનિયે અખિલ ભુવનના અલંકારરૂપ રંભા નામની અપ્સરાને શાપ દીધો હતો. તેથી તે દેવલોક ત્યજીને અશ્વ-હૃદયમાં પ્રવેશ કરી, અશ્વ-હૃદયા નામની અશ્વા થઈ, મર્ત્યલોકમાં મૃત્તિકાવતી નગરીમાં શતધન્વા નામે રાજાની સેવામાં ઘણા કાળ સુધી વસી હતી. વળી બીજા પણ મહાત્માઓ પોતાનો પ્રભાવ મુનિજનના શાપવડે ક્ષીણ થઈ જવાથી, વિવિધ આકારમાં આ લોકમાં ભ્રમણ કરી ગયાછે તેમ આએ કોઈ નિઃસંશય શાપ ભોગવતો મહાત્મા હશે, કેમકે મ્હારૂં અંતઃકરણજ એના દેવતાઈપણા વિશે મને જાણે કંઈ સૂચના જેવું કરેછે.[1]

---

૧. ચંદ્રાપીડના મનમાં આવો વિચાર ઉત્પન્ન થયો દર્શાવીને કવિ પોતાની ચાતુરીથી, અશ્વનો પૂર્વ જન્મ કોઈ ઉચ્ચ યોનિમાં છે તથા શાપથી તેણે આ રૂપ ધારણ કર્યુંછે એ વાત ખરેખરીજ સૂચવેછે. એનું

એમ ચિન્તન કરતો કરતોજ આરોહણ કરવાની ઇચ્છાથી એ આસન ઉપરથી ઉભો થયો. પછી અશ્વની પાસે જઇને પોતાના મનમાં કહેવા લાગ્યો કેઃ—મહાત્મન્ અશ્વ! તું ગમે તે હોય પણ તને હું નમસ્કાર કરૂં છું! સર્વથા આ મ્હારો આરોહણરૂપી અતિક્રમ[1] ક્ષમા કરજે. કેમકે દેવતાઓ પણ જ્યારે ઓળખાતા નથી ત્યારે અનુચિત પરિભવનું પાત્ર થઈ પડેછે.—(તે વખતે) ઇન્દ્રાયુધે જાણે તેનો અભિપ્રાય સમજી ગયો હોય તેમ, મસ્તક ઉપરની ચંચળ યાળ વાગવાથી જરા મીચાઈ ગયેલી અને વાંકી દેખાતી ચક્ષુની કીકી ફેરવીને તેની સામું જોયું; અને ત્યારપછી જમણી ખરી ભૂમિતલ ઉપર વારંવાર ઠોકી ઠોકીને, ખોદાયેલી ધૂળવડે પોતાની છાતી ઉપરની રોમ-રાજિ ધૂસર કરીને, ચંદ્રાપીડને જાણે આરોહણ કરવાને બોલાવતો હોય તેમ ફફડતાં નસકોરાંના ઘર્ઘર ધ્વનિથી મિશ્ર, મધુર, અને નરમ હુંકારસહિત અતિ મનોહર હેષારવ કર્યો. એટલે જાણે આ મધુર સ્વરથી આજ્ઞા મળી હોય તેમ ચંદ્રાપીડ ઇન્દ્રાયુધ ઉપર અસ્વાર થયો. આરોહણ કરીને આખા ત્રૈલોક્યને જાણે પ્રાદેશમાત્ર[2] હોય એમ ગણતો ગણતો રાજપુત્ર બ્હાર આવ્યો કે ત્યાં તેણે પ્રલયકાલના મેઘમાંથી પડતા પથ્થરના વર્ષાદ જેવા કઠિન, અને રસાતલને જાણે જર્જરિત કરતા હોય એવા અતિ નિષ્ઠુર ખરિયોના શબ્દથી તથા ખરીમાંથી ઉડતી રજવડે રૂંધાયેલા નાસિકાના ઘોર ઘોષ સહિત હેષારવથી પૃથ્વીની સર્વ ગુફાઓને (પણ) બધિર કરતું એક અશ્વ-સૈન્ય જોયું, જેનો પર્યન્ત-ભાગ તો દૃષ્ટિયે પડતો પણ ન હતો. સૂર્યકિરણના સ્પર્શથી ઝબકારા મારતી વિમલ ધારાવાળા, ઉંચા કરેલા ભાલાઓ રૂપી લતાના વનવડે તે, ઉંચા દંડવાળાં નીલ કમલની કળિયોના સમૂહથી ગહન થયેલા સરોવરની સમાન ગગનતલને શોભાવતું હતું. ઉંચા દંડવાળાં, મયૂર-પિચ્છનાં બનાવેલાં તેમનાં હજારો છત્રથી આઠે દિશાઓનાં મુખ ઘેરાઇ ગયાં હતાં તેથી તે સૈન્ય, ઝબકતા ઇંદ્રધનુષ્-કલાપને લીધે વિચિત્ર દેખાતા મેઘવૃન્દ જેવું લાગતું હતું. અને ફીણના ઢગ બહાર નીકળવાથી (ઘોડાનાં) મુખ ધવલ થયેલાં હતાં, તથા પળે પળે તેઓ

અનુસંધાન ઉત્તર-ભાગમાં છે. ૧. વાંક. ૨. પ્રાદેશ=અંગુઠો અને પેહેલી આંગળી વચ્ચેની જગા. તે જેટલી થોડી હોયછે તેટલું આખું ત્રિભુવન તેને લાગ્યું—કારણ કે અશ્વની ગતિ એટલી હતી કે જાણે એક પળમાં તેટલું કૂદી જાય.

થેકડા મારતા હતા તેથી તે પ્રલયકાલના સમુદ્ર-જલનો તરંગ-સમૂહ હોય એવું ભાસતું હતું. ચંદ્રોદય જેવા ચંદ્રાપીડને જોતાંજ, સાગર-જલ જેવું તે આખું અશ્વ-સૈન્ય ખળભળી ગયું.[1] પછી, પ્રણામ કરવાની હોંસાતુશીમાં છત્ર એકદમ ખસી જવાથી જેમનાં શિર ઉઘાડાં થઈ ગયાં હતાં, તથા પરસ્પર દબાવાથી કોપેલા અશ્વોને વારવાને જેઓ યત્ન કરતા હતા તે રાજપુત્રો એની આસપાસ ભરાઇ ગયા. અને બલાહક જેમ એકએકનું નામ દઈને ઓળખાવતો ગયો તેમ તેઓ, ખસી ગયેલા મુકુટોમાંથી પ્રસરતા પદ્મરાગ-મણિના કિરણોના આકારમાં[2] અનુરાગને જાણે બ્હાર દર્શાવતાં હોય એવાં, તથા સેવાઞ્જલિ રચવાથી, યૌવરાજ્યાભિષેકના કલશમાંથી જલસાથે પડતાં કમલ જાણે તેમને સ્હોટ્યાં હોય એવાં, પોતાનાં મસ્તક દૂર નમાવીને તેને પ્રણામ કરતા ગયા.

તે સર્વને માન આપ્યા પછી ચંદ્રાપીડ, પોતાની પછવાડે યોગ્ય અશ્વ ઉપર બેઠેલા વૈશમ્પાયન સહિત નગર તરફ સિધાવ્યો. એના ઉપર, રાજ્યલક્ષ્મીને રહેવાના પુંડરીક જેવું,[3] સર્વ ક્ષત્રિયકુલરૂપી કુમુદ-સમૂહના ચંદ્ર-મંડલ જેવું, અશ્વ-સેનારૂપી નદીના પુલિન જેવું, ક્ષીરસમુદ્રના ફીણથી ધવલ થયેલી વાસુકિ નાગની સુંદર ફેણ જેવું, મ્હોટાં મ્હોટાં મોતીના છડાથી ઢંકાઈ ગયેલું, ઉપર ચિન્હરૂપે બેસારેલા કેસરીને ધારણ કરતું, કનક દંડવાળું જે મ્હોટું છત્ર ધરેલું હતું તેવડે એને છાયા થઈ હતી. બંને બાજુએ ઢોળાતાં ચામરના પવનથી એનાં કર્ણ-પલ્લવ ફરફરતાં હતાં; અને પરિજન-મંડલમાં આગળ દોડતા અનેક સહસ્ર તરુણ વીર પુરુષો—જય થાઓ ! ચિરંજીવ રહો ! એવા મધુર શબ્દોથી, તથા બંદીજનો વારંવાર મંગલ વચનથી, મ્હોટે સાદે એની સ્તુતિ કરતા હતા.

પછી, અંગધારણ કરીને આવેલા અનંગ[4] જેવા ચંદ્રાપીડને નગરમાર્ગમાં આવી પહોચ્યો જોઇને સર્વે લોક કામકાજ ત્યજી દઈ, ચંદ્રોદય સમયે વિકાસ પામતાં કુમુદ-વન જેવા બની ગયા; અને—હવે તો આની સાથે સરખાવતાં, મુખ-સમૂહને લીધે વિકટ લાગતી આકૃતિવાળો

---

૧. જુઓ પૃષ્ઠ ૯૪ નોટ ૨. ૨. અપન્હવાલંકાર. ૩. લક્ષ્મી શ્વેત કમલમાં વસેછે એવું કહેવાયછે ને તેથી તેનું નામ પણ "પદ્માસના" પડેલું છે. ૪. મહાદેવે કામને બાળી નાંખ્યો (જુઓ પૃ. ૭૧ નો.૧) ત્યારથી તેનું અંગ જતું રહ્યું માટે તે અનંગ—અંગવિનાનો—કહેવાયછે. ચંદ્રાપીડ સાથે સરખાવતાં કામને અંગ જોઇયે માટે કહ્યુંછે કે "અંગ ધારણ વિ૰."

કાર્તિકેય ( પણ ) કુમાર શબ્દને લજવેછે;[1] અહો ! આપણે તે કેવાં પુણ્ય કર્યાં હશે કે આની આવી દેવતાઈ આકૃતિને, અંતઃકરણમાં ઉભરાતો પ્રીતિ રસ ભરાવાથી વિસ્તાર પામતાં અને કુતૂહલથી પ્રફુલ્લ થતાં ચક્ષુવડે નિરાંતે જોઈએ છિયે !! ખરેખર આજજ આપણો જન્મ સફલ થયો ! સર્વથા નમસ્કાર છે તને, ચંદ્રાપીડના આકારમાં રૂપાન્તર ધારણ કરીને આવેલા શ્રીભગવાન્ નારાયણને !—એમ બોલતા બોલતા નગરના સર્વ લોક પ્રણામાઞ્જલિ રચીને તેને નમવા લાગ્યા. સર્વ સ્થલે દ્વાર ઉઘાડી ઉઘાડીને હજારો બારિયો પ્રકટ કરવામાં આવી હતી તેથી તે નગરે પણ જાણે ચંદ્રાપીડનું દર્શન કરવાના કુતૂહલને લીધે પોતાનાં સર્વ લોચન ઉઘાડી દીધાં હોય એમ લાગતું ! પછી તો,—સકલ વિદ્યા સમાપ્ત કરીને ચંદ્રાપીડ વિદ્યાગૃહમાંથી હમણાં અહિં આવેછે—એ વાત સાંભળતાંજ તેને જોવાને ઉત્કંઠિત થયેલી નગરની સઘળી પ્રમદાઓ શણગાર સજતી સજતી, અરધાં પરધાં આભૂષણ પેહેરી, એમ ને એમજ ઉતાવળમાં ઉઠી, મહેલના શિખર-ભાગ ઉપર ચઢી ગઈ. તેમાં કેટલીકના ડાબા હાથમાં દર્પણ રહી ગયાં હતાં તેથી, પ્રકાશતા પૂર્ણ ચંદ્રમંડલસહિત પૂર્ણિમાની રજનિયો હોય એવી તેઓ શોભતી હતી! કેટલીકના ચરણ, લીલા અલક્તક-રસથી લાલ રંગેલા હતા[2] તેને લીધે તેઓ બાલાતપ પીધેલાં કમલ વાળી નલિનીઓ જેવી લાગતી હતી ! કોઈક કોઈકના ચરણ-પલ્લવ, ગભરાટમાં ચાલવાથી ઉતરી ગયેલી મેખલાને લીધે રુંધાયા હતા તેથી, શૃંખલા-બંધનને લીધે મંદ મંદ ગમન કરતી જાણે હાથણીઓ હોય એવી તેઓ દીસતી હતી ! કોઈકે જલધર-સમયની દિવસ-શ્રીની પેઠ, ઇન્દ્રધનુષ્ના [જેવા] રુચિર રંગવાળાં અંબર ધારણ કર્યાં હતાં ![3] કેટલીકના ચરણમાંથી નખનાં શ્વેત કિરણ-પલ્લવ નીકળતાં હતાં તે, નૂપુર-સ્વરથી આકૃષ્ટ થયેલાં, ગૃહનાં કલહંસ પક્ષિ જેવાં લાગતાં હતાં ! કેટલીકના હાથમાં

---

૧. કાર્તિકેયને છ મુખ હતાં માટે તેને 'ષડાનન' કહેતા, અને વળી 'કુમાર' કહેતા. પણ તે છ મ્હોંવાળા કુમાર કરતાં આ એક મુખવાળો કુમાર વધારે રૂપવાન્ લાગે માટે કાર્તિકેય 'કુમાર' શબ્દને લજવે છે એમ કહ્યું. ૨. જુઓ કુમાર૦ સ. ૭. શ્લો. ૫૮—

> प्रसाधिकालम्बितमग्रपादमाक्षिप्य काचित् द्रवरागमेव ॥
> उत्सृष्टलीलागति रागवाक्षादलक्तकाङ्कां पदवीं ततान ॥

૩. અંબર—જુઓ પૃ. ૬ નો. ૮.

સ્થૂલ હાર રહી ગયા હતા તેથી તે, મદનના નાશથી શોકાતુર થઈ, સ્ફટિક-મણિનું અક્ષ-વલય લઈને ઉભેલી રતિના જેવી શોભતી હતી! કેટલીક લલનાઓનાં પયોધર વચ્ચે મોતીની માળા લટકતી હતી તેથી તેઓ, સાંકડા અને વિમલ જલ-પ્રવાહથી જુદાં પડેલાં ચક્રવાક-મિથુન વાળી જાણે પ્રદોષ-શ્રિયો હોય એવી દીસતી હતી![1] કોઈક કોઈકના નૂપુર-મણિમાંથી ઈન્દ્રધનુષ નીકળતાં હતાં તેથી, હળી ગયેલી ગૃહ-મયૂરિયોને જાણે પછવાડે લાવી હોય એવી તેઓ શોભતી હતી! અને કોઈક તો (મદિરાના) મણિ-મય પ્યાલા પીતાં પીતાં મુકી દીધા હતા તેથી તેઓ લાલચોળ પોતાના અધર-પલ્લવમાંથી જાણે મધુ-રસનાં ટીપાં પાડતી હોય એવી દેખાતી હતી! બીજી કેટલીક સ્ત્રિયો મરકતમણિની બારિયોમાંથી મુખ-મંડલ બ્હાર કાઢી કાઢીને, આકાશમાં ફરતી, વિકસિત કમલ-કલિકા સહિત કમલિનીને જાણે દેખાડતી હોય તેમ તેના સામું જોવા લાગી.

તેજ સમયે, વેગમાં ચાલવાથી ઉત્પન્ન થયેલો, મધુર મધુર વાગતી વીણાના ઘોષ જેવો, મેખલાના શબ્દથી આકર્ષાયલા ગૃહ-સારસના સ્વર સાથે મળેલો, નીસરણીનાં પગથિયાં ઉપર ચરણ સ્ખલિત થવાથી ઉત્પન્ન થતા ગંભીર ધ્વનિવડે હરખાયેલા અંતઃપુર-મયૂરોના ટૂહૂશબ્દની આગળ સંભળાતો, નવા મેઘની ગર્જનાથી બ્હીને ચમકી ઉડતા કલહંસના કોલા-હલ જેવો કોમલ, કામદેવના વિજય-ઘોષને અનુરૂપ,[2] શ્રોત્રહારી,[3] તથા પ્રતિશબ્દ વડે ગંભીર થયેલો, પરસ્પર અથડાવાથી અતિ તીક્ષ્ણ રણ-રણાટ કરતા હાર-મણિવાળી રમણિયોનો[4] ભૂષણ-રવ હવેલિયોની અંદર સહસા ગાજી રહ્યો.

પછી એક ક્ષણમાંજ, સ્ત્રિયોની ભીંડને લીધે મહેલ જાણે નારી-મયજ હોય એમ દેખાવા લાગ્યા; અલક્તક ચોપડેલાં ચરણ-કમલ મુકવાથી ભૂતલ બધું પલ્લવમયજ જાણે થઈ ગયું; અંગનાઓની અંગ-પ્રભાના પ્રવા-હથી આખું નગર જાણે લાવણ્યમય હોય એમ દેખાયું; મુખ-મંડલના સમૂહથી ગગનતલ જાણે ચંદ્રબિમ્બમય થઈ ગયું; તાપ નિવારણ કરવા

---

૧. સ્ત્રિયોનાં બે સ્તન તે જાણે ચક્રવાક પક્ષિયોનું દ્વંદ્વ! વચ્ચે આવેલો શ્વેત હાર તે જાણે સાંકડો પાણીનો પ્રવાહ! અને ચક્રવાક છૂટાં પડેલાં બતાવ્યાંછે માટે સ્ત્રિયોને સંધ્યાકાળની લક્ષ્મી સાથે સરખાવી છે, કારણ કે તે પક્ષિયોનો વિયોગ સાંજેજ થાયછે. સ્તનને ચક્રવાક સાથે પેહેલાં પણ સરખાવ્યાંછે. જુઓ. પૃ. ૯૨ લી. ૨૫. ૨. સકલ જગત્માં વિજય પ્રસિદ્ધ કરનાર ઘોષને અનુરૂપ—સમાન. ૩. કાનને ગમતો. ૪. સ્ત્રિયોનો.

સારૂ ઉંચા કરી આડે ધરેલા ઘણા હીથને લીધે દિશાઓ સઘળી જાણે કમલ-વનમય હોય એમ દીસવા લાગી; આભૂષણના કિરણ-કલાપથી, સૂર્ય-પ્રકાશ જાણે ઈન્દ્રધનુષ્મય થઈ ગયો; અને નેત્રમાંથી પ્રસરતી કિરણ-લેખાઓ વડે દિવસ જાણે નીલ-કમલ-પત્રમય હોય એવો ભાસવા લાગ્યો!! કૌતુકથી ચક્ષુ પ્રસારીને નિશ્ચલ દૃષ્ટિયે તે સર્વ યુવતીઓ જોતી હતી તેવામાં, તેમનાં હૃદય જાણે દર્પણમય હોય, સલિલમય હોય, અથવા સ્ફટિકમય હોય તેમ તેઓમાં ચંદ્રાપીડની આકૃતિયે પ્રવેશ કીધો.

પછી તો મદન-રસ પ્રકટ થવાથી તે ક્ષણે તેઓ અન્યોન્ય પરિહાસ-યુક્ત, વિશ્વાસયુક્ત, સંભ્રમયુક્ત, ઈર્ષ્યાયુક્ત, હાસ્યયુક્ત, અસૂયાયુક્ત,[1] વિલાસ-યુક્ત, કામયુક્ત, અને સ્પૃહાયુક્ત, આલાપ ચલાવવા લાગી. જેમ કે:— અલિ દોડનારી! મ્હારો સંઘાત કરતી ના. અરે જોવા સારૂ ઘેલી થયેલી! લે આ ત્હારૂં ઉત્તરીય વસ્ત્ર. અરે ચપલા! આ ત્હારા મ્હોં ઉપર આવતી લટોને ઉંચી કર. ઓ મૂઢ જોની! આ ત્હારી ચંદ્રલેખા તો લેતી જા! અલિ કામાન્ધ! જોજે ઉપહાર-કુસુમ[2] ઉપર ઠોકર ખાઈને તું કહીં પડી જશે! અરે મદમાતી! ત્હારા ચોટલાનો અંબોડો તો વાળ! અલિ ચંદ્રા-પીડનું દર્શન કરવાને તલપી રહેલી! ત્હારી મેખલા તો ઉંચી ચઢાવ! પાપિણિ! આઘાં ખસેડ ત્હારા ગાલ ઉપર હાલતાં કર્ણ-પલ્લવ. ઓ અલિ ભાન વિનાની! લે આ ત્હારૂં પડી ગયેલું દન્તપત્ર.[3] યૌવનથી છકી ગયેલી! ઢાંકીદે ત્હારાં પયોધર; જો લોક ત્હારા સામું જુવેછે. લાજવિનાની! છૂટી ગયેલા ત્હારા વસ્ત્રને તો ઠીક પેહેર! અલિ ખોટી મુગ્ધતા ધારણ કરતી! ચાલને ઉતાવળી! ઓ જોવાની રસિયણ! મને તો જોવાદે! અરે અસંતોષી! તું તે ક્યાં સુધી જો જો કરશે? અલિ તરલ હૃદયની! જરા ત્હારા પરિજનની તો અપેક્ષા રાખ! ઓ પિશા-ચિણિ! ત્હારૂં ઉત્તરીય ખસી ગયું છે તેથી જો આ લોક તને હસેછે[4]!

---

૧. 'અસૂયા' ને 'ઈર્ષ્યા' માં ફેર એટલો કે પહેલામાં પરગુણને દોષ ગણવા અથવા ઠરાવવા; ને બીજામાં પરગુણ દેખીને માત્ર બળવુંજ. ૨. પૂજા અથવા બલિદાન સારૂ આણેલાં પુષ્પ ૩. દન્તપત્ર=દાંતા-વાળું કર્ણાભૂષણ. ૪. જુઓ વિક્રમચરિત પૃ. ૧૦૬, શ્લો. ૨૩.

प्रयासि हारत्रुटिमप्युपेक्ष्य भ्रष्टोत्तरीयाऽपि न तिष्ठसि त्वम् ॥
ध्रुवं प्रधावस्यवधीरणेन परिच्युतस्याधरवाससोऽपि ॥

અલિ પ્રેમાન્ધ! આ ત્હારી સખિયોને પણ તું નથી ગણતી કે? અલિ ભંગિ-વિકારની[1] ભરેલી! મિથ્યા તું ત્હારા હૃદયને પરિતાપ આપીને જીવેછે. ઓ વિનયનો ઢોંગ કરનારી! શું કરવા તું છાનાં છાનાં કટાક્ષ નાંખેછે? જોની નિરાંતે! અલિ યુવતિ[2]! શા માટે તું ત્હારા સ્તન-ભારથી મને દબાવેછે? અલિ ક્રોધિષ્ઠ! લે તું આગળ જા. ઓ મત્સરિણિ![3] તું એકલીજ બધી બારી રોકી બેસશે કે? અરે મદન-વશ થયેલી! આ તો તું મ્હારૂં ઉત્તરીય વસ્ત્ર તાણી જાયછે, ત્હારૂં ન હોય. અલિ પ્રેમ-મદમત્ત! જરા ડાહી તો થા! અલિ અધીરી! ગુરુજન-સમક્ષ દોડેછે શું! ઓ ઉતાવળી! કેમ આટલી આકુલ વ્યાકુલ બની ગઇછે? અરે મુગ્ધા! સંતાડ આ ત્હારા મદન-જ્વરથી થયેલા રોમાઞ્ચને. ઓ દુરાચરણી! કેમ આમ ગાભરી બની ગઇછે? બહુ વિકારી! વિવિધ રીતે અંગ વાળીને વૃથા તું ત્હારા મધ્યભાગને પીડા આપી ખેદ પામેછે. અલિ વિચાર વિનાની! તને ત્હારા ઘરમાંથી નીકળ્યાની એ ખબર નથી કે? અલિ ઉત્કંઠિત થયેલી! તું તો શ્વાસ લેવાનું એ ભુલી ગઇછે તો! અરે સંકલ્પિત સુરત-સમાગમના સુખથી નયન મીચનારી! ઉઘાડ ત્હારાં લોચન, જો એ તો હવે જાયછે! અલિ કામબાણના પ્રહારથી મૂર્છિત થયેલી! સૂર્ય-કિરણનું નિવારણ કરવાને નાંખ ત્હારા માથા ઉપર આ ત્હારા વસ્ત્રનો પાલવ. અરે સતીવ્રતરૂપી ગ્રહથી પીડાતી! દ્રષ્ટવ્ય ન જોવાથી તું ત્હારાં ચક્ષુને ઠગેછે. અલિ ભાગ્યહીણી! પરપુરુષનું મુખ ન જોવાનું વ્રત ગ્રહણ કરીને તેં આ સુખ ખોયુંછે. સખિ! કૃપા કરીને ઉઠ, અને જો આ રતિ-વિરહિત—મકર-ધ્વજ વિનાના—સાક્ષાત્ મકર-ધ્વજ જેવા કુમારને![4] જો આ એના, ભ્રમર-કુલથી શ્યામ દેખાતા મસ્તકઉપર, શ્વેત છત્રની નીચે તિમિર જાણીને પડેલા ચંદ્ર-કિરણના કલાપ જેવો, માલતી કુસુમનો શેખર દેખાયછે!! આ એના ગાલઉપર કર્ણાભૂષણના મરકતમણિની જરા શ્યામ પ્રભા પડેછે તેથી, વિકસિત શિરીષ પુષ્પનું જાણે એણે કર્ણપૂર પેહેર્યું હોય એમ લાગેછે! એના હારની અંદર જડેલા રક્ત મણિના કિરણના આકારમાં, જાણે નવ-યૌવન-રાગ હૃદયમાં પેસવાની ઇચ્છાથી

---

૧. ભંગિ=વક્રોક્તિ, મરોડમાં બોલવું તે. ૨. ભર જુવાનીમાં આવેલી સ્ત્રી. ૩. મછરાયલી. ૪. પેહેલા 'મકરધ્વજ' નો અર્થ—મકરના ચિન્હવાળો ધ્વજ—તે ચંદ્રાપીડપાસે નહિ માટે કામદેવસાથે સરખાવતાં 'તે વિનાના' કહ્યું. બીજા 'મકર-ધ્વજ'નો અર્થ 'કામદેવ'—મકરના ધ્વજવાળો.

બ્હાર ફરતો હોય એમ જણાયછે ![1] જો જો ! આ એણે ચામર-કલાપની વચ્ચે થઈને આપણી સામુંજ જોયું! એલિ જો તો ખરી, વૈશમ્પાયન સાથે કંઈ વાતચીત કરતો કરતો દંત-કિરણની લેખાઓથી દિશાઓને શ્વેત કરી દઈને એ હસેછે! વળી પેલો બલાહક, અશ્વની ખરિયોમાંથી ઉડી ઉડીને એના અગ્ર-કેશમાં ચ્હોટેલી ધૂળને, પોપટની પાંખ જેવા લીલા પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડાથી લોહી નાંખેછે. આ એણે પોતાનો, લક્ષ્મીના કર-કમલ જેવા કોમલ તલવાળો ચરણ ઉંચો કરી, અશ્વના સ્કંધ ઉપર આડો નાંખ્યો. 'શૈવલનો[2] ગ્રાસ લેવાની ઈચ્છાથી હાથી જેમ ઈષદ્રક્ત પુષ્કર-કોશથી શોભતો કર પ્રસારે તેમ, આ એણે પોતાનો દીર્ઘ અંગુલિવાળો અને રતાશ મારતા પુષ્કર-કોશ જેવો શોભતો ચતો કર, તામ્બૂલ લેવા સારૂ લીલાસહિત પ્રસાર્યો ![3] ધન્ય છે તે વસુંધરાની સપત્નીને જે લક્ષ્મી-ની સમાન, કમલથી પણ અધિક કોમલ એના કરનું ગ્રહણ કરશે ![4] વળી ધન્ય છે વિલાસવતી દેવીને કે સકલ મહી-મંડલના ભારને ધારણ કરી શકે એવા, દિગ્ગજ જેવા આ કુમારને દિશાની પેઠે એણે પોતાના ગર્ભમાં રાખ્યો !!

આવાં અને એવાંજ બીજાં વચન બોલતી તે યુવતીઓ, ચંદ્રાપીડ રાજગૃહની સમીપ આવી પહોચ્યો ત્યાં સુધી લોચનવડે જાણે એનું પાન કરવા લાગી; ભૂષણ-રવથી જાણે એને બોલાવવા લાગી; હૃદયવડે જાણે એને અનુગમન કરવા લાગી; આભૂષણ-રત્નના કિરણરૂપી રજ્જુ-ઓથી જાણે એને બાંધવા લાગી; નવ-યૌવન રૂપી બલિદાનથી જાણે એનું પૂજન કરવા લાગી; અને વિવાહાગ્નિને જેમ કુસુમ-મિશ્ર લાજાઞ્જલિથી[5] તેમ શિથિલ ભુજ-લતામાંથી પડી ગયેલા શ્વેત વલય-સમૂહ વડે પગલે પગલે એને વધાવવા લાગી. પછી ધીરે ધીરે રાજપુત્ર રાજદ્વાર પાસે આવી પહોચ્યો. ત્યાં અહર્નિશ ગંડસ્થલમાંથી ગળતા મદવડે[6] શ્યામ

---

૧. અપન્હવોત્પ્રેક્ષા. છાતીઉપર લાલ લાલ કિરણો પડેલા માટે જાણે નવયૌવનનો રાગ-રંગ (અને પ્રેમ) તેનામાં પ્રવેશ કરવાની ઈચ્છાથી બ્હાર ફરતો હોય એવી ઉત્પ્રેક્ષા કરી. ૨. જુઓ પૃ. ૩૦ નો. ૫. ૩. પેહેલા 'પુષ્કર-કોશ' નો અર્થ શુંડાગ્ર; કર=શુંડ. બીજાનો અર્થ પુષ્કર-કમલ-ની કોશ-કળિ, જેવો. કર=હાથ. ૪. વસુંધરા-પૃથ્વી-રાજપુત્રની વહૂ ગણી ને બીજી જે ખરેખરી વહૂ આવનારી તે એની સપત્ની-શોક. ૫. લાજાઞ્જલિ=લાજ-જવ કે ડાંગેરની ધાણી-તેની અંજલિ.

પંક કરતી, અંજન-ગિરિની શિલા[1] જેવી મલિન, યામ-ગજ-ઘટાઓને લીધે[2] દિશાઓનાં મુખ ઉપર અંધકાર વ્યાપી રહ્યો હતો તેથી વર્ષાઋતુના દિવસ જેવો દેખાવ લાગતો હતો. ઊંચાં ધરેલાં હજારો શ્વેત છત્રથી તે ભરાઈ ગયું હતું, અને દેશ દેશથી આવેલા સેંકડો દૂત ત્યાં ઉભેલા હતા. ત્યાં આવીને અશ્વ ઉપરથી પોતે ઉતરી પડ્યો.

ઉતરીને વૈશમ્પાયનનો હાથ ઝાલી, સવિનય આગળ ચાલતા બલાહકે બતાવેલે માર્ગે, ભેગા કરેલા ત્રિભુવન જેવા (વિશાલ) રાજ-ગૃહમાં તેણે પ્રવેશ કીધો. તેની દ્વાર-ભૂમિ પાસે, સોનાની છડીવાળા, શ્વેત કવચવાળા, શ્વેત અંગલેપવાળા, શ્વેત કુસુમ-શેખરવાળા, શ્વેત ફેંટાવાળા,—(ટુંકામાં) શ્વેત વેષને લીધે શ્વેત-દ્વીપમાંજ[3] જાણે ઉત્પન્ન થયેલા (હોય એવા જણાતા), કૃતયુગના પુરુષ જેવા મ્હોટાં શરીરવાળા, અને ચિત્રેલા કે કોતરેલા હોય એમ અહર્નિશ તોરણ-સ્તંભ સમીપજ બેસી રહેતા દ્વાર-પાલો ભરાયેલા હતા. તેની અંદર આવી રહેલા મ્હોટા મ્હોટા મહેલ,—જેમના શિખરભાગ ચોક, ચંદ્રશાલિકા, વિટંક[4] અને વેદિકાઓથી નિરંતર ભરેલા હતા, આકાશ સુધી જે પહોચતા હતા, શોભામાં તો કૈલાસ પર્વતને પણ જે હઠાવતા હતા, અને નિર્મલ ચુનાથી જે ધોળેલા હતા,—તે વડે તે ગૃહ જાણે હિમગિરિયુક્ત હોય એવું ભાસતું હતું. તેની અનેક બારિયોમાંથી યુવતિયોનાં ભૂષણનાં હજારો કિરણ નીકળતા હતા તેથી, ઉપર જાણે સુવર્ણમય શૃંખલાઓ પાથરી દીધી હોય એવું તે શોભતું હતું.[5] તેની અંદર, શસ્ત્રના ભંડારવાળી, સર્પ-કુલથી ભરેલી પાતાલની ગુફાઓ જેવી અતિગંભીર આયુધ-શાલાઓ રચેલી હતી. અબલાઓના ચરણ ઉપરના અલક્તક-રસ જેવા રાતા રાતા જેમાં મણિના કડકા દેખાતા હતા, અને જેના શિખરોમાં ભરાઈ પેઠેલા મયૂરો કેકા-રવથી કલકલ કરી મુકતા હતા એવા ક્રીડા-પર્વતો ત્યાં શોભી રહ્યા હતા. તેના દ્વારદેશ પાસે ઉભેલી યામ-કરિણીઓનાં કનક-પર્યાણ[6]

---

૧. જુઓ પૃષ્ઠ ૩૬ નો. ૨. ૨. યામ વિ૦=યામ—પ્રહર—સૂચક, પ્રહરે પ્રહરે બદલાતી, ગજ-ઘટા. ૩. પૂર્વે જણાયેલી પૃથ્વીના અરાઢ નાના નાના દ્વીપમાંનો એક, જેને ચંદ્રદ્વીપ પણ કહેછે. કોઈનો મત એવો છે કે એ વૈકુંઠનું નામ છે. ૪. ચંદ્રશાલિકા=ઉપરનો ઓરડો. વિટંક=કબુતર-ખાનું; પક્ષીશાલા. ૫. બારિયોમાંથી અંતરીક્ષમાં આભૂષણના કિરણ પડતા તે જાણે સોનાની સાંકળો જેવા લાગતા. ૬. પર્યાણ=પલાણ, જીન.

ઉપર ઉજ્જ્વલ વર્ણના કંબલ નાંખેલા હતા; લટકતાં ચામર તેમના ચંચલ કર્ણ-પલ્લવને ચુંબન કરતાં હતાં; અને કુલિન સ્ત્રિયોની સમાન તેઓ શિક્ષા ગ્રહણ કરીને વિનયથી શાન્ત રહેલી હતી. તેના એક ભાગમાં ગંધમાદન નામે એક ગંધ-ગજ[1] બંધન-સ્તંભ પાસે બેઠેલો હતો તે, નવા મેઘની ગર્જના જેવો ગંભીર, પછવાડે સંભળાતા વીણા-વેણુના સ્વરથી રમ્ય, તથા ઘુઘરિયોના શબ્દથી ઘર્ઘર લાગતો, સંગીત અને મૃદંગનો અહર્નિશ ચાલતો ધ્વનિ, લોચન જરા જરા મીચીને તથા શુંડને વામ દંતના છેડાઉપર મુકીને, કર્ણ-તાલ નિશ્ચલ રાખી, લીલાસહિત સાંભળ્યાં કરતો હતો; તેની બન્ને બાજુએ વિવિધ વર્ણનો કંબલ લટકતો હતો તેથી તે, ધાતુઓ વડે વિચિત્ર દેખાતી પાંખોવાળા વિન્ધ્યાચલ જેવો લાગતો હતો; મહાવતના ગીતથી આનંદ પામીને (વખતે) તે ગંભીર ગર્જના કરતો હતો; મદ-જલથી રંગાયેલા શંખવડે તેના શ્રવણ શોભતા હતા તેથી, ચંદ્ર-બિમ્બને સ્પર્શ કરતા સંવર્તક મેઘ જેવો તે દેખાતો હતો;[2] કર્ણ પાસે લટકતા કાઞ્ચનમય અંકુશને લીધે, મુખઉપર તેણે જાણે કર્ણપૂર પેહેર્યું હોય એવું લાગતું હતું; મદ-જલથી મલિન થયેલા તેના ગંડસ્થલ પાસે ભ્રમરોનું ટોળું ફરતું હતું તે જાણે બીજું કર્ણ-ચામર હોય એવું શોભતું હતું; તેની પૂર્વ કાયા ઘણી ઉંચી હતી અને જઘન-ભાગ ઘણોજ નાનો હતો તેથી, જાણે, તે પાતાલમાંથી નીકળતો હોય એમ લાગતું; નિશા-સમયની સમાન તેને અર્ધ-ચંદ્ર સહિત નક્ષત્ર-માલાનું આભૂષણ હતું;[3] શરદ્ ઋતુના આરંભની પેઠે તેણે રાતું અને સુંદર પુષ્કર પ્રકટ કરેલું હતું;[4] વામન અવતાર જેવો તે ત્રિપદી-વિલાસ કરતો હતો;[5] સ્ફટિક મણિમય ગિરિ-તટ હોય તેમ તેનામાં સિંહ-મુખની પ્રતિમા દેખાતી હતી;[6] અને જાણે અલંકૃત હોય તેમ ચંચલ કર્ણ-પલ્લવ તેના મુખઉપર

---

૧. જેના ગંધથીજ બીજા હાથી નાસી જાય તે 'ગંધ-ગજ.'

यस्य गंधं समाघ्राय न तिष्ठन्ति प्रतिद्विपाः ।
तं गंधहस्तिनं प्राहुर्नृपतेर्विजयावहम् ॥

૨. સંવર્તક મેઘ=પ્રલય કરનાર મેઘ. ૩. નક્ષત્ર-માલા—જુઓ પૃ. ૧૧, નો. ૬; નક્ષત્ર—ગ્રહો—ની માલા. ૪. પુષ્કર—જુઓ પૃષ્ઠ ૧૧૩ નોટ ૩. ૫. હાથી, ત્રિપદી—બાંધેલી સાંકળ—સાથે રમતો હતો; વામન રૂપ વિષ્ણુએ ત્રિપદ—ત્રણ પગલાં—થી ત્રિભુવન માપ્યાં હતાં. ૬. સ્ફટિકમણિના પર્વતમાં સિંહ-મુખની પ્રતિમા—પ્રતિબિમ્બ—દેખાય; હાથીને સિંહ-મુખના આકારની પ્રતિમા—દંતાભૂષણ.

અથડાતાં હતાં.[1] વળી તે રાજગૃહની અશ્વશાલાઓમાં કેટલાક રાજપ્રિય સુશોભિત અશ્વ હતા તેઓની પીઠ ઉજ્જ્વલ કંબલથી ઢાંકેલી હતી; તેમના કંઠમાં બાંધેલી મધુર ઘંટિકાઓ વાગી વાગીને શબ્દ કરી મુકતી હતી; તેમના સ્કંધ ઉપરની યાળના વાળ મજીઠથી રંગેલા હતા તેથી, વનગજના રુધિરથી રક્ત થયેલી યાળવાળા જાણે સિંહ હોય એવા તેઓ લાગતા હતા; તેમની પાસે નાંખેલી ઘાસની ગંજીઓ ઉપર અશ્વશાલાના રક્ષકો બેઠા હતા; પાસેથી આવતા મંગલ-ગીતના ધ્વનિને તેઓ કર્ણ દઈ સાંભળતા હતા; અને આખા ભાગા કરેલા લાજના[2] મધુર તથા સરસ કોળિયા તેમનાં મુખમાં ભરેલા હતા. ન્યાયસભામાં આર્ય વેષ ધરીને અતિ ઉચ્ચ વેત્રાસન[3] ઉપર બેઠેલા, અને જાણે ધર્મમયજ હોય એવા ધર્માધિકારી મહાપુરુષો તે રાજકુલમાં દેખાતા હતા. સર્વ ગામ અને નગરનાં નામ પાડે હોવાથી, આખા જગત્‌ને જાણે એકજ ગૃહ હોય એમ જોતા, અને સકલ ભુવનના વ્યાપાર લખવાથી જાણે ધર્મરાજના નગરનો દેખાવ આપતા અધિકરણ-લેખકો[4] ત્યાં હજારો શાસન લખ્યાં કરતા હતા. વળી ત્યાં સભામાં ગયેલા નરપતિને બ્હાર આવવાની રાહ જોતા, અંધ્ર, દ્રવિડ અને સિંહલ[5] સેવકજનો સ્થાને સ્થાને ટોળાંમાં ઉભા હતા તેઓ, સોનાના અર્ધ ચંદ્ર અને સેંકડો તારાગણથી વિચિત્ર દેખાતી ચર્મની ઢાલો વડે જાણે નિશા-સમય દેખાડતા હતા; ઝબકતી ધારવાળા તરવારોમાંથી પ્રસરતા કિરણવડે તડકાને (પણ) વિકરાલરૂપ આપતી હતા; એક કર્ણમાં તેઓએ શ્વેત દંતપત્ર પેહેર્યાં હતાં; માથાના પાઘ ઉંચા બાંધી દીધા હતા; ખભા ઉપર શ્વેત ચંદન-લેપ લગાડ્યો હતો; અને છરા બાંધ્યા હતા. તેમજ ત્યાં સભામંડપમાં યોગ્ય આસનો ઉપર અનેક સહસ્ર ક્ષત્રિય સામન્ત લોક બેઠેલા હતા તેમણે પોતાના મ્હોટા મ્હોટા મુકુટ ઉપર શ્વેત ફેંટા બાંધ્યા હતા તેથી, ઝરાવાળા શિખર ઉપર પડેલા પ્રભાતના સૂર્ય-પ્રકાશ વાળા કુલપર્વતો જેવા તેઓ શોભતા હતા.[6] તેમાં કોઈ દ્યૂત-

---

૧. શૃંગાર પેહેરે તેમાં કર્ણ-પલ્લવ રૂપી ભૂષણ આવે; હાથીને કર્ણ પલ્લવ જેવા માટે સાદૃશ્ય. ૨. જુઓ પૃ. ૧૧૩ નો. ૫. ૩. વેત્રાસન=બરૂનું બનાવેલું આસન. ૪. અધિકરણ-લેખકો=ન્યાયસભામાં લખનારા અધિકારી. ૫. અંધ્ર=તૈલંગ લોક (ઘણું કરીને). સિંહલ=સિંહલદ્વીપના-લંકાંના—લોક. ૬. આનો આજ વિચાર રઘુવંશના સર્ગ ૬ ના ૬૦ મા શ્લોકમાં દર્શાવેલોછે:—

पाण्ड्योऽयमंसार्पितलंबहारः । कॢप्ताङ्गरागो हरिचंदनेन ॥
आभाति बालातपरक्तसानुः । सनिर्झरोद्गार इवाद्रिराजः ॥

ક્રીડામાં મચેલા હતા, કોઈ અષ્ટાપદની[1] રમત રમતા હતા, કોઈ વીણા વગાડતા હતા, કોઈ ચિત્ર-ફલક ઉપર ભૂમિપાલનું ચિત્ર આળેખતા હતા, કોઈ કાવ્યાલાપ ચલાવતા હતા, કોઈ પરિહાસ-કથા કરતા હતા, કોઈ બિન્દુ-મતી રચતા હતા, કોઈ પ્રહેલિકાનું ચિન્તન કરતા હતા,[2] કોઈ નરપતિયે કરેલાં કાવ્ય-સુભાષિત વિચારતા હતા, કોઈ દ્વિપદી[3] બોલતા હતા, કોઈ કવિ-ગુણ ગ્રહણ કરતા હતા, કોઈ પત્રભંગ કોરતા હતા.[4] કોઈ વિલાસિની સ્ત્રિયો સાથે વાત કરતા હતા, અને કોઈ વૈતાલિકોનાં ગીત સાંભળતા હતા. તે ગૃહના સભા-મંડપના પર્યન્તમાં, રાજસભામાંથી ભૂમિપાલો ઉઠવાથી સંકો-ચાયલા ગાલીચા અને રત્નાસનના ઢગ પડેલા હતા, જે વિવિધ રંગનાં ઈન્દ્રધનુષના સમૂહ જેવા શોભતા હતા. નિર્મલ મણિભૂમિમાં પડેલાં મુખ-પ્રતિબિમ્બ વડે, વિકસિત કમલ-સમૂહને જાણે ઉત્પન્ન કરતી,—ચાલતાં ચાલતાં ઝમકતાં નૂપુર, વલય તથા રસનાનો શબ્દ કરતી,–અને સ્કંધ ઉપર કનક-દંડવાળાં ચામર મુકીને વારંવાર જતી આવતી વારાંગનાઓથી તે રાજકુલ ભરાઈ ગયું હતું. તેના એક ભાગમાં વળી સુવર્ણની શૃંખલાથી બાંધેલા શ્વાન બેઠા હતા. હળી ગયેલા હજારો કસ્તૂરી-મૃગ આમ તેમ ત્યાં ફરતા હતા, તેમના પરિમલ વડે સર્વ દિશાઓ સુગન્ધમય થઈ હતી. વળી ત્યાં અનેક કુબ્જ, કિરાત, નપુંસક, બધિર, વામન, અને મૂક જન જોવામાં આવતા હતા.[5] કિન્નર-દ્વંદ્વ[6] તથા વન-માનુષ આણી રાખેલાં હતાં. મેઢા, કુકડા, કુરર, કપિંજલ, લાવક અને વર્તિકાનાં યુદ્ધ ચાલતાંજ હતાં.[7] ચકોર, કલહંસ, હારીત, અને કોકિલ પક્ષિયો ગાન કરી રહ્યાં હતાં. શુક-સારિ-કાઓનો આલાપ ચાલતો હતો. ગજ-મદના પરિમલથી ક્રોધ પામી, જા-ગૃત થઈ, મ્હોટી મ્હોટી ગર્જના કરતા,—ગિરિ-ગુહાઓમાં વસતા, પર્વતોના જીવ હોય એવા—પકડીને પાંજરામાં પુરેલા સિંહોવડે તે સુશોભિત હતું. કાઞ્ચન-ભવનની પ્રભાને દાવાનલ ધારી, ત્રાસમાંને ત્રાસમાં ચંચલ દૃષ્ટિ સહિત આમ તેમ ભમતાં ભવન-હરિણનાં ટોળાંની લોચન-પ્રભાવડે ત્યાં સર્વ દિશાઓ વિચિત્ર ભાસતી હતી. એ રાજગૃહની મરકતમય ભૂમિ ઉપર મયૂર-મંડલ ઉભાં હતાં તે માત્ર તેમના ઉંચા ટુહૂકારથીજ વર્તાતાં હતાં.[8]

---

૧. અષ્ટાપદ=શેત્રંજ અથવા તેના જેવી એક રમત. ૨. જુઓ પૃ. ૬. નો. ૫. ૩. એ પદના છંદ. ૪. પત્રભંગ—જુઓ પૃ. ૨૪ નો. ૮. ૫. જુઓ પૃષ્ઠ ૮૩ નોટ ૫. ૬. કિન્નર=સ્વર્ગ લોકનો ભેદ. ૭. કુરર= ટીટોડો. કપિંજલ=ચાતક, અથવા ચકલી. લાવક અને વર્તિકા એ લાવ-રીના ભેદ છે. ૮. મરકતમણિનો અને મયૂરનો રંગ સરખો માટે

અને ત્યાંનાં અતિશીતલ ચંદન-વૃક્ષની છાયામાં બેઠેલાં ગૃહ-સારસો નિદ્રા-વશ થઇ જતાં હતાં.

એ રાજકુલના અભ્યન્તરમાં અંતઃપુર હતું ત્યાં બાલસ્ત્રીઓ દડા અને પૂતળિયો લઇને રમતી હતી. અહર્નિશ ઝૂલતા હિંદોળાના શિખર ઉપર વાગતી ઘંટાઓનો ટંકાર દિશાઓમાં વ્યાપી જતો હતો. હારને સર્પ-કંચુક ધારી મયૂર ખેંચી જતા હતા. પ્રાસાદ-શિખર ઉપરથી નીચે ઉતરીને ચાલતાં પારાવતોથી, તે જાણે સ્થલ-કમલિનીનું વન હોય એવું શોભતું હતું. ત્યાંની સ્ત્રિયો ભૂપતિનાં ચરિત્રની અનુકરણ-ક્રીડામાં આસક્ત થઇ હતી. અશ્વશાલામાંથી નાસી આવી, ગૃહની દાડમડીઓનાં ફલ જેમણે ચુંટી ખાધાં હતાં, આંગણામાંના આંબાનાં પલ્લવ તોડી નાંખ્યાં હતાં, અને કુબ્જ, વામન તથા કિરાત લોકને પજવીને તેમના હાથમાંથી ભૂષણ ઝુંટાવી લઇ જે વેરી નાંખતાં હતાં તે વાંદરોનાં ટોળાં ત્યાં ઠામ ઠામ દેખાતાં હતાં. ત્યાંનાં મેના પોપટને રતિ-ક્રીડાની રહસ્ય વાત પ્રકાશ કરતાં સાંભળી અન્તઃપુરની સ્ત્રિયો લજ્જા પામતી હતી. મહેલની નીસરણિયો ઉપર ચઢતાં પગલે પગલે વાગતાં, અબલાઓને પગે પેહેરેલાં મણિમય નૂપુર તથા વલય વડે જેમનો સ્વર દ્વિગુણ થયેલો એવા ભવન-કલહંસની પંક્તિયોને લીધે તેનું આંગણું ધોળું ધોળું લાગતું હતું; અને ધોયેલાં શ્વેત દુકૂલ તથા ઉત્તરીય પેહેરી, પાઘ બાંધી, સુવર્ણ દંડ હાથમાં લઇ, પલિતથી પાણ્ડુર થયેલા શિરવાળા,—જાણે આચારમય, મર્યાદામય અને મંગલમય હોય એવા,—ગંભીર આકૃતિવાળા, સ્વભાવે ધીરા, અને વય ઝાઝી છતાં પણ વૃદ્ધ સિંહની સમાન જેમણે સત્વનો આધાર ત્યજ્યો ન હતો એવા, કંચુકિયો ત્યાં ફરતા હતા.[1]

કૃષ્ણાગુરુના ધૂમ-પટલને લીધે, તે રાજગૃહમાં જાણે મેઘ દેખાતા હોય;[2] યામ-ગજ-ઘટાની શુંડમાંથી નીકળતા જલ-કણને લીધે, જાણે ત્યાં ધૂમસ વર્ષી રહ્યો હોય; તમાલ વૃક્ષની હારોના અંધકારને લીધે, જાણે ત્યાં રાત્રિજ વર્તતી હોય; રક્ત અશોક વૃક્ષને લીધે, જાણે બાલસૂર્ય ઉગેલો

---

વખતે ઓળખાય નહિ; પણ મોર બોલે તેથી વર્તી શકાય. ૧. કંચુકિયોએ સત્વ—સત્વગુણ—નો આધાર ત્યજ્યો ન હતો; સિંહ, સત્વ—પશુ આદિ—નો આધાર—આહાર, વૃદ્ધપણે પણ ત્યજતો નથી. ૨. ધૂમ-પટલ= ધુમાડાના ગોટા. સંબંધ વાક્યને છેડે આવતા "એમ લાગતું હતું" એ શબ્દો સાથે લેવો.—જુઓ વાસવ૦—પૃષ્ઠ ૨૨૧.

क्वचिदनवरतदह्यमानकृष्णागुरुधूमपटलैर्दर्शिताकालजलदोदयम्।

હોય; મુક્તા-કલાપને લીધે, જાણે ત્યાં તારાગણજ આવી રહ્યા હોય; ધારાગૃહને લીધે,[1] જાણે વર્ષા-સમય આવ્યો હોય; સુવર્ણમય મયૂર-યષ્ટિયોને લીધે,[2] જાણે વીજળિયો ઝબકતી હોય; અને પૂતળિયોને[3] લીધે, જાણે ત્યાં ગૃહ-દેવતાઓજ આવીને વસી હોય એમ લાગતું હતું !!

શિવનું ભવન હોય તેમ ત્યાં દ્વાર પાસે **દંડપાણિ** પ્રતિહાર[ના] ગણ ઉભેલા હતા[4]. ઉત્કૃષ્ટ કવિનું રચેલું ગદ્ય હોય તેમ તેમાં વિવિધ **વર્ણ-શ્રેણિ** **થકી** અભિનવ **અર્થનો** સંચય થયેલો હતો.[5] અપ્સરાઓના મંડલની પેઠે તે **મનોરમારંભ**[ા]યુક્ત હતું.[6] જાણે સૂર્યોદય હોય તેમ ત્યાં **પદ્માકરમાંથી** કમલની સુગંધ નીકળતી હતી.[7] રવિની પેઠે ત્યાં **કમલોપકાર** **લક્ષ્મી-કૃત** હતો.[8] નાટકની પેઠે તે **પતાકા**[ તથા ]**અંકથી** શોભતું હતું.[9] શોણિતપુરની સમાન તેમાં બાણને યોગ્ય આવાસ હતો.[10] પુરાણની પેઠે ત્યાં સકલ **ભુવન-કોશની** યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી.[11] પૂર્ણ ચંદ્રોદયની સમાન તેમાં હજારો મૃદુ **કર** વડે **રત્નાલયનું** સંવર્ધન થયું હતું.[12] દિગ્ગજની પેડે ત્યાં **દાનનો** પ્રવાહ અવિચ્છિન્ન

---

૧. 'ધારાગૃહ' સારૂ જુઓ પૃ. ૬૬ નો. ૩. ૨. મયૂર-યષ્ટિ=મયૂરોને રાખવાની જગા. ૩. અર્થાત્ કોરી કાઢેલી વા ચિત્રેલી. ૪. શિવના દ્વાર પાસે દંડપાણિ નામનો ગણાધિપતિ, તથા પ્રતિહાર—દ્વારપાલ, અને ગણ—મહાદેવના અનુચર ઉભા હોય; અહીં, દંડપાણિ=પાણિ—હાથ—માં દંડ રાખીને, પ્રતિહારનો ગણ—સમૂહ—ઉભેલો. ૫. રાજગૃહમાં વિવિધ વર્ણ—વિવિધ જાતિના પુરુષો અને શ્રેણિ—કારીગરો—એમની પાસે (કર લેવા) થી અર્થ—દ્રવ્ય—નો સંચય થયો હતો; મહાકવિના ગદ્યમાં, વર્ણશ્રેણિ—અક્ષર-પંક્તિ—ની વિવિધ રચનાથી નવા નવા અર્થ નીકળે. ૬. અહીં મનોરમ—મનોહર, આરંભ—કાર્યાદિકનો—થતો હતો. અપ્સરાઓમાં મનોરમા અને રંભા નામની બે મુખ્ય હતી. ૭. પદ્માકર=પદ્મા—લક્ષ્મી—નો કર; સરોવર (સૂર્યોદય સાથે લેતાં). ૮. રવિ, પોતાની લક્ષ્મીથી કમલને ઉપકાર કરેછે—કમલને પ્રફુલ્લ કરેછે; અહીં કમલોપકાર—(પ્રજાનો) કમલા વડે—લક્ષ્મી વડે—કરેલો ઉપકાર, લક્ષ્મીકૃત—ચિન્હીકૃત હતો. (લક્ષ્મ=ચિન્હ). અર્થાત્ રાજગૃહનું ચિન્હ એ હતું કે તેમાંથી લોકોને દ્રવ્ય વડે ઉપકાર થયેલો હતો.

૯. પતાકા—ધ્વજ—રૂપી અંક—ચિન્હ—થી રાજગૃહ શોભતું; નાટકમાં પતાકા—મુખ્ય નાયક વા રસને દૂરથી પોષણ કરે એમ ઉપનાયક વિ૦નો પ્રવેશ કરવાની રચના—તથા અંક હોય. ૧૦. બાણ=તીર; બાણાસુર, જેની રાજ્યધાની શો૦ હતી. ૧૧. ભુવન-કોશ=પૃથ્વીનો ખજાનો, રાજગૃહમાં ગોઠવાયેલો; અને પુરાણમાં, ભુવન-કોશ—ભૂમંડલ—નું વર્ણન. ૧૨. કર=વેરા; કિરણ. રત્નાલય=રત્નનો ભંડાર; સમુદ્ર. બીજા અર્થ ઉપર જુઓ

ચાલ્યાં કરતો હતો. બ્રહ્માંડની પેઠે, ત્યાં સર્વ જીવલોકના વ્યવહારનું કારણ હિરણ્ય-ગર્ભ[ માં ]ઉત્પન્ન થયું હતું.[1] મહાદેવના બાહુ-વનની પેઠે તેના પ્રકોષ્ઠમાં મહાભોગીનાં સહસ્ર મંડલનો વાસ હતો.[2] મહાભારતની પેઠે ત્યાં અનન્ત ગીત સાંભળીને નર આનંદ પામેલા હતા.[3] યદુવંશની સમાન તેનું રક્ષણ કુલક્રમાગત શૂર, ભીમ, પુરુષોત્તમ[ ના ]બલથી થયેલું હતું.[4] વ્યાકરણ જેમ પ્રથમ, મધ્યમ તથા ઉત્તમ પુરુષ, વિભક્તિ, અનેક આદેશ, કારક, આખ્યાત, સંપ્રદાન, ક્રિયા, અને અવ્યયના પ્રપંચ વડે તેમ તે પ્રથમ, મધ્યમ તથા ઉત્તમપુરુષમાં વિભક્ત થયેલા અનેક આદેશકારકોએ આખ્યાત સંપ્રદાન ક્રિયાના વ્યય-પ્રપંચ વડે સુસ્થિત હતું.[5] સમુદ્રની પેઠે તેની અંદર, ભયને લીધે પક્ષસહિત હજારો ભૂધરોએ પ્રવેશ કીધો હતો.[6] ઓખા અને અનિરુદ્ધના સમાગમની સમાન ત્યાં ચિત્ર-લેખ[ ા ]વડે સકલ ત્રિભુવનનો વિચિત્ર આકાર દર્શાવાયલો હતો.[7] બલિરાજાના યજ્ઞની પેઠે તેની અંદર પુરાણ પુરુષ વામન બેઠેલા હતા.[8] શુક્લ પક્ષના પ્રદોષ-સમયની સમાન ત્યાં પ્રફુલ્લ-ચંદ્રિકા-ધવલ અંબર

---

નો૦ ૨ જી પૃષ્ઠ ૯૪. ૧. હિરણ્યગર્ભ—બ્રહ્મા—એમણે બ્રહ્માંડમાંથી ઉત્પન્ન થઈને સૃષ્ટિ રચી. અહીં હિરણ્ય—સુવર્ણ, જે ઉપર સર્વ વ્યવહાર ચાલે તે, ગર્ભમાં—અંદરના ભાગમાં—હતું. ૨. બાહુ-વન=હાથ રૂપી વન. મહાદેવને સહસ્ર ભુજ હોવાથી તે રૂપી 'વન' કહ્યું. જુઓ પૃ. ૨૯. લી. ૧. પ્રકોષ્ઠ=દરવાજા પાસેની જગા; હાથનું કાંડું. ભોગી=ભોગ કરનાર પુરુષો; ભોગ—ફેણ—વાળા, નાગ. ૩. અનન્ત ગીત—ઘણાંજ ગીત—સાંભળીને અહીં પુરુષો આનંદ પામ્યા હતા; ભારતમાં અનન્ત—વિષ્ણુ—ના ગીતથી—તેમણે ગાયેલી ગીતાથી—નર—અર્જુન—આનંદ પામ્યા હતા.

૪. ગૃહનું રક્ષણ શૂરા, ભયાનક, અને ઉત્તમ પુરુષના બલથી—સૈન્યથી થતું; યદુવંશનું, શૂર—કૃષ્ણના પિતામહ, ભીમ—નામનો રાજા, પુરુષોત્તમ—વાસુદેવ, બલ—બલરામ—થી. ૫. વ્યાકરણમાં ત્રણ પુરુષ, વિભક્તિ, આદેશ—અક્ષરનો ફેરફાર, કારક—કર્તા કર્મઆદિ, આખ્યાત—તિઙન્ત ક્રિયાપદ, વિગેરે હોયછે. અહીં ઉત્તમાદિ પુરુષોમાંથી રાખેલા આદેશ-કારકો—અમલદારો—ના કહેવા પ્રમાણે દાનક્રિયાનો ખરચ થતો.

૬. પક્ષ=સહાય; પાંખો. ભૂધર=રાજા; પર્વત. જુઓ પૃ. ૩૯ નો. ૧૬, અને પૃ. ૬૭ નો. ૨. ૭. ગૃહમાં ચિત્રલેખથી; ચિત્રલેખા નામની ઓખાની સખીએ અનિરુદ્ધ ઓળખવા સારૂ તેને સર્વ ચિત્રો બતાવ્યું હતું. ૮. અહીં પુરાણ પુરુષ—વૃદ્ધ જન, તથા વામન—ઠિંગણા પુરુષ—હતા; બલિના યજ્ઞમાં પુરાણ-પુરુષ—વિષ્ણુ—વામન રૂપે આવ્યા હતા.

દેખાતાં હતાં.[1] નરવાહનદત્ત રાજાના ચરિતની પેઠે, ત્યાં ઉછરેલી પ્રિયદર્શન રાજકુમારિકાએ ગન્ધર્વને ઉત્કંઠિત કીધા હતા.[2] મહાતીર્થની સમાન ત્યાં અનેક પુરુષોને અભિષેકનું ફલ સત્વર મળતું હતું.[3] પ્રાગ્વંશની પેઠ તે વિવિધ આસવ-પાત્રથી ભરેલું હતું.[4] નિશા-સમયના જેવું તે અનેક નક્ષત્ર-માલા વડે અલંકૃત હતું.[5] પ્રભાત-સમયની સમાન તેમાં મિત્રોદયનું અનુમાન પૂર્વમાં દેખાતા રાગ વડે થતું હતું.[6] ગાન્ધિક-ગૃહ જેવું તે સ્નાન, ધૂપ, અંગલેપ તથા વર્ણકથી ઉજ્જ્વલ દેખાતું હતું.[7] તામ્બૂલિક-ભવનની પેઠે ત્યાં લવલી, લવંગ, એલાયચી અને કંકોલ-પત્રનો સંચય કરી રાખ્યો હતો. પ્રથમ વેશ્યા-સમાગમની સમાન ત્યાં ચેષ્ટાવિકારથી હૃદયાભિપ્રાય સમજાતા ન હતા.[8] કામી જનની પેઠે ત્યાં મધુર આલાપ તથા સુભાષિત-રસના સ્વાદથી તાલ-શબ્દ અપાતા હતા.[9] ધૂર્ત-મંડલની સમાન ત્યાં મણિના અગણિત અલંકાર આપવામાં લેખ્ય-પત્ર થતાં હતાં.[10] ધર્મારંભના જેવું તે સર્વ લોકનાં મનને આલ્હાદન કરતું હતું.[11] મહાવનની પેઠે ત્યાં વિવિધ શ્વાપદ અને દ્વિજનો ઘોષ ચાલતો હતો.[12] રામાયણની પેઠે તેમાં વાનરોની કથા ચાલતી હતી.[13] માદ્રી-કુલની પેઠે તે નકુલવડે અલંકૃત હતું.[14] જાણે સંગીતશાલા હોય

---

૧. ચંદ્રિકા૦=ચંદ્રિકા જેવાં અને ચં૦થી ધવલ. અંબર=વસ્ત્ર; આકાશ. ૨. પ્રિયદર્શન=રૂપવતી; તે નામની નર૦ રાજાની પુત્રી. ૩. અભિષેક=રાજ્યાભિષેક જે અવર નૃપતિયોને માત્ર તારાપીડની આજ્ઞા થકીજ થતો હતો; અને સ્નાન. ૪. પ્રાગ્વંશ=યજ્ઞશાલાનો એક ભાગ. આસવ=મદિરા; સોમ-રસ જે યજ્ઞમાં પીવાતો હતો. ૫. નક્ષત્રમાલા—જુઓ પૃષ્ઠ ૧૧૫ નો. ૩ જી. ૬. મિત્ર—જુઓ પૃ. ૭૨ નો. ૨. પૂર્વ=પૂર્વાવસ્થા; અને પૂર્વદિશા. રાગ=અનુરાગ; રક્તતા. ૭. ગાન્ધિક=સુગંધિ પદાર્થ વેચનાર. સ્નાન=સ્નાનક્રિયામાં વપરાતી વસ્તુ. વર્ણક=ચંદન; સુગંધિ ભુકો. ૮. રાજગૃહનાં મનુષ્યોના અંતર્ગત ભાવ બ્હારની ચેષ્ટાથી સમજાતા ન હતા. ૯. તાલ-શબ્દ=તાળી આપવાથી થતો શબ્દ અથવા ઉચ્ચ સ્વર. ૧૦. રાજકુલમાં (અન્તઃપુરની સ્ત્રિયોને વા કોઇને) આભૂષણ વિગેરે આપવામાં આવે તેનો લેખ થાય; ધૂર્તમંડલમાં—દ્યૂત રમનારાઓમાં—જેટલું કોઇ હારે તેટલું આપવાનાં લેખ્ય-પત્ર—લખ્યાં પત્રાં—કરી આપે. ૧૧. ધર્મનું કામ થતું દેખી સર્વનાં મન પ્રસન્ન થાય તેમ આ ગૃહ જોઇ થતું. ૧૨. શ્વાપદ=શિકારી પ્રાણિ. દ્વિજ—જુઓ પૃ. ૫૬ નો ૫. ૧૩. વાનર=સાધારણ વાંદરા; અને હનુમાન્ વિગેરે. અહીં વાનરોના તોફાનની વાત થાય. ૧૪. માદ્રી=પાંડુ રાજાની બીજી ભાર્યા અને સહદેવ તથા નકુલની માતા. નકુલનો

તેમ ત્યાં ઠેકાણે ઠેકાણે મૃદંગ પડેલાં હતાં.[1] રઘુકુલની સમાન ત્યાં ભરત-ગુણથી આનંદ વ્યાપી ગયો હતો.[2] જ્યોતિશ્શાસ્ત્રની પેઠે તે ગ્રહણ, મોક્ષ તથા કલા-ભાગમાં નિપુણ હતું.[3] નારદ-પુરાણની પેઠે ત્યાં રાજધર્મનું વર્ણન થતું હતું. વાદિત્રની પેઠે વિવિધ શબ્દ-રસ થકી તે મધુર લાગતું હતું. મૃદુકાવ્યના જેવું તે અનન્ય-ચિંતિત સ્વભાવાભિપ્રાય દર્શાવતું હતું.[4] મહાનદીના પ્રવાહની પેઠે તે, દુરિતનું હરણ કરતું હતું.[5] ધનની પેઠે સર્વે તેની આકાંક્ષા રાખતા હતા. સન્ધ્યા-સમયની સમાન ત્યાં ચંદ્રાપીડનો ઉદય દેખાતો હતો.[6] નારાયણના વક્ષઃસ્થલની પેઠે તે શ્રી-રત્નની પ્રભાવડે દિશાઓને પ્રકાશિત કરતું હતું.[7] બલભદ્રની પેઠે, કાદમ્બરીના રસ-વિશેષનું વર્ણન ત્યાં અતિપ્રિય હતું.[8] બ્રહ્માની સમાન પદ્માસનના ઉપદેશ વડે ત્યાં ભૂમંડલ દર્શિત હતું[9]. કાર્તિકેયની પેઠે તે મયૂર-ક્રીડાના આરંભથી ચંચલ હતું.[10] કુલિન સ્ત્રીના પ્રચારની સમાન તેમાં સર્વદા શંકા રહેતી હતી.[11] વેશ્યાની પેઠે તે ઉપચાર વિધિમાં ચતુર હતું.[12] દુર્જનની પેઠે તેને ( પણ ) પરલોકનો[13]

---

બીજો અર્થ નોળિયો. ૧. મૃદંગ=ઢોલક—બંનેમાં સામાન્ય; અથવા અહિં મૃદ્—મૃત્તિકા—નાં અંગ—ઘટાદિક—હતાં. ૨. ભરત=નાટકકાર, નટ; અને શત્રુઘ્નનો ભાઈ. ૩. ગ્રહણ=બંદીખાને નાંખવું; મોક્ષ કરવો=બંદીવાનને છૂટા કરવા; કલાભાગ=વિવિધ કલા—હુન્નર—રાજગૃહસાથે લેતાં. જ્યોતિષ્માં સૂર્ય-ચંદ્રનું ગ્રહણ અને મોક્ષ તથા તેમનો કલાભાગ. જુઓ પૃ. ૧૦૨ નો. ૨. ૪. સ્વભાવાભિપ્રાય=સ્વભાવ તથા અભિપ્રાય; સ્વાભાવિક વિચાર. ૫. દુરિત=દુશ્ચરિત; પાપ. ૬. ચંદ્રાપીડ—રાજપુત્ર ( જે ત્યાં આવવાની તૈયારીમાં હતો); ચંદ્રરૂપી આપીડ—મસ્તકનું ભૂષણ. ૭. શ્રીરત્ન=શ્રીયુક્ત રત્ન=શોભીતાં રત્ન; શ્રી—લક્ષ્મી, અને રત્ન—કૌસ્તુભ-મણિ. ૮. કાદમ્બરી=મદિરા, બંને સાથે લેતાં. રસ-વિશેષ=અધિક રસ. બલરામને મદિરા બહુ વ્હાલી હતી. 'કાદમ્બરી' શબ્દથી ગ્રંથ-નાયકાનો ધ્વનિ પણ નીકળેછે. ૯. રાજગૃહમાં પદ્મા—રાજલક્ષ્મી—તેના આસન—સ્થિતિ—ને અર્થે થતા ( નીતિના ) ઉપદેશ વડે ભૂમંડલ ( દૃષ્ટાન્તરૂપે ) દર્શાવાતું હતું; બ્રહ્માને પદ્માસન—( લક્ષ્મીનું આસન—આશ્રય-સ્થાન ) નારાયણ—તેમણે દીધેલા ઉપદેશવડે ભૂમંડલ જણાયું હતું.

૧૦. રાજગૃહમાં મયૂરો ક્રીડા કરતા હતા; કાર્તિકેયનું વાહન મયૂર, માટે તેની ક્રીડાથી તે ચંચલ થાય—હાલે. ૧૧. સામાન્ય રીતે બંનેને લાગે એવો એક અર્થ તો સ્પષ્ટ છે. રાજગૃહમાં એમ પણ કહેવાય કે સર્વદ—સર્વ આપનાર—ઈશ્વર—ની આશંકા હતી—ઈશ્વરનો ભય હતો.
૧૨. ઉપચાર=સેવા, સત્કાર. ૧૩. જુઓ પૃષ્ ૬૮ નો. ૨ જી.

ભય ન હતો. ચંડાલાદિક જેવું તે અગમ્ય-વિષયાભિલાષી હતું.[1] અગમ્ય વિષયને આસક્ત છતાં તે પ્રશંસનીય હતું.[2] યમદૂત જેવું તે કીધેલાં દુષ્કૃત-સુકૃત વિચારવામાં નિપુણ હતું.[3] સત્કાર્યની સમાન તે આદિ, મધ્ય અને અંતે કલ્યાણકર હતું.[4] દિવસના આરંભ જેવું તે પ્રકાશતા પદ્મરાગવડે નિશાન્તને રક્ત કરતું હતું.[5] દિવ્ય મુનિ-ગણની પેઠે તે કલાપિ સહિત શ્વેતકેતુ વડે શોભતું હતું.[6] ભારતના રણક્ષેત્રની સમાન તે [કૃત]વર્મ[નાં] બાણ અને ચક્ર વિગેરેના સમૂહથી ભયંકર લાગતું હતું.[7] પાતાલની સમાન ત્યાં હજારો મહા કંચુકિયોનો વાસ હતો.[8] વર્ષપર્વતના સમૂહની પેઠે તેની અંદર શૃંગી અને હેમ[ના]કૂટ હતા.[9] મ્હોટાં દ્વાર છતાં પણ તેમાં પ્રવેશ કરવો દુર્લભ હતો.[10] તે અવન્તિ દેશમાં છતાં પણ માગધ જન ત્યાં વસતા હતા.[11] અને વૃદ્ધિમાન્ છતાં પણ ત્યાં નગ્નલોક ભમતા હતા.[12]

(આ પ્રકારના રાજગૃહમાં પેસતાંજ,) અહીં તહીંથી ભેગા થઈને પહેલેથી યોગ્ય સ્થલે ઉભા રહેલા, અને મુકુટ અતિશય નમાવવાથી શિથિલ થઈ ગયેલા જેમના ચૂડામણિના કિરણ વસુધાતલને ચુંબન કર-

---

૧. રાજગૃહમાં અગમ્ય વિષય-દુર્લભ દેશ (લેવા)નો અભિલાષ; ચંડાલાદિકને અગમ્ય વિષય-ધનાદિક-નો અભિલાષ હોય. ૨. વિરોધાલંકાર. વિષય=ઉપભોગ; દેશ. ૩. અહીં મનુષ્યનાં સારાં માઠાં કાર્યની ખુજ જાણવામાં આવતી; યમદૂત પણ મનુષ્યને તેનાં સદસત્કાર્ય જોઈ દંડ કરે. ૪ કલ્યાણકર=કલ્યાણકારી-(બંનેને સામાન્ય); અથવા કલ્યાણ-સુખકારક-છે કર-વેરા-જેના (એવું રાજગૃહ). ૫. પદ્મરાગ-જુઓ પૃ. ૬૯ નો. ૫. નિશાન્ત=ભવન; અને નિશા-રાત્રિ, તેનો અંત-પ્રાતઃકાલ. ૬. કલાપિ=મયૂર; શ્વેતકેતુ=ધોળો ધ્વજ; અને એ બંને મુનિયોનાં નામ પણ છે. ૭. રાજગૃહમાં વર્મ-કવચ, બાણ, ચક્ર વિ૦ હતું. ક્ષેત્રમાં કૃતવર્મ નામના યાદવનાં બાણ, ચક્ર વિ૦. ૮. કંચુકિ=અન્તઃપુરના રક્ષાધિકારી; અને કંચુક-કાંચળી-વાળા, સર્પ. ૯. વર્ષપર્વત=(પૂર્વે જણાયેલી) પૃથ્વીના જુદા જુદા વર્ષ-દેશ-ની વચ્ચે વચ્ચે આવેલા પર્વત જેવા કે હિમાલય, હેમકૂટ, નિષધ, નીલ, શ્વેત, શૃંગી, મેરુ વિ૦. રાજગૃહમાં શૃંગી-શૃંગવાળાં પ્રાણિ, અને હેમ-સુવર્ણ-ના કૂટ-ઢગ-હતા. ૧૦. વિરોધ સ્પષ્ટ છે. શમાવતાં અર્થ એ કે આજ્ઞાશિવાય પ્રવેશ મળવો દુર્લભ. ૧૧. અવન્તિમાં માગધ-મગધ દેશના લોક-રહે એ વિરોધ. માગધ=ભાટ, ચારણ. ૧૨. પૈસે ટકે સુખી છતાં લોક નગ્ન રહે એ વિરોધ. નગ્ન લોક=તે નામના બૌદ્ધ ભિક્ષુક-સંન્યાસી.

તા હતા એવા રાજલોક, પ્રતીહાર નિવેદિત કરતો ગયો તેમ તેમ, એકે એક, આદર સહિત એને પ્રણામ કરવા લાગ્યા; તથા પગલે પગલે, આચારમાં કુશલ, અંતઃપુરની વૃદ્ધ સ્ત્રિયો અંદરથી બ્હાર આવી આવીને એને વધાવવા લાગી. એવી રીતે, ત્વરામાં આવીને પ્રણામ કરતા પ્રતીહારોએ દર્શાવેલે માર્ગે આગળ જઈને, તથા ભુવનાન્તર જેવા, વિવિધ જાતિનાં હજારો પ્રાણિથી ભરેલા સાત ઓરડા ઓળંગીને તેણે અભ્યન્તરમાં, નિર્મલ પુલિનથી[1] શોભતા સ્વર્ગગંગાના જલમાં જેમ દેવ-ગજ તેમ, હંસ જેવા શ્વેત શયન ઉપર બેઠેલા પોતાના પિતાને જોયા. તેની ચોતરફ, અહર્નિશ શસ્ત્ર ગ્રહણ કરવાથી શ્યામ પડી ગયેલી હાથેલિયોવાળા, તથા કર, ચરણ અને ચક્ષુ શિવાય આખે શરીરે શ્યામ કવચથી ઢંકાઈ ગયેલા, અને તેથીજ ગજ-મદ-પરિમલના લોભથી નિરંતર ચ્હોટી રહેલાં ભ્રમર-કુલથી ભરેલા જાણે ગજ-બંધન-સ્તંભ હોય એવા દેખાતા, કુલક્રમાગત, વિખ્યાત વંશના, (નૃપતિ ઉપર) અનુરાગ રાખતા, તથા મહાવીરતા અને અતિકર્કશતાને લીધે જેમનાં પરાક્રમ દાનવોની સમાન તેમના મન અને આકાર ઉપરથીજ કળી શકાય એમ હતાં એવા, શરીર-રક્ષાના અધિકારી પુરુષો[2] ઉભા રહેલા હતા, અને બંને બાજુએ વારાઙ્ગનાઓ તેને નિરંતર શ્વેત ચામર ઢોળ્યાં કરતી હતી.

પ્રતીહારે જુઓ! એમ કહ્યું કે તરતજ ચંદ્રાપીડે ચૂડામણિ ચલિત થાય એમ મસ્તક અતિ દૂર નમાવી પ્રણામ કર્યો એટલે આવ આવ! એમ બોલતાં બોલતાં, રાજાએ દૂરથીજ બાહુ પ્રસારી, શયનતલ ઉપરથી જરા ઉંચા થઈ, આનંદાશ્રુથી ભરાતાં લોચન સહિત,—રોમોદ્ગમને લીધે જાણે તે, વિનયથી નમેલા ચંદ્રાપીડને પોતાની સાથે સીવી લેતો હોય વા એક કરી દેતો હોય તેમ—આલિંગન દીધું[3]. ભેટીને છૂટા પડ્યા પછી, પોતાની તાંબૂલ-કરંક-વાહિનીએ[4] વાળીને સત્વર આસનના આકારમાં

---

૧. પુલિન=રેતીનો કિનારો (Sand-bank) અથવા બેટ.

૨. શરીર-રક્ષા કરનાર. (Body-guard.) ૩. આવોજ વિચાર શેક્સ્પિયરે પણ એક સ્થલે દર્શાવ્યો છેઃ—

"......and so locks her in embracing, as if she would *pin* her to her heart, that she might no more be in danger of losing."

*Winter's Tale, Act V. Sc. 2.*

૪. જુઓ પૃષ્ઠ ૧૬ નોટ ૪.

મુકેલા ઉત્તરીયને—લઈ જા—એમ ધીમેથી કહી, અંગુષ્ઠથી ખસેડી મુકી, ચંદ્રાપીડ પિતાના ચરણાસન સમીપ ભૂમિ ઉપરજ બેઠો, અને તેનીપાસે મુકેલા આસન ઉપર, રાજાએ પુત્ર સમાન આલિંગન દીધા પછી, વૈશમ્પાયન બેઠો. ચામર ઉરાડવાં ભુલી જઈ નિશ્ચલ થઈ ગયેલી વારાઙ્ગનાઓ ત્યાં, અભિલાષયુક્ત, પવનથી હાલતાં કમલ-પત્રના હાર જેવા દીર્ઘ, અને વાંકી ફરતી કીકીઓથી વિચિત્ર લાગતા કટાક્ષ ચંદ્રાપીડ ઉપર ફેંકવા લાગી. એમ થોડીવાર બેઠા પછી,—જા બેટા, મળવાને વ્હાલથી તલપી રહેલી ત્હારી માતાને અભિવંદન કરી, સર્વ દર્શનોત્સુક જનનીઓને અનુક્રમે દર્શન આપી આનંદ પમાડ—એવું કહીને પિતાએ જ્યારે એને રજા આપી ત્યારે વિનયસહિત ઉઠી, સેવકજન શિવાય, માત્ર વૈશમ્પાયનને લઈ, અંતઃપુરમાં પ્રવેશ કરવા યોગ્ય રાજ-પરિજને બતાવેલે માર્ગે તે અંતઃપુરમાં ગયો.

ત્યાં, શ્વેત કંચુક પેહેરીને બેઠેલા હજારો અન્તઃપુર-જનની વચમાં હોવાથી જે ક્ષીરસાગરના તરંગથી પરિવૃત લક્ષ્મી જેવી દેખાતી તી;[1] અતિશાન્ત આકૃતિવાળી, ભગવાં વસ્ત્ર ધારણ કરનારી, સંધ્યા જેવી સકલ લોકને નમવા યોગ્ય, દીર્ઘ કર્ણ-પાશ પેહેરતી, અનેક કથા-વૃત્તાન્ત જાણતી, પૂર્વે થયેલી વાર્તાઓ કહેતી, ઈતિહાસ-પુસ્તકો વાંચતી, ધર્મનો ઉપદેશ કરતી, તથા પવિત્ર કથાઓ નિવેદિત કરતી, વૃદ્ધ પ્રવ્રજિતાઓ[2] જેને વિનોદ કરતી હતી; સ્ત્રિયોના વેષમાં સ્ત્રિયોનીજ ભાષા બોલતા નપુંસકો વિકટ આભૂષણ પેહેરીને જેની સેવા કરતા હતા; નાના નાના વ્યજન[3] જેને નિરંતર ઉરાડવામાં આવતા હતા; વસ્ત્ર, આભૂષણ, પુષ્પ, હટવાસ,[4] તાંબૂલ, વ્યજન, અંગલેપ અને ઝારિયો લઈને ટોળાંમાં બેઠેલી સ્ત્રિયો જેની સેવા બજાવતી હતી; પયોધર ઉપર લટકતા મોતાના હારવડે, બે પર્વતોની મધ્યે વહેતા ગંગા-પ્રવાહવાળી પૃથ્વી જેવી જે શોભતી હતી;[5] અને પાસેના દર્પણમાં સ્વમુખ-પ્રતિબિમ્બ પડવાથી, સૂર્ય-

---

૧. અહીંથી શરૂ થતાં વિશેષણ ચંદ્રાપીડની માતા વિલાસવતીનાં છે, માટે તેમને વાક્યને છેડે આવતા ‘માતા’ શબ્દસાથે યોજવાં. ૨. જૈન વા બૌદ્ધ સંન્યાસિનીઓ. ૩. વીજણા. ૪. અબિલ ગુલાલ વગેરે સુગંધિ પદાર્થ. ૫. આના જેવાજ અલંકાર સારૂ જુઓ પૃષ્ઠ ૧૧૦ લી. ૪, નોટ ૧.

મંડલમાં પેઠલા ચંદ્રબિમ્બવાળી, આકાશ-લક્ષ્મી જેવી જે પ્રકાશતી હતી[1]—એવી પોતાની માતા પાસે જઇને રાજપુત્રે પ્રણામ કર્યા.

એટલે તો રાણીએ સંભ્રમ સહિત ઉઠીને, આજ્ઞા પાળવામાં ચતુર પરિજન પાસે છતાં પણ, પોતેજ ચંદ્રાપીડને વધાવી લીધો; અને પયોધરમાંથી છૂટતાં ક્ષીર-બિન્દુના આકારમાં, સ્નેહાકુલ હોવાથી દ્રવ પામીને જાણે બ્હાર આવતા અંતઃકરણ વડે,[2] તે, મનમાં સેંકડો કલ્યાણનું ચિન્તન કરતી કરતી, એને માથે ચુંબન કરી, ઘણા વખત સુધી આલિંગન દઈ ઉભી રહી. પછી તરતજ વૈશમ્પાયનને પણ એજ પ્રમાણે યોગ્ય ઉપચાર-વિધિ કરી, ભેટીને પોતે બેસી, વિનયથી ભૂતલ ઉપર બેસતા ચંદ્રાપીડને ખેંચીને તેની ઈચ્છા ઉપરાંત પણ બલાત્કારે પોતાના ઉત્સંગમાં રાણીએ બેસાડયો; અને દાસીઓએ સત્વર આણેલા આસન ઉપર વૈશમ્પાયન પણ બેઠો, એટલે ચંદ્રાપીડને પુનઃ પુનઃ આલિંગન દઈ, લલાટઉપર, છાતીઉપર અને ખભાઉપર વારંવાર હાથ ફેરવતી, ફેરવતી વિલાસવતી એને કહેવા લાગીઃ–પુત્ર ! ત્હારા પિતાનું હૃદય તે કેવું કઠિન હશે કે એમણે આવી ત્રિભુવન-લાલનીય[3] આકૃતિને આટલા બધા કાળ સુધી અતિ મહાન્ ક્લેશ સહન કરાવ્યો ! અરે ! તું આટલા દીર્ઘ કાળ સુધી ગુરુઓનું નિયન્ત્રણ શી રીતે સહી શક્યો હોઈશ ? અહો ! ધન્ય છે, બાળક છતાં પણ ત્હારા, વૃદ્ધ પુરુષના જેવા, મહાધૈર્યને ! ધન્ય ત્હારા હૃદયને કે તેણે બાલપણમાંએ શિશુજન-ક્રીડાની ઉત્કંઠા ત્યજી દીધી ! ધન્ય છે ત્હારી ગુરુજન ઉપર અસાધારણ ભક્તિને ! સર્વથા, જેમ ત્હારા પિતાના પ્રસાદથી આજ હું તને સમસ્ત વિદ્યાથી સંપૂર્ણ જોઈ શકીછું તેમજ (મને આશા છે કે) હું, થોડાજ કાળમાં, અનુરૂપ વધૂઓ સહિત તને જોઈશ !—એટલું બોલીને, લજ્જાથી નીચું જોઈ મંદ મંદ હસતા ચંદ્રાપીડને તેણે પોતાનાં મુખ-પ્રતિબિમ્બ પડવાથી વિકસિત કમલનાં કર્ણ-પલ્લવ પેહેર્યાં હોય એવા દેખાતા ગાલ ઉપર[4] ચુંબન કીધું. એમ ત્યાં થોડી

---

૧. દર્પણ એ સૂર્ય-મંડલ જેવું; તેમાં પડેલું રાણીનું મુખ ચંદ્રબિંબ જેવું; અને પોતે આકાશ-લક્ષ્મી જેવી. ૨. સ્તનમાંથી દુગ્ધ-ધારા છૂટી તે જાણે, પીગળીને બ્હાર આવતું અંતઃકરણ હોય એવી અપન્હવોત્પ્રેક્ષા કરી. ૩. લાલનીય=લાડ લડાવવા યોગ્ય. ૪. ચંદ્રાપીડના ગાલ ઉપર વિલાસવતીના મુખનાં પ્રતિબિમ્બ દેખાય તેથી જાણે એણે કર્ણ-પલ્લવ પેહેર્યાં હોય એમ લાગે.

વાર રહ્યા પછી, અનુક્રમે સર્વ અંતઃપુરમાં દર્શન દઈને ચંદ્રાપીડે આનંદ આનંદ પ્રસારી દીધો. પછી ત્યાંથી બ્હાર આવી, રાજગૃહ-દ્વાર પાસે ઉભેલા ઈન્દ્રાયુધ ઉપર બેસી, પ્રથમ પ્રમાણેજ તે રાજલોકને પછવાડે લઈને એ શુકનાસને મળવા ચાલ્યો.

ચાલતાં ચાલતાં પ્રધાનના ગૃહ-દ્વાર પાસે તે આવી પહોચ્યો. ત્યાં યામાવસ્થિત[1] વિવિધ ગજઘટાઓ, અનેક સહસ્ર અશ્વ, અને અસંખ્ય મનુષ્યોનાં ટોળાંની નિરંતર ભીંડ થયેલી હતી; તેના એક ભાગમાં, અનેક કાર્યાર્થે આવેલા, ( શુકનાસનું ) દર્શન કરવાને ઉત્સુક થયેલા, વિવિધ શાસ્ત્રાઞ્જન વડે ઉઘડેલાં બુદ્ધિ-લોચન વાળા, ચીવરના આકારમાં વિનયથી અનુરાગ દર્શાવતા, ધર્મપટનું જાણે આચ્છાદન ધારણ કરતા, બૌદ્ધ મતના મુખ્ય અનુવર્તનારા—રક્તવસ્ત્ર વાળા,[2] પાશુપતો[3] તથા બ્રાહ્મણો ચારે પાસ હજારો ટોળાં બાંધી બાંધીને અહર્નિશ બેઠા રહેતા હતા; અને, જેમની જઘન ઉપર, બેવડા વાળેલા ગાલીચા ખોળામાં લઈને પુરુષો બેઠલા હતા, ઘણા વખત સુધી વાટ જોઈ રહેવાથી થાકીને જેમના મહાવત નિદ્રાવશ થઈ ગયા હતા, પર્યાણ જેમના ઉપર નાંખેલું હતું, તથા નિશ્ચલ સ્થિતિમાં પણ જેઓ ડોલ્યાં કરતી હતી એવી, અંદર ગયેલા સામન્તોની[4] શતસહસ્ર હાથણીઓથી તે ભરેલું હતું. ત્યાં આવીને, સત્વર દોડી દ્વારદેશ પાસે આવી ઉભેલા પ્રતીહારોએ નિવારણ કર્યા વિના પણ પોતે રાજકુલની પેઠે, બ્હારના આંગણામાંજ અશ્વ ઉપરથી ઉતરી પડ્યો. પછી અશ્વને દ્વારપાસે ઉભો રાખી, વૈશમ્પાયનનો હાથ ઝાલી, તે, આગળ દોડીને પરિજનોને ખસેડી મુકતા ત્યાંના પ્રતીહાર-મંડલે બતાવેલે માર્ગે—સેવાર્થે ભેગાં થયેલાં, ડગી ગયેલી મુકુટ-કોટિ વાળાં નરેન્દ્રવૃન્દના, પેહેલાંની પેઠેજ[5] ઉઠી ઉઠીને કરેલા પ્રણામ સહિત,—પ્રતીહારોના પ્રચંડ હુંકારના ભયથી ચૂપ થઈ જતા પરિજનવાળા, તથા પ્રચલિત વેત્રલતા

---

[1] ૧. જુઓ પૃષ્ઠ ૧૧૪ નો. ૨. એક ટીકાકાર 'યામ'નો અર્થ 'ચતુષ્કિકા'—ચોક—લે છે. ૨. ચીવર=સંન્યાસીઓનું ભગવું વસ્ત્ર. ધર્મપટ=જે ઉપર કરેલા આલેખનથી ધર્મ-બોધ થાય એવાં વસ્ત્ર. રક્ત વસ્ત્ર વાળા—આ એક તે મતના લોકનો ભેદ છે. ૩. પશુપતિ—શિવ—ને માનનારા.

૪. સામન્ત—જુઓ પૃષ્ઠ ૧ લું નો. ૨ જી. ૫. પેહેલાંની પેઠેજ=જેમ રાજગૃહમાં એને સંમાન આપ્યું હતું તેમજ.—એટલા સારૂ આગળ "બીજા રાજગૃહ જેવા" એમ કહ્યુંછે.

વડે ચકિત થયેલા સામન્ત લોકના, સેંકડો ચરણ(પડવા)થી કંપી ગયેલાં ભૂતલવાળા ઓરડા પહેલાંની પેઠેજ જોતો જોતો, પ્રથમ પ્રમાણેજ નવા નવા ચુનાના લેપથી ધોળેલા હજારો મહેલથી ભરેલા, બીજા રાજ-ગૃહ જેવા શુકનાસ-ભવનમાં પેઠો. અને પ્રવેશ કરીને, અનેક સહસ્ર નરેંદ્ર વચ્ચે વિરાજતા, દ્વિતીય પિતા જેવા શુકનાસને તેણે વિનય સહિત મસ્તક દૂર નમાવી પ્રણામ કીધો.

એટલે તો સર્વ રાજલોક અનુક્રમે ઉભા થઇ ગયા અને શુકનાસે સંભ્રમ સહિત ઉઠી, આદરથી ઘણાંક ડગલાં આગળ આવી, હર્ષને લીધે વિકાસ પામતાં લોચનમાં ભરાઇ આવેલાં આનંદાશ્રુ સહિત, ચંદ્રાપીડને તથા વૈશમ્પાયનને પ્રેમયુક્ત ગાઢ આલિંગન દીધું. ભેટીને છૂટો પડ્યો એટલે રાજપુત્ર, માનપૂર્વક આણેલા રત્નાસનને ત્યજીને ભૂમિ ઉપરજ બેઠો, અને પછી વૈશમ્પાયને પણ તેમજ કીધું. ચંદ્રાપીડ નીચે બેઠો એટલે શુકનાસ શિવાય બીજું સર્વ નરેન્દ્ર-મંડલ (પણ) પોતાનાં આસન ત્યજીને ભૂમિઉપરજ બેઠું. પછી જરા વાર શાન્ત રહીને, પ્રીતિ-થી રોમાઞ્ચિત થયેલાં ગાત્ર વડે હૃદયનો હર્ષ-વેગ દર્શાવતો શુકનાસ રાજકુમારને આ પ્રમાણે કહેવા લાગ્યો :—

તાત[૧] ચંદ્રાપીડ ! ઘણા કાળ પછી આજજ મહારાજા તારાપીડને, આપને સર્વ-વિદ્યા-સંપન્ન તથા યુવાવસ્થામાં આવેલા જોઇને ભુવન-રાજ્ય-ફલ પ્રાપ્ત થયું; આજ સર્વ ગુરુજનોની આશિષ્ પૂર્ણ થઇ; અનેક જન્મા-ન્તરે કરેલાં શુભકર્મનું ફલ આજજ મળ્યું; અને કુલદેવતા આજજ પ્રસન્ન થયા; કેમ કે અપુણ્યશાલીને આપના જેવા, ત્રિભુવનને વિસ્મય પમાડ-નાર પુત્ર મળતા નથી. ક્યાં આ વય, અને ક્યાં આ આપની અમાનુ-ષી શક્તિ ! વળી ક્યાં આ આપનું અશેષ વિદ્યા ગ્રહણ કરવાનું સામર્થ્ય ! અહો ! ધન્ય છે તે પ્રજાઓને જેમના આપ ભરત-ભગીરથ જેવા પાલન કરનાર ઉત્પન્ન થયા છો ! પૃથ્વીએ એવું શું વિશુદ્ધ કર્મ કીધું હશે કે એને આપના જેવો ભર્તા મળી ગયો ? ખરે, વિષ્ણુના વક્ષઃસ્થલમાં નિવાસરૂપી અસદ્ગ્રહમાં[૨] પડેલી લક્ષ્મીનું પણ દુર્ભાગ્ય છે કે તે શરીર

---

૧. બાળકવિગેરેને વ્હાલથી બોલાવામાં એ શબ્દ વપરાતો; એનો સાધા-રણ અર્થ અહીં સમજવો નહિ. જુઓ વે. શ. શ્લો. ૪૬—आसंसारं त्रिभुवनमिदं चिन्वतां तात तादृक् ॥ ૨. અસદ્ગ્રહ=અણસમજણનું કામ, છોકરવાદ.

સહિત આપની પાસે આવતી નથી. । સર્વથા (અમારી આશિષ્ છે કે) વરાહાવતારમાં વિષ્ણુએ જેમ દંત-વલયથી તેમ આપ સ્વબાહુથી, પિતાની સાથે, પૃથ્વીનો ભાર કોટિકલ્પ સુધી વહન કરો.—એટલું કહી, આભૂષણ, વસ્ત્ર, કુસુમ, અંગરાગ વિગેરેથી પોતેજ અર્ચન કરીને તેને વિદાય કીધો. ત્યાંથી ઉઠી, અંતઃપુરમાં જઈ, વૈશમ્પાયનની માતા મનોરમાને મળી, બ્હાર આવી, ઈન્દ્રાયુધ ઉપર અસ્વાર થઇ, પિતાએ પૂર્વથીજ કલ્પી રાખેલા, રાજગૃહનીજ પ્રતિકૃતિ જેવા ભવનમાં કુમાર ગયો. ત્યાં દ્વાર પાસે શ્વેત કલશ ભરીને મુકેલા હતા; હરિચંદન[1] (નાં પત્ર)ની માલાઓ બાંધી દીધી હતી; હજારો શ્વેત ધ્વજ ફરફરતા હતા; વગાડેલાં મંગલ તૂર્યના[2] રવથી દિગન્તરો પૂરાઇ ગયાં હતાં; વિકસિત કમલ-પુષ્પના ઢગ ત્યાં ગોઠવ્યા હતા; થોડાજ વખત ઉપર અગ્નિ-કાર્ય સમાપ્ત થયું હતું; ઉજ્જવલ અને સ્વચ્છ પરિજન ત્યાં ફરતા હતા; તથા ગૃહ-પ્રવેશને યોગ્ય સર્વ મંગલ ક્રિયા કીધેલી હતી. ત્યાં જઈ, શ્રીમંડપમાં મુકેલા શયન ઉપર જરા વાર બેસી, તેજ રાજપુત્રોસહિત તેણે સ્નાન-ભોજન વિગેરે દિવસ-વિધિ કરી; અને ઈન્દ્રાયુધનો આવાસ પોતાના શયનગૃહમાંજ રાખ્યો.

એમ કરતાં કરતાં તે દિવસ સમાપ્ત થયો. ગગનતલમાંથી ઉતરતી દિવસશ્રીનું, સ્વપ્રભાથી પૂરાઇ ગયેલા ગાળાવાળું, જાણે પદ્મરાગ-નૂપુર હોય એવું રવિમંડલ, પાદ ઉન્મુક્ત કરીને પડી ગયું[3]. સૂર્ય-રથના ચક્રને માર્ગે માર્ગે, જલ-પ્રવાહની સમાન તડકો (પણ) પશ્ચિમ દિશામાં ગયો. દિવસે, અભિનવ પલ્લવ જેવા રક્ત તલવાળા, કર જેવા નીચે પ્રસરતા સૂર્ય-બિમ્બવડે, કમલ-રાગ બધો ભૂસી નાંખ્યો. કમલિનીના પરિમલથકી આકર્ષાયેલી ભ્રમર-માલાથી આકુલિત કંઠવાળું ચક્રવાક-મિથુન, જાણે કાલ-પાશથી ખેંચાતું હોય તેમ વિખુટું પડી ગયું;[4] અને સૂર્ય-બિમ્બે,

---

૧. જુઓ પૃ. ૫૬ નો ૧. ૨. તૂર્ય= તુરી નામનું વાદિત્ર. ૩. સૂર્ય-બિમ્બ પાદ—કિરણ—ઉંચા નાંખીને પડ્યું; નૂપુર પાદ—પગ—માંથી નીચે પડે. નૂપુર પદ્મરાગનું કહ્યું, કારણ કે તે મણિ રાતો હોય, અને આ વખતનો સૂર્ય પણ તેવો હોય. પરંતુ નૂપુર વચ્ચેથી પોલું હોય (એટલે પગમાં પેહેરવાનો તેને ગાળો હોય) ને સૂર્યને તેવું કંઈ નહિ માટે એમ કહ્યું કે નૂપુરનો ગાળો જાણે મણિની પ્રભાથી પૂરાઈ ગયો હોય—એટલેજ તે શુદ્ધ સૂર્ય જેવું બધું લાલ લાગે અને સાદૃશ્ય યથાર્થ થાય. ૪. જુઓ વાસ૧૦ પૃ. ૧૮૫—कालपाशेनेव......आकृष्यमाणं चक्रवाकमिथुनं विजघटे ।

કર-સંપુટવડે સંધ્યાકાળ સુધી પીધેલા જાણે કમલ-મધુરસનું, રાતા તડકાના આકારમાં, ગગનમધ્યે ચાલ્યાના જાણે ખેદથી, વમન કીધું.[1]

પછી અનુક્રમે જ્યારે પશ્ચિમ દિશાનું રક્ત કર્ણ-કમલ, સૂર્ય-મંડલ, અન્ય લોકમાં ગયું; ગગન-સરોવરની વિકસિત કમલિની જેવી સંધ્યા જ્યારે દેખાવા માંડી; કૃષ્ણાગુરુની પત્રલતા જેવી તિમિર-લેખાઓ જ્યારે દિશાઓનાં મુખમાં પ્રસરવા લાગી; મધુકર-મલિન,[2] કુવલય-વન જેવા અંધકારે જ્યારે રક્ત કમલાકર જેવા સંધ્યારાગને દૂર કરવા માંડ્યો; કમલિનીઓએ પીધેલો તાપ સમૂલ કાઢી નાંખવાને જ્યારે અંધકારના કર-પલ્લવ જેવાં ભ્રમરનાં ટોળાં, રક્ત કમલનાં ઉદરમાં પેસવા લાગ્યાં;[3] (પછી) ધીમે ધીમે જ્યારે નિશા રૂપી વિલાસિનીના મુખ ઉપરના કર્ણ-પલ્લવ જેવો સંધ્યારાગ ગરી પડ્યો હતો; સંધ્યા-સમયે દેવ-પૂજામાં બલિ-પિંડ જ્યારે દિશાએ દિશાએ મુકી દીધા હતા; મયૂર-યષ્ટિયોનાં[4] શિખર ઉપર અંધકાર વ્યાપી જવાથી, જ્યારે, મયૂર નહિ બેઠા છતાં પણ જાણે બેઠા હોય એમ લાગતું હતું; પ્રાસાદ-લક્ષ્મીનાં કર્ણ-કમલ જેવાં પારાવત જ્યારે જાળિયોની અંદર ભરાઈ પેઠાં હતાં; અંતઃપુરના હિંદોળા ઉપર જ્યારે વિલાસિનીઓ બેઠેલી નહિ હોવાથી, કાઞ્ચન-પીઠ[5] નિશ્ચલ રહેલાં હતાં તથા ઘંટાનો સ્વર શાન્ત પડી ગયેલો હતો; ભવનનાં આમ્ર

---

૧. કરસંપુટ=હાથનું સંપુટ; કિરણો. સૂર્યે આખો દિવસ કમલરસ પીધેલો, પરંતુ પ્રવાસ કરતે કરતે શ્રમ થયો તેથી જાણે તેણે તે રસ આ વખતે પોતાના રાતા તડકાના આકારમાં નાંખી કાઢ્યો !! અલંકાર અપન્હવોત્પ્રેક્ષા. ૨. મધુકર જેવો મલિન (અંધકાર); મધુકર વડે મલિન (કુવલય૦). ૩. બ્હારનો સર્વ સૂર્યપ્રકાશ દૂર કર્યા પછી, કમલમાં જે ભરાઇ રહેલો હોય તે પણ કાઢવો એ અંધકાર (રૂપી તેના શત્રુ) નો સહજ ધર્મ છે માટે તેણે ભ્રમર રૂપી પોતાના જાણે કર-પલ્લવને તેમાં મોકલ્યા !! આ ઉત્પ્રેક્ષા સંધ્યાકાળે ભ્રમર કમલમાં પેસેછે (ને પ્રભાતસમયે ત્યાંથી નીકળેછે) એ ઉપરથી કરેલી છે. જુઓ ભ્રમરાષ્ટકઃ—

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् ।
भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः ॥
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे ।
हा हन्त हन्त नलिनीं गज उज्जहार ॥

૪. જુઓ પૃ. ૧૧૯ નો. ૨. ૫. સુવર્ણની બેઠકો.

વૃક્ષની શાખાઓ ઉપર લટકાવેલાં પંજરમાં જ્યારે મેના પોપટનાં ટોળાં બોલતાં બંધ પડી ગયાં હતાં; સંગીતને અંતે સ્વર બંધ કરી, વીણાઓ જ્યારે મુકી દેવામાં આવતી હતી; સુંદરીઓનો નૂપુર-શબ્દ બંધ પડ્યાથી જ્યારે ભવન-કલહંસ નિભૃત થઈ બેઠા હતા; મત્ત ગજોના કર્ણ-શંખ, ચામર, નક્ષત્રમાલા વિગેરે આભરણ જ્યારે લઈ લેવાતાં હતાં,[1] તથા તેમના ગંડસ્થલ, ભ્રમર-કુલ ઉડી જવાથી શૂન્ય થયા હતા; રાજ-પ્રિય અશ્વશાલાઓમાં જ્યારે પ્રદીપ પ્રદીપ્ત થતા હતા; પ્રથમ પ્રહરની કુંજર-ઘટાઓ જ્યારે પ્રવેશ કરતી હતી;[2] રાજ-સ્વસ્ત્યયન[3] કરીને જ્યારે પુરોહિત બહાર નીકળતા હતા; રાજલોક વિદાય થયા પછી પરિજન વિરલ વિરલ રહેવાથી જ્યારે રાજગૃહના ઓરડા જાણે વિસ્તાર પામ્યા હોય એવા દીસતા હતા; પ્રજ્વાળેલા હજારો દીવાનાં પ્રતિબિમ્બવડે ચુંબિત થયેલી મણિમય ભૂમિ ઉપર જ્યારે, પ્રફુલ્લ ચંપક-પત્રનાં જાણે બલિદાન મુક્યાં હોય એમ લાગતું હતું; ગૃહ-સરોવરોમાં દીવાઓનો પ્રકાશ પડવાથી, રવિ-વિરહ વડે પીડાતી નલિનીના વિનોદને અર્થે જાણે બાલ-સૂર્ય આવેલો હોય એમ જ્યારે ભાસતું હતું; પંજર-ગત સિંહ જ્યારે નિદ્રાવશ થઈ ગયા હતા; ધનુષ્ ચઢાવી, બાણ લઈને જ્યારે યામિક[4] જેવા કામદેવે અંતઃપુરમાં પ્રવેશ કીધો હતો; કર્ણપલ્લવ જેવાં સરાગ, સુરત-દૂતી-વચન જ્યારે કર્ણ ઉપર પડતાં હતાં;[5] જાણે સૂર્યકાન્ત મણિમાંથી અગ્નિ લાગવાથી, જ્યારે માનિનીઓનાં શોકાર્ત હૃદય બળવા લાગ્યાં હતાં;[6] અને પ્રદોષ-સમય થયો હતો—ત્યારે ચંદ્રાપીડ, પ્રકટેલી દીપિકાઓ ગ્રહણ કરનાર પરિવાર સહિત, ચાલતો ચાલતોજ રાજગૃહમાં ગયો, અને પિતાની પાસે જરા વાર બેસી, વિલાસવતી માતાને મળી, પોતાને મંદિર આવ્યો; અને ત્યાં અનેક રત્નની પ્રભાથી વિચિત્ર દીસતા શયનતલ ઉપર, વિષ્ણુ જેમ શેષ નાગના ફણા-મંડલ ઉપર પોઢે તેમ પોઢ્યો.

પ્રભાત સમય થવા માંડ્યો એટલે ઉઠીને, પિતાની આજ્ઞા લઈ,

---

૧. કર્ણશંખ—દૃષ્ટિ ન પડે એટલા સારૂ (અથવા આભૂષણ તરીકે) હસ્તિને કર્ણ શંખ પેહેરાવવામાં આવેછે. નક્ષત્રમાલા—જુઓ પૃ. ૧૧ નો. ૬. ૨. જુઓ પૃ. ૧૧૪ લી. ૧, પૃ. ૧૨૭ લી. ૬. વિ૦. ૩. રાજાને સ્વસ્તિવાચક મંત્ર ભણીને વા ક્રિયા કરીને. ૪. પેહેરેગીર (Nightwatch). ૫. રાગ=રક્ત રંગ; અને અનુરાગ. ૬. માનિની—પતિ સાથે રીસાયેલી સ્ત્રી—તેને ખરૂં જોતાં કામાવેશને લીધે હૃદયમાં અગ્નિ લાગેલો પણ તેનું કારણ અન્ય ઉત્પ્રેક્ષિત કર્યું છે.

કુમાર, અભિનવ મૃગયાના ઔત્સુક્યથી, સૂર્ય ઉગ્યો ન હતો એટલામાં તો ઈન્દ્રાયુધ ઉપર અસ્વાર થઈ, ઘણા હાથી, ઘોડા તથા પાયદલ સહિત, વન તરફ જવા નીકળ્યો. ગર્દભ જેવડા મ્હોટા મ્હોટા શ્વાનને સોનાની સાંકળો બાંધી દોરી લાવતા શ્વપાલકો,[1] જેઓએ વૃદ્ધ વ્યાઘ્રનાં ચર્મ રૂપી પંચરંગી વસ્ત્રના કંચુક પેહેરેલા હતા, માથા ઉપર વિવિધ વર્ણના ફેંટા બાંધી દીધા હતા, વધેલી દાઢીને લીધે જેમનાં મુખ ભરાઈ ગયાં હતાં, એક એક કર્ણે જેઓએ સુવર્ણનાં આભૂષણ પેહેર્યાં હતાં, કેડ સજ્જડ ભીંડી હતી, અહર્નિશ શ્રમ લેવાથી જેમના ઊરુ-પિંડ જાડા થયેલા હતા, અને હાથમાં જેઓએ ધનુષ પકડી લીધાં હતાં તેઓ કિકિયારી કરતા કરતા ચંદ્રાપીડની આગળ દોડી દોડીને એનો ગમનોત્સાહ દ્વિગુણ કરવા લાગ્યા. એવી રીતે વનમાં જઈને એણે ધનુષ્-ટંકાર કરવા માંડ્યા એટલે તેના શબ્દથી ભયભીત થયેલી વનદેવતાઓ કટાક્ષથી એને જોવા લાગી; અને કર્ણ-પર્યંત ખેંચી છોડેલાં, વિકસિત કુવલયપત્ર જેવાં શોભતાં બાણવડે, તથા મદમત્ત ગજ-શિશુની કુંભ-ભિત્તિયોને ભેદી નાંખતા નારાચવડે[2] એણે હજારો વરાહ, સિંહ, શરભ,[3] ચમર તથા વિવિધ હરિણનો ઘાણ કાઢ્યો. અને બીજાં કેટલાંક પ્રાણિને તો એણે મહા બળને લીધે, જીવસહિતજ કંપતાં પકડી લીધાં.

પછી મધ્યાન્હ થયો એટલે,—વનમાંથી[4] જાણે સ્નાન કરીને ઉઠ્યો હોય એમ સ્વેદ-બિન્દુઓનો જે વર્ષાદ વર્ષાવતો હતો, વારંવાર દાંત કકડાવીને જે તીક્ષ્ણ ચોકડાનો ખણખણાટ કરતો હતો, શ્રમથી શિથિલ થયેલા જેના મુખમાંથી ફીણ સાથે રુધિર-બિન્દુ ટપકતાં હતાં, પર્યાણ-પટની કોરે કોરે જેને ફેન-લેખા બાઝેલી હતી, અને પ્રફુલ્લ કુસુમથી વિચિત્ર લાગતું તથા ગણગણતાં ભ્રમરનાં ટોળાંથી ભરાઈ ગયેલું, પુષ્પના ગોટાનું કર્ણાભરણ જેણે વન-ગમન-ચિન્હ તરીકે ધારણ કર્યું હતું એવા—ઈન્દ્રાયુધ ઉપર બેઠેલો;[5] સ્વેદથકી અંદર પલળી ગયેલા, તથા મૃગ-રુધિરનાં સેંકડો બિન્દુથી પંચરંગી બનેલા કવચ વડે અધિક અધિક શોભતો; અનેક મૃગની પાછળ દોડવાની ગરબડમાં છત્રધાર વિખુટા પડી જવાથી, છત્રના આકારમાં મુકેલા નવ-પલ્લવ વડે તાપને દૂર કરતો; વિવિધ વન-લતાઓના પુષ્પ-પરાગ

૧. શ્વ–કુતરા, તેને પાળનારા. ૨. નારાચ=લોહમય બાણ. ૩. અષ્ટપદનું એક કલ્પિત પ્રાણિ. ૪. વન=અરણ્ય; જલ. ૫. 'બેઠેલો' 'શોભતો' વિગેરે, આગળ આવતા 'ચંદ્રાપીડનાં' લક્ષણ છે.

વડે ધૂસર થવાથી, જાણે શરીરવાન્ સાક્ષાત્ વસંત હોય એવો દેખાતો; અશ્વ-ખુરમાંથી ઉડેલી રજવડે મલિન થયેલા લલાટમાં સ્પષ્ટ દેખાતી સ્વચ્છ સ્વેદ-લેખાવાળો; અને પાયદલ દૂર વિખરાઈ જવાથી જેનો પુરોભાગ શૂન્ય થઈ ગયો હતો એવો ચંદ્રાપીડ, વેગવાળા અશ્વો ઉપર બેઠેલા, અલ્પ શેષ રહેલા રાજપુત્રો સાથે,—આમ મૃગપતિને (મેં માર્યો), આમ વરાહને (હણ્યો), આમ વનમહિષને, આમ શરભને, આમ હરિણને—એવી એવી એ મૃગયાનીજ વાત કરતો કરતો પોતાને મહેલ આવ્યો.

ત્યાં અંશ્વ ઉપરથી ઉતરી, સત્વર દોડતા પરિજનોએ આણેલા આસન ઉપર બેસી, કવચ ઉતારી, અશ્વારોહણને ઉચિત સર્વ વેષ એણે કાઢી નાંખ્યો એટલે શ્રમ દૂર કરવા સારૂ આમ તેમ પંખા હલાવીને ( સેવકો ) એને પવન નાંખવા લાગ્યા. એવી રીતે ક્ષણવાર આરામ લીધા પછી પોતે, મણિના તથા સોના રૂપાના સેંકડો કલશથી ભરેલી સ્નાન-ભૂમિમાં ગયો, જ્યાં સુવર્ણનો એક બાજઠ મુકેલો હતો. ત્યાં સ્નાન-વિધિ કીધા પછી, સ્વચ્છ વસ્ત્ર વડે શરીર લોહી, નિર્મલ દુકૂલ-પલ્લવ માથે બાંધી, ( બીજાં ) વસ્ત્ર પેંહેરી, દેવાર્ચન કરી જ્યારે તે વિલેપન-ભૂમિમાં[1] બેઠો હતો ત્યારે, મહાપ્રતીહારને આગળ કરીને રાજાએ મોકલેલા રાજકુલના સેવકો, કુલવર્ધના[2] સહિત વિલાસવતી રાણીની દાસિયો, તથા સકલ અંતઃપુરે મોકલેલી પરિચારિકાઓ, પેટીઓમાં મુકેલાં વિવિધ આભરણ, હાર, અંગરાગ અને વસ્ત્ર લઈને એની આગળ આવ્યાં. એક એક તેમની પાસેથી તે લઈને પ્રથમ વૈશમ્પાયનને લેપ કર્યા પછી પોતાને અંગરાગ લગાડી, પાસે બેઠેલા રાજપુત્રોને ઘટતાં આભૂષણ, વસ્ત્ર, અંગરાગ તથા પુષ્પ આપીને, રાજકુમાર, વિવિધ મણિનાં હજારો વાસણથી વિચિત્ર થયેલા, અને (તેથીજ) ચળકતા તારાગણવાળા શરદ્ ઋતુના આકાશ જેવા શોભતા આહાર-મંડપમાં ગયો.

ત્યાં દ્વિગુણિત કુથાસન[3] ઉપર બેસી, પાસે બેઠેલા અને તેના ગુણનું વર્ણન કરતા વૈશમ્પાયને સૌસૌને ઘટિત સ્થાને બેસાડેલા રાજપુત્ર લોક સાથે,—આ આમને આપો, આ એમને મુકો—એમ બોલી બોલી પ્રસાદ-વિશેષ દર્શાવી, તેઓનો સેવા-રસ વધારીને એણે ભોજન કીધું. ત્યાર પછી મુખ-પ્રક્ષાલન કરી, તામ્બૂલ લઈ, ત્યાં જરાવાર બેસી, પોતે ઇન્દ્રા-

---

૧. પૃષ્ઠ ૧૮ નોટ ૪. ૨. જુઓ પૃ. ૮૯. લી. ૫. ૩. કુથ=વિચિત્ર વર્ણનો કમ્બલ.

ચુધ-સમીપ ગયો. ત્યાં જઈ ઉભે ઉભેજ તેના ગુણ-વર્ણનની વાત ચલાવી, આજ્ઞાની રાહ જોતા પરિજન પાસે છતાં પણ પોતેજ, તેના ગુણથી મોહિત થઈ જઈને, તેની પાસે ધાસ નાંખી, બ્હાર આવીને એ રાજગૃહ તરફ ચાલ્યો. ત્યાં પૂર્વનેજ ક્રમે પિતાને મળી, પાછા આવીને એણે રાત્રિ ગાળી.

બીજે દિવસ પ્રભાત સમયેજ એણે, સર્વ અંતઃપુરના અધિકારી અને પૃથ્વીપતિના માનીતા કૈલાસ નામના કંચુકિને (પોતાની પાસે) આવતો જોયો. તેની પછવાડે પછવાડે એક પ્રથમ વયમાં આવેલી, અતિ ગંભીર આકૃતિની કન્યા ચાલતી હતી. રાજકુલ-સંવાસને લીધેં પ્રગલ્ભ થયા છતાં તેનામાં વિનયની ખોટ ન હતી. યૌવનનો તેનામાં કિંચિત્ કિંચિત્ પ્રકાશ થયો હતો. ઇન્દ્રગોપના[1] જેવા રક્ત વસ્ત્રનું તેણે આચ્છાદન નાંખ્યું હતું તેથી તે બાલસૂર્ય સહિત જાણે પૂર્વ દિશા હોય એવી દેખાતી હતી. તરત ભાગેલા મનઃશિલાના[2] ચૂર્ણ જેવા વર્ણની, તેના અંગની લાવણ્ય-પ્રભાવડે, અમૃત-રસની નદીના પૂરથી જાણે તે આખા ભવનને પૂરી નાંખતી હતી. રાહુ-ગ્રાસના ભયથી ચંદ્રમંડલ ત્યજીને પૃથ્વી ઉપર આવેલી જાણે ચંદ્રિકા હોય, અથવા રાજગૃહની જાણે સાક્ષાત્ દેવતા હોય એવી તે શોભતી હતી. ઝણઝણાટ કરતાં મણિ-નૂપુર ચરણમાં પ્હેર્યાથી, કૂજન કરતા કલહંસ વડે આકુલ થયેલાં કમલવાળી જાણે કમલિની હોય એવી તે દીસતી હતી.[3] મહામૂલ્યની સુવર્ણ-મેખલા તેણે જઘનસ્થલ ઉપર બાંધી હતી. પયોધર તેનાં જરા જરા ગાઢ તથા પ્રફુલ્લ થયેલાં હતાં. ભુજલતાના મંદ મંદ હાલવાથી નીકળતા નખ-કિરણના આકારમાં અહર્નિશ તે પોતાના લાવણ્ય-રસની જાણે ધારા વર્ષાવતી હતી. દિશાઓનાં મુખમાં પ્રસરતા, હાર-લતાઓના કિરણજાલમાં શરીર ડુબી જવાથી તે, ક્ષીરસાગરમાંથી ઉંચું વદન કરીને નીકળતી લક્ષ્મી જેવી શોભતી હતી.[4] તેના અધર ઉપર, તામ્બૂલ ખાધાથી એક શ્યામ લેખા બંધાઈ હતી. તેની નાસિકા સમ, સુવૃત્ત અને ઉંચી હતી. વિકસિત પુંડરીક જેવાં શ્વેત તેનાં લોચન હતાં. ગાલ ઉપર મણિકુંડલ, મકર અને પત્રભંગના કોટિ કિરણનો પ્રકાશ પડવાથી તેનું મુખ જાણે સકર્ણપલ્લવ હોય એવું લાગતું હતું. તેના લલાટ ઉપર સુકાયેલા ધૂસર ચંદન-રસનું તિલક શોભતું હતું. ઘણાંખરાં આભૂષણ તેણે

---

૧. ઇન્દ્રગોપ—એ નામનો રાતો કીડો. ૨. મનઃશિલા—તે નામની ધાતુ. ૩. કમલિનીને કન્યા સાથે, કમલને તેના ચરણ સાથે, અને હંસને તેના નૂપુર સાથે અહીં સરખાવેલાંછે. ૪. આ કન્યાએ કોટમાં

મુક્તાફલનાંજ પેહેર્યાં હતાં. કર્ણની રાજ્ય-લક્ષ્મીની પેઠ તેને અંગરાગ લાગ્યો હતો.[1] અભિનવ વનલેખાની સમાન તેની તનુ-લતા કોમલ હતી.[2] ત્રયીની પેઠ તેના ચરણ સુપ્રતિષ્ઠિત હતા.[3] યજ્ઞશાલા જેવી તે વેદિ-મધ્યા હતી.[4] અને મેરુપર્વતની વનલતા હોય તેમ તે કનક-પત્રથી અલંકૃત હતી.[5]

કંચુકિયે પ્રણામ કરી, આગળ આવી, પોતાનો જમણો હાથ ભૂમિ ઉપર મુકી કહ્યું:—કુમાર! મહાદેવી વિલાસવતીની એવી આજ્ઞા છે કે, મહારાજાએ પૂર્વે કુલૂતેશ્વરની રાજધાની જીતી હતી ત્યારથી પત્રલેખા નામની આ તેની પુત્રીને બાલપણમાંજ બન્દીજનો સાથે આણીને અંતઃપુરની પરિચારિકાઓમાં રાખીછે. એ અનાથ રાજપુત્રી છે એવું જાણી મને સ્નેહ ઉત્પન્ન થવાથી, અત્યાર સુધી મેં એને પુત્રીની પેઠ લાડ લડાવીને ઉછેરીછે. હવે એ તમારી તામ્બૂલ-કરંક-વાહિની થવાને[6] ઉચિત થઇછે એમ જાણી મેં એને મોકલીછે. માટે આયુષ્માને એને અન્ય પરિજન જેવી ન ગણતાં બાલાની સમાન લડાવવી; સ્વ-ચિત્તવૃત્તિની સમાન દુરાચરણમાંથી વારવી; શિષ્યના જેવી ગણવી; અને મિત્રની સમાન એના ઉપર પરિપૂર્ણ વિશ્વાસ રાખવો. દીર્ઘ કાળથી મ્હારો પ્રેમ એના ઉપર વધતો ગયોછે તેથી મ્હારૂં અંતઃકરણ એને પુત્રીના જેવીજ માનેછે, અને મ્હારો પક્ષપાત એના ઉપર બલવાન્ છે. મ્હોટા કુળના રાજવંશમાં એ ઉત્પન્ન થયેલીછે માટે આ સર્વ કર્મને યોગ્ય છે. થોડાજ દિવસમાં એ પોતાની અતિવિનયયુક્ત વર્તણુકથી ખરેખર તમને સંતોષ તો આપશેજ, પરંતુ આ સંદેશો મોકલવાનું પ્રયોજન એટલુંજ છે કે એના ઉપરની મ્હારી પ્રેમ-પ્રવૃત્તિ ઘણા

---

હાર પેહેરેલા તેના શ્વેત કિરણ નીચે આખા શરીર ઉપર પડે તેથી, તે બધું તેમાં ડુબી ગયેલું; લક્ષ્મીનું શરીર ક્ષીરસાગરમાં; આનું મસ્તક કિરણથી ઢંકાયલું નહિ માટે લક્ષ્મીનું વદન પણ 'સાગરમાંથી ઉંચું થયેલું' એમ કહ્યું. ૧. કર્ણ=કુન્તિ-પુત્ર. કન્યાને અંગરાગ—શરીર ઉપર સુગંધિ લેપ—હતો. કર્ણના દેશનું નામ 'અંગ' માટે તેની રાજ્યલક્ષ્મીને તે 'અંગ' ઉપર રાગ—પ્રીતિ—હોય.

૨. તનુ-લતા=તનુ—શરીર—રૂપી લતા; તનુ—નાજુક—લતા.

૩. ત્રયી=ઋગ્, યજુર્ અને સામ, એ ત્રણ વેદનો સમૂહ. ચરણ=પગ; વેદની શાખા. ૪. વેદિ-મધ્યા=વેદિના જેવો (વચ્ચેથી પાતળો) મધ્ય ભાગ છે જેનો એવી; વેદિ છે મધ્યે જેને એવી. જુઓ કુમાર. સ.૧, શ્લો.૩૯

मध्येन सा वेदिविलग्नमध्या वलित्रयं चारु बभार बाला ॥

૫. કનકનું 'પત્ર' નામનું આભૂષણ કન્યાને; કનકનાં—સુવર્ણનાં અથવા ચંપકનાં—પત્ર—પાંદડાં—મેરુપર્વત૦માં. ૬. જુઓ પૃષ્ઠ ૧૬ નો. ૪.

કાળથી વધતી આવીને અતિ દૃઢ થયેલીછે, અને તમને એનો સ્વભાવ વિદિત નથી. માટે સર્વથા આયુષ્માને એવો પ્રયત્ન કરવો કે જેથી એ તમારી ઘણા કાળ સુધી યોગ્ય પરિચારિકા થઇ રહે.—એટલું કહી જ્યારે કૈલાસ શાન્ત પડ્યો ત્યારે માનપૂર્વક પ્રણામ કરતી પત્રલેખાને અનિમિષ-લોચનથી બહુવાર નિહાળીને ચંદ્રાપીડે—જેવી માતાની આજ્ઞા—એમ કહી, કંચુકિને રજા આપી.

પત્રલેખાને તો તે દિવસથી, એના દર્શનવડેજ સેવા-રસ ઉત્પન્ન થયો તેથી તે દિવસ અને રાત, સુતેલા અથવા બેઠેલા, ચાલતા અથવા રાજગૃહમાં ગયેલા ચંદ્રાપીડની પાસેથી, તેની છાયાની સમાન, જરાપણ વિખુટી પડેજ નહિ. ચંદ્રાપીડને પણ એને જોતાંજ પ્રીતિ ઉત્પન્ન થઈ તે ક્ષણે ક્ષણે ઘણી વૃદ્ધિ પામતી ગઈ, અને પ્રતિદિવસ એ એને અધિક અધિક પ્રસાદ દર્શાવતો ગયો તથા પોતાના હૃદયથી જાણે અભિન્ન હોય એમ એના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવા લાગ્યો.[1]

એવે પ્રકારે કેટલાક દિવસ વીતી ગયા પછી, ચંદ્રાપીડને યૌવરાજ્યાભિષેક કરવાની રાજાને ઇચ્છા થઈ તેથી તેણે સર્વ સાધન તથા સામગ્રીનો સંગ્રહ કરવા સારૂ પ્રતીહારોને આદેશ કર્યો. અભિષેક-સમય પાસે આવવા લાગ્યો તેવામાં એક દિવસ દર્શન સારૂ આવેલા ચંદ્રાપીડને વિનયી છતાં અધિક વિનીત કરવાની ઇચ્છાથી શુકનાસે નીચે પ્રમાણે વિસ્તારીને કહ્યું:—

તાત[2] ચંદ્રાપીડ! જ્ઞાતવ્ય સર્વ તમને વિદિત છે અને સકલ શાસ્ત્રનું તમે અધ્યયન કીધુંછે એટલે જરા પણ ઉપદેશ તો તમને આપવાનો છેજ નહિ. પરંતુ એવું છે કે—યૌવનનો અંધકાર સ્વાભાવિક રીતેજ, સૂર્ય વડે ભેદી શકાય નહિ, રત્નપ્રભા વડે છેદી શકાય નહિ, અને પ્રદીપપ્રકાશવડે દૂર કરી શકાય નહિ એવો અતિ ગહન છે; લક્ષ્મીનો મદ એવો દારુણ છે કે પરિણામે પણ તે શાન્ત પડતો નથી; ઐશ્વર્ય રૂપી અન્ય તિમિરનું અન્ધત્વ એવું તો દુઃખદાયક છે કે તે અંજનવર્તિથી[3] પણ મટતું નથી; ગર્વરૂપી દાહજ્વરની ઉષ્ણતા એવી તો તીવ્ર છે કે શિશિર

---

૧. દર્શન થતાંજ ઉત્પન્ન થઇ સત્વર વૃદ્ધિ પામતા આ અન્યોન્યના અનુરાગનું કારણ ચંદ્રાપીડના તથા પત્રલેખાના પૂર્વજન્મના સંબંધનો સંસ્કાર છે એમ, વાંચનારને ઉત્તરભાગમાં જણાશે. ૨. જુઓ પૃષ્ઠ ૧૨૮ નો. ૧ લી. ૩. આંજવાની સળીથી.

ઉપચાર પણ તેને હરી શકતા નથી; વિષય રૂપી વિષના સ્વાદથી થતો મોહ એવો તો વિષમ છે કે તે કદી મૂળ અથવા મંત્રથી ઉતરતો નથી; અનુરાગ રૂપી મેલનો લેપ એવો તો બલવાન્ છે કે નિત્ય સ્નાન કરવાથી અને શુદ્ધ રહેવાથી પણ તે ખસતો નથી; અને વળી રાજ્ય-સુખની નિદ્રા એવી તો ઘોર હોયછે કે રાત્રિને અંતે તેમાંથી કદી જગાતું નથી;—( આવું છે ) માટે તમને જરા વિસ્તારથી કહુંછું.—ગર્ભૈશ્વર્ય[1], નવયૌવન, અસામાન્ય રૂપ અને અમાનુષી શક્તિ એ સર્વે ખરૂ જોતાં એક મ્હોટી અનર્થ-પરંપરા છે. એમાંનું એક એક છૂટું છૂટું પણ સર્વ અવિનયનું સ્થાન છે તો પછી સર્વના સમૂહની તો વાતજ શી![2] યૌવનના આરંભમાં બુદ્ધિ, શાસ્ત્ર-જલના પ્રક્ષાલનથકી નિર્મલ થયેલી હોય તોપણ, ઘણું કરીને મલિન થઈ જાયછે. યુવાનોની દૃષ્ટિ ધવલ રહેવા છતાં પણ સરાગજ થાયછે[3]. રજોભ્રાન્તિ ઉત્પન્ન કરનાર પવન જેવી, યૌવન-સમયની પ્રકૃતિ પુરુષને શુષ્ક પત્રની સમાન સ્વેચ્છાએ અતિદૂર ઘસડી જાયછે[4]. ઉપભોગરૂપી આ અતિગહન મૃગતૃષ્ણિકા[5] સર્વદા ઇંદ્રિયોરૂપી હરિણોનું આકર્ષણ કરેછે. એનાં એજ વિષય-સ્વરૂપ જ્યારે નવ-યૌવનથી કષાય[6] થયેલા મનને ચાખવામાં આવેછે ત્યારે જલની સમાન અધિક અધિક મધુર લાગેછે. વિષયની અત્યાસક્તિ પુરુષને દિઙ્મોહની[7] પ્રમાણે ઉન્માર્ગે લઈ જઈને એનો નાશ કરેછે. માત્ર તમારા જેવાજ ઉપદેશને પાત્ર થાયછે, કેમકે સ્ફટિકમણિમાં જેમ ચંદ્ર-કિરણ, તેમ નિર્મલ મનમાંજ ઉપદેશ-ગુણ રહેલથી પ્રવેશ કરી શકેછે. ગુરુ-વચન અમલ હોય તોપણ તે જલની સમાન અભવ્ય પુરુષને કર્ણે મ્હોટું શૂલ ઉત્પન્ન કરેછે, પરંતુ હસ્તિના શંખાભરણની[8] પેઠે, ભવ્ય પુરુષોના મુખને અધિક અધિક શોભા આપેછે. પ્રદોષ-સમયના ચંદ્ર જેવો, ગુરુનો શાન્તિકારક ઉપદેશ,

---

૧. ગર્ભૈશ્વર્ય=જન્મથીજ સમૃદ્ધિમાં–સાહેબીમાં–રહેવું તે. ૨. જુઓ હિતોપદેશ પ્ર૦ શ્લો૦ ૧૦.—

> यौवनं धनसम्पत्तिः प्रभुत्वमविवेकता ।
> एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥

૩. જુઓ પૃ. ૮૨ લી. ૨૭ નો. ૫. ૪. રજોભ્રાન્તિ=રજોગુણથકી થતી ભ્રાન્તિ; ધૂળનું ઉડવું. ૫. ( Mirage ). જુઓ પૃ. ૩૯ નો. ૨.—બીજો અર્થ. ૬. રાગયુક્ત; તુરૂં. ૭. દિશાઓની ભ્રાન્તિ, ખરો રસ્તો આ કે આ તેની સૂઝ નહિ પડે એ 'દિઙ્મોહ.' ૮. શંખાભરણ–

સંધ્યાકાળના અંધકાર જેવા અતિમલિન પણ સકલ દોષને હરી લેછે, અને વૃદ્ધાવસ્થા જેમ મસ્તકના કેશને પલિતરૂપે નિર્મલ કરેછે તેમ તે સર્વ દોષને ગુણના રૂપમાં ફેરવી નાંખેછે. તમે હજી વિષય-રસનો સ્વાદ ચાખ્યો નથી એટલે ઉપદેશ ગ્રહણ કરવાનો તમારે આજ ઉચિત સમય છે, કારણ કે કુસુમશરના શર-પ્રહારથી હૃદય જર્જરિત થઈ જાયછે ત્યારે તેમાંથી જલની સમાન ઉપદેશ ગળી પડેછે. જેની પ્રકૃતિ દુષ્ટ છે તેનું કુલ કે જ્ઞાન કંઈ વિનયનું કારણ થઈ પડતું નથી[1].–શું ચંદન-વૃક્ષનો અગ્નિ નથી બાળતો? અને શાન્તિકારક જલથી પણ શું વડવાગ્નિ અધિક પ્રચંડ નથી થતો?[2] ગુરુનો ઉપદેશ તો પુરુષોના સર્વ મલનું પ્રક્ષાલન કરી શકે એવું, જલ વિનાનું સ્નાન છે; પલિતાદિ વૈરૂપ્ય વિનાનું, અજર વૃદ્ધત્વ છે;[3] શરીર સ્થૂલ ન કરે એવું ગુરૂકરણ છે;[4] સુવર્ણવિના ઘડેલું અગ્રામ્ય કર્ણાભરણ છે; જ્યોતિથી ચઢે એવો પ્રકાશ છે; અને ઉદ્વેગ ન કરે એવું જાગરણ છે;—તેમાં વિશેષે કરીને રાજાઓને, કેમકે તેઓને ઉપદેશ કરનાર થોડાજ હોયછે, અને સર્વ મનુષ્ય રાજાના વચનને પ્રતિ-શબ્દની સમાન ભયથી અનુવર્તેછે. ઉદ્દામ દર્પરૂપી સોજાથી તેમનાં કર્ણ-વિવર બંધ થઈ ગયાં હોયછે તેથી તેઓ કોઈ ઉપદેશ દેનાર (મળે તે)ને પણ સાંભળતા નથી; અને કદી સાંભળે તોપણ, હસ્તિની પ્રમાણે ચક્ષુ બંધ રાખી, તેની અવધીરણા કરી, હિતોપદેશ આપનાર ગુરુઓને ખેદ પમાડેછે. અહંકારરૂપી દાહ-જ્વરની મૂર્ચ્છાથી અંધ થયેલી રાજ-પ્રકૃતિ વિહ્વલ હોયછે; દ્રવ્ય મિથ્યાભિમાનવડે ઉન્મત્ત કરનારછે; અને રાજ-લક્ષ્મી, રાજ્યરૂપી વિષ-વિકારની જડતા ઉત્પન્ન કરેછે.

આપ કલ્યાણની ઈચ્છા રાખોછો તો પ્રથમ એ લક્ષ્મીજ કેવી છે તે જુઓ. યોદ્ધાઓના ખડ્ગ-મંડલરૂપી કમલવનમાં વિશ્રામ કરનારી

---

જુઓ પૃષ્ઠ ૧૩૧ નોટ ૧. ૧. કોઈ એમ પ્રશ્ન કરે કે વિષયીજન કુલિન વા જ્ઞાની હોય તો તેને ઉપદેશની અગત્ય નથી–તો તેના ઉત્તરમાં કહેછે કે જેની પ્રકૃતિજ દુષ્ટ છે તેને એ કુલ વા જ્ઞાન વિનયી કરી શકતાં નથી. ૨. ઉપરનું સિદ્ધાન્ત દૃષ્ટાન્તવડે દૃઢ કરેછે–અગ્નિની દુષ્પ્રકૃતિ છે માટે ગમે તો તે ચંદનનાં લાકડાંનો હોય તોપણ બાળવાનો પોતાનો જાતિ-ગુણ મુકી દેતો નથી. વડવાગ્નિ=સમુદ્રતળે કલ્પેલો અગ્નિ.

૩. પલિત–પળિયાં–વિના, અજર રહીને–વૃદ્ધાવસ્થા આવ્યા વિના–ગુરુના ઉપદેશથી પુરુષ વૃદ્ધ–પાકી બુદ્ધિનો–થાયછે. ૪. ઉપદેશથી માણુ-સ ભારે થાયછે–મ્હોટો થાયછે–પણ તેનામાં કંઈ ચરબી વધતી નથી.

એ ભ્રમરી, પારિજાત-પલ્લવ પાસેથી રાગ, ચંદ્રકલા પાસેથી અતિશય વક્રતા, ઉચ્ચૈઃશ્રવસ્ પાસેથી ચંચલતા, વિષ પાસેથી મોહન-શક્તિ, મદિરાપાસેથી મદ, અને કૌસ્તુભમણિ પાસેથી અતિ કઠિનતા,—એટલાં વાનાં સહવાસ-પરિચયથી, વિયોગ-સમયે વિનોદ કરનાર ચિન્હતરીકે લઈનેજ ક્ષીરસાગરમાંથી બ્હાર આવી છે.[1] એ અનાર્યા જેવું જગત્માં બીજું કોઈ અપરિચિત નથી. પ્રાપ્ત થયા પછી પણ મહા કષ્ટે એ રહી શકેછે. ગુણ રૂપી પાશના દૃઢ બંધનથી એને નિશ્ચલ કરી રાખી હોયછે તોપણ એ નાસી જાયછે.[2] અતિગર્વ ધરાવતા હજારો યોદ્ધાઓએ ઉંચી કરેલી ખડ્ગ-લતાઓના પંજરમાં પૂરી હોય ત્યાંથી પણ એ જતી રહેછે. મદજલરૂપી દુર્દિનનો અંધકાર કરી મુકતા ગજની ઘન ઘટાથી એનું રક્ષણ કર્યું હોય તેમાંથી પણ એ પલાયન કરી જાયછે. નથી એ પરિચય રાખતી; નથી ઉંચા કુળને જોતી; નથી રૂપને દેખતી; નથી કુલ-ક્રમને અનુસરતી; નથી શીલ ઉપર દૃષ્ટિ કરતી; નથી ચતુરાઈને ગણતી; નથી શ્રુતિને સાંભળતી; નથી ધર્મને માનતી; નથી ઉદારતાનો આદર કરતી; નથી વિશેષ જ્ઞાનનો વિચાર કરતી; નથી આચારને પાળતી; નથી સત્યને સંભારતી; અને નથી લક્ષણનું પ્રમાણ ગણતી; પણ ગંધર્વ-નગર-લેખાની[3] પેઠે જોતા જોતામાં ઉડી જાયછે! હજી સુધી પણ એને મંદરાચલના ભ્રમણનો સંસ્કાર રહ્યો હોય એમ એ ભમ્યાં કરેછે. પદ્મ-સમૂહમાં ચાલવાથી

---

૧. સમુદ્રમાંથી મંથન-સમયે ચૌદ રત્ન નીકળ્યાં હતાં તે આ પ્રમાણેઃ—

लक्ष्मीः कौस्तुभपारिजातकसुरा धन्वन्तरिश्चंद्रमाः ।
गावः कामदुघाः सुरेश्वरगजो रंभादिदेवाङ्गनाः ॥
अश्वः सप्तमुखो विषं हरिधनुः शंखोमृतञ्चाम्बुधेः ।
रत्नानीति चतुर्दश ( प्रतिदिनं कुर्वन्तु नो मंगलम् ) ॥

રાગ—જુઓ પૃ. ૮૨ નો. ૫. વક્રતા—બીજો અર્થ 'આડાઇ'. ઉચ્ચૈઃ-શ્રવસ્=ઇન્દ્રનો અશ્વ. ચંચલતા=ચપલતા; અસ્થિરતા. મોહન-શક્તિ=મૂર્છા પમાડવાની શક્તિ; મોહ પમાડવાની શક્તિ. મદ=કેફ; ગર્વ. કઠિનતા—શરીરની, અને મનની. જુઓ સુ. ૨. ભા. પૃ. ૭૮—

चाञ्चल्यमुच्चैःश्रवसस्तुरंगात् कौटिल्यमिन्दोर्विषतो विमोहः ।
इति श्रियाशिक्षि सहोदरेभ्यो न वेद्मि कस्माद्गुणवद्विरोधः ॥

૨. ગુણ—બીજો અર્થ 'દોરી'. જુઓ સુ. ૨. ભા. પૃ. ૭૮—

अपि दोर्भ्याम् परिबाढ बद्धापि गुणैरनेकधा निपुणैः ।
निर्गच्छति क्षणादिव जलधिजलोत्पत्तिपिच्छला लक्ष्मीः ॥

૩. આકાશમાં દેખાતું એક કલ્પિત નગર જે ક્ષણવાર દેખાઈને લુપ્ત

જાણે એને કમલ-દંડના કાંટા વાગ્યા હોય એમ એ કોઈ સ્થલે પગ સ્થિર મુકીને રહેતી નથી. મ્હોટા મ્હોટા રાજાઓનાં મંદિરમાં એને મહા મહા પ્રયત્ને રાખી મુકેછે તોપણ, વિવિધ ગંધગજનાં ગંડસ્થલનું મધુ પીવાથી જાણે મત્ત થઈ હોય એમ એ સ્ખલન કરેછે. જાણે કઠિનતા શીખવાને સારૂજ એ ખડ્ગ-ધારાઓમાં વાસ કરેછે. જાણે વિશ્વરૂપત્વ[1] ગ્રહણ કરવાનેજ એણે શ્રીનારાયણનો આશ્રય લીધોછે. કેવળ અવિશ્વાસ રાખીને એ સંધ્યા-કાળના કમલની પેઠે, અતિવૃદ્ધ મૂલ-દંડ તથા કોશ-મંડલવાળા પણ ભૂપ-તિનો ત્યાગ કરેછે.[2] લતાની પેઠે વિટપ સાથે જોડાઈ જાયછે.[3] ગંગા જેવી વસુ-જનની છતાં પણ એ તરંગ-બુદ્બુદ-ચંચલ છે.[4] સૂર્યની ગતિની પેઠે વિવિધ સંક્રાન્તિ પ્રકટ કરેછે.[5] પાતાલની ગુહા જેવી તમસથી ભરેલીછે.[6] હિડમ્બાની પેઠે એનું હૃદય માત્ર ભીમ-સાહસથીજ હરી શકાયછે.[7] વર્ષા-ઋતુના જેવી એ ક્ષણભંગુર જ્યોતિને ઉત્પન્ન કરનારીછે.[8] અને દુષ્ટ પિશા-ચિણીની સમાન અનેક પુરુષોની ઉંચાઈ દેખાડેછે.[9] અલ્પ પ્રાણીને એ ઉન્મત્ત કરી દેછે; સરસ્વતીના માનીતાને જાણે ઇર્ષ્યાથી આલિંગતી નથી; ગુણવાન્ને જાણે અપવિત્ર ગણીને સ્પર્શ કરતી નથી; ઉદારને જાણે અ-મંગલ ગણીને માન્ય કરતી નથી; સુજનને કુલક્ષણ હોય એમ જોતી (પણ) નથી; કુલિનનું સર્પની સમાન લંઘન કરેછે; શૂરાને કંટકની પેઠે ત્યજી દેછે;

---

થઈ જાયછે. ૧. વિશ્વરૂપ—એવું વિષ્ણુનું નામ પણ છે. જુઓ પૃ. ૩ લી. ૫.

૨. રાજાને મૂલ-દંડ—વંશ-ક્રમાગત સૈન્ય, કોશ—ખજાનો, ને મંડલ—રાજ્ય—હોય; કમલને મૂળ, દંડ ને કોશ-મંડલ—કળિયોનો સમૂહ.

૩. વિટપ=લમ્પટ પુરુષ; વૃક્ષ. ૪. વસુ=દ્રવ્ય; ગંગાના આઠ પુત્ર. બુદ્બુદ—પરપોટા—ના જેવી ચંચલ—લક્ષ્મી; તે વડે ચંચલ—ગંગા. લક્ષ્મી વિશે આવોજ વિચાર શ્રીમત્ શંકરાચાર્યે અપરાધ-ક્ષમા-સ્તોત્રમાં દર્શા-વ્યોછે:—

> आयुर्नश्यति पश्यतां प्रतिदिनं याति क्षयं यौवनम् ।
> प्रत्यायान्ति गताः पुनर्न दिवसाः कालो जगद्भक्षकः ॥
> लक्ष्मीस्तोयतरङ्गभङ्गचपला विद्युच्चलं जीवितम् ।
> तस्मान्मां शरणागतं शरणद त्वं रक्ष रक्षाधुना ॥

૫. સંક્રાન્તિ=એકથી બીજા પાસે જવું; સૂર્યનું એકથી બીજી રાશિમાં.

૬. તમસ્=તમોગુણ; અંધકાર. ૭. હિડમ્બા—રાક્ષસી—ભીમની સ્ત્રી. ભીમ=ભયંકર; અર્જુન વિ૦ નો ભાઈ. ૮. ક્ષણ૦ જ્યોતિ—પ્રકાશ; વીજળી. ૯. લક્ષ્મી વિવિધ પુરુષોની ઉન્નતિ કરેછે; પિશાચીઓ વખતે માયાના પ્રભાવથી આઠ દસ માથોડાં ઉંચી વધી જાય.

દાતારને દુઃસ્વપ્નની સમાન સંભારતી નથી; વિનીતને પાતકી જેવો ગણી તેની સમીપ આવતી નથી; અને મનસ્વીને ઉન્મત્ત ગણીને હસી કાઢેછે. ઇંદ્રજાલની[1] સમાન પરસ્પર વિરોધ દર્શાવીને જગત્‌માં એ પોતાનું ચરિત પ્રકટ કરેછે. તેમજ, સર્વદા ઉષ્ણતા ઉત્પન્ન કરવા છતાં પણ એ જાડ્ય[2] આણેછે; ઉન્નતિ આપતાં પણ નીચ સ્વભાવ દર્શાવેછે; જલરાશિમાંથી ઉત્પન્ન થયેલી છતાં પણ તૃષ્ણા વધારે છે;[3] ઈશ્વરતા આપવા છતાં પણ પ્રકૃતિને અશિવ કરી દે છે;[4] બલ વધારતાં પણ લઘુતા પમાડી દે છે;[5] અમૃતની સહોદર છતાં પણ પરિણામે કડવી થઈ પડેછે; વિગ્રહવતી છતાં પણ પ્રત્યક્ષ દર્શન દેતી નથી;[6] પુરુષોત્તમને અનુરક્ત છતાં પણ ખલ પુરુષની પ્રીતિ બાંધેછે;[7] અને જાણે ધૂલિમય હોય તેમ સ્વચ્છને પણ મલિન કરી મુકેછે.

વળી જેમ જેમ એ ચપલા પ્રકાશેછે તેમ તેમ દીપ-જ્યોતિની સમાન એમાંથી કજ્જલ-મલિન કર્મજ કેવળ નીકળેછે.[8] કેમકે એ તૃષ્ણારૂપી વિષ-લતાઓનું પોષણ કરનારી જલ-ધારા છે; ઇન્દ્રિયો રૂપી મૃગોને (આકર્ષણ કરનારી) વ્યાધ-ગીતિ છે;[9] સચ્ચરિત રૂપી ચિત્રોને ભુસી નાંખનારી ધૂમ-લેખા છે; મોહરૂપી દીર્ઘ નિદ્રાની વિલાસ-શય્યા છે; ધન-મદરૂપી પિશાચિકાઓને વસવાની જીર્ણ વલભી છે;[10] શાસ્ત્ર-દૃષ્ટિની તિમિરોત્પત્તિ છે; સર્વ અવિનયોની આગળ ઉડતી પતાકા છે; ક્રોધના આવેગ રૂપી મગરોને ઉત્પન્ન કરનાર નદી છે; વિષય રૂપી મધુપાન કરવાની ભૂમિ છે; ભ્રૂ-વિકાર રૂપી નાટ્યની સંગીતશાલા છે; દોષ રૂપી

---

૧. ઇન્દ્રજાલ= જાદુ, કપટ. ૨ જુઓ પૃ. ૫૩ નો. ૧૩.
૩. જલરાશિ=પાણીનો ભંડાર; સમુદ્ર. તૃષ્ણા=તૃષા; વાઞ્છા.
૪. ઈશ્વરતા–શિવપણું, અને અશિવ–શિવ નહિ–એ વિરોધ. શમાવવામાં, ઈશ્વરતા=મ્હોટાઈ, ને અશિવ=અશુભ–એ અર્થ લેવા.
૫. દ્રવ્યથી પ્રભાવ તો વધે, પરંતુ બુદ્ધિની લઘુતા થવાનો સંભવ છે.
૬. વિગ્રહ=શરીર; કલહ.
૭. પુરુષોત્તમ=ઉત્તમ પુરુષ; નારાયણ. જુઓ સુ. ર. ભા. પૃ. ૭૯—

मुरारेर्योषित्सा सरसिरुहकिञ्जल्कनिलया।
तथापि श्रीः स्त्रीत्वात्प्रकृतिचपलालिङ्गति खलान्॥

૮. અર્થાત્ જેમ જેમ મનુષ્યની ધન-તૃષ્ણા વૃદ્ધિ પામેછે તેમ તેમ તે કાળાં કર્મ કરવાનું શીખેછે. ૯. વ્યાધ-ગીતિ=પારધીઓનું ગાયન.
૧૦. જુઓ પૃ. ૬૬ નો. ૭ મી.

સર્પોને વસવાની ગુહા છે; સત્પુરુષોનો વ્યવહાર અટકાવનારી વેત્રલતા છે; ગુણરૂપી કલહંસોની અકાલ વર્ષાઋતુ છે;[1] લોકાપવાદ રૂપી વિસ્ફોટકને વિસ્તાર પામવાની ભૂમિ છે; કપટ-નાટકની પ્રસ્તાવના છે; કામ રૂપી ગજની ધ્વજા છે; સાધુભાવની વધ્યશાલા છે; અને ધર્મ રૂપી ચંદ્ર-મંડલની રાહુ-જિવ્હા છે.

એવો કોઈ પુરુષ હું દેખતો નથી જેને આ અપરિચિત લક્ષ્મીએ ગાઢ આલિંગન નહિ દીધું હોય કે જેને છેતર્યો નહિ હોય. ખરેખર, આલેખ્યમાં રાખી હોય ત્યાંથી પણ જતી રહે, પુસ્તકોમાં હોય ત્યાંથી પણ દગો કરી જાય, કોતરેલી હોય તોએ ઠગી જાય, સાંભળતાં પણ છેતરી જાય, અને ચિન્તન કર્યાથી પણ વંચન કરે એવી એ છે. આવી દુરાચરણી છતાં પણ રાજાઓ કોણ જાણે કેમે દૈવયોગે એના પરિગ્રહથી વિક્લવ બની જઈને સર્વ અવિનયોનું સ્થાન થઈ પડેછે. કેમ જે, અભિષેક-સમયેજ જાણે મંગલ કલશના જલથી તેઓનું દાક્ષિણ્ય[2] ધોવાઈ જાયછે. જાણે અગ્નિ-કાર્યના ધૂમથી તેઓનાં હૃદય મલિન બની જાયછે. જાણે પુરોહિતની દર્ભાગ્ર રૂપી સંમાર્જની થકી[3] તેઓની ક્ષમા દૂર જતી રહેછે. મસ્તક ઉપરના જાણે મુકુટજ આવનાર વૃદ્ધાવસ્થાના સ્મરણને ઢાંકી નાંખેછે. છત્ર-મંડલથીજ જાણે તેમને પરલોક-દર્શન બંધ થાયછે. જાણે ચામરના પવનથી તેમની સત્યવાદિતા ઉડી જાયછે. જાણે વેત્ર-લતાઓજ તેમના સર્વ ગુણને દૂર કરેછે. જય શબ્દના કલકલમાંજ જાણે સાધુવાદ ડુબી જાયછે, અને ધ્વજ-પટના પલ્લવથીજ જાણે તેમનો યશ ભુસાઈ જાયછે. તેમજ કેટલાક, શ્રમને લીધે શિથિલ બની ગયેલી પક્ષીની ડોક જેવી ચપલ, ખદ્યોતના[4] પ્રકાશ જેવી ક્ષણ-મનોહર, અને મનસ્વી જનથી નિન્દિત સંપત્તિ વડે લોભાઈ જઈને,—જરાક ધન મળવાથી ગર્વિષ્ઠ થઈ સ્વજન્મ ભુલી જઈને,—અનેક દોષથી વૃદ્ધિ પામેલા દુષ્ટ રુધિર જેવા રાગાવેશથી પીડાઈને,—વિવિધ વિષય-રસ ચાખવાને

---

૧. વર્ષાઋતુ હંસને પ્રતિકૂલ છે તેમ લક્ષ્મી ગુણને. વર્ષાઋતુમાં હંસ સંતાઈ જાયછે અને મયૂરનું બલ વધેછે. શરદ્‌માં તેથી ઉલટું થાયછે. જુઓ પૃ. ૬૩ લી. ૯–૧૨. વળી જુઓ 'શિશુપાલવધ' સર્ગ ૬ શ્લો. ૪૪.

समय एव करोति बलाबलम् प्रणिगदन्त इतीव शरीरिणाम्।
शरदि हंसरवाः परुषीकृतस्वरमयूरमयूरमणीयताम्॥

૨. પ્રમાણિકતા, સભ્યતા. ૩. સંમાર્જની=સાવરણી.

૪. ખદ્યોત=આગિયો.

ઈચ્છતી, પાંચ છતાં પણ અનેક સહસ્ર જેવી લાગતી ઇંદ્રિયોથી દુઃખ પામતા પામતા,—ચંચલ પ્રકૃતિને લીધે પ્રસાર પામીને, એક છતાં પણ શત-સહસ્ર જેવા થઈ પડેલા મન વડે આકુલવ્યાકુલ થઈ વિહ્વલ બની જાયછે. જાણે ગ્રહ તેમને ઘેરી લે છે; ભૂત જાણે પજવેછે; મન્ત્રનો જાણે તેમનામાં આવેશ થાયછે; વિકરાલ પ્રાણિયો જાણે તેમને ગભરાવેછે; વાયુ જાણે તેમની વિડંબના કરેછે; પિશાચો જાણે તેમનું ભક્ષ કરી લેછે; કામબાણથી જાણે તેઓનાં મર્મસ્થાન ભેદાયાં હોય તેમ તેઓ હજારો મુખ-ભંગ[1] કરેછે; ધનની ઉષ્ણતાથી જાણે ઉકળતા હોય એમ ચેષ્ટાઓ કરેછે; જાણે ગાઢ પ્રહાર લાગ્યા હોય તેમ તેઓ અંગ ધારી શકતા નથી; કરચલાની પેઠે વાંકા વાંકા ચાલેછે; અધર્મને લીધે ગતિ[2] ભગ્ન થવાથી, અપંગની પ્રમાણે તેઓ પર પુરુષથી દોરાય છે; અસત્ય વાદ કરવાથી પરિણામમાં જાણે મુખ-રોગ થયો હોય તેમ તેઓ મહા કષ્ટે બોલેછે; સપ્તપર્ણ વૃક્ષની પેઠે કુસુમ-રજોવિકાર વડે, પાસે બેઠેલાઓના મસ્તકમાં તેઓ શૂલ ઉત્પન્ન કરેછે;[3] મૃત્યુ જાણે પાસે આવ્યું હોય તેમ બંધુ-જનોને પણ ઓળખતા નથી; નેત્ર જાણે અંજાઈ ગયાં હોય તેમ તેજસ્વી પુરુષોને તો દેખતાજ નથી; કૃષ્ણસર્પનો જાણે તેમને દંશ થયો હોય તેમ મહા-મંત્રિયો પણ તેમને જગાડી શકતા નથી;[4] લાક્ષામય હોય તેમ તેઓ સોષ્મને સહી શકતા નથી;[5] દુષ્ટ ગજોની પેઠે, મહામાન-સ્તંભ સાથે નિશ્ચલ કર્યા છતાં પણ તેઓ ઉપદેશ ગ્રહણ કરતા નથી;[6] તૃષ્ણારૂપી વિષની મૂર્છામાં પડવાથી સર્વ તેઓ કનકમય જુએ છે; તરવારોની પેઠે પાનવડે તીક્ષ્ણતા વધારીને, પર-પ્રેરણાથી તેઓ (કોઈનો) નાશ કરેછે;[7] દંડ થકી, દૂર રહેલાં પણ મ્હોટાં મ્હોટાં કુલને ફલની સમાન તોડી પાડેછે; અકાલ કુસુમ-પ્રસવના જેવા તેઓ, મનોહર આકૃતિવાન્ છતાં પણ

---

૧. જુઓ પૃ. ૫૩નો. ૯. ૨. બીજો અર્થ "સત્કર્મ કરવાની વૃત્તિ." ૩. સપ્તપર્ણ–તે નામનું એક (દુર્ગંધિ) વૃક્ષ. રજસ્=રજોગુણ; ધૂળ. ૪. મહામંત્રિયો=મહાપ્રધાનો; મંત્રવાળા જાદુગરો. ૫. સોષ્મ=(ધનની) ઉષ્ણતાવાળા (પુરુષ); ઉષ્ણ (વસ્તુ). અર્થાત્ જેમ લાખ પોતાની પાસે ઉષ્ણ વસ્તુને સહી શકતી નથી તેમ તેઓ બીજા કોઈ તેજસ્વી વા ધનવાન્‌ને (ઈર્ષ્યાવિના) જોઈ શકતા નથી. ૬. મહામાન-સ્તંભ=મ્હોટા માન રૂપી સ્તંભ; અને મ્હોટા માનના–કદના–સ્તંભ. ૭. પાન=મદ્યપાન; તરવારને

લોકના વિનાશ-હેતુ થઈ પડેછે;[1] 'સ્મશાનના જાણે અગ્નિ હોય તેમ તેમની વિભૂતિ અતિરૌદ્ર હોયછે;[2] ચક્ષુ-રોગ-ગ્રસ્ત જેવા તેઓ અદૂરદર્શી હોયછે; અને કામી પુરુષોની સમાન તેઓનાં ભવન ક્ષુદ્ર જનથી અધિષ્ઠિત હોયછે.[3] શ્રવણ કીધાથી પણ તેઓ પ્રેત-પટહની[4] સમાન ભય ઉત્પન્ન કરેછે; તેમનું ચિન્તન કરવાથી પણ મહાપાતકના કાર્યની સમાન કંઈ કંઈ ઉપદ્રવ કરેછે; દિવસે દિવસે ભરાતા પાપથી જાણે તેઓ ફુલી જાયછે; અને એવી અવસ્થામાં સેંકડો વ્યસનમાં લપટાઈ જવાથી વલ્મીક[5] ઉપરના તૃણની ટોચે રહેલા જલબિન્દુઓની સમાન તેઓને પોતાના પડવાનું પણ ભાન રહેતું નથી.

વળી, કેવલ સ્વાર્થ સાધનારા ધૂર્તલોક—ધનરૂપી માંસનો ગ્રાસ કરનાર ગૃધ્ર પક્ષિયો,—સભામંડપરૂપી કમલિનીના બગલાઓ—ઠગવિદ્યામાં પોતે કુશલ હોવાથી બીજા કેટલાક (રાજાઓ)ને એમ સમજાવેછે કે દ્યૂત રમવું એ વિનોદ છે; પરસ્ત્રીનો સમાગમ કરવો એ ચાતુરી છે; મૃગયા એ કેવલ શ્રમ છે; મદ્યપાન કરવું એજ વિલાસ છે; પ્રમત્તતાનું નામજ શૌર્ય છે; સ્વપત્નીનો પરિત્યાગ કરવો એનું નામજ અવ્યસનિતા છે; ગુરુવચનનો અનાદર કરવો એજ સ્વતંત્રતા છે; સેવકજનોને યથેચ્છ વર્તવા દેવું એનું નામજ સુખની સેવા પામવી; નૃત્યમાં, ગાનમાં, વાદિત્રમાં, અને વેશ્યાઓમાં આસક્ત રહેવું એજ રસિક પુરુષનું લક્ષણ; મ્હોટા મ્હોટા અપરાધ ઉપર (પણ) લક્ષ ન આપવું, એનું નામજ મહાનુભાવતા;[6] પરાજય સહન કરવો એજ ક્ષમા; સ્વચ્છન્દ વર્તવું એજ પ્રભુત્વ; દેવની અવગણના કરવી એનું નામજ મહાવીરતા; બંદિજનોનાં કરેલાં વખાણ તેજ યશ; મનની અસ્થિરતા તે ઉત્સાહ; અને ખરાખોટામાં ભેદ ન જાણવો એજ નિષ્પક્ષપાત કહેવાય;—આ પ્રકારે સર્વ દોષને પણ એ ધૂર્તો ગુણનું આરોપણ કરી દેખાડેછે, પરંતુ પોતે તો મનમાં હસતા જાયછે અને દેવતાઈ સ્તુતિ કરી કરીને તે રાજાઓને ઠગેછે. દ્રવ્ય-મદથી

---

પાણી પાયછે તે. ૧. જુઓ હિતોપદેશ–'વિગ્રહ'–શ્લો. ૨૩:—

अकालकुसुमानीव भयं संजनयन्ति ह ।

૨. વિભૂતિ=સંપત્તિ; રાખ. અતિરૌદ્ર=રુદ્ર–શિવ–ના કરતાં પણ ચઢતી; અને અતિ ભયાનક. ૩. ક્ષુદ્ર–હલકા–પુરુષોનું ચલણ રાજાઓને ત્યાં; પક્ષે વેશ્યા આદિનું. ૪. પ્રેત-પટહ=શ્મશાનમાં વગાડાતું વાદ્ય. ૫. રાફડો–(Ant-hill.) ૬. મ્હોટું મન રાખવું તે.

તેમનાં ચિત્ત મત્ત હોયછે માટે તેઓ વિચાર-હીન, એ બધું યથાર્થ માનીને મિથ્યાભિમાન ધરાવેછે; મર્ત્ય છતાં પણ જાણે દેવાંશી હોય એમ પોતાને સદૈવત તથા અલૌકિક માનેછે; અને દિવ્ય પુરુષોને ઉચિત ચેષ્ટા તથા અનુભાવ કરવા માંડેછે, જેથી તેઓ સર્વ જનોના હાસ્યને પાત્ર થાયછે. સેવકજનો પોતાની વિડંબના કરે તેને પણ તેઓ અભિનન્દન કરેછે. મનમાં પોતાને દેવતાનું આરોપણ કરીને ઠગાયાથી, અસત્ય સંભાવનાવડે બુદ્ધિ-હીન થયેલા તેઓ, જાણે પોતાના બે હાથની અંદર બીજા બે હાથ પેઠલા હોય એમ માનેછે; લલાટની અંદર, ત્વચાથી ઢંકાયેલું જાણે પોતાને ત્રિજું નેત્ર હોય એમ શંકા કરેછે;[1] કોઈને દર્શન આપવું એ પણ મ્હોટો અનુગ્રહ છે એવું સમજેછે; દૃષ્ટિપાતને પણ ઉપકાર-પક્ષે ગણેછે; સંભાષણ પણ એક પ્રકારનું દાન છે એમ જાણેછે; આજ્ઞા કરવી એ વરદાન આપવું એમ ધારેછે; ને પોતાના સ્પર્શને પણ પાવન ગણેછે. (વળી) મિથ્યા માહાત્મ્યના ગર્વમાં તણાઈને તેઓ દેવતાઓને (પણ) નમતા નથી; બ્રાહ્મણોને પૂજતા નથી; માન્યને માન દેતા નથી; પૂજ્યની પૂજા કરતા નથી; નમવા-યોગ્યને નમતા નથી; તથા ગુરુઓને ઉઠીને સત્કાર કરતા નથી. વિદ્વજ્જનો નિરર્થક શ્રમથકી પોતાના વિષયોપભોગ-સુખમાં વિઘ્ન લાવેછે એમ ગણી તેમની હાસી કરેછે; વૃદ્ધજનના ઉપદેશને, વૃદ્ધાવસ્થાના વૈકલવ્યનો પ્રલાપ છે એમ ધારેછે; પ્રધાનના ઉપદેશને અનુવર્તવું એ પોતાની બુદ્ધિનો પરાજય કહેવાય એમ જાણી તેને ધિક્કારેછે; હિતવાદી ઉપર કોપેછે; સર્વથા, જે અહર્નિશ અંજલિ રચીને સર્વ અન્ય કાર્ય ત્યજી દઈ, ઘડી ઘડી દેવતાઓની પેઠે તેમની સ્તુતિ કરેછે, અથવા તેમનું માહાત્મ્ય ઉત્પન્ન કરેછે, તેનુંજ તેઓ અભિનંદન કરેછે, તેની સાથેજ ભાષણ કરેછે, તેનેજ પાસે રાખેછે, તેનુંજ સંવર્ધન કરેછે, તેની સાથેજ સુખે રહેછે, તેનેજ દાન કરેછે, તેનેજ પોતાનો મિત્ર સ્થાપેછે, તેનુંજ વચન સાંભળેછે, તેના ઉપરજ બધો પ્રસાદ વર્ષાવેછે, તેનેજ બહુ માન આપેછે, અને તેનેજ આપ્ત બનાવેછે.

તેમજ જેઓ, ઘણુ ખરૂ અતિનૃશંસ ઉપદેશ આપનાર, ક્રૂર,[2] કૌ-

---

૧. પોતાને દેવ સમાન ગણે ત્યારે આકાર પણ તેવો જોઈએ માટે કહ્યું કે "જાણે બીજા બે હાથ વિ." ૨. 'કૌટિલ્ય'—એ પ્રખ્યાત ચાણક્યનું નામ છે; (ઉપહાસ-પક્ષે) 'પ્રપંચ'.

ટિલ્ય-શાસ્ત્રનુંજ પ્રમાણ માનેછે; અભિચાર-ક્રિયાઓથી[1] ક્રૂર થયેલી પ્રકૃતિવાળા પુરોહિતને પોતાના ગુરુ ગણેછે; પર પુરુષને ઠગવામાં તત્પર મંત્રિયો જેમના ઉપદેશક હોયછે; હજારો રાજાઓએ ભોગવી ભોગવીને ત્યજી દીધેલી લક્ષ્મીમાં જેઓ આસક્ત રહેછે; હિંસાનો ઉપદેશ કરનાર શાસ્ત્રનો જેઓ અભ્યાસ કરેછે; અને સહજ પ્રેમથી આર્દ્ર અંતઃકરણવાળા, અનુરક્ત ભાઈઓનુંજ છેદન કરેછે તેમને સાંપ્રત શું ( અને અસાંપ્રત શું )[2] ?

માટે કુમાર ! આવી અતિ કુટિલ તથા કષ્ટ ભરેલી હજારો ચેષ્ટાને લીધે દારુણ લાગતા રાજ્ય-તંત્રમાં, તથા આવા મહામોહકારી યૌવનમાં, તમારે એવી રીતે વર્તવાને પ્રયત્ન કરવો કે મનુષ્યો તમારી હાસી કરે નહિ, સાધુ પુરુષો નિન્દા કરે નહિ, ગુરુઓ તમને ધિક્કારે નહિ, મિત્રો ઠપકો દે નહિ, અને વિદ્વાન્ લોક તમારે સારૂ શોકાતુર થાય નહિ; વળી, ( તમારે એમ વર્તવું કે ) લંપટ જન તમને ઠગે નહિ, કુશલ પુરુષો તમને હસે નહિ, કામી જનને તમારો સ્વાદ લાગે નહિ, સેવકરૂપી વરૂઓ તમને વળગે નહિ, ધૂર્ત જનો છેતરે નહિ, લલનાઓ લલચાવે નહિ, લક્ષ્મી તમારી વિડંબના કરે નહિ, મદ તમને નચાવે નહિ, મદન ઉન્મત્ત કરી દે નહિ, વિષય ફંદમાં નાંખી દે નહિ, રાગ કંઈ વિકાર કરે નહિ, અને સુખમાં તમે તણાઈ જાઓ નહિ. એ તો સત્ય છે કે તમારી પ્રકૃતિજ ધૈર્યવાન્ છે; પિતાએ તમને મહા મહા યત્ન કરીને સર્વ સંસ્કાર કરાવ્યા છે; અને દ્રવ્ય માત્ર ચંચલ હૃદયવાળાને તથા અજ્ઞાનેજ મદ ચઢાવેછે ; પરંતુ, તમારા ગુણથી સંતોષ પામીનેજ હું આટલું બધું બોલ્યોછું; અને વળી આ તો હું તમને પુનઃ પુનઃ કહુંછું કે વિદ્વાન્‌ને પણ, સચેતનને પણ, વીર્યવાન્‌ને પણ, કુલિનને પણ, ધીરાને પણ, અને પ્રયત્નવાન્‌ને પણ આ દુરાચરણી લક્ષ્મી ખલ બનાવી દેછે. સર્વથા પિતા જે તમને મંગલકારક યૌવરાજ્યાભિષેક કરવાના છે તેનું તમે કલ્યાણવડે સુખ ભોગવો; પૂર્વ પુરુષોએ વહેલી, કુલક્રમાગત ધુરાનું વહન કરો;[3] શત્રુઓનાં શિરને નમાવો; બન્ધુવર્ગની ઉન્નતિ કરો; અને અભિષેક થઈ રહ્યા પછી દિગ્વિજયનો પ્રારંભ કરી, સર્વત્ર ભ્રમણ કરી કરી, સપ્તદ્વીપ[4] રૂપી ભૂષણવાળી

---

૧. અભિચાર=પરપુરુષો—વા શત્રુઓ—નો નાશ કરવા સારૂ મંત્રસાધના કરવી તે. ૨. અર્થાત્ તમને સર્વ સરખું છે. યોગ્ય અયોગ્યનો વિચાર કંઈ તેઓ કરતા નથી. ૩. ધુરા=રાજ્યરૂપી ધુંસરી. ૪. જુઓ પૃષ્ઠ ૭૮ નો. ૧.

પૃથ્વીને પિતાએ જીતેલી છતાં પણ ફરી જીતો. આ સમય તમારે પ્રતાપ દેખાડવાનો છે; કેમકે જે રાજાનો પ્રતાપ બલવાન્ હોયછે તેની આજ્ઞા, ત્રૈલોક્ય-દર્શીના વચનની પેઠે સિદ્ધ થાયછે.—એટલું કહી એ છાનો રહ્યો.

શુકનાસ બોલી રહ્યા પછી ચંદ્રાપીડ, ઉપદેશનાં આવાં નિર્મલ વચનથી જાણે પ્રક્ષાલિત થયો હોય, પ્રફુલ્લ થયો હોય, સ્વચ્છ થયો હોય, નિર્મૃષ્ટ થયો હોય, અભિષિક્ત થયો હોય, અભિલિપ્ત[1] થયો હોય, અલંકૃત થયો હોય, પવિત્ર થયો હોય, અને પ્રકાશ પામ્યો હોય તેમ હર્ષિત હૃદયે ત્યાં જરાવાર રહી, પોતાને મંદિર ગયો.

પછી થોડા દિવસ વીતી ગયા એટલે રાજાએ પોતેજ મંગલ કલશ ઉચકીને, એક શુભ દિવસે, જ્યારે પુરોહિતે રાજ્યાભિષેકની સર્વ મંગલ સામગ્રી તૈયાર કીધી હતી ત્યારે, શુકનાસ તથા અનેક સહસ્ર નરપતિ સાથે, કુમારને સર્વ તીર્થમાંથી, સર્વ નદિયોમાંથી, અને સર્વ સાગરમાંથી આણેલા,–સર્વ ઔષધિયો વડે, સર્વ ફલ વડે, સર્વ મૃત્તિકાઓ વડે, અને સર્વ રત્ન વડે પરિપૂર્ણ,–આનંદાશ્રુથી મિશ્ર,–અને મંત્રથી પવિત્ર કીધેલા–જલથી અભિષેક કર્યો. અભિષેક-જલથી તેની કાયા ભીની થઈ એટલે લતા જેમ પોતાના મૂળ વૃક્ષને ત્યજ્યા વિના પણ અન્ય વૃક્ષનો આશ્રય લે તેમ રાજલક્ષ્મીએ તેજ ક્ષણે, તારાપીડનો ત્યાગ ન કરતાં તેનામાં પ્રવેશ કીધો. પછી તરતજ સકલ અંતઃપુર સહિત વિલાસવતી રાણીએ પ્રેમાર્દ્ર હૃદયથી પોતેજ તેના શરીર ઉપર ઠેઠ પાદતલથી, સુગંધિ અને ચંદ્ર-પ્રકાશ જેવા શ્વેત ચંદનનો લેપ કીધો; અભિનવ, વિકસિત, શ્વેત કુસુમનો શેખર પેહેરાવ્યો; તેના શરીર ઉપર ગોરોચના છાંટી; ને દૂર્વા-પ્રબાલનાં તેને કર્ણપૂર ઘાલ્યાં. મ્હોટી કોરનાં, નવાં, ચંદ્ર જેવાં શ્વેત બે દુકૂલ તેણે પેહેર્યાં. પુરોહિતે મંગલ-સૂત્ર બાંધીને તેના હસ્તને કાન્તિમાન્ કર્યો. નવી રાજલક્ષ્મી રૂપી કમલિનીના મૃણાલ જેવો, તથા અભિષેક-ક્રિયા જોવાને ઉતરી આવેલા સપ્તર્ષિ-મંડલ જેવો હાર તેણે છાતી ઉપર પેહેર્યો. વળી શ્વેત પુષ્પની ગુંથેલી, જાનુને અડકતી, અને ચંદ્રકિરણ જેવી કોમલ વૈકક્ષક માલાઓથી[2] તેનું શરીર નિરંતર ભરાઈ

---

૧. નિર્મૃષ્ટ=ન્હોવાઈ ગયેલો. અભિષિક્ત=ન્હવાઈ ગયેલો. અભિલિપ્ત=લેપ પામેલો. ૨. જુઓ પૃષ્ઠ ૯૮ નોટ ૪.

ગયું તેથી, અને તેનો વેષ સર્વ શ્વેત હતો તેથી તે ફેંકારેલી યાળ સહિત નરસિંહ જેવો, ઝરતા નદિયોના પ્રવાહવાળા કૈલાસ જેવો, સ્વર્ગ-ગંગાનાં મૃણાલથી જટિલ થયેલા ઐરાવત જેવો, અને ઉછળતી ફેન-લતાથી આકુલ થયેલા ક્ષીરસમુદ્ર જેવો શોભવા લાગ્યો !! (પછી) એના પિતાએ તેજ ક્ષણે પોતેજ હાથમાં વેત્રદંડ લઇને આગળથી લોકને દૂર કરવા માંડ્યા એટલે સભામંડપમાં જઇને, શશી જેમ મેરુ-શિખરઉપર તેમ ચંદ્રાપીડ એક કાઞ્ચનમય સિંહાસન ઉપર બિરાજ્યો..

સિંહાસન ઉપર ચઢીને તેણે સકલ રાજલોકને યોગ્ય સંમાન આપ્યા પછી થોડી વારે, દિગ્વિજયને અર્થે પ્રયાણ કરવાનો સમય થયો એવું દર્શાવતો, પ્રલયકાલની મેઘ-ઘટાના ઘોષ જેવા ઘર્ઘર ધ્વનિવાળો, સુવર્ણના દંડીકાથી વગાડેલો પ્રસ્થાન-દુંદુભિ, મંદરાચલના આઘાતથી જેમ સમુદ્ર, યુગાન્તે થતા ભૂકમ્પથી જેમ ભૂમિતલ, વિદ્યુદ્દંડના પાતથી જેમ પ્રલય-મેઘ, અને મહાવરાહની[1] નાસિકાના પ્રહારથી જેમ પાતાલ-કુક્ષિ ગાજે તેમ, ગંભીર ગર્જના કરવા લાગ્યો. તેના ધ્વનિયે સર્વ ભુવનાન્તરને જાણે ફુલાવી દીધાં, ઉઘાડી દીધાં, પૃથક્ કરી દીધાં, વિસ્તાર પમાડી દીધાં, ગર્ભરૂપ કરી દીધાં, બધિર બનાવી દીધાં, અને આવર્તરૂપ કરી દીધાં; તથા દિશાઓના અન્યોન્ય સંધિબંધ જાણે તોડી નાંખ્યા. વળી તેના સ્વરને પાતાલમાં, ભયથકી સહસ્ર ફેણ માંડી, આડી અવળી ડોલાવીને શેષ નાગ જાણે આલિંગન દેતો હોય;[2] વારંવાર, સામસામે દંતના ઊર્ધ્વ પ્રહાર કરી કરીને દિશાઓમાં દિગ્ગજ જાણે બોલાવતા હોય; ત્રાસથી મંડલાકારે ભ્રમણ કરતા, આકાશમાં સૂર્ય-રથના અશ્વ જાણે પ્રદક્ષિણા કરતા હોય; (એને) મહાદેવનું અપૂર્વ અટ્ટહાસ[3] ધારીને હર્ષથી હુંકાર કરતો હર-વૃષભ કૈલાસ-શિખર ઉપર જાણે આમંત્રણ કરતો હોય; ગંભીર કંઠ-ગર્જના કરીને ઐરાવત ગજ દેવલોકમાં જાણે એનો સત્કાર કરતો હોય; અને એવા અશ્રુતપૂર્વ નાદથી રોષે ભરાઇ, શૃંગ વાંકાં નમાવી, યમ-ગૃહમાં યમ-મહિષ[4] જાણે એને પ્રણામ કરતો હોય તેમ એ (સ્વર) સર્વ લોકપાલના કર્ણને ભયભીત કરતો કરતો, અખિલ ત્રિભુ-

---

૧. મહાવરાહ=વિષ્ણુનો વરાહાવતાર. ૨. આવાં સર્વ વાક્યોનો સંબંધ આગળ આવતા "તેમ એ (સ્વર)......ત્રિભુવનમાં ભમ્યો" એની સાથે છે. ૩. જુઓ પૃ. ૬૮ નો. ૨. ૪. યમનું વાહન—પાડો.

વનમાં ભમ્યો !! પછી, દુંદુભિ-સ્વર સાંભળી સર્વ લોક જય જય શબ્દ બોલવા લાગ્યા એટલામાં સિંહાસન ઉપરથી ઉઠીને ચંદ્રાપીડે શત્રુઓની રાજલક્ષ્મી સાથે ચાલવા માંડ્યું.[1] અને આસપાસથી સંભ્રમ-સહિત ઉઠી પાછળ ચાલતા હજારો નરપતિ જેઓ, પરસ્પર અથડાવાથી તુટી ગયેલા હાર-સૂત્રમાંથી નીકળી પડતાં મોતીના સમૂહને દિગ્વિજય-પ્રસ્થાન-સમયના મંગલ-લાજ[2] હોય તેમ વેરતા હતા તેમની સાથે તે,—પારિજાત વૃક્ષ જેમ શ્વેત પુષ્પની કળિયો પાડતાં કલ્પતરુ સાથે, ઐરાવત જેમ શુણ્ડમાંથી જલ-કણ છાંટતા દિગ્ગજો સાથે, ગગન-વિસ્તાર જેમ તારાગણ વર્ષાવતા દિગન્તરો સાથે, અને વર્ષા-સમય જેમ સ્થૂલ જલ-બિન્દુનો સેક કરતા જલધર સાથે નીકળે તેમ—સભા-મંડપમાંથી બ્હાર નીકળ્યો.[3]

બ્હાર આવીને રાજકુમાર, પત્રલેખા જેના ઉપર પ્રથમથી ચઢીને એક આસને બેઠી હતી, તથા પ્રસ્થાન-યોગ્ય સર્વ મંગલ્ય અલંકાર જેને પેહેરાવ્યા હતા એવી, મહાવતે ત્વરાથી આણેલી હાથણી ઉપર ચઢ્યો ; અને (મંદર) પર્વતના ભ્રમણથી ક્ષીરસાગરમાં થતા જલ-ભ્રમર જેવા શ્વેત, રાવણના બાહુ-દંડને આધારે રહેલા કૈલાસ જેવા શોભતા, મોતીની સેરોથી છવાઈ ગયેલા, શત-શલાકા-યુક્ત[4] છત્ર વડે તેને છાયા થઈ એટલે તેણે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં (રાજગૃહની) અંદર રહે રહેજ તેણે, જે રાજાઓ દ્વાર પાસે તેની વાટ જોતા ઉભા હતા અને જેમનું દર્શન કરતા કોટને લીધે અન્તરિત હતું તેમના, કિરણ પ્રસારતા મુકુટ-મણિયોની, અલક્તક-રસના રંગ જેવી બહલ પ્રભારૂપી બાલ-સૂર્ય-પ્રકાશને

---

૧. આ સહોક્તિ અલંકારનું દૃષ્ટાન્ત છે, અથવા અતિશયોક્તિનો એક ભેદ છે જેમાં કારણ પેહેલાં કાર્ય થયેલું વર્ણવેલું હોયછે.—અર્થ એ કે એ નીકળ્યો કે શત્રુઓની લક્ષ્મી પણ સ્વ-સ્થાનથી નીકળી તેની પાસે આવતી ગઈ. ૨. 'લાજ' સારૂ જુઓ પૃ. ૮૬ નો. ૪. એ વડે વધાવવાનો પૂર્વે ચાલ હતો. જુઓ રઘુ. સ. ૨, શ્લો. ૧૦—

(तं) अवाकिरन् बाललताः प्रसूनै ।
राचारलाजैरिव पौरकन्याः ॥

૩. અહીં સાદૃશ્યમાં પેહેલું ઉપમેય ચંદ્રાપીડ ; ઉપમાન પારિજાત, ઐરાવત, ગગન અને વર્ષા-સમય. બીજું ઉપમેય નરપતિયો ; ઉપમાન કલ્પતરુ, દિગ્ગજો, દિગન્તરો, અને જલધર. ત્રીજું ઉપમેય મોતીનો સમૂહ ; ઉપમાન શ્વેત પુષ્પની કળિયો, જલ-કણ, તારાગણ, અને સ્થૂલ જલબિન્દુ. ૪. શલાકા=(છત્રીની) સળિયો.

લીધે દશે દિશાઓ જાણે રાજ્યાભિષેક પછી તરતજ પ્રસરેલા પોતાના પ્રતાપના અગ્નિથી બળતી હોય તેમ અતિશય પિઞ્જર થતી દીઠી; ભૂતલને તેણે, યૌવરાજ્યાભિષેકથી ઉત્પન્ન થતા પોતાના અનુરાગ વડે જાણે રક્ત થતું હોય તેવું જોયું; આકાશ જાણે, પાસે આવેલા રિપુ-વિનાશને સૂચવતા દિગ્દાહથી રાતું થયું હોય એમ તેને લાગ્યું; અને દિવસ અભિમુખ આવેલી ભુવન-લક્ષ્મીના ચરણ ઉપરના અલક્તક-રસથી લાલ લાલ થઈ જતો હોય એવો તેને ભાસ્યો ![1]

બ્હાર નીકળ્યો કે તરતજ તેને, વેગથી હજારો ગંધગજને ચલાવતાં, અવનિપાલોનાં ટોળાં જેમનાં છત્રમંડલ અન્યોન્ય અથડાવાથી જર્જરિત થઈ ગયાં હતાં, માનપૂર્વક મસ્તક નમાવવાથી જેમની મણિ-મુકુટ-પંક્તિ શિથિલ થઈ ગઈ હતી, રત્ન-કર્ણપૂર વાંકાં નમી ગયાં હતાં, તથા કુંડલ જેમનાં ખસી ખસીને ગાલ ઉપર આવી ગયાં હતાં તે, સેનાપતિ આજ્ઞાનુસાર નામ નિવેદિત કરતો ગયો તેમ તેમ પ્રણામ કરવા લાગ્યાં. પુષ્કળ સિંદૂરથકી જે રક્ત થયો હતો, મ્હોટાં મ્હોટાં મોતીની સેરોનો જેનો અવચૂલ[2] ભૂતલ ઉપર રગદોળાતો હતો, શ્વેત પુષ્પની માલાઓ વડે જેનું શિર વિચિત્ર દેખાતું હતું, અને તેથીજ જે,—સંધ્યા-સમયના સૂર્ય-પ્રકાશવાળા, વાંકા વહેતા શ્વેત ગંગા-પ્રવાહવાળા, અને તારાગણથી છવાઈ ગયેલી શિખર-શિલાઓવાળા—મેરૂ પર્વત જેવો શોભતો હતો તે ગંધમાદન નામનો ગજ તેની પછવાડે ચાલતો હતો.[3] કનકનાં આભૂષણની પ્રભાથી રંગાયેલાં જેનાં અવયવ ઉપર જાણે કુંકુમ-તિલક કર્યાં હોય એમ દેખાતું હતું એવા ઇન્દ્રાયુધને તેની આગળ દોરેલો હતો.—એ પ્રકારે પ્રથમ તો એ ધીમે ધીમે પૂર્વ દિશામાં સિધાવ્યો; અને ડોલતી ગજ-ઘટાઓવડે જેમાંનાં શ્વેત છત્ર કંપી જતાં હતાં એવું અખિલ સૈન્ય (પણ), અસંખ્ય તરંગ-પરંપરા ઉપર પડેલાં હજારો ચંદ્ર-પ્રતિબિમ્બવાળું જાણે મહાપ્રલય-કાલનું જલનિધિ-જલ

---

૧. આ સર્વ ઉત્પ્રેક્ષાનો હેતુ એકજ છે;—બ્હારથી રાજાઓના મુકુટમણિના કિરણ સંખ્યાબંધ અંદર આવતા હતા, અને તેથીજ એવો દેખાવ ઉત્પન્ન થતો હતો.

૨. જુઓ પૃ. ૩૨ નો. ૭. કોઈ એનો અર્થ ‘કર્ણાભૂષણ’ પણ લેછે.

૩. ‘ગંધમાદન’ સારૂ જુઓ પૃષ્ઠ ૧૧૫ લીટી ૪. એના ઉપર સિંદૂર વિ૦ હતું તેથી એને સૂર્ય-પ્રકાશ વિ૦વાળા મેરૂ સાથે સરખાવ્યો છે.

હોય તેમ, સર્વ મહીતલને ડુબાવી દેતું, તથા અદ્‌ભુત કલકલ કરતું કરતું ચાલવા લાગ્યું[1].

ચંદ્રાપીડ નીકળ્યો કે તરતજ પોતાને મંદિરથી, સર્વ પ્રસ્થાન-યોગ્ય મંગલ ક્રિયા થઈ રહ્યા પછી શ્વેત વસ્ત્ર તથા શ્વેત પુષ્પથી શોભતો વૈશમ્પાયન, પાછળ ચાલતા મ્હોટા સૈન્ય સહિત, નરેન્દ્ર-વૃન્દ સહિત, તથા મસ્તક ઉપર ધરેલા શ્વેત છત્ર સહિત, બીજો જાણે યુવરાજ હોય તેમ, ત્વરાથી ચાલતી હાથણી ઉપર બેસીને, ચંદ્ર સૂર્ય પાસે આવે તેમ તેની સમીપ આવી પહોચ્યો. પછી, યુવરાજ બ્હાર નીકળ્યો એવું સાંભળી આમ તેમથી દોડી આવતાં સૈન્યના ભારવડે તે ક્ષણે પૃથ્વી જાણે ચલિત કુલપર્વતોથી બંધાયેલા સમુદ્ર-જલના તરંગમાં પેઠી હોય તેમ કંપવા લાગી. કેટલાક ભૂમિપતિયો સામા આવી આવીને રાજપુત્રને પ્રણામ કરવા લાગ્યા તેમના, કિરણ-જાલમાં ઢંકાઈ ગયેલી કલગીવાળા મણિ-મુકુટોના પ્રકાશથી, તથા બહુ તેજ મારતા, પત્રભંગ-યુક્ત કેયૂરોની પ્રભા થકી, દશે દિશાઓમાં કહિંક જાણે ચાષ પક્ષીની પાંખનો ભૂકો વેર્યો હોય એવું થઈ રહ્યું; કહિંક જાણે ઉડતા મયૂરોના સેંકડો હાલતા ચંદ્રકથી તે (દિશાઓ) રંગાઈ હોય એમ દેખાયું; કહિંક અકાલ મેઘ તથા વીજળીથી જાણે તેઓ તરલ થઈ રહી; અને કહિંક જાણે કલ્પ વૃક્ષનાં પલ્લવથી, કહિંક જાણે ઈન્દ્રધનુષ્થી, તથા કહિંક જાણે બાલ સૂર્યના પ્રકાશથી ભરેલી હોય એમ તેઓ ભાસવા લાગી. વળી રાજાઓનાં છત્ર શ્વેત છતાં, પણ વિવિધ મણિયોથી વિચિત્ર થયેલા, ચૂડામણિમાંથી પ્રસરતા કિરણવડે, જાણે મયૂરોનાં ટોળાં હોય એવાં શોભવા લાગ્યાં !!

જોતાં જોતામાં તો, મહીતલ બધું જાણે અશ્વમય હોય. દિશાઓ જાણે ગજમય હોય, અન્તરિક્ષ જાણે છત્રમય હોય, ગગન જાણે ધ્વજવનમય હોય, પવન જાણે મદ-ગંધમય હોય, પ્રજા-સૃષ્ટિ જાણે ભૂપતિમય હોય, દૃષ્ટિ જાણે ભૂષણ-કિરણમય હોય, દિવસ જાણે મુકુટમય હોય, અને ત્રિભુવન જાણે જય-શબ્દમય હોય એવું દેખાવા લાગ્યું !! વળી સર્વ દિશાઓમાં ચાલતા, કુલપર્વતો જેવા મત્ત હાથીઓથી;[2] પ્રલય-સમયનાં

---

૧. મોજાં ઉપર પડીને હાલતાં ચંદ્ર-પ્રતિબિમ્બ સાથે, ગજ-ઘટા ઉપર ડોલતાં શ્વેત છત્રને સરખાવ્યાં છે. ૨. આ વિગેરે પંચમી વિભક્તિયોનો સંબંધ "પ્રલયકાળ આવ્યો વિ૦" સાથે લેવો.

ચંદ્રબિમ્બ જેવાં હાલતાં છત્રોથી; સંવર્તક મેઘના[1] જેવા ગંભીર અને ભયંકર નાદ કરતા દુંદુભિથી; તારાઓના વર્ષાદની સમાન ગજ-શુણ્ડમાંથી પડતા જલકણથી; ધૂમકેતુના જેવા ધૂસર, પૃથ્વીમાંથી ઉત્પન્ન થતા રજઃ-સ્તંભથી; વજ્ર-પાત જેવા કઠોર અને ગંભીર ઘોષવાળી હાથીઓની કંઠ-ગર્જનાથી; રુધિર-કણના વર્ષાદ જેવી, કરિ-કુંભસ્થલ ઉપરથી ઉડતી સિંદૂર-રજથી; ક્ષુભિત સમુદ્ર-જલના તરંગ જેવી ચંચલ, પ્રસરતી અશ્વ-પંક્તિયોથી; સર્વ દિશાઓમાં ઘોર અંધકાર કરીને અહર્નિશ પડતા, મદ-જલ-ધારારૂપી દુર્દિનથી;[2] તથા ભુવનાન્તરમાં વ્યાપી ગયેલા કલકલથી, જાણે મહાપ્રલયકાળ આવ્યો હોય એમ દીસવા લાગ્યું[3] !!

(આ સમયે) ધવલ ધ્વજના સમૂહથી નિરંતર ઢંકાઇ ગયેલી દશ દિશાઓ[4], મહાસૈન્યના કોલાહલથી જાણે ભયભીત થઈ હોય તેમ કહિંક ભરાઇ પેઠી! મદમત્ત ગજઘટાઓના હજારો અવચૂલથી રુંધાઇ ગયેલું ગગનતલ, જાણે મલિન મહી-રજને[5] સ્પર્શ કરવાની શંકાથી અતિ દૂર જતું રહ્યું! અશ્વોની ખરિયોમાંથી ઉડતી રજવડે મલિન થયેલા પુરોભાગ-માંથી રવિ-કિરણ, જાણે છડીદારોની છડિયોથી દૂર કરવામાં આવ્યા હોય તેમ ખસી ગયા! છત્રોથી ઢંકાઈ ગયેલા સૂર્ય-પ્રકાશવાળો દિવસ, જાણે ગજ-શુંડમાંથી નીકળતી જલ-કણિકા વડે શીતલ થઈ જવાના ત્રાસથી, નાસી ગયો! સેનાના ભારથી જર્જરિત થયેલી, અને મદમત્ત ગજોના સેંકડો ચરણથી ઠોકાયલી ભૂમિ, જાણે બીજી પ્રયાણ-ભેરી હોય તેમ ભયંકર નાદ કરવા લાગી! મદ ઝરાવતા હાથીઓનું, ઘુંટણ સુધી આવતું મદજલ, જેમાં અશ્વમુખમાંથી પડેલાં શ્વેત ફેન-પલ્લવ દેખાતાં હતાં તેમાં પગલે પગલે પાયદળનાં માણસ પડવા લાગ્યાં; અને હરિતાલના જેવા પરિમલ વાળી, અતિપટુ મદ-સુગંધ ભરાઈ જવાથી, ગજની પેઠે મનુષ્યની ઘ્રાણેન્દ્રિની (પણ) અન્ય ગંધ ગ્રહણ કરવાની શક્તિ બંધી જતી રહી!

વળી, અનુક્રમે, પ્રયાણ કરતા સૈન્યની આગળ દોડતા જન-સમૂહના કોલાહલથી; નોબત નગારાંના અતિ તીક્ષ્ણ અને દીર્ઘ નાદથી; ખરિયોના ખડખડાટ સાથે મળેલા ઘોડાઓના ખાંખારાથી; વારંવાર

---

૧. સંવર્તક મેઘ—પ્રલયકાળના મેઘ. ૨. જુઓ પૃષ્ઠ ૨૭ નોટ ૪.
૩. આ વાક્યમાં ઉપમાન સર્વ એવાં આપ્યાંછે કે તે પ્રલયમાંજ હોયછે.
૪. જુઓ પૃ. ૭૫ નો. ૨. ૫. મહીને રજસ્વલા સ્ત્રી સાથે સરખાવી તેથી તેને સ્પર્શ કરતાં શંકા થાય; પક્ષે, રજ—ધૂળ.

થતા, કર્ણના તાલ-સ્વર સાથે મિશ્ર થયેલી ગજોની ગર્જનાથી; (પ્રાણિ-ઓના) ગળામાં ઘાલેલી ઘુઘરિયોના ઘોષ સાથે સંભળાતા, ગતિને લીધે વિષમ વાગતી ઘંટાઓના ટંકારથી; મંગલ શંખ-શબ્દ વડે વધેલા ધ્વનિ-વાળા, પ્રયાણ-પટહના નાદથી; અને વારંવાર અહીં તહીં વાગતા ડમ-કાના સ્વરથી, મનુષ્યના શ્રવણ જર્જરિત થઈ જઈને તેમને જાણે મૂર્છા આવતી.

ત્યાર પછી સૈન્યની હચડા હચડાથી ધીમે ધીમે ઉત્પન્ન થયેલો ધૂળનો મ્હોટો ઢગ, પૃથ્વીના વિવિધ વર્ણને લીધે, કહિંક વૃદ્ધ મત્સ્યની છાતી જેવો ધૂમ્ર;[1] કહિંક ઉંટના વાળ જેવો ધૂસર; કહિંક વૃદ્ધ હરિણના રોમ જેવો મલિન; કહિંક રેશમી વસ્ત્રના તંતુ જેવો પાણ્ડુર; કહિંક જરઠ મૃણાલ-દંડ જેવો ધવલ; કહિંક વૃદ્ધ કપિના કેશ જેવો કપિલ; કહિંક હર-વૃષભના વાગોળવાથી થતા ફેન-પિંડ જેવો શ્વેત; ગંગા-પ્રવાહની સમાન હરિ-ચરણમાંથી નીકળતો;[2] કોપેલો હોય તેમ ક્ષમાનો ત્યાગ કરતો;[3] પરિહાસ કરતો હોય તેમ નયનને રૂંધી દેતો;[4] તૃષિત હોય તેમ ગજ-શુંડમાંથી નીકળતા જલ-કણને પીતો; પક્ષવાન્ હોય તેમ ગગનમાં ચઢતો; ભ્રમર-કુલની પેઠે મદ-લેખાને ચુંબન કરતો; સિંહની સમાન કરિ-કુંભસ્થલ ઉપર ફાળ ભરતો; વિજયી હોય તેમ ધ્વજોનું ગ્રહણ કરતો; જરાગમની[5] પેઠે મસ્તકને ધોળાં કરતો; પાંપણો આગળ રહીને દૃષ્ટિને જાણે બંધ કરતો; કમલ-રસનાં મધુ-બિન્દુઓને ચ્હોટીને, જાણે કર્ણો-ત્પલને સુંઘતો; મદમત્ત ગજના હાલતા કર્ણ વાગવાના જાણે ત્રાસથી તેમના કર્ણ-શંખની[6] અંદર ભરાઈ જતો; સન્મુખ રહેલાં, રાજાઓનાં મુકુટ-મણિ, પત્રભંગ, અને મકરિકાઓથી જાણે પીવાતો; અશ્વ-મુખ-માંથી પડીને પથરાઈ ગયેલા ફેન-પલ્લવના ગોટાઓથી જાણે પૂજાતો; મત્ત ગજ-ઘટાઓની કુંભ-ભિત્તિમાંથી નીકળેલી ધાતુ-ધૂલિના[7] વલયથી જાણે અનુગત થતો; ચામર ઢોળવાથી ઉડતી પટવાસ-રજ વડે[8] જાણે

---

૧. અહીંથી શરૂ થતાં, ધૂળના ઢગનાં વિશેષણ વાક્યને છેડે આવેલા "ઉડવા લાગ્યો"–એ શબ્દો સાથે સંબંધ રાખેછે. ૨. હરિ=અશ્વ; વિષ્ણુ. જુઓ પૃ. ૭૨ નો. ૬. ૩. ક્ષમા=પૃથ્વી; તે નામનો ગુણ. જુઓ વાસવદત્તા પૃષ્ઠ ૨૫૬–उत्क्षिप्ता इव मुञ्चन् क्षमाम्. ૪. રૂંધી દેતો=(આંખમાં) પેસી જતો; ડાબી દેતો. ૫. જરાગમ=જરા–વૃદ્ધાવસ્થા-નો આગમ–આવવું. ૬. જુઓ પૃ. ૧૩૧ નો. ૧. ૭. હાથીને કુંભસ્થલે ગૈરિકાદિ ધાતુનો ભૂકો (ગેરૂ વિ૦) શોભાને અર્થે ચોપડેછે. ૮. સુગંધિ ભૂકા વડે.

આલિંગિત થતો; નૃપતિયોના હજારો શેખરમાંથી પડેલી, કુસુમ-કેસરની રજથી જાણે ઉત્સાહ મેળવતો; અશુભ સૂચક રાહુની પેઠે નિષ્કારણુજ સૂર્ય-મંડલને પીતો; રાજાઓને પ્રસ્થાન-સમયે બાંધેલાં મંગલ-સૂત્ર, વલય અને હાર ઉપર ગોરોચનાના ચૂર્ણ જેવો દેખાતો; તથા કરવતથી વ્હેરેલા ચંદનના ભૂકા જેવો શોભતો—ઉડવા લાગ્યો. અને અસંખ્ય સૈન્યની હદળા હદળીથી વધતો વધતો, પ્રલયકાળના મેઘ જેવો શ્યામ થઈને, આખા વિશ્વનો જાણે સંહાર કરતો હોય તેમ તે ધીમે ધીમે વિસ્તાર પામવા લાગ્યો.

એવો ધૂળનો સમૂહ જે ધીરે ધીરે વધીને ઘણો મ્હોટો થયેલો હતો; દિગ્-વિજયનો જે મંગલ ધ્વજ હતો; શત્રુ-કુલ રૂપી કમલનો પ્રલય કરનાર તુષાર[1] હતો; રાજલક્ષ્મીના વિલાસનો પટવાસ-ચૂર્ણ હતો; રિપુઓનાં છત્ર રૂપી પુંડરીકનો હિમ-પાત હતો; સેનાના ભારથી પીડાતી પૃથ્વીનો મૂર્છાન્ધકાર હતો; ચાલતા સૈન્ય રૂપી મેઘકાલમાં થયેલો કદમ્બ-કુસુમોદ્‌ગમ હતો; સૂર્ય-કિરણ રૂપી કમલ-વનને ચગદી નાંખનાર ગજ-સાર્થ હતો; ગગન અને ભૂતલને ડુબાવી દેનાર પ્રલય-સાગરનું પૂર હતો; ત્રિભુવન-લક્ષ્મીના શીર્ષને આચ્છાદન કરનાર વસ્ત્ર હતો; મહાવરાહની યાળ જેવો વિચિત્ર હતો; પ્રલયાગ્નિની ધૂમ-લેખા જેવો જાડો હતો; જાણે પાતાલમાંથી જે ઉંચો થતો હતો, ચરણમાંથી નીકળતો હતો, ચક્ષુમાંથી બ્હાર પડતો હતો, દિશાઓમાંથી આવતો હતો, આકાશમાંથી પડતો હતો, પવનમાંથી ઉડતો હતો, અને રવિ-કિરણમાંથી જાણે ઉત્પન્ન થતો હતો; ચેતન નહિ હરણ કરે એવો જે નિદ્રાગમ હતો; સૂર્ય છતાં પણ પ્રસરેલો અંધકાર હતો; ગ્રીષ્મ-સમય વિનાનું ભૂમિ-ગૃહ[2] હતો; તારાગણ ઉગ્યા વિનાનો જે કૃષ્ણ-રાત્રિનો પ્રદોષ હતો; વર્ષાદ વિનાનો જલધર-સમય હતો; ફરતા સર્પ વિનાનું પાતાલ હતો; અને વામન-ચરણની પેઠે જે વૃદ્ધિ પામતો હતો—તે ત્રણે ભુવનમાં વ્યાપી ગયો !!

અભિનવ જલ પડવાથી જેવું વિકસિત કુવલય-વન દેખાય તેવુંજ ક્ષીરસાગરના ફીણ જેવી ધોળી આ મહી-રજ વડે ઘેરાઇ ગયેલું આકાશ દેખાવા લાગ્યું. શ્યામ રજથી ધૂસર થઇ ગયેલું સૂર્ય-બિમ્બ અવચૂલ-ચામર[3] જેવું ઝાંખું પડી ગયું. દુકૂલ-પટ્ટ જેવી ધવલ ધ્વજાની પેઠે ગગન-

---

૧. ઝાકળ. ૨ ભોંયરૂં. ૩. જુઓ પૃ. ૧૫૦ નો. ૨.

ગંગા કાળી પડી ગઈ. ભૂપતિયોના સૈન્યનો મ્હોટો ભાર સહન નહિ કરી શકવાથી, પૃથ્વી, તે ભાર ઉતારવાને આ રજના આકારમાં જાણે ફરીથી અમર-લોકમાં ચઢી ! સૂર્યાતપનું નિઃશેષ પાન કરવાથી અંતરમાં જાણે બળતી હોય તેમ મહી-રજ, રવિ-રથના ધ્વજ-પટને ધૂસર કરીને, સમુદ્ર-જલમાં પડી ! અને એક ક્ષણમાંજ પૃથિવી જાણે ગર્ભવાસમાં, જાણે સંહાર-સમયના સમુદ્ર-જલમાં, જાણે મૃત્યુના જઠરમાં, જાણે મહાકાલના મુખમાં, જાણે શ્રીનારાયણના ઉદરમાં, અથવા જાણે બ્રહ્માંડમાંજ પેસી ગઈ !! દિવસ બધો રજોમય થઈ ગયો ! દિશાઓ જાણે મૃત્તિકાનીજ હોય એમ દિસવા લાગી ! આકાશ જાણે રેણુરૂપજ બની ગયું ! અને અખિલ ત્રૈલોક્યમાં જાણે એકજ મહાભૂત વ્યાપી રહ્યું હોય એમ દેખાયું !

પછી જ્યારે, પોતાના મદની ઉષ્ણતાથી સંતપ્ત થયેલા ગજોની શુંડનાં છિદ્રમાંથી નીકળીને સર્વ દિશાઓમાં ખરતા, ક્ષીરસાગરના જલ જેવા શ્વેત જલકણના વર્ષાદથી, તેમના કર્ણ-પલ્લવ અથડાવાથી ગળીને વહેતા મદ-જલ-બિન્દુના દુર્દિનથી, અને હયના હણહણાટ સાથે ટપકતાં લાલા-જલનાં[1] બિન્દુના સમૂહથી રજ બધી શામી ગઈ તથા દિશાઓ ફરીથી દેખાવા લાગી ત્યારે, સમુદ્ર-જલમાંથી જાણે બ્હાર આવ્યું હોય એવું તે અસંખ્ય સૈન્ય નિહાળીને વિસ્મય પામી, સર્વત્ર દૃષ્ટિ ફેરવી, વૈશમ્પાયને ચંદ્રાપીડને કહ્યું:—

યુવરાજ ! મહારાજાધિરાજ. તારાપીડે શું નથી જીત્યું કે તમે જીતશો ?[2] કઈ દિશાઓ વશ નથી કરી કે તમે વશ કરશો ? કયા દુર્ગ નથી લીધા કે તમે લેશો ? કયા દ્વીપાન્તર નથી સ્વાધીન કર્યા કે તમે સ્વાધીન કરશો ? કયાં રત્ન એમણે નથી મેળવ્યાં કે તમે મેળવશો ? કયા રાજાઓ નથી નમ્યા ? કોણે પોતાના મસ્તક ઉપર, કમલની બાલ કલિકા જેવી કોમલ સેવાઞ્જલિ નથી રચી ? કનક-મુકુટ-યુક્ત લલાટ-વડે કોણે સભા-મંડપની ભૂમિને નથી લિસ્સી કરી ? કોના ચૂડામણિ પાદ-પીઠ[3] ઉપર નથી ઘસાયા ? કોણે છડિયો નથી ઝાલી ? કોણે ચામર નથી ઢોળ્યાં ? કોણે નથી જય-શબ્દ ઉચ્ચાર્યા ? મુકુટ-પત્ર-મકર વડે, જલધારા જેવી નિર્મલ એમના ચરણ-નખ-કિરણની લેખાઓનું કોણે નથી પાન કર્યું ? ચાર સમુદ્રના જલમાં સ્નાન કરવામાં અતિ મગ્ન

---

૧. લાળરૂપી જલનાં. ૨ જુઓ પૃષ્ઠ ૧૪૭ લીટી ૧ લી. ૩. પગ

રહેતાં[1] સૈન્યને લીધે મદમત્ત થયેલા' આ,—દશરથ, ભગીરથ, ભરત, દિલીપ, અલર્ક, અને માન્ધાતા જેવા,—પૃથ્વીના સર્વ કુલાભિમાની, સોમરસ પીનારા, ક્ષત્રિય રાજાઓ તમારી મંગલકારક ચરણ-રજને, 'અભિષેક-જલના સ્પર્શથી પવિત્ર થયેલા પોતાના ચૂડામણિ-પલ્લવમાં રક્ષા-ભૂતિની[2] પેઠ રાખી રહ્યાછે. બીજા આદિ-પર્વતો જેવા આ નરપતિયોવડે આખી પૃથ્વીનું ધારણ થયુંછે. વળી દશે દિશાઓને ભરી નાંખતાં આ એમનાં સૈન્ય પણ તમારી સેવામાંજ છે. જુઓ! જે જે દિશામાં દૃષ્ટિ ફેરવિયે છિયે તેમાં તેમાં એમજ લાગેછે કે જાણે પાતાલમાંથી સૈન્ય નીકળી આવેછે; વસુધામાંથી જાણે જન્મેછે; દિશાઓમાંથી જાણે તેનું વમન થાયછે; ગગનમાંથી જાણે તેનો વર્ષાદ વર્ષેછે; અને દિવસ જાણે (નવાં નવાં) સૈન્ય સૃજેછે! આવા અસંખ્ય સૈન્યના ભારથી ડબાઇને પૃથ્વીને,મને લાગેછે કે, આજ મહાભારતનાં રણસંગ્રામનો સંક્ષોભ સાંભરી આવતો હશે! શિખર-દેશમાં પ્રતિબિમ્બિત થયેલો આ સૂર્ય, કૌતુકને લીધે ધ્વજાઓને જાણે ગણતો હોય તેમ પતાકાનાં વનની અંદર ભમેછે! દાનજલ છાંટતા દંતિયોના, એલાયચી જેવા સુગંધિ તથા મહાવેગમાં વહેતા મદજલમાં સર્વત્ર નિરંતર ડુબેલી, અને અંદર પડેલાં ભ્રમર-કુલના કલકલથી ગાજી રહેલી પૃથ્વી જાણે યમુના-જલના તરંગથી ભરાઇ ગઇ હોય એવી દીસેછે![3] સૈન્યના ભારથી ચગદાઇ જવાના ભયને લીધે આકાશમાં ચઢેલી નદિયો જેવી આ ચંદ્રધવલ ધ્વજ-પંક્તિયો, સર્વે દિશાઓને ઢાંકી નાંખેછે! સર્વથા આ મહા આશ્ચર્ય છે કે સૈન્યના ભારથી પૃથ્વીના સર્વ કુલપર્વતરૂપી સંધિ-બંધ તુટી જઇને એના હજારો કડકા થઇ જતા નથી, અથવા સૈન્યના ભારથી પીડાયેલી વસુંધરા ધારણ કરવાને અશક્ત થઇને, શેષનાગની ફણારૂપી ભિત્તિયો ડોલી જતી નથી!!'

એમ વાત ચાલતી હતી એટલામાં તો યુવરાજ આવાસ-ભૂમિમાં[4] આવી પહોચ્યો જ્યાં અનેક તોરણ ઉંચાં રચી દીધાં હતાં, તૃણમય પ્રાકા-

---

મુકવાનું આસન. ૧. (પુરાણ-મતપ્રમાણે) પૃથ્વીને અંતે આવેલા ચાર સમુદ્રો—તેમાં સ્નાન કરવામાં મગ્ન—એમ કહીને કવિયે એવું સૂચવ્યું છે કે તેઓએ (તે સમયે જણાયેલી) આખી પૃથ્વી જીતી લીધી હતી, અને તેની રક્ષાસારૂ ત્યાં ફરતાં હતાં. ૨. રક્ષા-ભૂતિ=રક્ષાકારક ભૂતિ—વિભૂતિ—રાખ. ૩. જુઓ પૃ. ૪૩ નો. ૧. ૪. આવાસ-ભૂમિ=મુકામ કરવાની જગા, ઉતારો.

રયુક્ત હજારો મંદિર બનાવી દીધાં હતાં, અને ચળકતા શ્વેતપટના સેંકડો મંડપ શોભી રહ્યા હતા. ત્યાં ઉતરીને ચંદ્રાપીડે રાજયોગ્ય સર્વ ક્રિયાઓ કીધી; સર્વ નૃપતિયો તથા પ્રધાનો ભેગા મળીને વિવિધ વાર્તાથી તેને વિનોદ કરાવવા લાગ્યા; અને તે આખો દિવસ, પિતાના આ પ્રથમ વિયોગને લીધે ઉત્પન્ન થયેલા શોકાવેગથી હૃદયમાં ખેદ પામતે પામતે તેણે મહાદુઃખથી વીતાડ્યો. દિવસ ગાળ્યા પછી રાત્રિ પણ, પોતાના શયન પાસે નાંખેલા બીજા શયનમાં બેઠલા વૈશમ્પાયન સાથે, અને બીજી બાજુએ પોતાની સમીપજ ભૂમિઉપર પાથરેલા વિચિત્ર કંબલમાં સુતેલી પત્રલેખાસાથે, કોઈવાર પિતા સંબંધી, કોઈવાર માતા સંબંધી, અને કોઈવાર શુકનાસ સંબંધી વાત કરતાં કરતાં, તેણે, નિદ્રા નહિ આવવાથી, ઘણી ખરી ઉજાગરામાંજ કાઢી. પછી પ્રાતઃકાળે ઉઠીને તેણે પૂર્વની પેઠેજ, કહીં થોભ્યા વિના પ્રયાણ કરવા માંડ્યું; અને પ્રયાણે પ્રયાણે વધતા સેના-સમૂહ વડે તે વસુંધરાને જર્જરિત કરતો ગયો, પર્વતોને કંપાવતો ગયો, નદિયોને છલકાવતો ગયો, સરોવરને ખાલી કરતો ગયો, વનના ભૂકા કરતો ગયો, વિષમ( સ્થાન )ને સમ કરતો ગયો, દુર્ગને દૂર કરતો ગયો, ખાડા પૂરતો ગયો અને ટેકરા નીચા કરતો ગયો. એમ ધીરે ધીરે સ્વેચ્છાએ ચાલતાં ચાલતાં તે, ઉન્નતને નમાવતો, નમ્રને ઉન્નતિ આપતો, ભયભીતને આશ્વાસન કરતો, શરણાગતની રક્ષા કરતો, લમ્પટોનું ઉન્મૂલન કરતો, કંટકનો નાશ કરતો, સ્થાને સ્થાને રાજપુત્રોનો અભિષેક કરતો, રત્નનું ઉપાર્જન કરતો, નજરાણા સ્વીકારતો. કર ગ્રહણ કરતો, દેશ-વ્યવસ્થાના આદેશ કરતો, સ્વચિન્હનું સ્થાપન કરતો, કીર્ત્તિ ફેલાવતો, શાસન લખાવતો, બ્રાહ્મણોનું પૂજન કરતો, મુનિયોને નમતો, આશ્રમોનું પાલન કરતો, લોકમાં અનુરાગ ઉત્પન્ન કરતો, વિક્રમનો પ્રકાશ કરતો, પ્રતાપને પ્રસરાવતો, યશને વધારતો, ગુણને વિસ્તારતો, સચ્ચરિત પ્રખ્યાત કરતો, નટ-વનને કાપી નાંખતો, અને સૈન્યની રજથી સકલ સાગરનાં સલિલને મલિન કરતો કરતો આખી પૃથ્વીમાં ફર્યો. પ્રથમ તેણે પૂર્વ દિશા જીતી; પછી તિલક જેવા ત્રિશંકુવાળી જીતી;[૧] ત્યારપછી પશ્ચિમ, અને છેલ્લે સપ્ત ઋષિયોના તારાથી વિચિત્ર દેખાતી દિશામાં[૨] તેણે દિગ્વિજય કર્યો. ત્રણ વર્ષમાં સર્વ દ્વીપા-

---

૧. અર્થાત્ દક્ષિણ. ત્રિશંકુ સારૂ જુઓ પૃષ્ઠ ૭ નોટ ૩.
૨. અર્થાત્ ઉત્તરમાં.

ન્તર વશ કરીને તે, ચાર સમુદ્રરૂપી ગોળ ખાઈના પ્રમાણુની પૃથ્વીમાં ફરી રહ્યો. એવી રીતે અનુક્રમે સર્વ ભુવનતલ જીતી, વસુંધરાની પ્રદક્ષિણા કરી, ફરતે ફરતે તેણે એક સમયે, કૈલાસ પાસે ફરતા તથા હેમકૂટમાં વસતા કિરાત લોકોનું, પૂર્વ જલનિધિ પાસે આવેલું, સુવર્ણપુર નામે નિવાસ-સ્થાન જીતી લીધું. અને અખિલ ધરણિ-મંડલમાં પર્યટન કરવાથી ખિન્ન થયેલા પોતાના સૈન્યને વિશ્રામ આપવાને તેણે કેટલાક દિવસ સુધી ત્યાંજ નિવાસ કીધો.

ત્યાંથી એક દિવસ, ઈન્દ્રાયુધ ઉપર બેસીને તે મૃગયા સારૂ નીકળ્યો હતો અને વનમાં ફરતો હતો તેવામાં ગિરિ-શિખર ઉપરથી ઉતરેલું એક કિન્નર-દ્વંદ્વ અકસ્માત્ તેની દૃષ્ટિયે પડ્યું. એ અપૂર્વ દર્શનથી તેને કૌતુક ઉત્પન્ન થયું અને પકડવાની ઇચ્છાથી તેણે ધીમે ધીમે પોતાનો અશ્વ આગળ ચલાવીને તેની પાસે જવા માંડ્યું. પણ પૂર્વે કદી નહિ જોયેલા પુરુષના દર્શનથી ત્રાસ પામીને તે દ્વંદ્વ તો નાસવા લાગ્યું, અને પ્હાણીના પ્રહારથી ઈન્દ્રાયુધને બમણા વેગથી દોડાવી કુમાર એકલોજ તેની પછવાડે જતે જતે પોતાના સૈન્યથી અતિ દૂર નીકળી ગયો. પકડી પાડુંછું—પકડી પાડુંછું—આ પકડ્યું—આ પકડ્યું—એમ મનમાં પોતે બહુ આતુર થતો ગયો પણ અશ્વના મહાવેગને લીધે, તે એકલોજ, એક ક્ષણ માત્રમાં પેલા પ્રદેશથી એકદમ પંદર યોજન દૂર જતો રહ્યો, અને જે કિન્નર-મિથુનની પછવાડે તે જોરથી દોડ્યો હતો તે તો, એના જોતા જોતામાંજ સામેના ઉંચા પર્વત-શિખર ઉપર ચઢી ગયું.

તેના ચઢી ગયા પછી ચંદ્રાપીડે પોતાની દૃષ્ટિ તેની પાછળ જતી અટકાવીને જોયું તો પર્વતના શિખર ઉપર પડેલા પત્થરને લીધે આગળનો માર્ગ પૂરાઈ ગયેલો દીઠો. તેથી તેણે અશ્વને ઉભો રાખ્યો, અને તે સમયે ઈન્દ્રાયુધનું તથા પોતાનું શરીર શ્રમ-સ્વેદથી ભીનું થઈ ગયેલું જોઈને, જરા વાર થોભી, પોતેજ હસીને વિચાર કરવા લાગ્યો કે—શું કરવા મેં આ બાલક-બુદ્ધિ કરીને મ્હારા આત્માને નિરર્થક શ્રમ આપ્યો? આ કિન્નર-દ્વંદ્વને પકડવાનું વા ન પકડવાનું મ્હારે શું પ્રયોજન હતું? પકડાયું હત તોએ શું થાત? અને હમણાં નથી પકડાયું તોએ શું ગયું? અહો! આ કેવી મેં મૂર્ખાઈ કરી! કેવું વગર વિચાર્યું કામ આદર્યું! કેવા નિરર્થક કાર્યમાં જીવ ઘાલ્યો! આ કેવી મ્હારી છોકરવાદ થઈ! સારૂં

ફલદાયક કર્મ કરતો હતો તે વૃથા ગયું. અવશ્ય કરવા યોગ્ય ક્રિયા પૂરી થવા આવેલી વિફલ ગઈ. મિત્ર-કાર્ય કરવાનું તે બન્યું નહિ. રાજધર્મનું પ્રવર્તન કરીને તે ચલાવાયો નહિ. ભારે કાર્ય આરંભીને પૂરૂં થયું નહિ. દિગ્વિજય કરવાનો મ્હારો પ્રયત્ન સિદ્ધ થયો નહિ. ગાંડા જેવો શું કરવા હું મ્હારો પરિવાર સર્વ ત્યજીને આટલે બધે દૂર આવી પડ્યો? અને શું કરવા હું આ કિન્નર-મિથુનની પાછળ નિરર્થક દોડ્યો?—આમ જ્યારે વિચારૂંછું ત્યારે તો મ્હારો પોતાનો આત્માજ મને પરપુરુષની સમાન હસેછે. કોણ જાણે મ્હારી સાથે આવેલું સૈન્ય અહીંથી કેટલું એ દૂર પડયું હશે! ઈન્દ્રાયુધ તો મહાવેગી છે, અને નિમેષ માત્રમાં એ ઘણે દૂર જતો રહેછે. વળી આવતે આવતે મ્હારી દૃષ્ટિ પેલા કિન્નર-મિથુન ઉપરજ ચ્હોટેલી હતી તેથી આ, સેંકડો વૃક્ષની ખીચોખીચ ઘુંચવાઈ ગયેલી શાખાઓથી ભરાઈ ગયેલા, તથા નિરંતર ખરતાં શુષ્ક પત્રથી ઢંકાઈ ગયેલી ભૂમિવાળા મહાવનમાં, અશ્વના વેગને લીધે, મ્હારાથી માર્ગ પણ જોવાયો નથી કે હું પાછો વળીને જાઉં. તેમજ આ પ્રદેશમાં મહામહા પ્રયત્ને પણ ભટકવાથી કોઈ મનુષ્ય મળે એમ નથી કે તે મને સુવર્ણપુર જવાનો માર્ગ દેખાડે. પરંતુ મેં બહુ લોકને એવું કહેતાં સાંભળ્યા છે કે સુવર્ણપુર પૃથ્વીના સર્વ ઉત્તર દેશોની સીમા છે; તેની પછી મનુષ્ય-સંચાર વિનાનું એક અરણ્ય આવેછે અને તે ઓળંગીને કૈલાસ પર્વત ઉપર જવાયછે. માટે આજ કૈલાસ હશે. તેથી હવે મ્હારે એકલાએ પાછા ફરીને જોતાં જોતાં કેવલ દક્ષિણ દિશામાંજ જવું. ખરેખર પોતાનાં કરેલાં દુષ્કૃતનું ફલ પોતાનેજ અનુભવવાનું છે!—આવો નિશ્ચય કરીને ડાબે હાથે લગામ ખેંચી તેણે ઘોડાને પીછો ફેરવ્યો.

અશ્વને પાછો વાળી પોતે ફરીથી વિચાર કરવા લાગ્યો કે—ઝગઝગતી પ્રભાથી પ્રકાશતો આ સૂર્ય હમણાં દિવસ-શ્રીના રસના-મણિ જેવો મધ્ય-ભાગમાં બિરાજેલો છે, અને આ ઈન્દ્રાયુધ ઘણો થાકી ગયોછે. માટે એને કેટલાક દૂર્વાંકુર ખવરાવી, કોઈ સરોવરમાં—શિલાના ઝરણમાં—વા નદી-જલમાં ન્હવરાવી, પાણી પાઈ, એનો શ્રમ ઉતારી, હું પણ પાણી પી, કોઈ વૃક્ષની નીચે છાયામાં જરા વાર વિશ્રામ લઉં; પછી ચાલવા માંડીશ.—એમ વિચારી, જલની શોધમાં વારંવાર આમ તેમ દૃષ્ટિ ફેરવતો ફેરવતો તે આગળ ચાલ્યો એટલે, નલિની-સમેત જલમાં નાહીને

થોડોજ કાળ થવાં ગયેલા, પર્વત-વાંસી, મ્હોટા વનગજના ટોળાના ચરણથી ઉખડેલા કાદવવડે ભીનો થયેલો માર્ગ તેની નજરે પડ્યો. તેના ઉપર, શુંડથી કાપેલાં કમલ મૃણાલ, મૂલ તથા દંડ સહિત પડેલાં હતાં. અતિશય ભીના શૈવલ-પ્રબાલ વડે તેનો કોઈક ભાગ જરા શ્યામ પડી ગયો હતો. તોડી નાંખેલી કમલ, કુમુદ, કુવલય તથા કલ્હારનાં કુસુમની કળિયો વચ્ચે વચ્ચે ત્યાં વેરાયલી હતી. ખોદી નાંખેલાં કમલ-કંદ ત્યાં કાદવ સહિત પડેલાં હતાં. ભાગી નાંખેલી, પુષ્પનાં લુમખાંવાળી, વનની કોમલ શાખાઓ ત્યાં પથરાયલી હતી. કાપી નાંખેલી વન-લતાઓનાં પુષ્પ ઉપર બેઠેલા ભ્રમર કૂદાકૂદ કરતા હતા; અને અભિનવ બકુલ-કુસુમનો પરિમલ આપતું, તમાલ-પલ્લવના રસ જેવું શ્યામ મદ-જલ તે માર્ગ ઉપર બધે છંટાઈ ગયું હતું.

તે ઉપરથી, એટલામાં કહિંક જલાશય હશે એવી શંકા કરીને તે સામોજ ચાલ્યો; અને કૈલાસતલ જે, ઉંચી ડોકે જોવાય એવાં, ઉપરના ભાગમાં છત્ર-મંડલના આકારનાં, તથા અવિરલ છતાં પણ શાખાઓ વિના વિરલ જેવાં દેખાતાં સરલ, સાલ અને સલ્લકી વિગેરે વૃક્ષથી ભરેલું છે;[1] જેની રેતી સ્થૂલ અને કપિલ છે; જ્યાં શિલાતલ બહુ હોવાથી ઘાસ વિગેરે થોડુંજ ઉગેછે; વનગજના દંતથી ભાગેલી મનઃશિલાની[2] ધૂળથી જે ધૂસર દેખાયછે; વળી ગયેલી, કોતરેલી હોય એવી શોભતી, પત્રભંગ જેવી કુટિલ, પાષાણ-ભેદકની[3] મંજરીઓ જેની શિલાઓની વચ્ચે વચ્ચે જથાબંધ પડેલી છે; અહર્નિશ ગળતા ગૂગળના રસથી જેના પથ્થર પલળી ગયેલા છે; શિખરમાંથી ઝરતા શિલાજતુ-રસથી[4] જેની શિલાઓ ચીકણી થયેલી છે; ટંકન જાતિના અશ્વની ખરિયોથી ખંડિત થયેલી હરિતાલના ચૂર્ણથી જે મલિન થયેલુંછે; ઉંદરોએ ખોદેલાં દરની અંદર જ્યાં સુવર્ણ-રજ પથરાયલી છે; ચમર અને કસ્તૂરિકા-મૃગીઓનાં પગલાં જેની રેતીમાં પડેલાંછે; અવસ્થાથી દુર્બલ થયેલા રંકુ અને રલ્લક મૃગની[5] રુવાટીથી જે ભરેલુંછે; વિષમ શિલાઓ ઉપર જ્યાં ચકોર પક્ષિયોનાં દ્વંદ્વ બેઠેલાંછે; જેની તટગુહાઓના મુખમાં વનમાનુષનાં મિથુન વસેછે; સુગંધિ પાષાણનો જ્યાં પરિમલ આવેછે; અને જ્યાં બરૂના છોડ તથા વાંસ

---

૧.–'ત્યાં થઈને'. વિ૦ આગળ આવતા શબ્દો સાથે સંબંધ લેવો.
૨. જુઓ પૃ. ૧૩૪ નો. ૨. ૩. તે નામના વૃક્ષની.
૪. જેને 'શિલાજીત' કહેછે તેથી. ૫. એ બંને મૃગજાતિના ભેદ છે.

ઉગેલા છે—ત્યાં થઈને કેટલેક દૂર ગયો એટલે તેજ કૈલાસ-ગિરિના ઈશાન ખુણામાં તેણે, જલ-ભારથી મંદ પડેલી મેઘ-માલા જેવી, તથા કૃષ્ણ-રાત્રિયોની ભેગી કરેલી અંધકાર-રાશિ જેવી એક અતિ વિસ્તીર્ણ વૃક્ષની ઘટા જોઈ. અને સામેથી આવતો, પુષ્પ-પરાગથી સુગંધિ થયેલો, જલ-સંસર્ગથી શિશિર બનેલો, જલ-કણને લાવતો, ચંદન-રસના સ્પર્શ જેવો લાગતો, જલ-તરંગનો પવન જાણે તેને આલિંગન દેતો હોય, તથા કમલ-મધુ પીને મત્ત બનેલા કલહંસોનો ઓવ્હારી કોલાહલ જાણે તેને બોલાવતો હોય તેમ તેણે તેમાં પ્રવેશ કીધો.

પેસતાંજ તે વૃક્ષ-ઘટાના મધ્ય ભાગમાં તેણે ત્રૈલોક્ય-લક્ષ્મીના મણિ-દર્પણ જેવું, વસુંધરા-દેવીના સ્ફટિકમય ભૂમિ-ગૃહ જેવું, સર્વ સાગરોના નિર્ગમન-માર્ગ જેવું, દિશાઓના ઝરણ જેવું, ગગનતલના જલ-રૂપ અવતાર જેવું, દ્રવ પામેલા કૈલાસ જેવું, ગળી ગયેલા હિમાલય જેવું, રસ થયેલા ચંદ્ર-પ્રકાશ જેવું, મહાદેવના પીગળી ગયેલા અટ્ટહાસ જેવું, સરોવરને આકારે રહેલા ત્રિભુવન-પુણ્ય-સમુહ જેવું, સલિલ રૂપે દેખાતા વૈદૂર્ય-મણિના ગિરિ જેવું, દ્રવ પામીને એક સ્થલે પડેલા શરદ્-મેઘ-સમુહ જેવું, અને વરૂણ દેવના દર્પણ જેવું, એક અતિ મનોહર, દૃષ્ટિને આલ્હાદન કરતું, અચ્છોદ નામનું સરોવર જોયું. તેની સ્વચ્છતાને લીધે તે જાણે મુનિયોનાં મનનું, સજ્જનોના સદ્ગુણનું, હરિણોની લોચન-પ્રભાનું, કે મુક્તાફલના કિરણનુંજ બનાવેલું હતું!! પર્યંતસુધી પૂર્ણ છતાં પણ, તેની અંદર સર્વ વૃત્તાન્ત સ્પષ્ટ દેખાવાથી તે જાણે ખાલી હોય એમ લાગતું! પવનથી ઉછળતા જલ-તરંગના કણરૂપી ધૂળમાંથી ઉત્પન્ન થયેલાં, અને સર્વ દિશાઓમાંથી ભેગાં થયેલાં, હજારો ઈન્દ્ર-ધનુષ જાણે તેનું રક્ષણ કરતાં હતાં! શ્રીનારાયણની પેઠે તેણે (પણ) ઉદ્ભિન્ન પંકજવાળા પોતાના ઉદરમાં પ્રતિમારૂપે પેડેલું,—વન, પર્વત, નક્ષત્ર અને ગ્રહોથી ભરેલું—ત્રિભુવન ધારણ કર્યું હતું![1] પાસેના કૈલાસમાંથી ઉતરીને ઉમાપતિ વારંવાર ત્યાં ડુબકી મારી બ્હાર નીકળતા તે સમયે થતા ક્ષોભ-

---

૧. નારાયણની નાભિમાંથી કમલ નીકળ્યું હતું; અને આ સરોવર( ના ઉદર )માં પણ કમલ ઉગેલાં; નારાયણે આખી પૃથ્વી દેખાડી હતી અને સરોવરમાં પણ આસપાસની ભૂમિ વિ૦ પ્રતિબિમ્બ રૂપે પડેલું હતું.

માં એમનો ચંદ્ર-ચૂડામણિ ચલિત થયાથી ગળતો અમૃતરસ જે, જલથી ધોવાયલા ગૌરીના ગાલમાંથી ગળેલા લાવણ્ય-પ્રવાહ જેવો દેખાતો તે, એ સરોજલમાં મિશ્ર થયો હતો. તેના સલિલ-પ્રદેશ, જેની અંદર પડેલાં, તટ ઉપરનાં તમાલ-વનનાં પ્રતિબિમ્બને લીધે અંધકાર થઈ રહેવાથી જાણે રસાતલનાં દ્વાર દેખાતાં હતાં, તે વડે એ સરોવર વધારે ગંભીર લાગતું હતું. તેનાં નીલ-કમલનાં ગાઢ વનને ચક્રવાક-યુગલ, દિવસે પણ રાત્રિની શંકા થયાથી ત્યજી દેતાં હતાં. બ્રહ્માએ વારંવાર પોતાનું કમંડલ તેમાંથી ભરીને તેના જલને પવિત્ર કીધેલું હતું. વાલખિલ્ય[1] ઋષિયોનાં ટોળાંએ સેંકડો વખત ત્યાં સંધ્યોપાસના કરેલી હતી. જલમાં ઉતરેલી સાવિત્રીએ બહુ વાર દેવપૂજા સારૂ તેમાંથી કમલ ચુંટેલાં હતાં. સપ્તર્ષિ-મંડલે સહસ્ર વાર સ્નાન કરીને તેને પાવન કીધું હતું. સિદ્ધ-વધૂઓએ સર્વદા કલ્પ-લતાનાં વલ્કલ ધોઈને તેના સલિલને સુગંધિ કીધું હતું. જલ-ક્રીડાને અર્થે આવેલી કુબેરના અંતઃપુરની કામિનીઓનાં, કામદેવે ચઢાવેલા ચાપ જેવાં, અતિ વિકટ, તથા આવર્તવાળાં[2] નાભિ-મંડલોએ તેનું જલ પીધું હતું. તેના કોઈક ભાગમાં વરુણ-હંસ, વિકસિત કમલ-વનમાં બેઠેલા હતા. કોઈ સ્થલે દિગ્ગજના સ્નાન કરવાથી જરઠ મૃણાલ-દંડ જર્જરિત થઈ ગયા હતા. કોઈક સ્થલે હર-વૃષભનાં શૃંગ-શિખર વડે તટ ઉપરની શિલાઓ તુટી ગયેલી હતી. કહિંક યમ-મહિષે શૃંગાગ્ર વડે ફેન-પિંડ વેરેલા હતા; અને કહિંક ઐરાવતના દંત-મુસલ વડે કુમુદ-ખંડ ખંડિત થયા હતા. યૌવનની પેઠે તે ઉત્કલિકાથી ભરેલું હતું.[3] પ્રેમ-થી પીડાતા પુરુષની પેઠે તે મૃણાલ-વલયથી અલંકૃત હતું.[4] મહાપુરુષની સમાન તેનામાં મીન, મકર, કૂર્મ તથા ચક્રનાં લક્ષણ પ્રકટ હતાં.[5] કાર્તિકેયના ચરિતની પેઠે તેમાં ક્રૌંચની સ્ત્રીના વિલાપ સંભળાતા હતા.[6] ભારતની પેઠે તેમાં પાણ્ડુ-ધાર્તરાષ્ટ્ર-કુલનાં પક્ષ ક્ષોભ કરતાં હતાં.[7] અ-

---

૧. ઋષિ-ગણનો એ એક ભેદ છે. ૨. નાભિની આસપાસ ઉગેલી રૂવાટી જલ-ભ્રમર જેવી હોયછે. ૩. ઉત્કલિકા=જલ-તરંગ, અથવા કળિયો; ઉત્કંઠા. ૪. સરોવરમાં મૃણાલ ઉગેલાં; કામાગ્નિથી બળતા પુરુષો હાથે મૃણાલ-વલય પેહેરે. ૫. સરોવરમાં મીનાદિક ખરેખરાં; પક્ષે, ચિન્હ રૂપ. ચક્ર=ચક્રવાક; તે નામનું ગોળ શસ્ત્ર. ૬. ક્રૌંચ=બક પક્ષી; તે નામનો પર્વત. કાર્તિકેય "ક્રૌંચ-રિપુ" કહેવાયછે, કારણ કે તેણે તે ચીરી નાંખ્યો હતો. ૭. સરોવરમાં પાણ્ડુ—શ્વેત, ધાર્તરાષ્ટ્ર—તે નામના હંસ—નાં કુલ—સમૂહ—નાં પક્ષ—પાંખો—થી પાણીમાં ક્ષોભ થતો. ભારતમાં

મૃત-મથન-સમયની સમાન ત્યાં તીરે ઉભેલા નીલકંઠ વિષ પીતા હતા.[૧] શ્રીકૃષ્ણના બાલ ચરિતની પેઠે ત્યાં તટ ઉપર ઉગેલા કદંબવૃક્ષે ચઢીને હરિ જલ-પ્રપાત રૂપી ક્રીડા કરતા હતા.[૨] કામદેવના ધ્વજની સમાન ત્યાં મકરનો વાસ હતો.[૩] દિવ્ય પુરુષના જેવું તે અનિમિષ-લોચનથી રમણીય લાગતું હતું.[૪] અરણ્યની પેઠે ત્યાં પુંડરીક પ્રફુલ્લ થતાં હતાં.[૫] સર્પ-કુલની પેઠે તે અનંત શતપત્ર પદ્મથી શોભિત હતું.[૬] કંસના સૈન્યની પેઠે ત્યાં મધુકર-કુલ કુવલયાપીડની પાસે ગાન કરતાં હતાં.[૭] કદ્રુના સ્તન-યુગલની પેઠે ત્યાં હજારો નાગ પયઃપાન કરતા હતા.[૮] મલયાચલની સમાન તેનું વન ચંદન-શીતલ હતું.[૯] અને અસત્ સાધનના જેવું તે અદૃષ્ટાન્ત હતું.[૧૦]

એ જોતાંજ તેનો શ્રમ ઉતરી ગયો અને મનમાં વિચાર આવ્યો કે—અહો ! મ્હારૂં કિન્નર-મિથુનને અનુસરણ નિષ્ફલ છતાં પણ આ

---

પાણ્ડુ અને ધાર્તરાષ્ટ્ર કુળના પક્ષનાં મનુષ્ય લડતાં હતાં. ૧. નીલકંઠ=મયૂર; શિવ. વિષ=જલ; ઝેર. મહાદેવે સમુદ્રમાંથી નીકળેલું કાલકૂટ નામનું વિષ પીધું હતું. ૨. હરિ=વાનર ; શ્રીકૃષ્ણ પોતેજ. જલ વિ૦=પાણીમાં ભુશકા મારવાની રમત. ૩. અહીં ખરેખરા મકર; ધ્વજમાં તેનું ચિન્હ. ૪. અનિમિષ=મત્સ્ય; મીચ્યા વિનાનાં. જુઓ પૃ. ૬૬, લી. ૧૮, નો. ૫. દિવ્ય ચક્ષુ સર્વદા અનિમિષ રહેછે. જુઓ નલોપાખ્યાન પૃ. ૧૬.—

साऽपश्यद्विबुधान् सर्वानस्वेदान् स्तब्धलोचनान्।

*  *  *  *  *  *  *

भूमिष्ठो नैषधश्चैव निमेषेण च सूचितः ॥

૫. પુંડરીક=શ્વેત કમલ; તે નામની વનસ્પતિ. ૬. અનંત=અસંખ્ય, શતપત્ર=સો પાંખડીવાળાં, પદ્મ=કમલ—સરોવરમાં; અને એ ત્રણ સર્પની જાતિયો પણ છે. ૭. મધુકર=ભ્રમર (સમાન અર્થ), અથવા મધુ વનમાં કર છે જેમનો એવા—કંસાદિક (હાથી સાથે લેતાં). કુવલયાપીડ=કુવલય—એક જાતિનું કમલ—રૂપી આપીડ—શિરોભૂષણ; તે નામનો હાથી. જુઓ પૃ. ૩૮ નોટ ૪. ૮. કદ્રુ=સર્પ લોકની માતા. (જુઓ પૃ. ૬૯ લી. ૧૩.) નાગ=હાથી; સર્પ. પયઃ=જલ; ને દૂધ. ૯. વન=જલ; અરણ્ય. ચંદન૦=ચંદન જેવું અને ચંદન-વૃક્ષથી શીતલ. ૧૦. સાધન=(ન્યાયશાસ્ત્રમાં) હેતુ અથવા વ્યાપ્ય, અથવા અનુમાન. અદૃષ્ટાન્ત=અદૃષ્ટ+અન્ત=અન્ત જેનો દૃષ્ટિયે પડે નહિ તેવું; અ+દૃષ્ટાન્ત=દૃષ્ટાન્ત—ઉદાહરણ—રહિત.

સરોવર જોવાથી સફલ થયું ! આજજ મ્હારાં ચક્ષુને દૃષ્ટવ્ય દીઠાનું પૂર્ણ ફલ મળ્યું ! ખરેખર આ તો મેં રમણીયતાનો અંત જોયો ! આનંદદાયક વસ્તુઓની અવધિ દીઠી ! મનોહર વિષયોની સીમા નિહાળી ! પ્રીતિજનક પદાર્થોની પરિસમાપ્તિ પ્રત્યક્ષ કીધી ! અને દર્શનીયમાં શ્રેષ્ઠનું દર્શન કર્યું ! આ સરોવરનું જલ ઉત્પન્ન કર્યા છતાં બ્રહ્માએ અમૃત ઉત્પન્ન કરીને સ્વ-સૃષ્ટિને જાણે પુનરુક્ત કીધીછે ! આ પણ અમૃતની પેઠેજ સર્વ ઇન્દ્રિયોને આલ્હાદન કરવા સમર્થ છે.—એની અતિશય નિર્મલતાથી એ આંખને આનંદ આપેછે; શીતલતાથી સ્પર્શને સુખ આપેછે; કમલની સુગન્ધથી નાસિકાને તૃપ્ત કરેછે; હંસના સ્વરથી શ્રવણને સંતુષ્ટ કરેછે; અને સુસ્વાદને લીધે એ જીભને ભાવેછે.[1] નક્કી આનેજ જોવાની તૃષ્ણાથી ભગવાન્ ગૌરીપતિ કૈલાસ મુકીને બીજે કહીં વસતા નથી ! શ્રી કેશવે પોતાનું જલ-શયન યોગ્ય સ્થલે રાખ્યું નથી; કેમકે એ આવું અમૃતરસ જેવું સુગંધિ સલિલ મુકીને, લવણ રસથી કર્કશ થયેલા જલવાળા સમુદ્રમાં સુવેછે ! વળી ખરે ! આ સરોવર પ્રથમ નહિજ હોય, કારણ કે પ્રલય-મહાવરાહના નાસિકા-પ્રહારથી ભયભીત થઇને પૃથ્વી, અગસ્ત્ય મુનિયે પાન કરી માપેલા જલવાળા સમુદ્રમાં ઉતરી ગઈ હતી.[2] જો એમ ન હોય[3], અને આ મહાસરોવરના અગાધ તથા અનેક પાતાલ જેવા ગંભીર જલમાં એ મહી કદી નિમગ્ન થઈ હોય તો એક શું પણ હજારો મહાવરાહને તેનો પત્તો જડે નહિ !! નક્કી આમાંથીજ થોડું થોડું જલ લઇને મહાપ્રલય-કાલે પ્રલય-જલધરો પ્રલયના દુર્દિનથી દશે દિશાઓ અંધારી ઘોર કરી મુકીને સર્વ ભુવનોને રેલમછેલ ભરી દેતા હશે ! અને હું તો ધારૂંછું કે સૃષ્ટિની પૂર્વે જે બ્રહ્માંડરૂપે સલિલમય ભુવન હતું તેજ બધું ભેગું થઇને આ સરોવરના આકારમાં રહેલું હશે !

આવા વિચારમાં ને વિચારમાંજ ચંદ્રાપીડ તે સરોવરને દક્ષિણ તીરે આવી પહોચ્યો. ત્યાંની ઘણી ખરી રેતી પથરીઓને લીધે કર્કરી થયેલી હતી. વિદ્યાધર લોકોએ નાલસહિત કુમુદ પુષ્પ તોડીને ત્યાં રેતી-

---

૧. અર્થાત્ ઉપર કહ્યું તેમ એ પાંચે ઇંદ્રિયોને તુષ્ટિકારક છે.

૨. એટલે કે જો આ સરોવર તે કાળે હત તો પૃથ્વી સમુદ્રમાં સંતાવાને બદલે એમાં સંતાત—કેમકે સમુદ્રનું પાણી તો અગસ્ત્ય ઋષિ પણ માપી શક્યા હતા, પરંતુ આ સરોવર એવું મ્હોટું છે કે એને કોઇએ માપી શક્યું નથી ! ૩. અર્થાત્ જો આ સરોવર પ્રથમથીજ હોય.

માંનાં અનેક સુંદર શિવ-લિંગ ઉપર ચઢાવેલાં હતાં. અરુંધતીએ સૂર્યને આપેલા અર્ઘ્ય-જલમાંથી પડેલાં રક્તકમલ ત્યાં શોભતાં હતાં. તેની પાસે-ની શિલા ઉપર આવીને જલ-માનુષ તડકે બેઠાં હતાં. કૈલાસ ત્યાંથી પાસે હોવાથી સ્નાન કરવા આવેલી માતાઓનાં[1] પગલાંની પંક્તિ ત્યાં પડેલી હતી. ત્યાં પથરાયેલી ભસ્મ, સ્નાન કરી બ્હાર આવેલા, મહા-દેવના સર્વ ગણે વિભૂતિ ચોળી હોય એમ સૂચવતી હતી. સ્નાન કરવાને ઉતરેલા ગણપતિના ગંડસ્થલમાંથી ગળેલા મદના ઝરણથી તે ભીનું થયું હતું. અને ત્યાં પડેલાં મ્હોટાં મ્હોટાં પગલાં, અંબિકાનો સિંહ તૃષિત થવાથી એ માર્ગે ઉતર્યો હશે એમ અનુમાન કરાવતાં હતાં.—એવે તીરે આવીને પોતે ઉતરી પડ્યો, અને પછી ઇન્દ્રાયુધ ઉપરથી પર્યાણ ઉપાડી લીધું. અશ્વ ભૂમિઉપર જરા આળોટીને ઉઠ્યો એટલે થોડુંક લીલું ઘાસ તેને ખવરાવી, સરોવરમાં લઈ જઈ, પાણી પાઈ, તેની ઇચ્છા પ્રમાણે ન્હાવા દઈ, ચંદ્રાપીડ તેને બ્હાર લાવ્યો; અને ચોકડું કાઢી લઈ, એક સુવર્ણમય શૃંખલાવડે તેના ચરણ, પાસે ઉગેલા વૃક્ષની મૂલ-શાખા સાથે બાંધી, નાના ખડ્ગથી કાપેલા કેટલાક, સરોવરની તીરે ઉગેલા દૂર્વાંકુરના કલ્લા તેની પાસે નાંખી, પોતે ફરીથી જલમાં ઉતર્યો. તેમાં પો-તાના હાથ ધોઈ, ચાતકની પેઠે જલમય આહાર કરી, ચક્રવાકની પેઠે મૃણાલના કડકાનો સ્વાદ ચાખી, ચંદ્રની પેઠે કરાગ્રથી[2] કુમુદને સ્પર્શ કરી, સર્પની પેઠે જલ-તરંગના પવનને અભિનંદન કરી, કામબાણના પ્રહારથી જર્જરિત થયો હોય તેમ છાતીઉપર કમલ-પત્રરૂપી વસ્ત્ર મુકી, વનગજની સમાન જલ-કણથી ભીના પુષ્કરવડે સુશોભિત થયેલા કર સહિત,[3] સરોવરમાંથી તે બ્હાર નીકળ્યો. પછી, તરતજ તોડેલાં હોવાથી શીતલ રહેલાં, તથા જલ-કણિકાથી ભરેલાં, મૃણાલયુક્ત કમલપત્રની, લતા-મંડપમાં પડેલા શિલાતલ ઉપર શય્યા રચી, માથાતળે ગોળો વાળેલા વસ્ત્રનો ટેકો મુકી, રાજકુમાર ત્યાં સુતો. એવી રીતે જરા વાર વિશ્રામ લીધો એટલામાં તો તેણે તેજ સરોવરના ઉત્તર તીર ભણીથી આવતો,—ઘાસ ખાવું મુકી દઈ, કર્ણ નિશ્ચલ કરીને તે તરફ મ્હોં ફેરવી,

---

૧. માતાઓ=બ્રહ્માણી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઇન્દ્રાણી, ચામુંડા વિગરે દેવીઓ શિવપાસે રહેછે તે. ૨. કરાગ્ર=નખ; કર-કિરણ. ૩. 'પુષ્કર' તથા 'કર' વિશે જુઓ પૃ. ૧૧૩ નો. ૩.

ઉંચી ડોક પ્રથમ ઇન્દ્રાયુધે સાંભળેલો,—શ્રવણને મધુર લાગતો, વીણાના ઝંકાર સાથે મિશ્ર થયેલો, અમાનુષ ગીત-શબ્દ સાંભળ્યો[1]. સ્વર કર્ણે પડતાંજ,—આવા, માનવીઓના વાસ વિનાના પ્રદેશમાં વળી સંગીત-શબ્દ ક્યાંથી ?—એમ ઉત્સુક થઇને કમલ-પત્રની શય્યામાંથી ઉઠી, તેણે જે દિશામાંથી ગીત-ધ્વનિ આવતો હતો તેજ દિશા તરફ દૃષ્ટિ કરી. પરંતુ તે પ્રદેશ અતિ દૂર હોવાથી, મહા મહા પ્રયત્નથી આંખ ફેરવીને જોતાં પણ તેને કંઈ દેખાયું નહિ. કેવલ તે ગીત-શબ્દજ બંધ પડ્યા વિના સંભળાયાં કર્યો. આ કૌતુકને લીધે ગીત-ધ્વનિની ઉત્પત્તિ જાણ-વાની ઇચ્છાથી તેને જવાનું મન થયું એટલે ઇન્દ્રાયુધ ઉપર પર્યાણ માંડીને ચઢી બેસી, તેણે, ગીત ઉપરની પ્રીતિને લીધે આગળ દોડતાં વન-હરિણીઓએ, વગર પૂછે બતાવેલે માર્ગે તે ધ્વનિનીજ શોધમાં ને શોધમાં,—સપ્તપત્ર, બકુલ, એલાયચી, લવંગ અને લવલીની લતાઓ ઉપર લટકતાં કુસુમની સુગંધથી બ્હેકી રહેલી, ભ્રમરોના ગુંજારથી ગાજી રહેલી, તથા તમાલ-વૃક્ષથી કાળી પડેલી, દિગ્ગજોની મદપંક્તિ જેવી,—તે સરોવરના પશ્ચિમ તટ ઉપરની વન-લેખામાં થઇને ચાલવા માંડ્યું.

આગળ ચાલતાં કૈલાસ-ગિરિમાંથી સામા આવતા, સુગંધિ, સુખ-કારક પવન જે સ્વચ્છ ઝરણના જલ-કણવડે શીતલ થયેલા હતા, ભૂર્જ-

---

૧. જુઓ પૃ. ૧૧૬ ટી. ૭. પશુઓને પણ સંગીત-શબ્દની અસર થાયછે એમ શેક્સ્પિયર પણ સૂચવેછે:—

"For do but note a wild and wanton herd,
"Or race of youthful and unhandled colts,
* * * * * * * *
"If they but hear perchance a trumpet sound,
"Or any air of music touch their ears,
"You shall perceive them make a mutual stand,
"Their savage eyes turn'd to a modest gaze,
"By the sweet power of music."

*Merchant of Venice, Act V., Sc. I.*

"..................... Then I beat my tabor,
"At which, like unback'd colts, they prick'd their ears,
"Advanc'd their eyelids, lifted up their noses,
"As they smelt music."

*Tempest, Act IV., Sc. I.*

વલ્કલને[1] જેઓ જર્જરિત કરતા હતા, હર-વૃષભના વાગોળવાથી થતાં ફેન-બિન્દુને જેઓ સાથે લાવતા હતા, કાર્તિકેયના મયૂરની શિખાને જેઓએ ચુંબન કીધું હતું, અંબિકાના કર્ણ-પલ્લવને જેઓ વારંવાર નચાવતા હતા, ઉત્તર કુરુ દેશની[2] કામિનીઓનાં કર્ણ-કમલ જેઓ કંપાવતા હતા, કક્કોલ વૃક્ષને જેઓ ડોલાવતા હતા, રુદ્રાક્ષનાં પુષ્પમાંથી પરાગ ખરાવતા હતા, અને હર-જટામાં બંધાવાથી ગભરાઇ ગયેલા વાસુકિ નાગને પીતાં જે શેષ રહેલા હતા,–તેઓથી સંતુષ્ટ થઇને કુમાર પેલા પ્રદેશ પાસે આવી પહોચ્યો તો ત્યાં, તેજ સરોવરને પશ્ચિમ તીરે ચંદ્રિકા જેવી શ્વેત પ્રભાથી આખા પ્રદેશને ધવલ કરતી, ચંદ્રપ્રભાનામે કૈલાસ-ગિરિની ટેકરીની તળેટી પર બાંધેલું, શ્રીમહેશ્વરનું તેણે એક શૂન્ય દેવાલય જોયું. તે શિવાલયની આજુ બાજુ સર્વ દિશાઓમાં મરકત જેવાં લીલાં, મનોહર હારીત પક્ષિયોના કૂજનથી રમણીય લાગતાં વૃક્ષો આવી રહ્યાં હતાં. તેમની પાકી કળિયો ભમતા ભૃંગરાજના[3] પંઝાથી જર્જરિત થઇ ગઇ હતી. તેમાંના આંબાની કોમલ શાખાઓ ઉન્મત્ત કોકિલ-કુલ કરડી ખાતાં હતાં, અને વિકસિત કળિયો ઉપર મદમત્ત ભ્રમરોનાં ટોળાં ગુંજાર કરતાં હતાં. તેમાંના મરિચના અંકુર,[4] અચકિત ચકોર પક્ષિયો પોતાની ચાંચથી ચાખતાં હતાં. પુષ્કળ ચંપક-પરાગથી પીળાં થયેલાં ચાતક પક્ષિયો પિપ્પલી-ફલ ખાતાં હતાં. ફૂલના ભારથી લચી ગયેલી ઘટ્ટ દાડમડીઓમાં ચકલીઓ માળા બાંધીને વીઆઇ હતી. રમતમાં કૂદતાં કપિ-કુલના કર-પ્રહારથી તાડીનાં વૃક્ષ ડગમગી જતાં હતાં. કલહથી અન્યોન્ય કોપેલાં કપોત પક્ષિયોની પાંખોથી તે વૃક્ષોનાં પુષ્પ ગરી પડતાં હતાં. પુષ્પપરાગ ( ઉડ્યા )થી વિચિત્ર થયેલી મેનાઓ તેમનાં શિખર ઉપર બેઠેલી હતી. સેંકડો શુક પોતાનાં મુખ તથા નખાગ્રવડે તેમનાં ફલના કડકા કરી નાંખતા હતા. જલધર-જલ જાણી લોભથી આવેલાં, પણ પછીથી છેતરાયલાં મુગ્ધ ચાતકો ત્યાંની તમાલ વૃક્ષોની ઘટામાં કોલાહલ કરી મુકતાં હતાં. હાથીનાં બચ્ચાંના પલ્લવ તોડવાથી લવલી-વલય કંપી જતાં હતાં. નવ યૌવનથી મત્ત થયેલાં પારાવત બેસતી વેળા પાંખો ફફડાવતાં તેથી એ વૃક્ષોનાં પુષ્પનાં લુમખાં તુટી પડતાં હતાં. પવનની લ્હેરથી કંપતાં કોમલ કદલી-પત્ર ત્યાં પંખાનું કામ સારતાં હતાં. ફૂલના અતિશય ભારથી નાળિયેરીનાં વન નમી જતાં હતાં. એ વૃક્ષોની આસપાસ કો-

---

૧. ભૂર્જ-વલ્કલ=ભોજપત્રની છાલ. ૨. એ હિમાલયથી ઉત્તરે આવેલો એક દેશ છે. ૩. તે નામનું એક પક્ષી. ૪. મરિચ=મરીના છોડ.

મલ પત્રવાળાં સોપારીનાં ઝાડ આવી રહ્યાં હતાં. કોઈ નિવારણ કરનાર નહિ હોવાથી પક્ષિયો પોતાનાં મુખવડે મ્હોટાં ખર્જૂરનાં લુમખાં કોચી ખાતાં હતાં. વળી વચ્ચે વચ્ચે, મદથી ટૌકા કરતી મયૂરીનો મધુર રવ નીસરતો હતો. કળી શકાય નહિ એટલી કળિયોના કલાપવડે તે વૃક્ષો છવાઈ ગયાં હતાં. અહિં તહિં કૈલાસ-સરિતાના તરંગની છોળો રેતીવાળી ભૂમિઉપર વાગેલી હતી. વનદેવતાઓનાં કરતલ જેવાં, અલક્તક-રસનાં બિન્દુથી ભીનાં થયાં હોય એવાં, અતિ સુકુમાર પલ્લવ તે વૃક્ષો ઉપર ઉગેલાં હતાં. ગ્રંથિપર્ણક[1] ખાઈને ચમરીઓનાં ટોળાં તેમનાં મૂળ આગળ આનંદમાં બેઠાં હતાં. કર્પૂર તથા અગુરુ વૃક્ષની સંખ્યા તેઓમાં ઘણી મ્હોટી હતી. ઈન્દ્રધનુષની પેઠે તેઓનું સ્થાન **ઘન** હતું.[2] કુમુદની સમાન સૂર્યકિરણને માર્ગ નહિ આપવાથી તેમની અંદરનો ભાગ શીતલ રહેલો હતો. રામરાજાનાં સૈન્યની પેઠે તેમના પ્રાન્ત ભાગમાં **અ[ા]ઞ્જન-નીલ-નલ** હતા.[3] પ્રાસાદોની સમાન ત્યાં પારાવતનો વાસ હતો. ભવન-તાપસોની પેઠે તેમની પાસે **વેત્રાસન** હતાં.[4] રુદ્રની સમાન તેમના **પરિકર** ઉપર **નાગ-લતા** વીંટળાયલી હતી.[5] સાગરને કાંઠે આવેલા પુલિનની સમાન ત્યાં નિરંતર **પ્રબાલ-લતાના** અંકુર ફુટેલા હતા.[6] અભિષેક-જલની પેઠે તેઓમાં સર્વ ઓષધિ, પુષ્પ, ફલ તથા પલ્લવ હતાં.[7] ચિત્ર-ગૃહ જેવાં તેઓ બહુ વર્ણનાં વિચિત્ર પિચ્છવાળાં સેંકડો પક્ષિયોથી શોભતાં હતાં.[8] કૌરવોની પેઠે તેમને **ભારદ્વાજ** સેવતા હતા.[9] મ્હોટાં રણ-સંગ્રામની પેઠે ત્યાં **પુન્નાગ** ઉપર **શિલીમુખ** આવીને પડતા હતા.[10] મહાગજની પેઠે તેઓ લટકતાં બાલ-પલ્લવ વડે ભૂમિને સ્પર્શ કરતાં હતાં.[11] અપ્રમત્ત નરપતિયોની સમાન

---

૧. તે નામની એક વનસ્પતિ. ૨. ઘન=મજબુત; અને મેઘ. ૩. અંજન જેવા નીલ–શ્યામ, નલ જાતના છોડ. સૈન્યમાં આંજન–અંજના-પુત્ર–હનુમાન્, તથા નીલ નલ નામના બે વાનર. ૪. વેત્રાસન=વેત્ર અને અસન નામના છોડ; વેત્રાસન=વેત્રનાં બનાવેલાં આસન. ૫. પરિકર=પર્યન્ત ભાગ; કેડનો વા કછોટાનો ભાગ. નાગલતા=નાગરવેલ; સર્પ રૂપી લતા. ૬. પ્રબાલ–પલ્લવ–યુક્ત લતા; પ્રબાલ–પરવાળાં–ની લતા. ૭. અભિષેક-જલમાં સર્વ ઓષધિ વિગેરે નાંખેછે તે સારૂ જુઓ પૃષ્ઠ ૧૪૭ લીટી ૧૪. ૮. વૃક્ષોમાં ખરેખરાં પક્ષી; ચિત્રગૃહમાં માત્ર ચિત્રેલાં. ૯. ભારદ્વાજ=તે નામનું પક્ષી (Sky-lark); દ્રોણાચાર્ય. ૧૦. પુન્નાગ=નાગકેશર; હાથી. શિલીમુખ=ભ્રમર; બાણ. ૧૧. વૃક્ષોને નાની નાની

તેમની આસપાસ બહુ ગુલ્મ આવી રહ્યાં હતાં.[1] શસ્ત્ર-સજ્જ હોય તેમ તેમની કાયા ભ્રમર-કવચ વડે ઢંકાયલી હતી.[2] પ્રમાણ ગ્રહણ કરવાને તત્પર હોય તેમ ત્યાં [વા] નર કરાઙ્ગુલિથી ગુંજાને સ્પર્શ કરતા હતા.[3] પૃથ્વીપતિયોનાં શયનની પેઠ તેમનાં તલ સિંહ-પાદથી અંકિત હતાં.[4] પંચાગ્નિ-સાધન કરતાં હોય તેમ તેમની આસપાસ ઉંચી શિખાવાળા શિખીઓ શોભતા હતા.[5] દીક્ષિત હોય તેમ તેઓ કૃષ્ણ-મૃગનાં શૃંગથી ઘસાયલાં હતાં.[6] વૃદ્ધ ગૃહ-મુનિયોનીપેઠ તેઓ જટાલ બાલ-કમંડલુ-ધર હતાં.[7] અને ઇન્દ્રજાલિક જેવાં તે દૃષ્ટિને હરી લેતાં હતાં.[8]

પવનથકી ઉડીને આમ તેમથી આવતી કેવડાની ગર્ભ-રજ વડે સર્વ શરીર ધોળું થવાથી, મહાદેવનું દર્શન કરવા જતાં જાણે બલાત્કારે કોઈ ભસ્મવ્રત ધારણ કરાવતું હોય, તથા પ્રવેશ કીધાથી થતાં પુણ્ય[9] જાણે પરિગ્રહ કરતાં હોય તેમ, કુમાર તે દેવાલયની અંદર પેઠો, અને ત્યાં તેણે સચરાચર-ગુરુ ભગવાન્ મહેશ્વર, જેમના ચરણને સકલ ત્રિભુવન વંદન કરેછે તેમનું, નિર્મલ મુક્તા-શિલાથી ઘડેલું ચતુર્મુખી લિંગ જોયું. તેની પ્રતિષ્ઠા, ચાર સ્તંભ વાળા નાના એક સ્ફટિક-મંડપમાં કરેલી હતી;

ડાળિયો ઉગેલી હોય; હાથીએ તે શુંડમાં પકડેલી હોય. ૧. ગુલ્મ=ઝાડી; સીમા-રક્ષક સેના. ૨. ભ્રમર-કવચ= વૃક્ષોની ઉપર ભ્રમર બેઠેલા તેજ જાણે તેમનાં કવચ; યોદ્ધાઓને ભ્રમર જેવાં શ્યામ કવચ. ૩. વૃક્ષોમાં વાનર અંગુલિથી ગુંજા-ચનોખડી-ને સ્પર્શ કરતા; પ્રમાણ-તોલ-કરનાર પણ સૂક્ષ્મ વસ્તુ જોખવા સારૂ ચનોખડી (રતી) વાપરેછે. ૪. સિંહ-પાદ=સિંહનાં પગલાં; અને સિંહાકારના પાદ-પાયા. ૫. શિખા=કલગી; જ્વાલા. શિખી=મયૂર; અગ્નિ. ૬. વૃક્ષો ઉપર એ મૃગોએ પોતાનાં શૃંગ ઘસેલાં; ને દીક્ષા લેનારાઓને પોતાના શરીર ઉપર એ શૃંગનો સ્પર્શ કરવો પડેછે. ૭. જટાલ-બાલ-કમંડલુ-ધર=(વૃક્ષોમાં) જટા-મૂળ, અને આલવાલ-ક્યારા, તે યુક્ત કમંડલુ-વૃક્ષ હતાં; અથવા જટાલ-જટાવાળાં-મૂળવાળાં, બાલ-નાનાં-કમંડલુ-વૃક્ષ હતાં; અથવા ત્યાં જટાલ-જટારૂપે રહેલા, વાળ-કેશ છે જેમના એવા કમંડલુધર-શિવ-હતા; અથવા જટાલ-વડનાં ઝાડ, અને બાલ-કમં૦ હતાં. (મો. વુ.) ગૃહમુનિયોને જટાલ વાળ અને કમંડલુ-જલપાત્ર-હોયછે; અથવા જટાવાળાં બાલ-બાળક, તથા ક૦ હોયછે. કેટલાક મુનિયો પત્નીસહિત વાનપ્રસ્થાશ્રમ લે છે, તેમને પુત્રનો સંભવ છે. ૮. ઇન્દ્રજાલિક-જાદુગર. દૃષ્ટિ=આંખ; નજર. ૯. યશ, પુણ્ય, સદ્ગુણ, હાસ્ય વિ૦ નો વર્ણ સંસ્કૃત કવિયોએ શ્વેત કલ્પેલો છે, અને

અને તરત ચુંટેલાં હોવાથી ભીનાં રહેલાં, તથા પત્રની કોરેથી ટપકતાં જલબિન્દુવાળાં, સ્વર્ગ-ગંગાનાં પવિત્ર પુંડરીક જે ઉભાં ચીરેલાં ચંદ્ર-બિમ્બના કડકા જેવાં, શિવના અટ્ટહાસનાં અવયવ જેવાં, શેષ નાગની ફેણના કડકા જેવાં, પાઞ્ચજન્યના[1] સહોદર જેવાં, ક્ષીરસાગરના હૃદય જેવાં, તથા મોતીના મુકુટ જેવાં શોભતાં હતાં, તેવડે તેની પૂજા કીધેલી હતી.

તે બાણની દક્ષિણ મૂર્તિની સામે, બ્રહ્માસન રચીને તથા પાશુપત વ્રત ધારણ કરીને બેઠલી તેણે એક કન્યા જોઈ. તે, સર્વ દિશાઓને ડુબાવી દેતા, પ્રલય કાળે ઉભરાયલા ક્ષીરસમુદ્રના પૂર જેવા શ્વેત, અતિ દીર્ઘ કાલથી સંચિત તપઃસમૂહની સમાન ફેલાતા, અને વૃક્ષોની વચ્ચે વચ્ચે ગંગાજલની પેઠે ભેગા થઈને વહેતા, પોતાની દેહ-પ્રભાના પ્રવાહ વડે, વન-ગિરિ સહિત તે પ્રદેશને જાણે ગજ-દન્તમય બનાવી દેતી હતી; કૈલાસ-ગિરિને કોઈ અન્ય પ્રકારેજ ધોળી દેતી હતી; અને જોનારનાં ચક્ષુમાં થઈને ( તે પ્રભા-પ્રવાહ ) અંદર પેસવાથી, તેના મનને પણ જાણે શ્વેત કરી દેતી હતી !! તેના શરીરની આસપાસ અતિધવલ પ્રકાશ પ્રસરવાથી, તે જાણે સ્ફટિક-ગૃહમાં બેઠી હોય, ક્ષીરસાગરમાં ડુબી ગઈ હોય, નિર્મલ ચીનાઈ વસ્ત્રથી ઢંકાઈ ગઈ હોય, દર્પણ-તલમાં ઉતરેલી હોય, તથા શરદ્-મેઘની તળે સંતાઈ ગઈ હોય તેમ તેનાં અવયવ પરિપૂર્ણ રીતે સ્પષ્ટ દેખાતાં ન હતાં. પંચ મહાભૂતરૂપી, અંગ સરજવાનાં દ્રવ્યાત્મક સાધન મુકીને તેને જાણે કેવલ શ્વેત-ગુણથીજ ઉત્પન્ન કરેલી હતી !! ઉદ્ધત ગણલોક કેશ-ગ્રહણ કરશે એવા ભયથી જાણે દક્ષની યજ્ઞ-ક્રિયાજ મહાદેવને સેવવા આવી હોય;[2] કામદેવના શરીરને અર્થે શિવની

---

શાપ, પાપ આદિનો શ્યામ ગણેલોછે. (જુઓ પૃ. ૫૫ લી. ૭–૮; વિ.). ઇંગ્રેજી કવિયો પણ તેમજ ગણેછે:—

"No might nor greatness in mortality
"Can censure 'scape ; back-wounding calumny
"The *whitest* virtue strikes."

*Measure for Measure Act* III., *Sc.* II.

"The frequency of crimes has washed them white."

*Cowper's Garden* L. 71.

૧. પાઞ્ચજન્ય=વિષ્ણુનો શંખ. ૨. અહિંથી શરૂ થતાં વાક્યોનો સંબંધ " એવી તે શોભતી હતી." એ છેલ્લા શબ્દો સાથે લેવો. દક્ષે યજ્ઞ કર્યો ત્યારે શિવ-પાર્વતીને આમંત્રણ કર્યું ન હતું અને

આરાધના કરીને તેમનો પ્રસાદ મેળવવા જાણે સાક્ષાત્ રતિજ આવી હોય; સહવાસ-પરિચયને લીધે શંભુની ચંદ્ર-લેખાને મળવાની ઉત્કંઠાથી જાણે ક્ષીરસાગરની અધિદેવતાજ આવી હોય; રાહુના ભયથી ચંદ્ર-મૂર્ત્તિ જાણે પશુપતિને શરણ આવેલી હોય; ગજ-ચર્મ ઓઢવાની ઉત્કંઠાને લીધે મહેશ્વરે ધ્યાન કર્યાથી આવીને બેઠલી જાણે ઐરાવત હાથીની છવિ હોય;[1] શંકરના દક્ષિણ મુખની હાસ્યચ્છવિ જાણે બ્હાર નીકળી બેઠી હોય;[2] રુદ્રને ચોળવાની વિભૂતિ જાણે શરીર ગ્રહણ કરીને આવી હોય; નીલકંઠના કંઠનો અંધકાર છેદવાનો યત્ન કરતી, જાણે પ્રત્યક્ષ ચંદ્ર-પ્રભા હોય; દેહ ધારણ કરીને આવેલી જાણે પાર્વતીની મનઃશુદ્ધિજ હોય; કાર્તિકેયની જાણે સાક્ષાત્ કૌમાર-વ્રતની ક્રિયા હોય; હર-વૃષભના દેહની કાન્તિજ જાણે પ્રથક્ નીકળેલી હોય; દેવાલયનાં વૃક્ષોની પુષ્પ-સમૃદ્ધિજ જાણે ભૂતનાથની પૂજા કરવા આવી હોય; બ્રહ્માની તપ.સિદ્ધિજ જાણે ભૂતલ ઉપર ઉતરી હોય; આદિયુગના પ્રજાપતિની કીર્તિજ જાણે સપ્ત લોકમાં[3] ભ્રમણ કરવાથી થાકીને વિશ્રામ લેવા આવી હોય; કલિયુગમાં ધર્મ-નાશ થયાથી શોકાતુર બની જઈને જાણે ત્રયી[4] પોતેજ વનવાસ કરવા આવી હોય; આવતા કૃતયુગની બીજ-કલા જાણે યુવતી રૂપે રહેલી હોય; શરીરવાળી જાણે મુનિજનોની ધ્યાન-સંપત્તિ હોય; દેવગજ-પંક્તિ જાણે સ્વર્ગગંગાના વેગથી ગરબડી ગઈ હોય; રાવણે ઉન્મૂલન કર્યાના ક્ષોભમાં નીચે પડી ગયેલી જાણે કૈલાસની લક્ષ્મી હોય; શ્વેત દ્વીપની[5] શ્રી જાણે અન્ય દ્વીપ જોવાની આતુરતાથી ત્યાં આવી હોય; કાશ કુસુમની વિકાસ-કાન્તિ જાણે શરત્સમયની રાહ જોતી હોય; શેષ સર્પના શરીરની શોભા જાણે પાતાલ છોડીને બ્હાર નીસરી આવી હોય; બલરામની દેહ-પ્રભા જાણે મદિરાનો મદ ચઢવાથી ગળી પડી હોય; અને શુક્લ-પક્ષની પરં-

---

પાર્વતી ગયાં ત્યારે એમનો તિરસ્કાર કર્યો તેથી પોતે અગ્નિમાં પડી બળી ગયાં. એ ઉપરથી મહાદેવે ક્રોધાયમાન થઈ ત્યાં યુદ્ધ કર્યું તેમાં દક્ષ મરાયો, અને યજ્ઞ-ક્રિયા ખેદાન મેદાન થઈ ગઈ. ૧. ગજાસુરનું મર્દન કર્યા પછી મહાદેવે તેનું ચર્મ ધારણ કરીને તાંડવ નૃત્ય કર્યું હતું, અને ત્યાર પછી પણ પ્રતિદિવસ તેમ કરતા એમ કહેવાયછે. ૨. જુઓ પૃ. ૧૬૯ નો. ૯. દક્ષિણ મુખ કહેવાનું કારણ એ કે તે કન્યા દક્ષિણ મુખનીજ સામી બેઠી હતી. ૩. ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનઃ, તપઃ ને સત્ય લોક. ૪. જુઓ પૃ. ૧૩૫ નો. ૩. ૫. જુઓ પૃષ્ઠ ૧૧૪ નોટ ૩.

પરા જાણે ભેગી કરીને આણી હોય એવી તે શોભતી હતી!!! તેના શ્વેત વર્ણને લીધે, સર્વ હંસોસાથે જાણે તેણે સંવિભાગ કરેલો હતો; ધર્મના હૃદયમાંથીજ તે જાણે ઉત્પન્ન થયેલી હતી; શંખમાંથી જાણે કોતરી કાઢેલી હતી; મુક્તાફલમાંથી જાણે બનાવેલી હતી; મૃણાલનાંજ જાણે તેનાં અવયવ રચેલાં હતાં; હાથીદાંતના કડકાથીજ જાણે તે ઘડેલી હતી; ચંદ્ર-કિરણના કુંચાથી જાણે તે સ્વચ્છ થયેલી હતી; સુધાથી[1] જાણે છંટાયલી હતી; અમૃતના ફેન-પિંડથી જાણે તે ધવલ બનેલી હતી; પારાની ધારાથી જાણે તેને ન્હવરાવેલી હતી; રૂપાના રસનું જાણે તેને મર્દન કરેલું હતું; ચંદ્રમંડલમાંથી જાણે તે કોતરેલી હતી; કુટજ, કુંદ તથા સિંધુવાર કુસુમની જાણે કાન્તિવડે તે શોભતી હતી; અને ધવલતાની તે જાણે સીમા હતી. સ્કંધ સુધી લટકતી, ઉદયાચલ ઉપર ગયેલા સૂર્યબિમ્બમાંથી બાલ કિરણોની પ્રભા લઈને જાણે બનાવેલી, ચમકતી વીજળીના ચંચલ તેજ જેવી રાતી, તથા થોડી વાર થયાં સ્નાન કર્યાથી વિરલ વિરલ રહેલા જલકણને લીધે, જાણે પ્રણામ કરવાથી જગદીશ્વરના ચરણની ભસ્મ તેમાં ચ્હોંટી હોય એવી જટા તે કન્યાના મસ્તકને શોભાવતી હતી. માથામાં જટા-પાશ ભેગું ગુંથેલું મણિમય, નામયુક્ત, ગૌરીપતિનું ચરણ-યુગલ[2] તેણે પેહેરેલું હતું. સૂર્ય-રથના અશ્વોની ખરિયોવડે ખોદાયલા નક્ષત્રોના ચૂર્ણ જેવી શ્વેત ભસ્મવડે તેનું લલાટ અલંકૃત હતું તેથી, શિખર-શિલાને અડકેલી શશાંક-કલાવાળી, શૈલરાજની મેખલા જેવી તે શોભતી હતી. અતુલ ભક્તિથકી અલંકૃત થયેલી, શિવલિંગ ઉપર નિબદ્ધ કરેલી, પોતાની, બીજી પુંડરીક-માલા જેવી દૃષ્ટિવડે તે ભગવાન્ ભવાની-પતિને આરાધતી હતી. અહર્નિશ ગાન કરવાથી હાલતા હોઠને લીધે મુખમાંથી, શુદ્ધ હૃદયના કિરણ જેવા, સંગીત-ગુણ જેવા, સ્વર જેવા, તથા સ્તુતિના સાક્ષાત્ શબ્દ જેવા પ્રસરતા, અતિ સ્વચ્છ દંત-મયૂખથી તે, ત્રિપુરારિને ફરીથી જાણે સ્નાન કરાવતી હતી! પ્રજાપતિના મુખમાંથી નીકળીને આવેલા સાક્ષાત્ વેદાર્થ જેવા, ગુંથેલા જાણે ગાયત્રી-વર્ણ જેવા નારાયણના નાભિ-કમલમાંથી ચુંટેલાં બીજ જેવા, કર-સ્પર્શથી પવિત્ર થવાની ઈચ્છાએ તારાનાજ રૂપમાં આવેલા સપ્તર્ષિ જેવા, અતિ નિર્મલ, આમલક જેવડા મ્હોટા મોતીના દાણાનું અક્ષ-વલય તેણે કંઠમાં પેહેરેલું

---

૧. સુધા=ચૂનો. ૨. ચરણ-યુગલ=પગલાંની જોડ.

હતું, જેથી તે પરિવેષ સહિત[1] ચંદ્રમંડલયુક્ત પૂર્ણિમાની રાત્રિ જેવી શોભતી હતી!! અધોમુખ રહેલા હર-શિરઃકપાલના મંડલ જેવા, મોક્ષ-દ્વાર પાસે મુકેલા કલશ જેવા કાન્તિમાન્ તેના સ્તન-યુગલવડે તે, એકજ હંસ-મિથુન સહિત શ્વેત-ગંગા જેવી પ્રકાશતી હતી! પાર્વતીના સિંહની યાળનુંજ જાણે બનાવ્યું હોય તેવું, ચામર જેવી સુંદર આકૃતિવાળું,કલ્પ-લતાનું વલ્કલ જેની ગ્રંથિ સ્તન-મધ્ય-ભાગમાં વાળેલી હતી તેનું તે કન્યાએ ઉત્તરીય રચેલું હતું. ઇશ્વરે પ્રસન્ન થઇને આપેલા, ચૂડામણિ-ચંદ્રના કિરણનુંજ જાણે મંડલ બનાવ્યું હોય એવું બ્રહ્મસૂત્ર પેહેરીને તેણે પોતાની કાયાને પવિત્ર કીધેલી હતી. પગ સુધી પહોચતું, અને શ્વેત રંગનું છતાં પણ, બ્રહ્માસન-બંધમાં ચતા રાખેલા ચરણતલની પ્રભાના સ્પર્શથી લાલ જેવું દેખાતું દુકૂલ તેણે નિતંબ ઉપર પેહેરેલું હતું. યોગ્ય કાળે આવનાર, નિર્વિકારી તથા વિનયી શિષ્યના જેવું યૌવન પણ તેની સેવા કરતું હતું! સ્વચ્છ લાવણ્યે પણ જાણે પુણ્ય કર્યાં હોય તેમ તેનો પરિગ્રહ કીધો હતો! સુંદર લોચનવાળું રૂપ પણ, ચાપલ રહિત, દેવાલયના મૃગની પેઠે તેની સાથેજ રહેલું હતું! તેનો જમણો હાથ, જેની અંગુલિયો ઉપર શંખની સૂક્ષ્મ વીંટિયો આવી રહી હતી, ત્રિપુંડ્ર કરતાં ચ્હોટેલી ભસ્મવડે જે શ્વેત થયેલો હતો, જેના કાંડા ઉપર શંખ-ખંડક બાંધેલું હતું,અને નખ-કિરણ પ્રસરવાથી જાણે દંત-કોણ[2] ગ્રહણ કીધો હોય એવો જે દેખાતો હતો તેવડે એ કન્યા, ઉત્સંગમાં પોતાની પુત્રીની સમાન રહેલી દન્તમય વીણા વગાડતી હતી, જેથી તે પ્રત્યક્ષ ગન્ધર્વ-વિદ્યા[3] જેવી શોભતી હતી. તેની આજુબાજુ મણિ-મંડપના સ્તંભમાં, તેનાજ સમાન રૂપની, વીણા લઇને બેઠેલી સહ-ચરીઓ જેવી પ્રતિમાઓ પડેલી હતી. સ્નાન કરાવ્યાથી ભીના થયેલા શિવલિંગમાં તેનું પ્રતિબિમ્બ પડ્યાથી, તે જાણે અતિ પ્રબલ ભક્તિ જોઇ પ્રસન્ન થયેલા પ્રમથનાથના હૃદયમાં પેઠેલી હતી. હાર-લતા જેવી કંઠ-યુક્ત, ગ્રહ-પંક્તિ જેવી ધ્રુવ-બદ્ધ,[4] ક્રુદ્ધ સ્ત્રીના જેવી રક્ત મુખ-વર્ણવાળી,[5]

---

૧. જુઓ પૃ. ૪૧ નો. ૩. ૨. કોણ=વીણા આદિ વગાડવાનો ગજ. (Bow.) ૩. સંગીત શાસ્ત્ર. ૪. ધ્રુવ=ગીતનો વારંવાર બોલાતો ભાગ, ટેક (Burden); જેની આસપાસ સર્વ ગ્રહાદિ ફરેછે તે. (Polar star.) ૫. રક્ત=અનુરક્ત અથવા અનેક રાગ યુક્ત. મુખવર્ણ=મુખમાંથી નીકળતા, અથવા આદિના શબ્દ-ગીતમાં. ક્રુદ્ધ સ્ત્રીનો મુખવર્ણ-રંગ, લાલ હોય.

મત્ત વનિતા જેવી ડોલતા ગંભીર તાર[ક]વાળી,[1] ઉન્મત્ત યુવતીની પેઠે અનેક તાલ કરતી,[2] તથા મીમાંસાની પેઠે અસંખ્ય ભાવનાથી ભરેલી[3] ગીત-સ્તુતિવડે તે કૈલાસનાથને વીણાથી રીઝવતી હતી. અતિ મધુર ગીત વડે આકૃષ્ટ થયેલાં, તથા કર્ણ નિશ્ચલ રાખીને જાણે ધ્યાન કરતાં,—મૃગ, વરાહ, વાનર, ગજ, શરભ, સિંહ વિગેરે—વનચરોનાં ટોળાં, તે સંગીત-યુક્ત વીણા-રવ સાંભળતાં હતાં. દેવ-ગંગાના જેવી તે સ્વર્ગમાંથી ઉતરેલી હતી. દીક્ષિત જનની વાચા જેવી તે અપ્રાકૃત હતી.[4] શંકરની બાણ-શલાકા જેવી તે તેજોમય હતી. જાણે અમૃત-પાન કીધું હોય એમ તે તૃષ્ણા-રહિત હતી. ચંદ્ર-શેખરની ચંદ્ર-કલાની પેઠે તેનામાં કદી રાગ દેખાતો ન હતો. અમથિત સમુદ્રની જલ-સંપત્તિ જેવી તે અન્તરમાં પ્રસન્ન હતી. સમાસ વિનાની પદ-વૃત્તિ જેવી તે દ્વંદ્વ-રહિત હતી.[5] બૌદ્ધ-બુદ્ધિના જેવી તે નિરાલંબન હતી.[6] જાનકીની પેઠે તેણે જ્યોતિષ્માં પ્રવેશ કીધો હતો.[7] દ્યૂત-કલામાં કુશલ હોય તેમ તેણે અક્ષ-હૃદય વશ કરી લીધું હતું.[8] પૃથ્વીના જેવી તેની દેહ જલ-ભૃત હતી.[9] હિમ-સમયની પ્રભાત-લક્ષ્મીની પેઠે તેણે સૂર્ય-તાપ પીધો હતો. આર્યાના જેવી તેની માત્રા યતિ-ગણને યોગ્ય હતી.[10] ચિત્રેલી હોય તેમ તેનું સ્થાન અચલ હતું.[11] જાણે કિરણ-મય હોય તેમ શરીરની કાન્તિથકી તે ભૂતલને રંગતી હતી. તે મમત્વ,

---

૧. તાર=ઉંચો સ્વર. તારક=કીકી. ૨. તાલ=સંગીતમાં કાળ માપવાને સારૂ તાળી અથવા ચીપટી વિ૰ દેછે તે. ગાંડાં મનુષ્ય પણ તાળિયો પાડેછે. જુઓ પૃષ્ઠ ૨૩ નો. ૬. ૩. ભાવના=ચિન્તન, ધ્યાન; પૂર્વ મીમાંસામાં કહેલી ક્રિયા વા વિધિ. ૪. અપ્રાકૃત=દિવ્ય; સંસ્કૃત. ૫. દ્વંદ્વ રહિત=એકલી; તે નામના સમાસ રહિત. ૬. નિરાલંબન=નિરાધાર. બૌદ્ધ લોક જગત્માં વિજ્ઞાન વિના અન્ય કોઈ આલંબનનું પ્રતિપાદન કરતા નથી. ૭. જ્યોતિષ્=પરબ્રહ્મ; અગ્નિ. સીતાએ પોતાની શુદ્ધિ સિદ્ધ કરવા સારૂ સર્વની સમક્ષ અગ્નિ-પ્રવેશ કર્યો હતો. જુઓ રઘુ. સ. ૧૪ શ્લોક ૬૧.—

वाच्यस्त्वया मद्वचनात् स राजा । वन्हौ विशुद्धामपि यत्समक्षम् ॥
मां लोकवादश्रवणादहासीः । श्रुतस्य किं तत्सदृशं कुलस्य ॥

૮. અક્ષ-હૃદય=અક્ષ—ઇંદ્રિયો, તથા હૃદય; અને અક્ષ—પાસાની રમત-નું હૃદય—રહસ્ય. ૯. કન્યા જલ ઉપર નિર્વાહ કરતી; પૃથ્વી જલથી ભરેલી. ૧૦. માત્રા=દ્રવ્યાદિક. યતિ-ગણ=મુનિજન. આર્યા સાથે લેતાં અર્થ સ્પષ્ટ છે. ૧૧. અચલ=પર્વત; ચળે નહિ એવું—ચિત્રનું સ્થાન.

અહંકાર તથા મત્સર રહિત હતી. આકૃતિ તેની અલૌકિક હતી. અને દિવ્ય સ્વરૂપને લીધે વય કળી શકાતી ન હતી તે છતાં પણ જાણે લગભગ અરાઢ વર્ષની હોય એવી તે દેખાતી હતી.

તે કન્યાને જોતાંજ નીચે ઉતરી પડી, વૃક્ષની શાખાએ અશ્વ બાંધી. ભગવાન્ ભવાનીપતિની પાસે જઈને ભક્તિથી પ્રણામ કરી કુમાર તેજ દિવ્ય યુવતીની સામે, નિમેષ વિના, નિશ્ચલ દૃષ્ટિથી, ફરીને જોવા લાગ્યો. તેની રૂપ-સંપત્તિ, કાન્તિ અને શાન્તિ વડે વિસ્મય પામીને તે વિચારમાંપડ્યો કે અહો ! જગત્માં પ્રાણિયોને કેવા કેવા અકલિત ભિન્ન ભિન્ન વૃત્તાન્ત આવી બનેછે! મૃગયામાંને મૃગયામાં અકસ્માત્ કિન્નર-મિથુનને નિરર્થક અનુસરતાં મેં આ અતિમનોહર, માનવીઓને અગમ્ય, અને દિવ્ય જનોનેજ ફરવા યોગ્ય પ્રદેશ જોયો ! વળી અહીં પાણી શોધતાં શોધતાં મેં, સિદ્ધપુરુષો જેના જલનો ઉપયોગ કરેછે એવું, હૃદય-હારી સરોવર દીઠું ! તેને તીરે સુતે સુતે અમાનુષ ગીત સાંભળ્યું ! અને તેને અનુસરવાથી આ દિવ્ય કન્યા જેનું દર્શન મનુષ્ય લોકને દુર્લભ છે તે જોઈ !!—આ દિવ્ય છે એમાં તો કંઈ સંશયજ નથી; કેમકે એની આકૃતિજ કહી આપે છે કે એ માનુષવર્ગમાં ઉત્પન્ન થયેલી ન હોય. વળી આવા ગંધર્વ-ગીત-ધ્વનિની (પણ) ઉત્પત્તિ મર્ત્ય લોકમાં ક્યાંથી હોય ? માટે જો આ મ્હારા દૃષ્ટિ-ગોચરમાંથી સહસા ખસી ન જાય, કે કૈલાસ-શિખર ઉપર ચઢી ન જાય, અથવા ગગનમાં ઉડી ન જાય તો હું એની પાસે જઈને બધું પૂછી લઉં કે તમે કોણ છો, તમારૂં નામ શું, અને શા સારૂ તમે યુવાવસ્થામાં આ વ્રત ગ્રહણ કર્યુંછે. આ સર્વ અતિ આશ્ચર્યકારક છે.—એવો નિશ્ચય કરીને તે એજ નાના સ્ફટિક-મંડપની અંદર બીજા એક સ્તંભને ટેકો દઈને, ગાયનની સમાપ્તિની રાહ જોતો બેઠો.

પછી ગીતને અંતે વીણા બંધ કરીને, શાન્ત પડેલા મધુકરના મધુર ગુંજારવાળી કુમુદિની જેવી તે કન્યા ઉઠી, પ્રદક્ષિણા કરી, મહાદેવને પ્રણામ કરી, પાછી વળી, સ્વભાવથીજ શ્વેત તથા તપઃપ્રભાવથી પ્રગલ્ભ થયેલી પોતાની દૃષ્ટિવડે જાણે ચંદ્રાપીડને આશ્વાસન કરતી હોય, પુણ્ય વડે જાણે સ્પર્શ કરતી હોય, તીર્થ-જલવડે સ્નાન કરાવતી હોય, તપવડે પાવન કરતી હોય, શુદ્ધ કરતી હોય, વરદાન આપતી હોય, અને પવિત્ર કરતી હોય તેમ કહેવા લાગી કે—ભલે પધાર્યા. આપ મહાભાગનાં પગલાં

આ ભૂમિમાં ક્યાંથી? ચાલો ઉઠો, મ્હારો અતિથિ-સત્કાર સ્વીકારો.— તેના આ શબ્દ સાંભળી, માત્ર સંભાષણથીજ પોતે અનુગૃહીત થયો એમ માની રાજપુત્ર ઉઠ્યો, અને ભક્તિપૂર્વક પ્રણામ કરી,—જેવી ભગવતીની આજ્ઞા,—એમ વિનય સહિત પ્રત્યુત્તર દઈ, શિષ્યની પેઠે, તે જતી હતી તેની પછવાડે પછવાડે ચાલ્યો.

વળી જતાં જતાં એને વિચાર આવ્યો કે ખરે! મને દેખીને એ અન્તર્હિત તો ન થઈ ગઈ; તેથી હવે કુતૂહલને લીધે પ્રશ્ન કરવાની આશા મ્હારા હૃદયમાં સ્થિર થઈ. તપસ્વી જનને દુર્લભ આવા દિવ્ય રૂપવાળી છતાં પણ એણે જે મને અતિશય સંમાનપૂર્વક સત્કાર-બુદ્ધિ દર્શાવી તે ઉપરથી મને લાગેછે કે હું એને જો પ્રાર્થના કરીશ તો એ પોતાનો સર્વ વૃત્તાન્ત કહી દેશે ખરી.—એમ વિચારતે વિચારતે આશરે સોએક પગલાં ભર્યાં એટલે એક ગુહા તેની નજરે પડી. તેના આગલા ભાગમાં દિવસે પણ જાણે રાત્રિનો દેખાવ આપતાં, નિરંતર ઉગેલાં તમાલ-વૃક્ષોએ અંધકાર પ્રસારી દીધો હતો. પ્રફુલ્લ પુષ્પથી ભરેલી લતા-કુંજોમાં મંદ મંદ કૂજન કરતા મદમત્ત મધુકરોનો ગુંજાર, તેને ચારે છેડે વ્યાપી રહ્યો હતો. શ્વેત શિલાતલના પ્રતિઘાતને લીધે ઉછળવાથી ફેનમય થયેલાં, અતિ દૂર પડતાં પાણીના, ઉંચાં ઉંચાં ખડકોવડે ભેદાતા, મ્હોટો ધૂધવાટ કરતા, અને ઝાકળની ઠંડી ફરફરનો ચારે પાસ વર્ષાદ વર્ષાવતા વેહેળાથી ત્યાં બધે ધુમસ ધુમસ વ્યાપી જતો હતો. હિમ-હાર જેવાં, અને હર-હાસ્ય જેવાં ધવલ, બંને પાસથી ઝરતાં ઝરણને લીધે,તેના દ્વાર ઉપર જાણે હાલતાં ચામર લટકાવ્યાં હોય એમ દેખાતું હતું! તેની અંદર કેટલાંક મણિમય કમંડલ મુકેલાં હતાં. એક સ્થલે તે યોગિનીને પેહેરવાનું વસ્ત્ર લટકાવેલું હતું. એક ખીંટીને છેડે નાલિયેરીના વલ્કલના બે સ્વચ્છ ઉપાનહ ભરવેલા હતા. અંગ ઉપરથી ચ્હોટેલી ભસ્મને લીધે ધૂસર થયેલું વલ્કલ-શયન એક ભાગમાં પાથરેલું હતું. ટાંકણાવડે કોતરી કાઢેલું, ચંદ્રમંડલ જેવું એક શંખમય ભિક્ષા-પાત્ર ત્યાં રાખેલું હતું. અને ભસ્મ ભરેલું એક તુંબીપાત્ર તેની પાસેજ મુકેલું હતું. એ ગુહાના દ્વારપાસે ચંદ્રાપીડ એક શિલાતલ ઉપર બેઠો, અને પેલી કન્યાને તે વલ્કલ-શયનના ઉશીસાપાસે વીણા મુકી, પત્રપુટવડે ઝરામાંથી અર્ઘ-જલ લઈ આવતી જોઈને કેહેવા લાગ્યો કે— ભગવતિ! બહુ થયું, બહુ થયું! શું કરવા આપ આટલો બધો શ્રમ લોછો? આ તો બહુ કૃપા થઈ. હવે ક્ષમા કરો. આ અત્યાદર જવા દો.

સર્વ-પાપ-ક્ષયકારી, આપનું માત્ર દર્શનજ અઘ-મર્ષણની[1] પેઠ પવિત્ર કરી શકે એમ છે માટે આ સઘળું રહેવા દો.—એટલું કહેવા છતાં પણ જ્યારે એણે બહુ આગ્રહ કરવા માંડયો ત્યારે કુમારે અતિનમ્રતાપૂર્વક તેના સર્વ અતિથિ-સત્કારનો માનસહિત સ્વીકાર કર્યો.

અતિથિ-પૂજન કરીને એક બીજા શિલાતલ ઉપર બેસી, જરા વાર શાન્ત રહી, તે દિવ્ય કન્યાએ જ્યારે રાજપુત્રને તેનો વૃત્તાન્ત અનુક્રમે પૂછયો ત્યારે તેણે દિગ્વિજયથી આરંભીને કિન્નર-મિથુનને અનુસરતાં ત્યાં આવી ચઢ્યા સુધીની પોતાની સર્વ વાત તેને કહી. તે વૃત્તાન્ત સાંભળી એ કન્યા ઉઠી, અને પોતાનું ભિક્ષાપાત્ર લઇ પેલાં દેવાલયનાં વૃક્ષોની નીચે ફરવા લાગી. ત્યાં થોડીજ વારમાં એનું પાત્ર, સહજ પડેલાં ફલથી ભરાઇ ગયું એટલે પાછાં આવીને એ ફલનો આહાર કરવાનુ એણે ચંદ્રાપીડને કહ્યું. એ સમયે કુમારને વિચાર થયો કે ખરેખર, તપને કંઇજ અસાધ્ય નથી! જ્યારે અચેતન વનસ્પતિયો પણ સચેતનની પેઠ આ ભગવતીને ફલ અર્પણ કરીને પોતાના ઉપર અનુગ્રહ ઉત્પન્ન કરાવેછે ત્યારે પછી એથી બીજું વધારે આશ્ચર્ય તે શું હોય? આ તો મેં એક અદૃષ્ટપૂર્વ વિચિત્રતા જોઇ.—એમ અધિક અધિક વિસ્મય પામતો તે ઉઠયો, અને (જઇને) ઇન્દ્રાયુધને ત્યાંજ લઇ આવી, પર્યાણ ઉતારી, તેને જરા દૂર બાંધીને પોતે ઝરણના જલમાં સ્નાન કરી આવ્યો. ત્યાર પછી, અમૃત-રસ જેવાં મધુર પેલાં ફલ ખાઈ, હિમ જેવું શીતલ, પ્રવાહનું નીર પીને મુખ-પ્રક્ષાલન કરી, તે, જ્યાં સુધી પેલી કન્યા પણ જલ-ફલ-મૂલનો આહાર કરી રહી ત્યાં સુધી એકાન્તે રહ્યો.

એ પ્રકારે જમીને, સંધ્યાકાળને ઉચિત સર્વ ક્રિયા કરી રહી, જ્યારે તે દિવ્ય કન્યા એક શિલાતલ ઉપર નિરાંતે બેઠી ત્યારે ધીરે ધીરે તેની પાસે જઇ, જરા દૂર બેસી, ચંદ્રાપીડ થોડી વાર પછી વિનય સહિત કહેવા લાગ્યો કેઃ—ભગવતિ! તમારા પ્રસાદની પ્રાપ્તિથકી વૃદ્ધિ પામેલા કુતૂહલને લીધે આકુલ થયેલી, મનુષ્યજાતિને સુલભ લઘુતા, મ્હારી ઇચ્છા ઉપરાંત પણ મને બલાત્કારે (કંઇક) પ્રશ્ન કરવાની પ્રેરણા કરેછે. (તમે જાણોછો કે) અધીર પ્રકૃતિના પુરુષને, પ્રભુનો લેશમાત્ર પ્રસાદ પણ પ્રગલ્ભ બનાવી દેછે; એક સ્થલે સ્વલ્પ કાળ પણ સંવાસ થવાથી પરિચય ઉત્પન્ન થાયછે; અને થોડી થોડી પણ ઉપચાર-વિધિ પ્રણય ઉત્પન્ન કરાવેછે. માટે જો અતિખેદકારક

---

૧. જુઓ પૃષ્ઠ ૪૮ નોટ ૨ જી.

જેવું કંઈ ન હોય તો તમારી કથા કહેવાનો મને અનુગ્રહ કરો. તમને જોયાં ત્યારથીજ મને આ વિશે મ્હોટું કૌતુક ઉત્પન્ન થયુંછે. તમારા જન્મથી દેવ, ઋષિ, ગંધર્વ, ગુહ્યક કે અપ્સરાઓમાંથી કોનું કુળ અલંકૃત થયું હશે? આવા કુસુમ જેવા સુકુમાર નવ-યૌવનમાં તમે કેમ વ્રત-ગ્રહણ કર્યું હશે? ક્યાં આ વય? ક્યાં આ આકૃતિ? ક્યાં આ અતિશય લાવણ્ય? અને ક્યાં આ ઈન્દ્રિયોનો નિગ્રહ? આ સર્વ મને અદ્ભુત જેવું ભાસેછે. શા કારણ તમે અનેક સિદ્ધ-સાધ્યથી[1] ભરેલા, સુર-લોકમાં સુલભ દિવ્યાશ્રમ ત્યજીને આ નિર્માનુષ અરણ્યમાં એકલાં રહ્યાંછો? વળી એનાં એજ પંચ મહા-ભૂતનું બનેલું આ શરીર આટલું બધું ગૌર દેખાયછે એ શું? આવું તો મેં પૂર્વે કહીં જોયું એ નથી અથવા સાંભળ્યું પણ નથી. માટે (કૃપા કરી) મ્હારૂં આ કૌતુક શમાવો અને સર્વ વાત વિદિત કરો.—ચંદ્રાપીડનાં આ વચન સાંભળી, એ કન્યા કંઈક વિચારમાં પડી હોય એમ થોડી વાર છાની રહીને નિશ્વાસ મુકી, અંતરની હૃદય-શુદ્ધિને જાણે બ્હાર લઈ આવતાં હોય,[2] ઈન્દ્રિયોની સ્વચ્છતાનો જાણે વર્ષાદ વર્ષાવતાં હોય, તપ રૂપી રસનું ઝરણ ઝરાવતાં હોય, તથા લોચનની ધવલતાને પીગળાવીને પાડતાં હોય એવાં, અતિસ્વચ્છ, નિર્મલ ગાલ ઉપર ટપકતાં, તુટેલા હારનાં મોતીની સમાન ત્વરાથી ગરતાં, હારબંધ નીકળતાં, વલ્કલથી ઢંકાયલા સ્તન-શિખર ઉપર જર્જરિત થઈ ઝીણા ઝીણા કણમાં વિખરાતાં, મ્હોટાં મ્હોટાં અશ્રુ-બિન્દુ પાડીને, જરા આંખ મીચી, નિઃશબ્દ રુદન કરવા લાગી.

તેને રોતી જોઈને ચંદ્રાપીડને તત્કાળ વિચાર થયો કે અહો! અ-ચિન્તિત વિપત્તિનું નિવારણ કેવું દુષ્કર છે!—આવી સર્વોત્કૃષ્ટ આકૃતિને પણ તે પોતાને વશ કર્યા વિના રહેતી નથી! સર્વથા, જેને શરીર છે તેને પરિ-તાપનો સ્પર્શ નથી થતો એમ નથી; (સુખ-દુઃખાદિ) દ્વંદ્વની પ્રવૃત્તિ બલ-વાન્ છે. આના અશ્રુપાતથી મ્હારા મનમાં વળી બીજું એક વધારે મ્હોટું કૌતુક ઉત્પન્ન થયું કે જેમ ક્ષુદ્ર વજ્રપાતથી પૃથ્વી ચલિત થાય નહિ તેમ આવી આકૃતિયો કંઈ જેવા તેવા કારણથી શોકને અધીન થાય નહિ.—એવી રીતે એને કુતૂહલ વધતું ગયું; અને પોતેજ તે શોક-સ્મરણનો હેતુ હતો એમ જાણી, પોતાને અપરાધી જેવો ગણી, ઉઠીને તે, ઝરણમાંથી પોશ ભરીને તેનું મુખ ધોવાને જલ લઈ આવ્યો. પેલી કન્યાની આંખોમાંથી

---

૧. સિદ્ધ અને સાધ્ય એ બંને ભુવર્લોકમાં વસનાર દેવ-ભેદ છે.
૨. એવાં અશ્રુબિન્દુ પાડીને વિ૦.

એને નીચે લઇ જતા હતા; આસપાસની રત્નમય ભિત્તિયોમાં થઇને દિક્પાલો એને જાણે હરી જતા હતા; ઉપર મણિ-મંડપમાં થઇને દેવ-લોક જાણે એને ઉંચે ઉચકી જતા હતા; મ્હોટા મ્હોટા મણિમય સ્તંભો-એ જાણે એને પોતાનાં હૃદયમાં પ્રવેશ કરાવ્યો હતો; તે ગૃહમાં મુકેલાં દર્પણોએ જાણે એનું પાન કીધું હતું; અને શ્રીમંડપમાં નીચે મ્હોંએ કોતરેલા વિદ્યાધર લોકો જાણે એને ગગનમાં ઉપાડી લઈ જતા હતા. જાણે એનું દર્શન કરવાના કુતૂહલથી ભેગાં થયાં હોય એમ, ચિત્રના છળમાં ત્રણે ભુવન એની આજુબાજુ ભરાયેલાં હતાં. એ મંડપને પણ એને જોવાની જાણે ઇચ્છા થયેલી તેથી તે, આભૂષણનો શબ્દ સાંભળી નૃત્ય કરતા સેંકડો મયૂરના વિચિત્ર ચંદ્રક[1] રૂપી હજારો લોચનવડે એને નિહાળતો હતો. એની દાસીઓ પણ દર્શન કરવાના લોભથી જાણે દિવ્ય ચક્ષુ લઇ આવી હોય તેમ અનિમિષ દૃષ્ટિથી એની સામુ જોયાં કરતી હતી.[2] લક્ષણ[3] પણ જાણે રાગાવિષ્ટ હોય તેમ એનાં સર્વ અંગમાં વ્યાપી ગયાં હતાં. બાલ્યાવસ્થા જાણે અપુણ્યશાલી હોય તેમ એ એનો ત્યાગ કરતી હતી.[4] (પિતાએ) દાન કર્યા વિના પણ, કામાવેશથી જાણે પરવશ થઇ જઇને યૌવન એનું ગ્રહણ કરતું હતું.[5] પગ ઉપર ચોપડેલા નિશ્ચલ રંગની કિરણ-લેખાઓ જાણે બ્હાર આવતી હોય, અલક્તક-રસથી રક્ત થયેલા લાવણ્ય-જલની સેરો જાણે વહેતી હોય, પેહે-રેલા રક્ત વસ્ત્રના પાલવની કોરો જાણે લટકતી હોય, પગનાં આભૂષણ-માંથી નીકળતા રત્ન-કિરણની જાણે રેખાઓ હોય, અને અતિકોમલ હોવાથી જાણે નખ-વિવરમાંથી રુધિર-ધારાનો વર્ષાદ વર્ષાવતી હોય એવી અંગુલિયોવાળા, તથા પૃથ્વીના તારાગણ જેવા નખ-મણિ-મંડલથી યુક્ત પોતાના ચરણવડે એ જાણે પ્રબાલ-રસની એક નદી પ્રવર્તાવતી હતી!

---

૧. મયૂર-પિચ્છના ચાંલ્લા. ૨. દેવની અનિમિષ દૃષ્ટિ સારૂ જુઓ પૃ. ૧૬૩ નો. ૪. ૩. લક્ષણ=શુભ ચિન્હ. ૪. જેણે પુણ્ય કીધાં હોય તેજ આવી કન્યા પાસે ટકી શકે. બાલ્યાવસ્થાએ નહિ કીધેલાં માટે તે હવે ત્યાં રહી શકે તેમ ન હતું.—અર્થાત્ એ કુંવરી બાલભાવ ત્યજી યુવા-વસ્થામાં આવતી હતી. ૫. લગ્ન-સમયે પિતાએ પુત્રીનું દાન કરવું જો-ઇયે—તે વિના લગ્ન થાય નહિ, પરંતુ યૌવન તો તે વિના એનું ગ્રહણ કરતું હતું.— અર્થાત્ યૌવન પ્રવેશ કરતું હતું. 'યૌવન'ને અહીં કામાતુર પતિ જેવું કલ્પેલું છે.

એના નૂપુર-મણિમાંથી નીકળતો કિરણ-સમૂહ,ગુરુ નિતમ્બના ભારથી ખિન્ન થયેલી જાંઘોને જાણે સાહાય્ય કરવાને ઉંચે ચઢીને જઘન-ભાગને સ્પર્શ કરતો હતો. પ્રજાપતિને હાથે અતિશય દબાયલા મધ્યભાગમાંથી ગળી પડેલો, જઘન-શિલાતલના પ્રતિઘાતથી જાણે દ્વિધા વિભક્ત થયેલો લાવણ્ય-જલનો પ્રવાહ હોય એવું એનું ઊરુ-યુગલ શોભતું હતું. સર્વ દિશાઓમાં લાંબા લાંબા કિરણ પ્રસારીને, ઈર્ષ્યાથી જાણે પરપુરુષનું દર્શન રુંધતો હોય, કુતૂહલથી જાણે વધારે વધારે ફેલાતો હોય, અને સ્પર્શ-સુખથી જાણે રોમોદ્‌ગમ પામતો હોય એવો મેખલા-કલાપ એના નિતમ્બની આસપાસ પરિવેષના[1] આકારમાં આવી રહ્યો હતો. (આકૃષ્ટ થઈને) પડેલાં સર્વ લોકનાં હૃદયના ભારથીજ જાણે એના નિતમ્બ અતિગુરુ થયેલા હતા.[2] ઉંચાં સ્તનને લીધે મુખનું દર્શન નહિ પામવાથી, ચિન્તામાં ને ચિન્તામાં જાણે એનો મધ્યભાગ ક્ષીણ થઇ ગયો હતો[3]!! સુકોમલતાને લીધે, સ્પર્શ કરતાં પ્રજાપતિની જાણે અંગુલિ-મુદ્રા અંદર ડુબી ગઈ હોય એવી, આવર્તયુક્ત[4] એની નાભિ હતી. એની રોમ-રાજિ, કામદેવે ત્રિભુવન-વિજયની પ્રશંસાને અર્થે લખેલી વર્ણાવલી જેવી શોભતી હતી.[5] મદનનું ચરણાસન, એનું સુંદર સ્તનયુગ,—અંદર પડેલા,કર્ણ-પલ્લવના પ્રતિબિમ્બને લીધે, હૃદય જાણે અતિશય ભાર તળે દબાઈ જવાથી હાથ ઉંચો કરી તેને ખસેડતું હોય તેમ—બ્હાર પડતું હતું.[6] એના બાહુ, કર્ણાભૂષણના નીચે પ્રસરતા દીર્ઘ કિરણ જેવા તથા નિર્મલ લાવણ્ય-જલમાં ઉગેલા મૃણાલ-દંડ જેવા શોભતા હતા; અને નખમાંથી વર્ષતા કિરણના વર્ષાદને લીધે, માણિક્યનાં ભારે વલય પેહેરવાથી જાણે શ્રાન્ત થઇ જઇને સ્વેદ-જલ-ધારા પાડતા હોય એવા એના બે કર દીસતા હતા. સ્તનના ભારથી નીચે નમી જતા મુખને જાણે ઉચું કરતો હોય એમ ઉંચા કર કરીને હાર એના ચિબુકને સ્પર્શ કરતો

---

૧. પરિવેષ—જુઓ પૃ. ૪૧ નોટ ૩. ૨. જુઓ વાસવદત્તા—એજ વિચાર—પૃ. ૫૭—अशेषजनहृदयपतनसंजातगौरवाभ्याम् વિ૦.

૩. એજ વિચાર વાસવ૦માં પણ છે. (પૃ. ૫૫)—उन्नतपयोधरभारान्तरितमुखचंद्रदर्शनाप्राप्तिजनितखेदेनेव.........क्षीणतरतामुपागतेन मध्यभागेनालंकृताम् ॥ ૪. આવર્ત=જલમાં થતા ભમરા—પાણીનું ચક્રાકારે ભ્રમણ.

૫. જુઓ વા૦. પૃ. ૫૪—त्रिभुवनविजयप्रशस्तिरोमावली......

૬. હૃદયને સ્તનનો ભાર લાગેલો માટે તે જાણે તેને ખસેડતું હતું.

હતો !! એના સુંદર ઓષ્ઠ, નવ-યૌવનના પવનથી ક્ષોભ પામેલા રાગ-સાગરમાંથી નીકળતા તરંગ જેવા, તથા પરવાળાંના છોડ જેવા રાતા હતા; ગાલ લાલ, શ્વેત તથા સ્વચ્છ કાન્તિના હોવાથી, મદિરા-રસ ભરેલી માણિક્ય-શુક્તિના[1] સંપુટ જેવા શોભતા હતા; અને એની નાસિકા, રતિની વીણા વગાડવાના રત્નમય કોણ[2] જેવી સુશોભિત હતી. એનું ચક્ષુયુગલ જે મુખ-લક્ષ્મીને વસવાનો ક્ષીરસાગર હતું અને જેના ખુણા, પોતાની ગતિના માર્ગમાં વિઘ્ન આણતા શ્રવણ ઉપર જાણે ક્રોધાયમાન થઈને રક્ત થયેલા હતા,[3] તે વડે આખી સૃષ્ટિને જાણે એ લોચનમય કરવાને તત્પર થયેલી હતી ! મદમત્ત યૌવન-કુંજરની મદલેખા જેવી બે ભમરો, અને રાગયુક્ત મદનનું હૃદય જાણે વદન ઉપર વ્હોરટ્યું હોય એવું, મનઃશિલાના રસથી કરેલું તિલક-બિન્દુ એના લલાટમાં શોભતાં હતાં. કર્ણમાં એણે ઉંચા સુવર્ણનાં આભૂષણ પેહેરેલાં હતાં તથા મરકત અને માણિક્યનાં કુંડલ ડોલતાં હતાં તેથી, જાણે ઢીલા પડેલા કર્ણ-કમલમાંથી મધુ-ધારા છૂટતી હોય એવી શંકા ઉત્પન્ન થતી હતી. લલાટને લાલચોળ કરી દેતા, સેંથીને અડકતા ચૂડામણિમાંથી નીકળતા કિરણથી કરીને એના લાંબા કેશ જાણે મદિરા-રસમાં ધોવાતા હોય એવા શોભતા હતા. પોતાના અર્ધ દેહમાં પેઠેલા શંભુથી ગર્વિષ્ઠ થયેલી ગૌરીને જાણે હરાવવાની ઈચ્છાથી એ અંગે અંગે વ્યાપેલા અનંગ વડે પોતાનું અતિશય સૌભાગ્ય દર્શાવતી હતી !![4] પોતાની છાતીમાં રાખેલી એકજ લક્ષ્મીથી આનંદ પામતા વિષ્ણુનો ગર્વ હરી લેવાને એ, પ્રતિબિમ્બથી કરીને પોતાના રૂપમાંથી જાણે સેંકડો લક્ષ્મીને સૃજતી હતી !! મસ્તકમાં મુકેલી એકજ ચંદ્રથી વિસ્મિત થયેલા મહાદેવનું અભિમાન મુકાવવા સારૂ, પોતાનાં વિલાસયુક્ત સ્મિતથી એ જાણે દિશાએ દિશાએ હજારો ચંદ્ર ફેંકતી હતી !! નિર્દય થઈને પશુપતિ-

---

તે ખસેડવામાં પેલું પ્રતિબિમ્બ હાથનું કામ સારતું હતું. ૧. માણેકની છીપ. ૨. જેને 'ગજ' કહેછે તે. ૩. એજ વિચાર વાસવદત્તામાં છે. (પૃ. ૬૦)—गतिप्रसररोधकश्रवणकृतकोपेनेवोपान्तलोहितेन नयनयुगलेन भूषिता॥

૪. સૌભાગ્ય=સ્ત્રીને પતિની હયાતી (પ્રીતિ વિ૦) નું સુખ. પાર્વતીના અર્ધ દેહમાં એકજ શંભુ રહેલા તેટલાથી એને ગર્વ ચઢેલો—(કે હું મ્હારા પતિની ઘણી માનીતી છું) તેને જાણે ઉતારવાને, એ, અર્ધ દેહ તો શું પણ અંગે અંગે વ્યાપી ગયેલા કામથી પોતાનું સૌભાગ્ય દેખાડતી હતી.

ચે એક મદન બાળી નાંખેલો તેથી જાણે રોષે ભરાઈને એ પ્રત્યેક હૃદયમાં લાખ્ખો મદન ઉત્પન્ન કરતી હતી!! વળી એ, રાત્રિ-જાગરણથી ખિન્ન થઈ ગયેલા, પોતાના પાળેલા ચક્રવાક-મિથુનને સુવા સારૂ ક્રીડા-નદીઓમાં કમલ-ધૂલિ રૂપી રેતીના નાના નાના પુલિન કરાવતી હતી. પરિજનોના નૂપુરનો શબ્દ સાંભળી દોડી જતા, પોતાના વ્હાલા હંસ-મિથુનને મૃણાલની સાંકળથી બાંધીને લાવવાની હંસ-પાલિકાને આજ્ઞા કરતી હતી. આભૂષણમાં જડેલા મરકતમણિના કિરણને જિહ્વા-સ્પર્શ કરતા, ભવન-હરિણના બચ્ચાને, સખીના શ્રવણમાંથી કાઢીને એક યવાંકુર આપતી હતી.[1] પોતે ઉછેરેલી લતાને પ્રથમ પુષ્પોદ્‌ગમ થયો છે એવું નિવેદિત કરવા આવેલી માલણને સર્વ આભૂષણનું દાન આપીને તેનું સન્માન કરતી હતી. વિવિધ વન-કુસુમ તથા ફલથી ભરેલો પત્રપુટ લઈને આવેલી, ક્રીડા-પર્વત ઉપર રહેનારી ભીલડીની ભાષા નહિ સમજાયાથી હસી હસીને એની પાસે વારે વારે વાત કરાવતી હતી. હાથથી નીચે પછાડયા છતાં વારંવાર ઉડીને ઉંચા આવતા, મુખ-પરિમલથી અંધ બની ગયેલા મધુકર વડે એ જાણે કાળા દડાની રમત રમતી હતી![2] પાંજરામાં બેઠેલાં ખબુતરનો શબ્દ સાંભળી દુષ્ટ સ્મિત કરતી પોતાની ચામર-ગ્રાહિણીના મસ્તક ઉપર, હસતી હસતી એ એક લીલા-કમલ મારતી હતી. તામ્બૂલ-કરંક-વાહિનીના પયોધર ઉપર, મોતીથી ભરેલી પોતાની ચંદ્રલેખાનું પ્રતિબિમ્બ પડવાથી, ત્યાં સ્વેદ-બિન્દુથી ભરેલાં નખ-ચિન્હ છે એવું જાણી, પટવાસની મુષ્ટિ ભરી તેના ઉપર એ ફેંકતી હતી.[3] રત્ન-કુંડલનું પ્રતિબિમ્બ ચામર-ગ્રાહિણીના ગાલ ઉપર પડવાથી, ત્યાં તાજા

---

૧. હરિણના બચ્ચાને લીલું ઘાસ ખાવાની ઈચ્છા થયાથી તે મરકતમણિના લીલા કિરણને તે ધારીને ચાટતું હતું; તે જોઈ કા૦એ પોતાની સખીના કર્ણમાંથી યવાંકુર કાઢીને તેને ખાવા નાંખ્યું.

૨. જુઓ વિક્રમચરિત પૃ. ૯૧ શ્લોક ૬૧.

काचित् क्षिपन्ती मधुपं विशन्तमितस्ततः पाणिसरोरुहेण ।
बाल्ये कृतं कन्दुकताडनेषु श्रमं मृगाक्षी बहु मन्यते स्म ॥

૩. ચંદ્રલેખા=ચંદ્રાકારથી ભરેલું એક આભૂષણ. કાદમ્બરીના એ આભૂષણનું પ્રતિબિમ્બ એની સખીની છાતી ઉપર પડેલું, પણ તેમાંના અર્ધ ચંદ્રાકારનાં વક્ર પ્રતિબિમ્બ નખચિન્હ જેવાં લાગતાં, અને મોતીનાં પ્રતિ૦ જલ-બિન્દુ જેવાં દેખાતાં, તેથી કા૦એ એમ ધાર્યું કે એના પ્રીતમના નખ ત્યાં-છાતી ઉપર-પડ્યા હશે અને તેમાં સ્વેદબિન્દુ ચ્હોટ્યાં હશે!

દાંત બેઠલા છે એવું ધારી, પ્રસાદના છળમાં આપેલું પોતાનું કર્ણ-પલ્લવ મુકીને હસતી હસતી તેને એ ઢાંકી દેતી હતી. પૃથ્વીની પેઠે એણે ઉંચા કુલ[ના]ભૂધરોનો સંબંધ ત્યજી દીધો હતો, અને શેષ-ભોગ ઉપર રહેલી હતી.[1] વસન્ત-લક્ષ્મીની પેઠે એનો પાદપરાગ, ભ્રમરોએ આણેલી પુષ્પની રજથી ધૂસર થયેલો હતો.[2] શરદ્‌ની પેઠે એણે માનસજન્મ-પક્ષિનો શબ્દ ઉત્પન્ન કરીને નીલકંઠનો ગર્વ ઉતાર્યો હતો.[3] પાર્વતીની પેઠે એના ઉત્તમ અંગનું આભૂષણ શ્વેતાંશુક[થી]રચિત હતું.[4] સમુદ્રને તીરે ઉગેલી વનલેખાની પેઠે એ ભ્રમર જેવા શ્યામ તમાલ કાનનયુક્ત હતી.[5] ચંદ્રમૂર્તિની સમાન એનાં ગુરુ-કલત્રનું ગ્રહણ અતિ પ્રબલ મદન-વિલાસથી થયું હતું.[6] વનરાજિની પેઠે એનો મધ્ય ભાગ, શ્વેત તથા શ્યામ લવલી લતાથી શોભતો હતો.[7] પ્રભાત-લક્ષ્મીની પેઠે એનો શૃંગાર, ભાસ્કર-મુક્તાંશુથી ભેદાયલા પદ્મરાગનો હતો.[8] આકાશ-કમ-

---

૧. કાદમ્બરી ઉંચા કુળના ભૂધરો-રાજાઓ-નો સંબંધ ત્યજીને-અર્થાત્ કુમારી રહીને શેષ-બાકીના, લગ્ન-સુખ વિનાના, ભોગ ભોગવતી હતી. પૃથ્વી સાથે લેતાં કુલભૂધર=કુલપર્વત (જુઓ પૃ. ૨ નો. ૪); અને શેષભોગ=શેષ નાગની ફેંણ.

૨. પાદપરાગ=કા૦ના પાદ-પગ, ઉપરનો પરાગ-રજ; વસન્તનાં પાદપ—વૃક્ષ, નો રાગ-રંગ. ૩. માનસજન્મ=મદન; હંસ. પક્ષિ=પાંખવાળાં-બાણ; અને પંખી. નીલકંઠ=મહાદેવ; મયૂર. કા૦એ મદનબાણનો શબ્દ ઉત્પન્ન કરી મહાદેવનો ગર્વ ઉતાર્યો હતો. કારણ મહાદેવે કામને બાળેલો તે એણે ઉત્પન્ન કર્યો. શરદ્‌માં હંસનો શબ્દ સાંભળી મયૂરનો ગર્વ ઉતરે તે સારૂ જુઓ પૃ. ૧૪૨ નો. ૧. ૪ ઉત્તમ અંગ=ઉત્તમ શરીર (કા૦ નું); તેનું આભૂષણ શ્વેતાંશુક=શ્વેત વસ્ત્રનું રચેલું. પાર્વતીનું ઉત્તમ અંગ-મસ્તક, શ્વેતાંશુક-શ્વેત કિરણવાળો-ચંદ્ર તેથી અલંકૃત; અથવા પાર્વતીનું શિરોભૂષણ શ્વેતાંશુ-ચંદ્ર, ના કર-કિરણ-થી ચિત ભરેલું હતું. ૫. (શ્યામતમ+અલક+આનન). કા૦ ને ભ્રમર જેવી શ્યામતમ-અતિશ્યામ, અલક-વાળની લટો, વાળું આનન-મુખ હતું; સમુદ્ર તીરે શ્યામ તમાલ વૃક્ષનાં કાનન-અરણ્ય હોય.

૬. ગુરુ-કલત્ર=(કા૦ના) ગુરુ-ભારે, કલત્ર-નિતંબ. ચંદ્રે કામાવેશથી ગુરુ-કલત્ર-ગુરુની ભાર્યા-બૃહસ્પતિની પત્ની-નું ગ્રહણ કીધું હતું.

૭. (શ્યામલ+વલીલતા) શ્યામલ=કાળી, વલીલતા=કરોચલી; વનરાજિમાં શ્યામ-કાળી, લવલી જાતની લતાઓ હોયછે. ૮. ભાસ્કર=પ્રકાશતા, મુક્તાંશુ-મોતીના કિરણ, તેથી ભેદાયલા પદ્મરાગ-મણિ કા૦

લિનીની સમાન, એના સ્વચ્છ અંબરમાંથી મૃણાલ જેવું કોમલ ઊરુ-મૂલ દેખાતું હતું.[1] મયૂરોની હારની પેઠે, નિતંબ સુધી પહોંચતા એના શિખંડ-ભારમાં ચંદ્રકાન્ત ઝળકતા હતા.[2] અને કલ્પવૃક્ષની લતા જેવી એ કામ-ફલ આપનાર હતી.[3] વળી એ, શયન-સમીપ સંમુખ બેઠે બેઠે તેની[4] કાન્તિનું વર્ણન કરતા કેયૂરકને—એ કોણ છે? કોના પુત્ર છે? એમનું નામ શું છે? એમનું રૂપ કેવું છે? વય કેટલી છે? એ શું કહેતા હતા? તેં શું કહ્યું? ક્યાં સુધી એમને તેં જોયા? મહાશ્વેતા સાથે એમનો પરિચય ક્યાંથી થયો? અહીં એ આવશે કે નહિ—એમ વારંવાર ચંદ્રાપીડ સંબંધીજ વાત પૂછતી હતી.

આવી કાદમ્બરી રૂપી ચંદ્રલેખાની શોભા જોતાંજ ચંદ્રાપીડનું હૃદય સમુદ્ર-જલની પેઠે ઉછળવા લાગ્યું,[5] અને એને વિચાર થયો કે—બ્રહ્માએ મ્હારી બીજી ઇન્દ્રિયો પણ કેમ લોચનમયજ ન કરી?[6] આ આંખે તે શાં એવાં પુણ્ય કીધાં હશે કે એ (એકલીજ) આને અનિવારિત જોઈ શકે છે? અહો! પ્રજાપતિયે સર્વ રમણીયતાનો આ એકજ ભંડાર કેવો વિચિત્ર ઉત્પન્ન કીધો છે? આવા અતિશય રૂપના પરમાણુ[7] ક્યાંથી આણ્યા હશે? મને લાગેછે કે આને ઘડતાં ઘડતાં પ્રજાપતિના કર-સ્પર્શથી થતા દુઃખને લીધે આની આંખોમાંથી જે અશ્રુ-બિન્દુ પડેલાં તેમાંથીજ ખરેખર આ જગતનાં કુમુદ, કમલ, કુવલય તથા સૌગન્ધિકનાં વન ઉત્પન્ન થયાં હશે!!—એમ વિચારતાં વિચારતાંજ એની દૃષ્ટિ કાદમ્બરીનાં નયન ઉપર પડી; અને તેજ ક્ષણે, કેયૂરકે વર્ણવેલો રાજપુત્ર આજ હશે એમ ધારતી કાદમ્બરીની પણ દૃષ્ટિ—જે એનું અતિશય રૂપ જોઈ વિસ્મયથી ચિત્રવિચિત્ર બની ગઈ હતી તે—એના ઉ-

---

એ પેહેર્યા હતા. પ્રભાત-લક્ષ્મીને ભાસ્કર—સૂર્ય,થી મુક્ત—પથરાયલા, અંશુ—કિરણ,વડે ભેદાયલાં—ઉઘડેલાં, પદ્મ—કમલ, તેમનો રાગ—રક્ત વર્ણ, આભૂષણ જેવો. ૧. આકાશ૦—જુઓ પૃ. ૯૮ નો. ૨. અંબર=વસ્ત્ર; આકાશ. ઊરુ=ઝાંઘ. આકાશમાં ઊરુમૂલ=ઉડુમૂલ=મૂલ નક્ષત્ર દેખાય. ૨. કા૦ના નિતંબ સુધી પહોંચતા શિખંડ—કેશ,માં ચંદ્રકાન્ત મણિ ઝગઝગતા; નિતંબ—પર્વતની ટેકરી—બાજુ—તેને અડકતો શિખંડ—મયૂર-પુચ્છ, તેમાં ચંદ્રક—ચાંલ્લા,ના અંત—છેડા, દેખાય. (મયૂર પર્વતે બેઠા હોય એમ ધારવું.) ૩. કામફલ=મદન-વિકારનું ફલ; ઇચ્છિત ફલ. ૪. ચંદ્રાપીડની. ૫. જુઓ પૃ૪ ૯૪ નો. ૨. ૬. જુઓ વા૦ ૬૦ પૃ. ૧૫૮—किमिति लोचनमयान्येव ममाङ्गानि न कृतानि विधिना ॥ ૭. ઝીણામાં ઝીણા કણ.

પર પડી, અને નિશ્ચલ ધ્યાનથી ઘણી વાર સુધી ત્યાં ટકી રહી. એની લોચન-પ્રભાથી ધવલ થઈ ગયેલો ચંદ્રાપીડ તે ક્ષણે કાદમ્બરીને જોઈ વિહ્વલ થઈ ગયેલા બલરામ જેવો દેખાયો.[1] કુમારને જોયા પછી પ્રથમ રોમોદ્ગમ, પછી ભૂષણ-રવ, અને છેલ્લે કાદમ્બરી પોતે ઉભી થઈ. મદન-વિકારથીજ એને આ સમયે સ્વેદ થઈ આવ્યો પણ તેનું કારણ, જાણે સત્વર ઉઠવાનો શ્રમ હોય એમ જણાયું! એની ગતિને ખરેખરો રુંધનાર તો ઊરુ-કંપજ હતો પણ તેનો અપયશ નૂપુર-સ્વર સાંભળી દોડી આવેલા હંસ-મંડલને માથે! નિશ્વાસ ચાલવાથીજ એનું વસ્ત્ર કંપવા લાગ્યું પરંતુ ચામરનો પવન એનું નિમિત્ત હોય એમ દેખાયું! અંતરમાં બિરાજતા ચંદ્રાપીડને સ્પર્શ કરવાના લોભથીજ એનો હાથ તે ક્ષણે છાતી ઉપર પડ્યો, પરંતુ તે જાણે સ્તનને ઢાંકી દેવા મુકયો હોય એમ લાગ્યું! આનંદથીજ એની આંખમાં અશ્રુ ભરાઈ આવ્યાં, પણ હાલેલા કર્ણ-પૂરની કુસુમ-રજ તેના કારણ જેવી થઈ પડી! લજ્જાને લીધેજ એનાથી બોલી શકાયું નહિ, પરંતુ મુખ-કમલના પરિમલથી દોડી આવતા મધુકર જાણે એને અટકાવતા હોય એમ દેખાયું! મદન-બાણના પ્રથમ પ્રહારની વેદનાથીજ એને સીત્કાર થવા લાગ્યા, પરંતુ પુષ્પના ઢગમાંથી કેતકીનો કાંટો વાગ્યાથી તે ઉત્પન્ન થયા હોય એમ જણાયું! કંપથીજ એનો હાથ ધ્રુજવા લાગ્યો, પણ સમાચાર કહેવા આવેલી પ્રતિહારીને ના કહેવા સારૂ જાણે તે હલાવ્યો હોય એમ દેખાયું! વળી તે સમયે કાદમ્બરીના હૃદયમાં પ્રવેશ કરતા મદનનો પણ એક જાણે બીજો મદન ઉત્પન્ન થયો જે કાદમ્બરી સહિત ચંદ્રાપીડના અંતઃકરણમાં પેઠો. તેણે કરીને એ પણ ગંધર્વરાજપુત્રીના રત્નાભરણની પ્રભાને પણ આચ્છાદન વસ્ત્ર જેવી ગણવા લાગ્યો; પોતાના હૃદયમાં તેના પ્રવેશને પણ પરિગ્રહ માનવા લાગ્યો; તેના ભૂષણ-રવને પણ સંભાષણ ધારવા લાગ્યો; પોતાની સર્વ ઇન્દ્રિયોના હરણને પણ પ્રસાદવત્ માનવા લાગ્યો; અને તેની દેહ-પ્રભાના સ્પર્શથી પણ સુરત-સમાગમનું સુખ ભોગવતો હોય એમ એ કલ્પવા લાગ્યો!

---

૧. બલદેવજી ઘણા ગૌર વર્ણના હતા તથા કાદમ્બરી—મદિરા—ને ઘણી ચાહાતા હતા તેથી તે જોઈ વિહ્વલ થાય. ( જુઓ પૃ. ૧૨૨ નો. ૮ ). તેમજ ચંદ્રા૦ કા૦ની લોચન-પ્રભાથી ગૌર દેખાતો હતો અને કા૦—ગંધર્વ-રાજપુત્રી—ને જોઈને વિહ્વલ બની ગયેલો.

કાદમ્બરી, જાણે મહાશ્રમથી કેટલાંક પગલાં આગળ આવીને, બહુ દિવસે દર્શન થવાથી ઉત્કંઠિત થયેલી મહાશ્વેતાને કંઠે સ્નેહ તથા ઉત્કંઠાથી બાઝી પડી. મહાશ્વેતાએ પણ એને અતિદૃઢ કંઠાલિંગન દીધું અને કહ્યું:—સખિ કાદમ્બરિ! ભરતખંડમાં પ્રજાની પીડા હરનાર તારાપીડ નામે નરપતિ રાજ્ય કરેછે, જેમણે પોતાના અસંખ્ય, ઉત્તમ અશ્વોની ખરીઓના અગ્રભાગથી ભૂમિને ખોદીને ચારે સમુદ્રને મુદ્રિત કરેલા છે, તેમના આ, નિજ ભુજ-શિલા-સ્તંભ ઉપર વિશ્રાન્ત વિશ્વને વંદનીય ચંદ્રાપીડ નામે પુત્ર છે. દિગ્વિજય કરવા નીસર્યા પછી ફરતા ફરતા એ અહીં આવી ચઢ્યા છે. એમને જોયા ત્યારથીજ મ્હારે એમની નિષ્કારણ મૈત્રી થઈછે, અને સર્વનો સંગ ત્યાગ કરીને નિષ્ઠુર થઈ ગયેલી પણ મ્હારી ચિત્તવૃત્તિ એમના અસાધારણ, સરલ સ્વભાવના ગુણથી આકૃષ્ટ થયેલી છે. આવા. સભ્યતાથકી પરવશ, શુદ્ધ અંતઃકરણના, ચતુર, અકારણ-મિત્ર મળવા દુર્લભ છે માટે હું એમને અહીં બલાત્કારે લઈ આવીછું કે એમને જોઈને મ્હારી પેઠે તું પણ—રચવામાં પ્રજાપતિની પ્રવીણતા, રૂપની અદ્વિતીયતા, લક્ષ્મીનો યોગ્ય સ્થાને પ્રેમ, પૃથ્વીનું સદ્ભર્તાનું સુખ, માનુષ લોકની દેવ લોક કરતાં શ્રેષ્ઠતા, મર્ત્ય સ્ત્રીઓનાં લોચનની સફલતા, સર્વ કલાઓનો એક સ્થાને સમાગમ, સૌભાગ્યનું ઐશ્વર્ય, અને મનુષ્યોની અગ્રામ્યતા[1]—જાણે. વળી ત્હારા વિશે મેં એમને બહુ પ્રકારે સૂચના આપેલી છે માટે,—એમને પહેલાં કોઈ દિવસ જોયા નથી—એમ ધારીને જો લજ્જા આવતી હોય તો તે કોરે મુકી,—એમનો મ્હારે કંઈ પરિચય નથી—એમ ધારીને જો અવિશ્વાસ આવતો હોય તો તે ત્યજી દઈ,—એમના સ્વભાવથી હું અજાણી છું—એમ જાણીને જો કંઈ શંકા આવતી હોય તો તે દૂર કરી, જેમ તું મ્હારી સાથે વર્તે છે તેમ એમની સાથે પણ વર્તજે.—એ ત્હારા મિત્ર છે,બાંધવ છે, અને પરિજન છે.—આ પ્રકારે મહાશ્વેતાએ કહ્યું-એટલે રાજપુત્રે પ્રણામ કર્યા; અને સ્નેહ સહિત કટાક્ષથી તેને પ્રણામ કરતો નિહાળી, કાદમ્બરીની કીકી જે એના અતિ દીર્ઘ લોચનના ખુણા તરફ જતી હતી તેમાંથી જાણે શ્રમ-જલ-બિન્દુઓ પડતાં હોય તેમ આનંદાશ્રુ ટપકવા લાગ્યાં! સત્વર આગળ દોડી ગયેલા હૃદયની પછવાડે ઉડતી ધૂળ હોય તેમ, અમૃત જેવી શ્વેત એની સ્મિત-પ્રભા

---

૧. આ સર્વ ચંદ્રાપીડનાજ સંબંધમાં છે.

પથરાવા લાગી!! આ મનગમતા કુમારનું, પ્રતિપ્રણામ કરીને સંમાન કર—એવું જાણે મસ્તકને કહેવા સારૂજ એની એક ભ્રૂલતા જરા ઊંચી ચઢી!! અંગુલિયો વચ્ચેથી મરકત મણિની વીંટીઓના કિરણ નીકળવાથી, લીલાસહિત જાણે પાનની બીડી લીધી હોય એવો દેખાતો એનો હાથ, બગાસુ આવવાનું થયાથી ઉઘડેલા મુખ તરફ ગયો. સ્વેદ-જલના ઝરણ વડે સકલ લાવણ્ય ધોવાયાથી સ્વચ્છ થયેલાં એનાં અવયવોમાં સર્વ સ્થલે પ્રતિબિમ્બ પડવાથી ચંદ્રાપીડ જાણે ફરતો કામદેવ હોય એવો દેખાવા લાગ્યો.—કેમ જે મણિભૂમિ ઉપર (કંઈક) આળેખતા એના પાદાં-ગુષ્ઠે જાણે મણિનૂપુરના ઝણકારથી એને બોલાવ્યો હોય તેમ એ ચરણ-નખમાં આવી પડ્યો હતો! જોતાંજ સત્વર દોડી જઈને (કાદમ્બરીનું) હૃદય જાણે એને લઈ આવ્યું હોય તેમ એ એના સ્તનાભ્યન્તરમાં દેખા-તો હતો! અને વિકસિત કુવલયની માલા જેવી દીર્ઘ દૃષ્ટિયે એનું પાન કીધું હોય તેમ એ એના ગાલ ઉપર જોવામાં આવતો હતો! વળી તે સમયે,ત્યાં બેઠલી સર્વ કન્યાઓ જે એને કુતૂહલથી કટાક્ષ નાંખી નાંખીને જોતી હતી તેમની, ખુણાસુધી ગયેલી, ચંચલ કીકીઓ જાણે બ્હાર નીકળી જવા ઈચ્છતી હોય તેમ, કર્ણપૂર ઉપરના ભ્રમરની સાથે ભમવા લાગી.

કાદમ્બરી લીલાયુક્ત પ્રણામ કરીને[1] મહાશ્વેતાની સાથે પલંગ ઉપર બેઠી, અને ત્વરાથી પરિજનીએ આણીને શયનના માથાભણી મુકેલા, ધોળા વસ્ત્રથી ઢાંકેલા, સુવર્ણના પાયાવાળા એક નાના આસન ઉપર ચંદ્રાપીડ બેઠો; એટલે તરતજ, કાદમ્બરીના ચિત્તનો અભિપ્રાય સમજી જઈ, મહાશ્વેતાને સારૂ લગાડવાને સર્વ પ્રતિહારીઓએ, બીડેલા મ્હોંઉપર આંગળી મુકી ચૂપ રહેવાની સંજ્ઞા કરી, વેણુના સ્વર, વીણા-ના ઘોષ, ગીતના ધ્વનિ અને માગધીઓના[2] જયશબ્દ સર્વ સ્થલેથી બંધ કરાવ્યા. પછી એક દાસી ત્વરાથી જલ લઈ આવી તે વડે, કાદ-મ્બરીએ પોતેજ ઉઠીને મહાશ્વેતાના ચરણનું પ્રક્ષાલન કીધું, અને પોતા-ના ઉત્તરીય વસ્ત્ર વડે તેમને લોહીને ફરીથી તે શયન ઉપર બેઠી. ચંદ્રા-પીડના પણ ચરણનું પ્રક્ષાલન, રૂપમાં કાદમ્બરીના જેવીજ, તેની વિશ્વાસ-ભૂમિ[3] મદલેખા નામની પ્રાણપ્રિય સખીએ, ના ના કહેવા છતાં બલાત્કારે કર્યું. પછી કર્ણાભૂષણની પ્રભાથી છવાઈ ગયેલા (કાદમ્બરીના)

---

૧. ચંદ્રાપીડને પ્રતિપ્રણામ કરીને. ૨. માગધી=ચારણની સ્ત્રીઓ.
૩. વિશ્વાસનું સ્થાન. ( Confidente. )

સ્કંધ-દેશ ઉપર વ્હાલથી હાથ ફેરવતી ફેરવતી, ભ્રમરના ભારથી લચી ગયેલા કર્ણ-પલ્લવને ઉછાળતી ઉછાળતી, ચામર-પવનથી વિખેરાઇ ગયેલી કેશની લટોને બાઝતી બાઝતી મહાશ્વેતા એને કુશલતાના સમાચાર પૂછવા લાગી. પણ કાદમ્બરી તો સખીનો આવો પ્રેમ જોઇ, પોતે ઘરમાં રહી એ જાણે એક મ્હોટો અપરાધ થયો એમ જાણી,[1] કુશલતાથીજ લજવાતી, જરા કષ્ટથી બોલી શકી કે—હા બેન, હું સારી છું. આ સમયે પોતે શોકાતુર હતી, તથા મહાશ્વેતાના મુખ સામુંજ જોઇ રહેવાને યત્ન કરતી હતી તોપણ કટાક્ષ ફેંકવાથી હાલતી ચંચલ કીકીને લીધે જેનો મધ્યભાગ વિચિત્ર દેખાતો હતો એવા પોતાના ચક્ષુને, ધનુષ્ ચઢાવી ઉભેલો અનંગ વારેવારે બલાત્કારે, ચંદ્રાપીડને જાણે પીડવાનેજ ( તેના ભણી) લઇ જતો હતો ત્યાંથી વારી શકી નહિ. તેજ ક્ષણે, પોતાની પાસે બેઠેલી સખીના ગાલ ઉપર એ રાજપુત્રને જોઇને એને ઇર્ષ્યા આવવા લાગી;[2] પોતાનાં સ્તન ઉપર રોમોદ્ગમ થવાથી, તેમાં પડેલું એનું પ્રતિબિમ્બ નાશ પામ્યું તે ઉપરથી એ વિયોગ-દુઃખ ભોગવવા લાગી; સ્વેદથી ભીની થયેલી ( ચંદ્રાપીડની ) છાતીમાં પૂતળીની પ્રતિમા પડેલી દેખાયાથી એને એ સપત્ની ઉપર રોષ આવવા લાગ્યો;[3] એના નિમેષથી પોતે દૌર્ભાગ્યનો[4] શોક કરવા લાગી; અને પોતાની આંખોમાં આનંદાશ્રુ ભરાઇ આવવાથી જ્યારે એને એ દેખી શકી નહિ ત્યારે અંધતાનું દુઃખ એને થવા લાગ્યું !! થોડી વાર પછી એણે તામ્બૂલ આપવા માંડ્યું ત્યારે મહાશ્વેતાએ કહ્યું:—સખિ કાદમ્બરિ ! અમે બધાંએ તો ખાધુંજ છે પણ આ પહેલી વાર પધારેલા ચંદ્રાપીડની સેવા કરવી જોઇએ માટે આ બીડી તો તું એમને આપ.—આ સાંભળી મુખ જરા વાંકુ વાળી, નીચી દૃષ્ટિ કરી, એણે ધીમે સ્વરે જરા અસ્ફુટ ઉત્તર આપ્યો:—પ્રિય સખિ ! પરિચય વિના આવું પ્રાગલ્ભ્ય દર્શાવતાં હું શરમાઉછું; લે તુંજ એમને આપ.—આવું કહ્યા છતાં પણ જ્યારે મહાશ્વેતાએ એને ઘણું ઘણું સમજાવી ત્યારે,

---

૧. જુઓ પૃ. ૨૨૬ લી. ૧૦ નો. ૧ લી. ૨. સખીના ગાલ ઉપર ચં૦નું પ્રતિબિંબ પડેલું તે પણ એનાથી ખમી શકાયું નહિ. પ્રતિબિંબને સાક્ષાત્ ચં૦જ માની, સખીની ઇર્ષ્યા કરવા લાગી. ૩. પૂતળીને સપત્ની–શોક–જેવી ગણી તેના ઉપર એ રોષે ભરાઇ. ૪. દૌર્ભાગ્ય=પતિના મરણ વા નાશનું દુઃખ. ચં૦ આંખ મીચે તે વખતે જાણે એ અનિષ્ટ અવસ્થાન્તરમાં આવ્યો એમ ગણી વૈધવ્ય-દુઃખ ભોગવતી.

જાણે ગ્રામ્ય હોય તેમ આખરે એણે, જેમ તેમ કરતાં, બીડી આપવાની હા કહી ; અને મદન-શર-પ્રહારથી મૂર્છિત થઈને, સ્વેદ-જલના પ્રવાહમાં જાણે ન્હવાઈ જઈને,—એજ સ્વેદ-જલના પ્રવાહમાં ડુબી જવાના ભયથી પોતાના હાથને જાણે ઝાલી લેવાનું કહેતી હોય, તથા ભયભીત થઈ જઈને પડવાની તૈયારીમાં આવ્યાથી જાણે (ચંદ્રાપીડનો) હાથ પકડી લેવાનો પ્રયત્ન કરતી હોય તેમ,—મહાશ્વેતાના મુખ તરફથી દૃષ્ટિ ફેરવ્યા વિનાજ એણે કંપતે શરીરે,—આકુલિત આંખે,—અતિશય હાંફતે હૈયે, બીડી સહિત પોતાનો હાથ લાંબો કર્યો.

એટલે તરતજ ચંદ્રાપીડે પણ પોતાનો હસ્ત જે જય-કુંજરના કુંભ-સ્થલ ઉપર અફળાવાથી જાણે સિંદૂરવાળો થયો હોય એવો સ્વભાવેજ રક્ત હતો,—ધનુષ્‌ની પણછ ખેંચવાથી પડેલા આંકાને લીધે જરા શ્યામ થવાથી, જેના ઉપર, કેશ પકડીને ખેંચી આણતાં અશ્રુપાત કરતી રિપુ-લક્ષ્મીનાં લોચન અડકવાથી જાણે અંજન-બિન્દુઓ ચ્હોટી ગયાં હોય એમ દેખાતું હતું,–પ્રસરતા નખ-કિરણને લીધે જેની અંગુલિયો જાણે અતિશય વેગથી આગળ દોડી આવી હોય, વધી ગઈ હોય, કે હસતી હોય એવી દેખાતી હતી,—અને જે, સ્પર્શ-લોભથી તત્કાળ ત્યાં ભેગી થયેલી, રાગ-યુક્ત પાંચે ઈન્દ્રિયો વડે,[1] બીજી જાણે અંગુલિયોથી યુક્ત હોય એવો જણાતો હતો, તે આગળ ધર્યો. તે સમયે સુલભ વિલાસ-દર્શનની જાણે આતુરતાથી, સર્વે રસ કોણ જાણે ક્યાંથીએ આવીને કાદમ્બરીમાં વસ્યા; અને એણે, આડી દૃષ્ટિ રાખ્યાથી આશરે આશરે પ્રસારેલો પોતાનો હસ્ત જેના નખ-કિરણ ચંદ્રાપીડના હસ્તને જાણે શોધી કાઢવાનેજ આગળ આગળ દોડતા હતા, અને કંપથી કરીને હાલતાં કંકણના શબ્દ વડે જે જાણે સંભાષણ કરતો હતો તે ( હસ્ત ) વડે, સ્વેદ-જલમાં સ્નાન કીધા પછી,—અનંગે તમને અર્પણ કરેલી આ દાસીનું ગ્રહણ કરો—એમ કહીને જાણે પોતેજ તેને અધીન થતી હોય તેમ, તથા—આજથી હવે મ્હારો જીવ તમારે હાથ છે—એમ કહીને જાણે પોતાનો જીવજ આપતી હોય તેમ પેલી

૧. આવોજ વિચાર શેક્સ્પિયરે દૃષ્ટિના સંબંધમાં દર્શાવ્યોછે:—

"All senses to that sense did make their repair,
"To feel only looking on fairest of fair:
"Methought all his senses were lock'd in his eye,
"As jewels in crystal for some prince to buy."

*Love's Labour's Lost, Act II., Sc. I.*

પાનની બીડી ચંદ્રાપીડના હાથમાં મુકી ! પણ સ્પર્શ-તૃષ્ણાથી ભુજ-લતાની સાથે સાથેજ આવેલું, કામ-બાણથી મધ્યે ભેદાઇ ગયેલું પોતાનું જાણે હૃદય હોય એવું રત્ન-વલય, (બીડી આપીને) હાથ પાછો ખેંચી લેતાં નીકળી પડ્યું તેનીએ એને ખબર પડી નહિ!![1] ત્યાર પછી બીજી બીડી લઇને એણે મહાશ્વેતાને આપી.

એટલામાં,—કુમુદ-કેસરના જેવા પીળા ચરણને લીધે, ચંપક-કલિના જેવા મુખને લીધે, તથા કુવલય-પત્ર જેવી શ્યામ પાંખોને લીધે, જાણે પુષ્પમય હોય એવી જે દેખાતી હતી, તથા જેની પછવાડે એક, કુંડાળુ વ-ળેલા ઇન્દ્રધનુષ્ જેવો ત્રણ રંગનો કાંઠલો કોટમાં ધારણ કરતો, પ્રબાલના અંકુર જેવી લાલ ચાંચવાળો,અને મરકત જેવી ચળકતી પાંખોવાળો પોપટ મંદ ગતિથી દોડતો આવતો હતો, તે સારિકા એકદમ ઉતાવળી ઉતાવળી આવીને ક્રોધમાં બોલવા લાગી કેઃ—ભર્તૃદારિકા કાદમ્બરિ ! કેમ તમે આ, મિથ્યા સૌભાગ્યથી ગર્વિષ્ટ, નિર્મર્યાદ, લુચ્ચા પોપટને મ્હારી પાછળ પડતો અટકાવતાં નથી ? જો તમે એનું ધાર્યું કરવા દેશો તો હું ખરેખર તમારા પાદ-પંકજ-સ્પર્શના સમ ખાઇને કહુંછું કે નક્કી મ્હારા પ્રાણ ત્યજીશ.—આ સાંભળીને કાદમ્બરી તો મંદ મંદ હસવા લાગી. પણ મહાશ્વેતાને એ વાત ખબર ન હતી તેથી તેણે મદલેખાને પૂછ્યું કે આ મેના તે શું કહેછે ? એણે કહ્યું:—ભર્તૃદારિકા કાદમ્બરીની (પાળેલી) આ કાલિન્દી નામની મેના છે; એને આ પરિહાસ નામના પોપટ સાથે ભર્તૃદારિકાએજ પાણિગ્રહણ કરાવી પરણાવીછે. પણ આજ સવારમાં એણે એને કાદમ્બરીની તામ્બૂલ-વાહિની આ તમાલિકાને, એકલી હતી ત્યારે કંઇક કહેતાં જોયો ત્યારથી એને ઇર્ષ્યા આવીછે અને કોપથી રીસાઇને હવે નથી એ એની પાસે જતી, નથી બોલતી, નથી સ્પર્શ કરતી, ને નથી સામું જોતી. અમે બધાંએ એને ઘણે ઘણે પ્રકારે સમજાવી પણ હજીએ મનાતી નથી.—આ સાંભળી ચંદ્રાપીડ મ્હોં મલકાવી મંદ મંદ હાસ્ય કરી બોલ્યો

---

૧. હૃદય ગોળગર્ણાને કંકણ સાથે સરખાવ્યું, પરંતુ હૃદયને કંઇ વચ્ચે ગાળો—પોલાણ—ન હોય, ને કંકણને તો હોય, માટે તે ભિન્નતા કાઢી નાંખવા સારૂ એમ કહ્યું કે હૃદય કામ-બાણ વાગવાથી મધ્યે ભેદાઇ ગયું હતું—તેથી બરાબર કંકણને મળતું આવતું ! ! આનાથી જરા ઉલટા સ્વરૂપની ઉત્પ્રેક્ષા પહેલાં પૃ. ૧૨૯ લી. ૧૭ મીએ આવીછે, જ્યાં સૂર્યને નૂપુર સાથે સરખાવતાં નૂપુરનો ગાળો સૂર્ય-બિમ્બમાં ન હોવાથી દેખાતો ભેદ આવીજ ચતુરાઇથી કવિયે ઉડાવી દીધોછે.

કેઃ—એ વાત તો ખરી છે. રાજગૃહમાં પણ એ વાત ચાલેછે, પરિજનો પણ મોંહો મોંહે એમજ વાત કરેછે, બ્હારના લોક પણ એમજ બોલેછે, બીજા દેશોમાં પણ એવીજ કથા સંભળાયછે અને એમ અમે પણ સાંભળ્યુંછે કે દેવી કાદમ્બરીની તામ્બૂલ-વાહિની તમાલિકા સાથે પ્રેમમાં પડેલો પરિહાસ નામનો પોપટ એવો તો મદનવશ થઈ ગયો છે કે વીતી જતા દિવસોનું પણ એને ભાન રહેતું નથી! હવે એ તો જાણે દુરાચરણી છો પોતાની સ્ત્રીને તજીને નિર્લજ્જ થઈ એની સાથે રહે. પણ દેવી કાદમ્બરીને શું એ ઉચિત છે કે એવી ચપલા—દુષ્ટ—દાસીને વારતાં નથી? અથવા દેવીએ પણ પ્રથમથીજ, આવા અવિનયી પોપટ સાથે આ બિચારી કાલિંદીનું લગ્ન કરીને પોતાની નિઃસ્નેહતા બતાવીજ આપીછે. એ બિચારી શું કરે? શોકનું સાલ એ સ્ત્રીઓને કોપનું પ્રધાન કારણ છે, વિરાગ ઉત્પન્ન થવાનો મુખ્ય હેતુ છે, અને પરાજયનું મ્હોટું સ્થાન છે. એ તો આજ આટલી બધી ધીરી છે કે એણે આવા મ્હોટા દૌર્ભાગ્યને લીધે વૈરાગ્ય આવી જવાથી વિષ-ભક્ષણ કીધું નથી, અગ્નિ-પ્રવેશ કર્યો નથી અથવા આહારનો ત્યાગ કીધો નથી! સ્ત્રીઓને શોક જેવું બીજું કંઈ લઘુતા પમાડે એમ નથી. હવે આવો મ્હોટો અપરાધ કર્યા છતાં જો કદાચિત્ આ પોપટના અનુનયથી એ મનાઈ જશે તો તો ધિક્કાર છે એને. સર્વે એનાથી પછી તો અળગાં રહેશે અને માન-ભંગ થયાથી તિરસ્કાર કરીને દૂરથીજ એનો ત્યાગ કરશે. એની સાથે ફરીથી વાત કોણ કરશે? કોણ એની સામુંએ જોશે? અને કોણ એનું નામ પણ લેશે?—કાદમ્બરી સહિત તે સર્વ કન્યાઓ જે આ મજાકનાં વચન સમજી ગઈ હતી તે, ચંદ્રાપીડના આ ભાષણથી ખડખડ હસવા લાગી. પણ રાજકુમારનાં નર્મ વચન સાંભળીને પરિહાસ પોપટ કહેવા લાગ્યો કેઃ—ધૂર્ત રાજપુત્ર! એ કંઈ કાચી પોચી નથી; ચંચલ છતાં પણ તમારાથી અથવા બીજા કોઈથી એ છેતરાય તેમ નથી. આવી વક્રોક્તિ તો એ પણ સમજેછે. પરિહાસની વાતો એને પણ આવડેછે. રાજગૃહમાં રહેવાથી એની પણ મતિ ચતુર થયેલીછે, માટે હવે છાના રહો. અહીં કંઈ તમારાં કામુકોનાં નર્મ ભાષણ ચાલે તેમ નથી. એજ મધુર ભાષિણીને બધું વિદિત છે કે ક્રોધ કરવાનો તથા મનાવાનો કાળ કયો, કારણ કયું, પ્રમાણ કયું, વિષય કયો, અને પ્રસંગ કયો.

આ વખતે એક કંચુકિયે આવી મહાશ્વેતાને કહ્યુંઃ—આયુષ્મતિ! રાજા ચિત્રરથ તથા રાણી મદિરા તમને મળવાને તેડેછે.—આ સાંભળી,

ઉઠવાની ઇચ્છાથી એણે કાદમ્બરીને પૂછયું:—સખિ! ચંદ્રાપીડ કયાં ઉતરશે?—ત્યારે શું અનેક સ્ત્રીઓનાં હૃદય રૂપી સ્થાન એમને રહેવાને બસ નથી?–એમ વિચારી જરા મનમાં હસીને કાદમ્બરીએ પ્રત્યુત્તર આપ્યો:—સખિ મહાશ્વેતા! ત્હારે એવું શાસારૂ કહેવું પડેછે? દર્શન દીધું ત્યારથી આ શરીરના પણ એજ પ્રભુ છે તો પછી મ્હેલની, વિભવની કે પરિજનની તે વાતજ શી? જ્યાં એમને ગમે અથવા મ્હારી પ્રિયસખીને ગમે ત્યાં એ સુખેથી રહે.–આ સાંભળી મહાશ્વેતાએ કહ્યું કે:—ત્યારે તો આ ત્હારી હવેલીની પાસેના પ્રમદવનમાં ક્રીડાપર્વત ઉપર જે મણિમય મહેલ છે ત્યાંજ એમને ઉતારો આપજે.–એટલું કહી એ ગંધર્વરાજને મળવા ગઇ. ચંદ્રાપીડ પણ તેની સાથેજ બ્હાર નીકળ્યો, અને એના વિનોદને અર્થે કાદમ્બરીએ પ્રતીહારીને આજ્ઞા કરી મોકલાવેલી વીણા વગાડનારી, વેણુવાદ્યમાં નિપુણ, તથા સંગીત કલામાં પ્રવીણ કેટલીક કન્યાઓ સાથે, પૂર્વે જોયેલા કેયૂરકે બતાવેલે માર્ગે ક્રીડાપર્વત ઉપર મણિ-મંદિરમાં ગયો. એના ગયા પછી તરતજ ગંધર્વ-રાજપુત્રી સર્વ સખીજન તથા પરિજનને વિદાય કરી, માત્ર અમુક દાસીઓનેજ લઇને હવેલી ઉપર ચઢી. ત્યાં તેઓ વિનયથી ગુપચુપ દૂર ઉભે ઉભે એને કંઇ કંઇ વિનોદથી રીઝવવા લાગી; પણ એ તો એકલી, શયનમાં પડી પડી, તે ક્ષણે[1]–ચપલા! આ તે તેં શું કરવા માંડયુંછે? એમ કહીને જાણે લજ્જા એને પકડતી હોય,—ગંધર્વ-રાજપુત્રિ! આવું કામ તને છાજે કે? એમ કહીને વિનય જાણે એને ઉપાલંભ દેતો હોય,—ક્યાં ગયો ત્હારો અત્યાર સુધીનો એ અપરિપક્વ બાલભાવ? એમ કહીને જાણે મુગ્ધતા એની હાંસી કરતી હોય,—આપમતીલી! એકલી એકલી, ત્હારી ઇચ્છા પ્રમાણે આવો અવિનય મા કર, એમ જાણે એને કુમારભાવજ કહેતો હોય,—અરે ભીરુ! આ કંઇ કુલિન કન્યાઓની રીત નહિ, એમ કહીને જાણે મહત્વ એને ઠપકો દેતું હોય,—દુરાચરણિ! અવિનય કરતાં જરા લાજ, એમ કહીને આચાર જાણે એને તરછોડતો હોય,—અલિ મૂઢ! મદને તો તને હલકી પાડી નાંખીછે, એવું કહીને જાણે એનો સુજન્મ શીખામણ દેતો હોય,—ત્હારૂં હૃદય કેમ આવું ચંચલ બની ગયું? એમ કહીને ધૈર્ય જાણે એને ધિક્કારતું હોય,—સ્વચ્છંદ વર્તનારી! તેં મને પણ શું નજ ગણી કે, એમ કહીને જાણે કુલસ્થિતિ એને નિન્દતી હોય તેમ—કોણ જાણે ક્યાંથીએ ભાન આવ્યાથી અતિશય શરમાઇ ગયેલી દેખાવા લાગી.

---

૧ તે ક્ષણે......શરમાઇ ગયેલી દેખાવા લાગી. (અન્વય.)

વળી એ વિચાર કરવા લાગી કે—મેં પાપિણીએ મોહાન્ધ થઈ જઈને, કંઈ શંકા લાવ્યા વિના મ્હારૂં ચંચલ હૃદય આજ ખુલ્લું કરી દીધું એ કેવી મૂર્ખાઈ કીધી? એમને ને મ્હારે મળવાનો આ પ્રથમજ પ્રસંગ હતો એ તો મેં સાહસિકે કંઈ વિચાર્યું નહિ! લોક મને લઘુ હૃદયની કહેશે એ મેં લાજવિનાનીએ ગણ્યું નહિ! એમની ચિત્તવૃત્તિ કેવી હશે તેની મેં મૂઢે પરીક્ષા કરી નહિ! હું એમને ગમી કે નહિ તે પણ મેં વિચારી જોયું નહિ! મ્હારૂં પ્રત્યાખ્યાન કરશે એની પણ મને બ્હીક રહી નહિ! ગુરુજનનો કંઈ મેં ડર રાખ્યો નહિ! લોકાપવાદનો કંઈ ભય ગણ્યો નહિ!—તેમજ વળી, મહાશ્વેતા દુઃખી છે એ મેં દાક્ષિણ્ય વિનાનીએ જોયું નહિ! પાસે બેઠલી સખીઓ પણ જોતી હશે એનું મને મંદ બુદ્ધિનીને ભાન રહ્યું નહિ! પાસેની દાસીઓ જોતી હશે એ મેં ચેતન વિનાનીએ દીઠું નહિ! જડ બુદ્ધિવાળાં પણ એવો અવિનય વર્ત્યા વિના ન રહે તો પછી મદન-વૃત્તાન્તનો જેને અનુભવ થયોછે એવી મહાશ્વેતા, સકલ કલામાં કુશલ સખીઓ, અને રાજકુલમાં ફરવાથી ચતુર થયેલી—નિત્ય ઇંગિતથીજ[1] સમજનારી—દાસીઓની શી વાત? આવું જોવામાં તો અંતઃપુરની દાસીઓ વળી વિશેષે કરીને કુશલ હોય (ને તે કેમ સમજ્યા વિના રહે?).—હવે મુજ પાપિણીના સર્વે પ્રકારે ખરેખરા ભોગ મળ્યા! આવું શરમ ભરેલું જીવતર કાઢવા કરતાં હવે તો મરવું એજ સારૂં છે. માતા આ વૃત્તાન્ત સાંભળશે ત્યારે શું કહેશે? પિતા શું કહેશે? અને ગંધર્વ લોક શું કહેશે? હવે હું શું કરૂં? શો ઉપાય કરૂં? શી રીતે આ મ્હારૂં સ્ખલન સંતાડી દઉં? કોને મ્હોંયે આ મ્હારી દુર્વિનીત ઇન્દ્રિયોના ચાપલની વાત કહું? આ—દગ્ધ હૃદયના—મદનથી ગૃહીત થયેલી જાઉં એ ક્યાં?—મહાશ્વેતાનો વૃત્તાન્ત સાંભળીને મેં એવી પ્રતિજ્ઞા કરી હતી, પ્રિય સખીઓની આગળ પણ એમ કહ્યું હતું અને કેયૂરક સાથે પણ મેં એવો સંદેશો મોકલ્યો હતો;[2] પણ મને મંદભાગિનીને સમજણ પડતી નથી કે આ મને છેતરનાર ચંદ્રાપીડને મ્હારી પાસે શું શઠ વિધિયે આણ્યો, કે મુવા મદને, કે પૂર્વે કરેલાં પાપે, કે ચંડાલ મૃત્યુએ, કે બીજા કોઈએ. જેને મેં પહેલાં કદી જોયો નથી, જેનો મને અનુભવ નથી, જેનું નામ પણ મેં સાંભળ્યું નથી, જેનું ચિન્તન પણ કદી કર્યું નથી ને જેને કદી ધારેલો પણ નથી—એવો આ કોઈક મ્હારી વિડંબના કરવાનેજ આવેલો દેખાયછે જેને માત્ર જોયાથીજ,—મ્હારી ઇન્દ્રિયોએ જાણે મને બાંધીને એને સ્વાધીન

---

૧. જુઓ પૃ. ૮૯ નો. ૨. ૨. જુઓ પૃ. ૨૨૬ લીટી ૨૪–૫.

કરી દીધી હોય, શર-પંજરમાં નાંખીને મદને જાણે મને આપી દીધી હોય, દાસી કરી દઈને જાણે અનુરાગ મને લઈ ગયો હોય, અને હૃદયે એના ગુણના બદલામાં જાણે મને વેચી દીધી હોય તેમ—હું તેનીજ થઈ ગઈછું! હવે મ્હારે એ ચપલનું કંઈજ કામ નથી.—આવો સંકલ્પ જરાવાર સુધી એણે કર્યો. પણ સંકલ્પ કર્યો કે તરતજ—મિથ્યા વિનય રાખનારી! જો મ્હારૂં કામ ન હોય તો લે હું આ ચાલ્યો—એમ જાણે, હૃદય કંપવાથી ચલિત થયેલા ચંદ્રાપીડે એની મજાક કીધી હોય; એનો પરિત્યાગ કરવાના સંકલ્પ સાથેજ બ્હાર નીકળી જતા પોતાના પ્રાણે કંઠે આવીને જાણે આજ્ઞા માગી હોય; અલિ અવિશેષજ્ઞ![1] ચક્ષુ સ્વચ્છ કરીને ફરીથી જો કે એ પુરુષ પ્રત્યાખ્યાનને યોગ્ય છે કે નહિ—એમ જાણે તે સમયે આવેલાં અશ્રુએ એને કહ્યું હોય; અને,—ત્હારૂં ધૈર્ય ને ત્હારો મદ હું પ્રાણની સાથે કાઢી નાંખીશ—એમ જાણે અનંગે એને કોપીને ઠપકો દીધો હોય તેમ ફરીથી પાછું એનું અંતઃકરણ પહેલાંની પેઠેજ ચંદ્રાપીડને માટે તલપવા લાગ્યું. એ પ્રકારે સર્વ ઉપાય નિષ્ફલ થવાથી, પ્રેમાવેશને લીધે સ્વતંત્રતા ખોઈને પરવશ હોય તેમ ઉઠી, જાળિયે જઈ, તેજ ક્રીડાપર્વતને જોતી જોતી એ ઉભી રહી. ત્યાં ઉભી ઉભી, (ચંદ્રાપીડ) આનંદ-જલથી કરીને (દેખાતો) ઢંકાઈ જશે એવી જાણે બ્હીકથી, ચક્ષુવડે જોવાને બદલે સ્મૃતિથી એને એ જોવા લાગી!![2] અંગુલિયોમાંથી સ્વેદ-બિન્દુ ટપકવાથી રખેને એ ભુસાઈ જાય એવી જાણે ભીતિથી, કલમ વડે ચિત્ર કાઢવાને બદલે માત્ર ચિંતનથીજ એને આળેખવા લાગી!! રોમોદ્‌ગમ થવાથી આચ્છાદન થશે એવી જાણે શંકાથી, વક્ષઃસ્થલ થકી આલિંગન દેવાને બદલે એ હૃદયથીજ ભેટવા લાગી!![3] અને એના સંગમમાં થતો વિલંબ સહન કરવા-

---

૧. સારા ખોટાની પરીક્ષા વિનાની. ૨. ખરેખરા ચં૦ને પોતાની આંખથી તો એ જોઈ શકતી હતી નહિ, કારણ કે તે સામો ઉભો ન હતો; તે ઉપરથી, આંખે ન જોવાનું કારણ એવું કલ્પ્યું છે કે જાણે જોવાથી આનંદાશ્રુ આવે તો પાછો એ દેખાતો બંધ થઈ જાય માટે સ્મૃતિથી જોવું ઠીક.—તાત્પર્ય કે એ એનું ચિન્તન કરતી હતી.—એમ આગળ પણ બેસાડવું. ૩. 'હૃદય'—અંદરનો ભાગ. 'વક્ષઃસ્થલ'—બ્હારની છાતી. ચં૦ ત્યાં ન હતો એટલે છાતીએ તો ભેટે ક્યાંથી? આ ઉપરથી એમ ધાર્યું કે જો છાતીવડે આલિંગન દે તો હર્ષથી થતો રોમાઞ્ચ એની વચ્ચે આવે માટે અંદર હૃદયથી ભેટતી હતી—અર્થાત્ મનમાં ને મનમાં આલિંગન-સુખ કલ્પતી હતી.

ને જાણે અશક્ત હોય તેમ દાસી ( સાથે સંદેશો ) મોકલવાને બદલે પોતાના મનનેજ એની પાસે મોકલવા લાગી !! [૧]

ચંદ્રાપીડ પણ, કાદમ્બરીનું જાણે બીજું હૃદય હોય એવા સ્વચ્છ મણિગૃહમાં પ્રવેશ કરીને, શિલાતલ ઉપર પાથરેલું એક આસ્તરણ જેની બંને બાજુએ ઉપરા ઉપરી ઘણાં ઉશીકાં મુકેલાં હતાં તેમાં જ્યારે સુઈ ગયો, કેયૂરક એના ચરણને ઉત્સંગમાં લઇને બેઠો, ને પેલી કન્યાઓ બતાવ્યા પ્રમાણે એની આસપાસ ભરાઇ બેઠી, ત્યારે દોલાયમાન ચિત્તથી ચિન્તામાં પડ્યો કેઃ— ગંધર્વ-રાજપુત્રી કાદમ્બરીના શું સ્વાભાવિક વિલાસજ આવા, સર્વ લોકનાં હૃદય હરી લે એવા હશે કે વગર આરાધનાએ પ્રસન્ન થઇને ભગવાન્ કુસુમાયુધે મ્હારે લીધે ઉત્પન્ન કર્યા હશે? [૨] મ્હારી સામું એ, અશ્રુથી ભરેલી, રાગયુક્ત, તથા હૃદયની અંદર વાગતાં કામ-બાણનાં પુષ્પની રજ પડી હોય તેમ જરા મીચાયેલી આંખથી કટાક્ષવડે જોયાં કરતી હતી. હું જ્યારે એના ભણી દૃષ્ટિ કરતો ત્યારે શરમાઇ જઇને એ શ્વેત સ્મિત-પ્રભારૂપી જાણે વસ્ત્રવડે પોતાનું આચ્છાદન કરતી હતી! મ્હારાથી શરમાઇને મુખ ફેરવી દઇ, જાણે મ્હારા પ્રતિબિમ્બને પ્રવેશ કરાવવાની લાલચે એ પોતાના ગાલ રૂપી દર્પણને મ્હારી તરફ ધરતી હતી!! મને અવકાશ આપવાથી હૃદયે કરેલા પ્રથમ અવિનયની જાણે રેખાને એ પોતાના નખવડે શયન ઉપર દોરતી હતી! મને બીડી આપતાં ખેદથી કંપતો પોતાનો હસ્ત, જેને રક્તકમલ ધારીને ભ્રમરોનાં ટોળાં આજુબાજુ ભમ્યાં કરતાં હતાં તેમાં જાણે તમાલ-પલ્લવ લઇને એ પોતાના ખિન્ન થઇ ગયેલા મુખને જાણે પવન નાંખતી હતી!! [૩]—વળી એ વિચારવા લાગ્યો કે—ઘણું કરીને આ, મનુષ્ય જાતિને સુલભ લઘુતાજ

---

૧. " ......Love's heralds should be thoughts,
" Which ten times faster glide than the sun's beams."
*Romeo and J. Act II., Sc. V.*

૨. 'માલતીમાધવ'માં (પૃ. ૭૭) માલતીને માધવ સંબંધી આવી શંકા થાયછેઃ—

प्रियसखि किं तावत्तस्य महानुभावस्य स्वाभाविका एव मुहूर्तसंनिधायिनो जनस्य विप्रलंभयितृका विलासा आहोस्विद्यथा प्रियसखी संभावयति ॥

૩. હાથ કંપતો હતો ને તેની આજુ બાજુ ભ્રમર ભમતા હતા તે ઉપ-રથી ઉત્પ્રેક્ષાઓ કીધી કે ભ્રમર જાણે તમાલ-પલ્લવ, અને હાથ જાણે તે તમાલ-પલ્લવ લઇ મુખને વા નાંખતો હોય–(કારણ કે તે હાલતો હતો)!!

મને આવા આવા હજારો મિથ્યા સંકલ્પ કરાવી કરાવીને છેતરતી હશે, અથવા તો વિવેક-રહિત યૌવન-મદ કે મદન પોતેજ મને આવો ઉન્માદ કરાવતો હશે; કેમ જે રોગ-ગ્રસ્ત થઈ હોય એવી યુવાનોની દૃષ્ટિને સ્વલ્પ કલુષ પણ અતિ મ્હોટા જેવું ભાસેછે. કિઞ્ચિત્ માત્ર સ્નેહને પણ, જલની સમાન યૌવન-મદ બહુ વિસ્તીર્ણ કરી દેછે.[1] પોતેજ ઉત્પન્ન કરેલી અસંખ્ય ચિન્તાઓને લીધે આકુલ થયેલી તરલતા, કવિની બુદ્ધિની પેઠે કોઈની ઉત્પ્રેક્ષા નથી કરતી એમ નથી! ચતુર અનંગના હાથમાં આવેલી, તરુણ પુરુષોની ચિત્તવૃત્તિ, ચિત્ર કાઢવાની કલમની પેઠે, કંઈ નથી આળેખતી એમ નથી. સ્વ-રૂપથી ગર્વિષ્ઠ થયેલી વેશ્યાના જેવી સ્વ-સંભાવના કહીં આત્માર્પણ નથી કરતી એમ નથી. મનુષ્યના મનોરથ, સ્વપ્નની સમાન અનનુભૂત વસ્તુનું પણ દર્શન કરાવેછે. ઈન્દ્રજાલ-પિચ્છિકા જેવી આશા, અસંભવિતને પણ લાવી લાવીને આગળ ધરેછે.—એવા વિચાર કરતાં કરતાં એને લાગ્યું કે—આમ મનને કેવલ વૃથા ખેદ આપવાથી શું થવાનું છે? જો કદાચિત્ એ શ્વેત-લોચનાની ચિત્તવૃત્તિ મ્હારી તરફ ખરેખર એવીજ થયેલી હશે તો થોડી વારમાં, વગર પ્રાર્થનાએ પ્રસન્ન થયેલો એ ભગવાન્ કામદેવજ એને પ્રકટ કરી દેશે, અને એજ આ સંશય છેદી નાંખશે.—એવો નિશ્ચય કરી, ઉઠીને પોતે બેઠો થયો; અને પેલી કન્યાઓ સાથે પાસાથી, ગાયનથી, વીણા-વાદ્યથી, પણવ વગાડવાથી, સ્વર-સંદેહના વિવાદથી, સુંદર વાર્તાઓથી અને એવા એવા બીજા આલાપ તથા સુકુમાર કલા-વિલાસથી વિનોદ કરવા લાગ્યો. આમ ત્યાં થોડી વાર બેઠા પછી બ્હાર જઈ, ઉપવન જોવાની ઈચ્છાથી એ ક્રીડાપર્વતના શિખર ઉપર ચઢ્યો.

કાદમ્બરીએ એને જોયો કે તરતજ—મહાશ્વેતાને આવતાં વાર લાગી માટે લાવ માર્ગમાં જોઉં—એવું બ્હાનું કાઢી, કામાતુર ચિત્તને લીધે પેલી જાળી છોડીને એ, પોતાની હવેલીને છેક ઉપલે માળ, પાર્વતી જેમ કૈલાસ-શિખર ઉપર ચઢે તેમ ચઢી ગઈ. ત્યાં એની સાથે દાસીઓ થોડીજ હતી; પૂર્ણ ચંદ્રમંડલ જેવું શ્વેત, સુવર્ણ-દંડવાળું છત્ર એના ઉપર છાયા કરવા ધરેલું હતું; ફીણ જેવા ધોળા ચાર નાના નાના પંખા ઉરાડીને દાસીઓ એને પવન નાંખતી હતી; અને માથા ઉપર, પુષ્પની સુગંધથી

---

૧. સ્નેહ=પ્રેમ; તેલ.

લલચાઈને ભમતા ભ્રમરો રૂપી શ્યામ આચ્છાદન-વસ્ત્ર દિવસે પણ ઓઢીને એ જાણે ચંદ્રાપીડની અભિસારિકા થવા સારૂ વેષ સજવાનો અભ્યાસ કરતી હતી! ત્યાં રહી રહી, કોઈવાર ચામર-શિખાને બાઝી બાઝીને, કોઈવાર છત્ર-દંડને ટેકો દઈને, કોઈવાર તમાલિકાના સ્કંધ ઉપર હાથ મુકીને, કોઈવાર મદલેખાને આલિંગન દઈને, કોઈવાર પરિજનની અંદર સંતાઈ જઈ માત્ર આંખના ખુણાથી દૃષ્ટિ કરીને, કોઈવાર ત્રિવલ્લી વળી જાય તેમ ફરી ફરીને, કોઈવાર પ્રતીહારીની છડીના શિખર ઉપર ગાલ મુકીને, કોઈવાર નિશ્ચલ હાથમાં લીધેલી બીડી હોઠ આગળ ધરી રાખીને,તથા કોઈવાર કમલ ફેંકી પ્રહાર કરવાથી દોડી જતી દાસીની પછવાડે કેટલાંક પગલાં ભરીને, હસતી હસતી એ ચંદ્રાપીડને જોવા લાગી, અને ચંદ્રાપીડ એને જોવા લાગ્યો. એમ કરતાં કરતાં ઘણો કાલ વીતી ગયો તે પણ એને જણાયો નહિ. પછી જ્યારે પ્રતીહારી-એ આવીને મહાશ્વેતા ઘેર આવ્યાની ખબર કહી ત્યારે એ મહેલ ઉપરથી ઉતરી, અને સ્નાનાદિક દિવસ-વ્યાપાર નહિ ગમવા છતાં પણ એણે મહાશ્વેતાનું મન રાખવાને કર્યો. ચંદ્રાપીડ પણ ( એના ગયા પછી ) નીચે ઉતર્યો, અને પેહેલેથીજ કાદમ્બરીએ મોકલી રાખેલી દાસીઓએ સ્નાન કરાવ્યા પછી એક સુંદર શિલાતલ ઉપર યથેચ્છિત દેવાર્ચન કરીને એજ ક્રીડાપર્વતમાં એણે આહારાદિ સર્વ દિવસ-કર્મ સમાપ્ત કર્યું.

ભોજન કરી રહ્યા પછી એ જ્યારે, ક્રીડાપર્વતના પુરોભાગમાં પડેલી એક મનોહર મરકત-શિલા,—જે હારીત પક્ષીના જેવી લીલી હતી, હરિણના વાગોળવાથી જ્યાં ફીણનાં આછાં આછાં ટપકાં પડેલાં હતાં, બલરામના હળના ભયથી નિશ્ચલ થયેલા યમુના-જલ જેવી જેની કાન્તિ હતી,[1] તરુણીઓના ચરણ ઉપરના અલક્તક-રસનો જ્યાં લાલ રંગ પ્રકાશતો હતો, પુષ્પ-રજ જેના તલ ઉપર પથરાયેલી હતી, લતા-મંડપમાં જે ઢંકાઈ ગઈ હતી, અને મયૂરોને નૃત્ય કરવાની સંગીત-શાલા હતી—તે ઉપર બેઠો હતો ત્યારે સહસાજ એની દૃષ્ટિયે કોઈ અતિશય ઝગઝગતો ધવલ પ્રકાશ પડતો દેખાયો જે જલની સમાન દિવસને નિસ્તેજ કરી દેવા લાગ્યો, મૃણાલ-વનની પેઠે સૂર્યના તાપનું પાન કરવા લાગ્યો, ક્ષીરસાગર-ની સમાન પૃથ્વીને ( પોતામાં ) ડુબાવી દેવા લાગ્યો, ચંદન-રસના વર્ષાદ

૧. જુઓ પૃ. ૪૩ નો. ૧. શિલા અને જલ વચ્ચે સાદૃશ્ય પૂર્ણ જણાય માટે જલને નિશ્ચલ રહેલું બતાવ્યું છે ( કેમકે શિલા પણ તેવીજ

જેવો દિશાઓને ભીંજવવા લાગ્યો, અને અમૃતના જેવો આકાશને લેપ કરવા લાગ્યો. તે જોતાંજ એને એમ થયું કે–શું આ તે ઓચિંતો ચંદ્ર ઉગ્યો હશે? કે યંત્ર ફેરવવાથી ઉડતી હજારો શ્વેત ધારાઓ ધારાગૃહો-માંથી છૂટી હશે? કે પવનથી પથરાતા જલકણુવડે આખી પૃથ્વીને શ્વેત રૂપ આપતી દેવગંગા મહીતલ ઉપર ઉતરી આવતી હશે?

જિજ્ઞાસા ઉત્પન્ન થવાથી એણે જે તરફથી એ પ્રકાશ આવતો હતો તે તરફ દૃષ્ટિ ફેરવી જોયું તો, સેંકડો કન્યાઓની વચ્ચે. મદલેખાને આવતી દીઠી. એના ઉપર ધવલ છત્ર ધરેલું હતું; આજુબાજુ બે ચામર ઉડતાં હતાં; કાદમ્બરીની પ્રતીહારીએ પોતાના ડાબા હાથમાં છડી તથા, ભીના વસ્ત્રના કડકાથી ઢાંકેલું, ચંદન-લેપથી ભરેલું નાળિયેરનું સંપુટ રાખીને, જમણા હાથમાં એનો હાથ મેળવેલો હતો; ફુંક મારતાં ઉડી જાય એવાં, સર્પ-ત્વચા જેવાં સ્વચ્છ, કલ્પ-લતાનાં બે ધોયેલાં દુકૂલ લઈને કેયૂરક માર્ગ દેખાડવાને એની આગળ ચાલતો હતો; હાથમાં માલતી પુષ્પના હાર લઈને તમાલિકા એની પછવાડે પછવાડે આવતી હતી; અને એ (મદલેખા)ની પાસેજ તરલિકા ચાલતી હતી, જેના હાથમાં શ્વેત વસ્ત્રથી ઢાંકેલી એક નાની છાબમાં, ક્ષીરસાગરની ધવલતાના હેતુ જેવો,[1] ચંદ્રના સહોદર જેવો, નારાયણના નાભિ-કમલના મૃણાલ-દંડ જેવો, મંદરાચલે ઉત્પન્ન કરેલા ક્ષોભથી ઉછળેલા અમૃતના ફેન-પિંડના સમૂહ જેવો, મંથન-સમયે શ્રમ થવાથી કાઢી નાંખેલી વાસુકિ નાગની ત્વચા જેવો, (સાગરરૂપ) કુલગૃહના વિયોગથી ગળી પડેલા લક્ષ્મીના હાસ્ય જેવો, મંદરાચલવડે મથન કરવાથી કચરાઈ ગયેલી સર્વ ચંદ્રકલાઓના ખંડ-સંચય જેવો, સાગરમાંથી ઉચકી લીધેલા પ્રતિમા-તારાગણ જેવો,[2] દિગ્ગજોની શુંડમાંથી પડતા જલકણના સમૂહ જેવો, મદન-ગજના નક્ષત્ર-માલારૂપી આભરણ જેવો[3], શરદ્‌ના નાના નાના મેઘથી ઘડ્યો હોય કે કાદમ્બરીના રૂપને લીધે વશ થઈ ગયેલા મુનિજનોનાં હૃદયથીજ જાણે રચેલો હોય એવો, સર્વ રત્નોના શિરોમણિ જેવો, સર્વ સાગરોના જાણે એકત્ર ભેગા કરેલા યશઃસમૂહ જેવો, ચંદ્રના પ્રતિપક્ષ જેવો,[4] તથા શશિ-પ્રભાના પ્રાણ જેવો, પ્રકાશ મારતો એક અતિસુંદર હાર હતો. લક્ષ્મીના

---

હોય). ૧. ......એક...હાર હતો. ૨. સાગરમાં તારાઓનાં પ્રતિબિંબ પડે તેજ જાણે કાઢી લઈને તેમાંથી બનાવ્યો હોય એવો.
૩. જુઓ પૃ. ૧૧ નો. ૬. ૪. જુઓ ઉપર લીટી ૧૭.

હૃદય જેવો તે, કમલ-પત્ર ઉપરના જલ-બિન્દુવત્ [શોભતા] તરલ [યુક્ત] હતો.[૧] કામાતુરની સમાન તેના કર મૃણાલ-વલય[જેવા]ધવલ હતા.[૨] શરચ્ચંદ્રની પેઠે તે ઘન-મુક્તાંશુ વડે દિશાઓને શ્વેત કરતો હતો.[૩] અને સ્વર્ગ-ગંગાના પ્રવાહની પેઠે તેમાંથી દેવાઙ્ગનાઓનો સ્તન-પરિમલ નીકળતો હતો.[૪] તે હાર જોઇ,—ચંદ્રિકાને હરાવે એવી આ ધવલતાનું કારણ આજ છે એમ નિશ્ચય કરી, દૂરથીજ ચંદ્રાપીડે પ્રત્યુત્થાનાદિ[૫] યોગ્ય ઉપચાર વિધિ વડે, મદલેખા આવતી હતી તેનો સત્કાર કર્યો. આવીને એ તેજ મરકત-શિલાતલ ઉપર જરા વાર બેઠી પણ પછી તરતજ ઉઠીને પેલા ચંદન-રસનો એણે ચંદ્રાપીડને લેપ કર્યો, પેલાં બે દુકૂલ એને પેહેરાવ્યાં. અને પેલા માલતી પુષ્પના હાર એને માથે ઘાલીને એ હાર લઇ કહેવા લાગી કેઃ—રાજપુત્ર ! અહંકાર રહિત તમારી આ મનોહર કાન્તિ જોઇને પ્રીતિ-પરવશ જન શું ન કરે ? તમારી સભ્યતાજ આવાં આવાંને અવકાશ આપે છે.[૬] તમારી આ આકૃતિ કોનું ચિત્ત ન ચોરે ? આ તમારૂં નિષ્કારણ-સ્નેહમય ચરિત જોઇ કોણ બંધુ ન થાય ? તમારો આ મધુર પ્રકૃતિનો વ્યવહાર કોને મિત્ર ન કરી લે ? અને આ સ્વાભાવિક સુકુમાર વૃત્તિના તમારા ગુણ કોને પ્રેમાર્દ્ર ન કરી દે ? ખરો દોષ તો તમારી આકૃતિનોજ છે કે તે પ્રથમ દર્શનેજ આવો વિશ્વાસ ઉત્પન્ન કરેછે ![૭] નહિ તો, તમારા જેવા સકલ ભુવનમાં વિખ્યાત પુરુષો સાથે જે કંઇ આચરણ થાય તે અનુચિત જેવું લાગે.—(અમારે) વાત કરવી એ પણ ( તમને ) હલકા પાડવા જેવું દેખાય ; ( તમારો ) આદર સત્કાર કરવો એ પણ ( અમારી ) પ્રભુતાના ગર્વ જેવું ગણાય ;

---

૧. આ હારમાં તરલ—મધ્યે આવેલો મણિ—હતો તે કમલ-પત્ર ઉપરના જલબિંદુ જેવો શોભતો. લક્ષ્મીનું હૃદય કમલ-પત્ર ઉપર હાલતા જલબિંદુ જેવું તરલ—ચંચલ—હોય. ૨. કર=કિરણ; હાથ. બીજો અર્થ મૃણાલ-વલયથી ધવલ. ૩. ઘનમુક્તાંશુ=ઘન—જાડા, મુક્તાંશુ—મોતીના કિરણ ; ઘનથી મુક્ત—મેઘમાંથી નીકળતા, અથવા મેઘ વિનાના—સ્વચ્છ, અંશુ—કિરણ. ૪. હાર દેવ-સ્ત્રીઓએ પેહેરેલો માટે તેમના સ્તન-સ્પર્શને લીધે તેનો પરિમલ આવે. ગંગામાં એ સ્ત્રીઓ ન્હાય માટે ત્યાંથી પણ તે પરિમલ નીકળે. ૫. પ્રત્યુત્થાન=મળવા સારૂ ઉઠી સામા જવું. ૬. આવાં આવાંને=જે હું પ્રીતિદર્શક ચિન્હ ( હાર વિગેરે ) લાવીછું તેમને. ૭. આ વાક્ય મજાકમાં કહેલું છે.-અર્થ એવો કે તમને જોતાંજ અમને કંઇક તમારો સહવાસ થયો હોય એમ લાગે છે—તમે નવા

સ્તુતિ કરવાથી પણ સ્વાભિમાન જેવું કંઇક પ્રકટ થાય; ઉપચાર થકી પણ (અમારી) જાણે કે અણસમજણ દેખાય; પ્રીતિ દર્શાવવાથી પણ જાણે (અમારે) આત્મ-જ્ઞાન નથી એમ માલમ પડે; વિજ્ઞાપના કરવી એ પણ પ્રાગલ્ભ્ય જેવું લાગે; સેવા કરવી એ પણ ચાપલ જેવું દેખાય; અને દાન કરવું એ પણ પરિભવ જેવું થઇ પડે.[1]—પણ જેણે આવીને હૃદયનુંજ ગ્રહણ કર્યું છે તેને દાન કરવાનુંએ શું રહ્યું? પ્રાણનાથને આપિયે પણ શું?[2] અહીં પધારીને તમે જે મ્હોટો ઉપકાર• પ્રથમ કર્યો છે તેનો બદલોએ શી રીતે વાળિયે? દર્શનથીજ જેમણે અમારૂં જીવિત સફલ કર્યું તેમનું આગમન અમે કયે પ્રકારે સફલ કરી શકિયે?—આ બ્હાને તો[3] કાદમ્બરી તમને પોતાનો માત્ર પ્રેમ દર્શાવવા ચાહે છે—વિભવ નહિ; કેમકે સજ્જનોનો વિભવ પરાર્થેજ છે એ કંઇ સિદ્ધ કરવું પડે એમ નથી, માટે વિભવની વાત તો અહિં છેજ નહિ. તમારા જેવાની દાસી થઇને રહે તો પણ એ કંઇ અયોગ્ય કરેછે એમ ન કહેવાય; પોતાનો આત્મા તમને સમર્પિત કરે તો પણ કંઇ છેતરાઇ એમ ન કહેવાય; ને જીવિતનું અર્પણ કરે તો પણ એને કદી પશ્ચાત્તાપ ન થાય—કેમ જે સત્પુરુષોની મહત્તા પ્રણયિ-જનનું પ્રત્યાખ્યાન કરવામાં પરાઙ્મુખ, અને સભ્યતાથી કરીને પરવશ રહેછે.[4] તમારા જેવાને કંઇ આપતાં જેટલી (અમને) શરમ આવેછે તેટલી તો માગતાં પણ ન આવે! માટે આથી કરીને[5] જો કે કાદમ્બરી ખરેખર તમારી જાણે અપરાધી થઇ હોય એમ પોતાને

---

જોવા લાગતા નથી. ૧. મદલેખા એમ દેખાડે છે કે અમારી ને તમારી વચ્ચે અગાધ અંતર છે–તમારા આગળ અમે તુચ્છ જેવાં છીએ એટલે કંઇ પણ તમારી સેવા બજાવવાને અમે લાયક નથી. નહિ તો–જો તમારી કાન્તિ, સરલતા, સભ્યતા વિ૦થી અમને કંઇક વિશ્વાસ જેવું ન લાગ્યું હોય તો. ૨. દાન કરવાની અમૂલ્યમાં અમૂલ્ય વસ્તુ–અંતઃકરણ તે તો તમે હરી લીધું. હૃદય લીધું એટલે બાકીનું પણ બધું તમારૂંજ થયું. પછી અમારી પાસે શું આપવાનું રહ્યું? ૩. તમારા મ્હોટા અનુગ્રહનો બદલો વાળી શકે એવું તો કંઇ પણ અમારી પાસે આપવાનું નથી પરંતુ આ બ્હાને–આ હાર મોકલીને–કાદમ્બરી પોતાનો માત્ર પ્રેમ દર્શાવેછે–એ બક્ષીસ જેવું કંઇ છેજ નહિ. ૪. પ્રેમ, હૃદય, જીવિત વિ૦ તમને અર્પણ કરતાં કાંઇને કંઇ ધાસ્તી રાખવા જેવું નથી કારણ કે તમારા જેવા સત્પુરુષો કદી કોઇનો પ્રણયભંગ કરતા નથી. ૫. આ હાર જેવી વસ્તુ મોકલવાથી.

માનેછે તોપણ એણે પોતાનો આ હાર એમ ધારી મોકલ્યોછે કે—આ આભૂષણ તમારેજ શરીરે શોભે--ચંદ્રનું યોગ્ય સ્થલ આકાશજ, પૃથ્વી નહિ![1] અમૃત-મથન સમયે ઉત્પન્ન થયેલાં સર્વ રત્નમાં આ હાર શેષ રહેવાથી શેષ નામે ઓળખાયછે,ને એજ કારણથી ભગવાન્ સાગરદેવને આ ઘણોજ પ્રિય છે. તેમણે એક દિવસ જ્યારે વરુણ દેવ પોતાને ઘેર આવ્યા ત્યારે એમને આ અર્પણ કર્યો હતો. પછી વરુણે ગંધર્વપતિને, ને તેમણે કાદમ્બરીને•આપ્યો હતો. જો કે આપ જેવા સત્પુરુષો પોતાના શરીરને ગુણ-ગણ રૂપી આભૂષણથી અલંકૃત ગણીને, ઇતર જનને વ્હાલાં આભરણ સજતા નથી તોપણ અહિંયાં તો કાદમ્બરીની પ્રીતિ ઉપર જોવાનું છે. શું ભગવાન્ નારાયણે કૌસ્તુભ નામનો શિલાનો કડકો લક્ષ્મીનો સહોદર છે એમ જાણી બહુ માનથી પોતાની છાતી ઉપર નથી પેહેર્યો? હવે નારાયણ કંઈ તમારા કરતાં ચઢે એમ નથી; કૌસ્તુભમાં પણ એવો કોઈ ગુણલેશ નથી જે આ શેષ હારમાં નહિ હોય; અને આકારની અનુકૃતિમાં કાદમ્બરીની બરાબરી જરા પણ લક્ષ્મી કરી શકે એમ નથી, માટે તમારે એનું માન રાખવું જોઇએ. પ્રીતિ કરવાને એ અયોગ્ય નથી, અને તમે જો એનો પ્રણય-ભંગ કરશો તો નક્કી મહાશ્વેતાને હજારો મેહેણાં મારી, દુઃખ દઈ, એ પોતાના પ્રાણ•ત્યજશે. એવું જાણીનેજ મહાશ્વેતાએ આ હાર•લઇને તરલિકાને પણ તમારી પાસે મોકલીછે અને કહાવ્યુંછે કેઃ-મહાભાગ! કાદમ્બરીના આ પ્રથમ પ્રણય-પ્રસરનો ભંગ કરવા આપ મનમાં પણ ધારશો નહિ.--આટલું કહીને મદલેખાએ કનક-ગિરિના તટ ઉપર જેમ તારાગણ તેમ એના વક્ષઃસ્થલ ઉપર પેલો હાર પેહેરાવ્યો.

પછી ચંદ્રાપીડે વિસ્મય પામીને પ્રત્યુત્તર દીધોઃ--મદલેખા! હું શું કહું? તું ઘણી નિપુણ છે. ગ્રહણ કેમ કરાવવું એ તું સમજેછે. બોલવામાં તેં એવું તો ચાતુર્ય વાપર્યુંછે કે મ્હારે ઉત્તર દેવાનો અવકાશજ રાખ્યો નથી! મુગ્ધા! હું તે કોણ માત્ર? મ્હારે તે વળી ગ્રહણ કરવું ને ન ગ્રહણ કરવું એ શું? એ વાત તો કરવીજ ન જોઇયે. તમે બધી સૌજન્યશાલી કુમારિકાઓએ મળીને મને તમારો કરી દીધોછે તો હવે ઇષ્ટ વા અનિષ્ટ વ્યાપારમાં મ્હારો યથેષ્ટ ઉપયોગ કરો. અતિ મર્યાદશીલ દેવી કાદમ્બરીના ગુણ કોઈ

---

૧. અહીં પ્રતિવસ્તૂપમા અલંકાર છે. સાદૃશ્યવાચક શબ્દ વિના માલમ પડેછે કે ચંદ્ર, હાર સાથે--આકાશ, ચંદ્રાપીડ સાથે--અને પૃથ્વી, કાદમ્બરી સાથે સરખાવ્યાંછે.

અસભ્યને પણ એમનો દાસ બનાવ્યા વિના રહે એમ નથી.—એટલું કહી, કાદમ્બરી સંબંધીજ ઘણી વાર સુધી વાત કરી રાજપુત્રે મદલેખાને વિદાય કરી. તેના ગયા પછી થોડી વારે ક્રીડાપર્વત ઉપર, ઉદયાચલ ઉપર આવેલા ચંદ્ર જેવા, ચંદન-દુકૂલ [તથા] હા ર [થી] ધવલ દેખાતા[1] ચંદ્રાપીડને નિહાળવાને, છડી, છત્ર, ચામર વિગેરે રાજચિન્હ કાઢી નાંખીને, સર્વ પરિજનને દૂર કરી, માત્ર તમાલિકા સાથે ચિત્રરથ-તનયા ફરીથી મહેલના તેજ શિખર ઉપર ચઢી. ત્યાં રહીને પેહેલાંની પેઠેજ એ વિવિધ ભ્રૂવિલાસ રૂપી તરંગથી ભરેલા, વિકારી કટાક્ષથી એનું મન હરવા લાગી.—કેટલીક વાર પોતાનો ડાબો હાથ નિતમ્બ ઉપર મુકી, પેહેરેલા વસ્ત્રની સાથેજ જમણો હાથ નીચે લટકતો રાખી, નિશ્ચલ કીકીએ, જાણે ચિત્રેલી હોય તેમ તેના તરફ એ જોયાં કરતી. કેટલીક વાર બગાસુ આવવાનું થયાથી મુખ આગળ ધરેલા ચતા હાથને લીધે, જાણે એનું નામ દેવાઈ જશે એવી બ્હીકથી પોતાનું મ્હોં બંધ કરીને જોતી! શ્વાસના સુગંધને લીધે ભમતા ભ્રમરોને વસ્ત્રના પલ્લવથી કોઈ કોઈ વાર ઝપટ મારવાથી તેઓ ગણગણાટ કરતા તે વડે જાણે ચંદ્રાપીડને એ આમંત્રણ કરતી! કોઈ કોઈ વાર જ્યારે પવનથી કરીને છાતી ઉપરનું વસ્ત્ર ઉડી જતું ત્યારે ગભરાટમાં પોતાના બંને (ઉપરા ઉપરી) વાળેલા હાથથી સ્તનને ઢાંકી દઈ, રાજપુત્રને જાણે એ આલિંગનની સંજ્ઞા કરતી!! ઘણી વાર કેશમાંથી પુષ્પ લઈ, લઈને પોતાની પોશ ભરી લીલાસહિત સુંઘવામાં, તેને જાણે નમસ્કાર કરતી!! બંને હાથની તર્જનીઓ[2] ઉપર વારે ઘડીએ મોતીનો હાર ઉછાળી ઉછાળીને એ પોતાના હૃદયમાં ઉત્પન્ન થતી ઉત્કલિકાને જાણે સૂચવતી[3]!! કેટલીક વાર બલિ-કુસુમ ઉપર પગ અડકવાથી કંપતા હાથવડે એ જાણે મદન-બાણના પ્રહારથી પોતાને થતી વેદના જણાવતી! કોઈ કોઈ વાર કંદોરાની સાંકળી ઉતરી જવાથી ચરણ બંધાઈ જતા તેથી જાણે કામદેવે બાંધીને એને અર્પણ કરી હોય એમ દેખાડતી!! ઘણી વાર ઊરુ-કંપ થવાથી એનું વસ્ત્ર શિથિલ થઈ જતું; ભૂમિ ઉપર ફરફરતા વસ્ત્રના માત્ર એક છેડાથીજ સ્તન ઢંકાયલાં રહેતાં; ચકિત થઈને પાછાં વળવાથી એની ત્રિ-

---

૧. ચંદ્ર સાથે લેતાં, ચંદન વિ૦ જેવો ધવલ એ અર્થ લેવો.

૨. અંગુષ્ઠ જોડેની અંગુલિ. ૩. હાર ઉછળે તે ઉત્કલિકા (=જલતરગ) જેવો લાગે. માટે જાણે કા૦ પોતાના હૃદયની ઉત્કલિકા (=ઉત્કંઠા—કામની ઉત્સુકતા) દેખાડતી!

વલી-લતા તુટી જતી; સ્કંધ ઉપર લટકતા કેશને ભેગા કરવામાં એના હાથ રોકાતા; કટાક્ષ ફેંકવાથી કર્ણ-કમલ ધવલ થઈ જતું; તથા લજ્જાથી ઉત્પન્ન થતા હાસ્યામૃતની રજથી ગાલ ધૂસર થઇ જતો. આ પ્રમાણે એણે સૂર્ય-પ્રકાશ ઝાંખો પડી જઈ દિવસ લાલ ચોળ દેખાવા લાગ્યો ત્યાંસુધી, મુખ વાંકુ વાળી વાળીને તેની સામે અનેક સરસ રચનાઓ કરી કરીને જોયાં કર્યું.

પછી હૃદયમાં રહેલા કમલિનીના જાણે રાગથી કરીને જ્યારે, સર્વ ચક્રવાકનાં ટોળાંના ચિત્ત મધ્યે બિરાજનાર, નલિનીના પ્રાણનાથ ભગવાન્ ભાનુદેવ રક્ત થવા લાગ્યા; દિવસનો વિલંબ જોઈ ક્રોધાયમાન થતી કામિનીઓની[1] લાલ ચોળ દૃષ્ટિવડે કરીનેજ જાણે આકાશ જ્યારે રાતું રાતું થઇ ગયું; વૃદ્ધ હારીતના જેવા હરિત અશ્વવાળા સૂર્યે જ્યારે પોતાની પ્રભા થોડે થોડે ઓછી કરવા માંડી; રવિ-વિયોગથી મીચાઇ ગયેલા પદ્મ વાળાં કમલ-વન જ્યારે ઝાંખાં ઝાંખાં દેખાવા લાગ્યાં; કુમુદ-સમૂહ જ્યારે ધોળા ધોળા દીસવા લાગ્યા; દિશાઓનાં મુખ જ્યારે લાલ લાલ થવા લાગ્યાં; નિશાનું મુખ જ્યારે સ્યામતા પામતું ગયું; દિવસ-શ્રીનો ફરીથી સમાગમ થશે એવી જાણે આશાથી અનુરાગી કિરણો પણ જ્યારે ભગવાન્ દિનપતિની સાથેજ ધીમે ધીમે અસ્ત થતા ગયા; તત્કાળ ઉત્પન્ન થયેલા, કાદમ્બરી-હૃદયના રાગ-રસ-સાગર જેવા સંધ્યા-રાગથી જ્યારે સકલ ભુવન છલકાઈ જવા લાગ્યું; કામાગ્નિથી બળતાં હજારો ચક્ર-વાક-હૃદયમાંથી નીકળતો ધૂમ હોય તેમ માનિનીનાં નયનમાંથી અશ્રુધારા પડાવતો, તરૂણ તમાલ જેવા રંગનો અંધકાર જ્યારે બધે પ્રસરવા લાગ્યો;[2]

---

૧. જ્યુલિયેટને પણ સૂર્યાસ્તને સારૂ આવીજ અધીરાઇ થાયછેઃ—

" Gallop apace, you fiery-footed steeds,
" Towards Phœbus' lodging; such a waggoner
" As Phaeton would whip you to the west,
" And bring in cloudy night immediately.—
" Spread thy close curtain, love-performing night! &c."

*Romeo and J. Act III., sc. 2.*

૨. અંધકારને ધૂમ સાથે સરખાવવામાં સમાન ધર્મ અહીં બે છે. ધૂમ નાના તમાલ જેવો કાળો હોય અને આંખમાં આવ્યાથી અશ્રુ પડાવે તેમ અંધકાર પણ.—કારણ કે માનિની (સ્વામી ઉપર રોષે ભરાએલી સ્ત્રી) સંધ્યાકાળનો અંધકાર જોઈ નિશાસમય પાસે આવ્યાથી આતુર બને; પરંતુ સ્વામી સાથે રીસાયલી એટલે તેની પાસે જઇ શકે નહિ—માટે અંધકાર જોઇ અશ્રુપાત કરે.

દિગ્ગજોએ શુંડમાંથી છાંટેલા જલકણ જેવા તારાગણથી કરીને ગગન જ્યારે શ્વેત દેખાવા લાગ્યું; અને ઘોર અંધકારને લીધે સર્વ વસ્તુ દેખાતી બંધ થઈ—ત્યારે મહેલના શિખર ઉપરથી કાદમ્બરી નીચે ઉતરી, અને ક્રીડાપર્વત ઉપરથી ચંદ્રાપીડ. પછી તરતજ, પાદ-ગ્રહણ કરીને કુમુદિનીઓ જેને જાણે રીઝવતી હતી, શ્યામ મુખ હોવાથી કોપેલી હોય એવી દેખાતી દિશાઓને જે જાણે ખુશી કરતો હતો, સુતેલી કમલિનીઓ રખેને જાગે એવી જાણે બ્હીકથી જે તેમને છેડતો ન હતો, લાંછનના છલમાં જે જાણે સાક્ષાત્ રાત્રિને પોતાના હૃદયમાં ધારણ કરતો હતો, રોહિણીએ ચરણ-પ્રહાર કર્યાથી ચ્હોટેલા અલક્તક-રસ જેવો ઉદય-રાગ જેનામાં દેખાતો હતો,-અભિસારિકા જેવી તિમિર-શ્યામ અમ્બર વાળી ગગનશ્રીની જે પાસે જતો હતો,[1] અને તેના અતિશય પ્રેમને લીધે જે જાણે સૌભાગ્યને પ્રસરાવતો હતો તે લોચનાનંદદાયી ભગવાન્ રજની-પતિ ઉગ્યો. પછી જ્યારે કામદેવનું રાજ-છત્ર, નિશાનું સુશોભિત દંતપત્ર, ભગવાન્ કુમુદિની-પતિનું મંડલ ઉગી રહ્યું, અને દિશાઓ શ્વેત થયાથી અખિલ ભુવન જાણે દાંતમાંથી કોરી કાઢ્યું હોય એવું દેખાવા લાગ્યું ત્યારે, ચંદ્ર-પ્રભા નિરંતર પથરાયાથી કુમુદમય હોય એવી દેખાતી ગૃહ-કુમુદિનીના જે તીર ઉપરનાં પગથિયાં જલતરંગ વડે ધોવાયેલા ચૂનાને લીધે શ્વેત થયાં હતાં, નાનાં નાનાં મોજાં રૂપી પંખાનો જ્યાં પવન ઉડતો હતો, હંસ-મિથુન જ્યાં સુઈ રહ્યાં હતાં, તથા વિયોગથી ચક્રવાકનાં દ્વંદ્વ જ્યાં ચીસો પાડતાં હતાં—તે તીર ઉપર જઈને ચંદ્રાપીડ, કાદમ્બરીના પરિજનોએ બતાવેલી એક ચંદ્ર જેવી શીતલ મુક્તા-શિલા ઉપર સુતો. એ મુક્તા-શિલાની કોરે કોરે કુમુદ-પત્રની હારોથી પત્રલતાઓ કાઢેલી હતી, ધોળાં સિંધુવાર પુષ્પના હાર ત્યાં મુકેલા હતા, તથા હરિચંદન વૃક્ષના રસથી એને ધોઈને સ્વચ્છ કરેલી હતી. ત્યાં એ સુતો એટલામાં તો કેયૂરકે આવીને ખબર કરી કે દેવી કાદમ્બરી આપને મળવા આવ્યાંછે.

આ સાંભળી ચંદ્રાપીડ સત્વર ઉઠ્યો, અને જોયું તો થોડીક સખીઓની વચ્ચે, તે કાળે રમણીય લાગતા વેષને લીધે સાક્ષાત્ ચંદ્રોદય-દેવતા જેવી દીપતી કાદમ્બરીને તેણે મદલેખાનો હાથ ઝાલી આવતી દીઠી.—સર્વ રાજચિન્હ એણે કાઢી નાંખેલાં હતાં; સાધારણ સ્ત્રીની સમાન માત્ર એક એકાવલીનું આભૂષણ પેહેર્યું હતું; શરીર ઉપર સ્વચ્છ

---

૧. તિમિર-શ્યામ વિ૦=તિમિર રૂપી અને તિમિર જેવું શ્યામ વિ૦.

ચંદન-રસનો શ્વેત લેપ કરી દીધો હતો; એક કર્ણમાં દંતપત્ર પેહેરેલું હતું; (બીજામાં) ચંદ્ર-કલા રૂપી કલિ જેવું કોમલ કુમુદ-પત્ર કર્ણપૂર રૂપે શોભતું હતું; અને ચંદ્રિકા જેવાં શ્વેત, કલ્પવૃક્ષનાં બે દુકૂલ એણે પેહેરેલાં હતાં. આવીને પ્રીતિયુક્ત મધુરતા દર્શાવતી, પરિજનોને યોગ્ય ભૂતલ ઉપર પ્રાકૃત સ્ત્રીની સમાન એ બેઠી. (તે જોઇ) ચંદ્રાપીડ પણ,—રાજકુમાર! આપ તો શિલા ઉપર બેઠા રહો—એમ મદલેખાએ ઘણી વાર કહ્યા છતાં ભૂમિ ઉપરજ બેઠો, અને સર્વ કન્યાઓ બેસી રહ્યા પછી જરા વારે કહેવા લાગ્યોઃ—દેવિ! તમારા માત્ર દૃષ્ટિપાતથીજ સંતુષ્ટ થયેલા દાસજનને સંભાષણાદિ પ્રસાદનો પણ અવકાશ ન રહે તો પછી આવા મ્હોટા અનુગ્રહની તો શી વાત? ઘણું ઘણું વિચાર કરતાં પણ મ્હારામાં હું કોઇ એવો, જેવો તેવોએ ગુણ નથી દેખતો જે આવા મહાન્ અનુગ્રહને ઉચિત હોય. એ તો તમારી સરલતા, અને નિરભિમાની મધુર સુજનતાજ (મ્હારા જેવા) નવા સેવક ઉપર પણ આવી કૃપા કરેછે. તમે મને કદાચિત્ એવો અસભ્ય ગણતાં હશો જેનું મન ઉપચાર વડે હરણ કરવું પડે, (પણ) ધન્ય છે તે પરિજનને કે જેના ઉપર તમારી નિયંત્રણા હોય! જે સેવકજન તમારી આજ્ઞા પાળવાને ઉચિત છે તેના ઉપર વળી આટલો આદર હોય?—આ શરીર તો પરોપકારને અર્થે છે, અને જીવિત તૃણ જેવું તુચ્છ છે—એ, તમે અત્રે પધારીને કીધેલા મ્હોટા અનુગ્રહના બદલામાં અર્પણ કરતાં હું લજવાઉંછું. (તોપણ) આ હું રહ્યો, આ શરીર રહ્યું, આ જીવ, આ ઇન્દ્રિયો—એમાંના ગમે તેનો પરિગ્રહ કરીને (તેનું) માન વધારો.—એવું એ બોલતો હતો એટલામાં મદલેખાએ વાત ઉપાડી લઇને જરા હસતાં હસતાં કહ્યુંઃ—રાજકુમાર! અતિશય શું કરવા કહોછો? એથી મ્હારી સખી કાદમ્બરીને ઉલટું દુઃખ થાયછે. તમારે શું કરવા એવું કહેવું જોઇયે? કહ્યા વિના પણ એ સર્વ તમારૂં એણે અંગીકૃત કીધુંછે, તો પછી નિરર્થક આમ બોલી બોલીને શું કરવા સંદેહમાં નાંખોછો?—એટલું કહ્યા પછી થોડી વાર રહીને એણે પ્રસંગ જોઇ પૂછયુંઃ—તારાપીડ રાજાની શી ખબર છે? દેવી વિલાસવતીને કેમ છે? આર્ય શુકનાસ કેવા છે? ઉજ્જયિની નગરી કેવી છે? અહીંથી એ કેટલી દૂર હશે? ભરતખંડ કેવો છે? મર્ત્ય લોક રમણીય છે કે નહિ?—એ પ્રકારે ઘણી વાર સુધી વાત થયા પછી કાદમ્બરી ઉઠી અને ચંદ્રાપીડની પાસે સુનાર કેયૂરક તથા બીજા પરિજન-

ને આજ્ઞા કરીને પોતાના શયન-ગૃહના શિખર ઉપર ગઈ. ત્યાં જઈ શ્વેત વસ્ત્રના ચંદરવા નીચે પાથરેલા શયનમાં સુતી. ચંદ્રાપીડ પણ એજ શિલાતલ ઉપર સુઈ જઈને, કાદમ્બરીની નિરભિમાનતા વિશે, અભિ-રૂપતા વિશે તથા ગંભીરતા વિશે, મહાશ્વેતાની નિષ્કારણ વત્સલતા વિશે, મદલેખાની સુજનતા વિશે, સર્વ પરિજનની મ્હોટાઈ વિશે, ગંધર્વ રાજ-લોકની અતિશય સમૃદ્ધિ વિશે, તથા તેમના દેશની રમણીયતા વિશે વિ-ચાર કરતો કરતો, કેયૂરક ચરણ ચાંપતો હતો તેવામાંજ નિદ્રાવશ થઈ ગયો, એટલે આખી રાત એને એક ક્ષણ જેવી લાગી.

પછી, કાદમ્બરીને જોવા સારૂ જાગી જાગીને થાકી જવાથી જાણે શયન કરવા જતો હોય તેમ,—તાલ, તમાલ, તાલી તથા કદલી વૃક્ષની કોમલ શાખાઓથી ભરપૂર, જલ-તરંગની આછી આછી લહેરથી શીતલ થયેલી, કાંઠા ઉપરની વનરાજિમાં—રજનીપતિ ધીમે ધીમે ઉતરી ગયો. વિયોગ-સમય પાસે આવ્યાથી શોકાતુર થતી કામિનીઓના જાણે ઉષ્ણ નિશ્વાસથીજ ચંદ્રિકા ફિક્કી પડી ગઈ; અને ચંદ્રાપીડને જોયાથી કામાતુર થઈ હોય તેમ, આખી રાત કુમુદમાં ગાળ્યા પછી લક્ષ્મી કમલ-સમૂહમાં જઈને પડી! રાત વીતી ગયા પછી, ઝાંખા પડેલા શયન-ગૃહના પ્રદીપો, લલનાઓના કર્ણોત્પલ-પ્રહાર સંભારી સંભારીને જાણે ઉત્કંઠિત થયા હોય તેમ જ્યારે દુર્બલ થતા ગયા; પળે પળે બાણ ખેંચવાથી થાકી ગયેલા અનંગના નિશ્વાસ જેવા, પ્રભાતના પવન, લતાઓનાં પુષ્પના સુવાસ સહિત જ્યારે વાવા લાગ્યા; અરુણોદયથી ઢંકાઈ જતા તારાઓ જાણે બ્હી બ્હીને મંદરાચલના લતા-મંડપોની ઝાડીમાં જ્યારે ભરાવા લાગ્યા; અને, ચક્રવાકનાં હૃદયમાં વસવાથી લાગેલા અનુરાગને લીધે જાણે રક્ત થયું હોય[1] એવું સૂર્ય-મંડલ જ્યારે ધીમે ધીમે દેખાવા લાગ્યું, ત્યારે ચંદ્રાપીડ શિલાતલ ઉપરથી ઉઠ્યો; ઉઠીને મુખ-પ્રક્ષાલન કરી, સંધ્યા-વંદન કરી, પાનની બીડી ખાઈ કેયૂરકને એ કહેવા લાગ્યો:—જા જોઈ આવ, દેવી કાદમ્બરી ઉઠ્યાં છે કે નહિ, અને (ઉઠ્યાં હોય તો) હમણાં ક્યાં છે.—કેયૂરકે જઈ આવીને ખબર કરી કે—દેવ! મહાશ્વેતાની સાથે એ મંદર મહેલની નીચે આંગણામાં ચુનાની વેદિ ઉપર ઉભાં છે. એ

---

૧. ચક્રવાકને સૂર્ય વ્હાલો—કારણ કે દિવસે પોતાની પ્રિયા સાથે એ રહી શકે—માટે સૂર્ય તેના હૃદયમાં વસે છે એમ કહ્યું.

સાંભળી પોતે ગંધર્વ-રાજપુત્રીને મળવા ચાલ્યો, અને ત્યાં આવ્યો એટલે એણે ભસ્મના શ્વેત ત્રિપુંડ્રવાળી તથા હાથમાં અક્ષમાલા ફેરવતી કેટલીક પાશુપત-વ્રત ધારણ કરનારી સ્ત્રીઓને જોઈ; કેટલીક ગેરૂથી રંગેલાં રાતાં વસ્ત્ર વાળી પરિવ્રાજિકાઓને જોઈ; પાકા તાલ-ફલ જેવાં વલ્કલ રૂપી રક્તવસ્ત્ર પેહેરનારી કેટલીક રક્તપટ-વ્રત ધારણ કરતી સ્ત્રીઓને જોઈ;[1] અને કેટલીક બ્રહ્મચર્ય પાળતી તાપસીઓ તેણે દીઠી, જેમણે શ્વેત વસ્ત્રથી પોતાનાં સ્તન-મંડલ દૃઢ બાંધી દીધાં હતાં, ધોળા વસ્ત્રના વીજણા ઝાલેલા હતા, તથા જટા, ચર્મ, મૌંજી, વલ્કલ, ખાખરાના દંડ, એ સૌ ધારણ કરેલાં હતાં. સાક્ષાત્ મંત્ર-દેવતાઓજ હોય તેમ તે સર્વે ઉમાપતિની, ઉમાની, કાર્તિકેયની, કૃષ્ણની, જિનની, આર્યવિલોકિતેશ્વરની, અર્હત્ની[2] તથા બ્રહ્માની પવિત્ર સ્તુતિ કરતી કરતી મહાશ્વેતાની આસપાસ બેઠેલી હતી. મહાશ્વેતા પોતે, આખા અન્તઃપુરમાં માન પામેલી ગંધર્વ-રાજ-કુલની મળવા આવેલી વૃદ્ધ સ્ત્રિયોને આદર-પૂર્વક નમસ્કાર કરી, બોલાવી, (મળવાને) સામી ઉઠી, પાસેનાં વેત્રાસન બેસવા આપીને તેમનો સત્કાર કરતી હતી. પછવાડે બેઠેલું કિન્નર-મિથુન, મધુર વેણુથી તાન દેતું હતું, અને મીઠા સ્વરથી ગાન કરતી નારદની પુત્રી સર્વ મંગલકારી મહાભારત વાંચતી હતી તેમાં કાદમ્બરી લક્ષ આપતી હતી; આગળ મુકેલા મણિ-દર્પણમાં, તાંબૂલ-રાગથી બંધાયેલી કાળી રેખાને લીધે શ્યામ પડતા અભ્યન્તરવાળા, દંત-પ્રભાથી ચળકતા, મીણ (ચોપડીને) સાફ કરેલા વસ્ત્ર જેવા લાલ પોતાના અધરનું પ્રતિબિમ્બ નિહાળતી હતી; અને શૈવલની તૃષ્ણાથી ગૃહ-કલહંસ એના કર્ણમાં પેહેરેલા શિરીષ પુષ્પ ઉપર દૃષ્ટિ રાખી આજુબાજુ ફરતો હતો તેથી જાણે પ્રભાત-ચંદ્ર ગમન-સમય થયાથી એની પ્રણામસહિત પ્રદક્ષિણા કરતો હોય એમ દેખાતું હતું!!—(કાદમ્બરીને જોઈ) તેની પાસે જઈ, નમસ્કાર કરી, રાજપુત્ર તેજ વેદિકામાં મુકેલા એક આસન ઉપર બેઠો; અને થોડીક વાર પછી મહાશ્વેતાના મુખ સામું જોઈ મ્હોં મલકાવીને જરા હસ્યો. એટલા ઉપરથીજ એ એનો અભિપ્રાય સમજી ગઈ અને કાદમ્બરીને કહેવા લાગી:—સખિ! ચંદ્રકાન્ત જેમ ચંદ્રકિરણથી તેમ ચંદ્રાપીડ ત્હારા ગુણથી આર્દ્ર થઈ ગયાછે એટલે બોલી શકતા નથી પણ એમને જવાની

---

૧. જુઓ પૃ. ૧૨૭ નો. ૨. ૨. આ બૌદ્ધ દેવ-ભેદ છે.

વૃત્તિ થઇછે, કેમકે પછવાડે આખું રાજચક્ર એમનો વૃત્તાન્ત જાણ્યા વિના દુઃખી થતું હશે. વળી દૂર રહ્યા છતાં પણ તમારી બેની પ્રીતિ હવે તો કમલિની અને સૂર્ય તથા કુમુદિની અને ચંદ્રની (પ્રીતિની) પેઠે પ્રલયકાલ સુધી રહેવાની માટે તું એમને જવાની અનુજ્ઞા આપ.

આ સાંભળી કાદમ્બરીએ પ્રત્યુત્તર આપ્યોઃ—સખિ! જેમ એમનો અંતરાત્મા તેમ હું અને મ્હારા સર્વ પરિજન કુમારને સ્વાધીન છિયે એટલે આમાં અનુરોધ જેવું શું છે?–એટલું કહી, ગંધર્વ-કુમારોને બોલાવી એણે આજ્ઞા કીધી કે જાઓ, રાજકુમારને એમના દેશમાં મુકી આવો. એ પછી ચંદ્રાપીડે ઉઠીને પ્રથમ મહાશ્વેતાને અને પછી કાદમ્બરીને પ્રણામ કર્યો; તે વેળા એની પ્રેમાળ આંખ તથા મન પોતાના તરફ આકૃષ્ટ થયાથી એ કહેવા લાગ્યોઃ–દેવિ! શું કહું? બહુ બોલકણા ઉપર લોક વિશ્વાસ રાખતા નથી માટે (ટુંકામાં એટલુંજ કે) પરિજન-કથામાં મને કૃપા કરીને સંભારશો.–એટલું કહી કન્યાન્તઃપુરમાંથી પોતે નીસર્યો. તેના ગુણ-ગૌરવથી આકૃષ્ટ થયેલી, કાદમ્બરી શિવાય બીજી સર્વ કન્યાઓ જાણે પરવશ હોય તેમ, તે જતો હતો તેને વળાવવાને બ્હાર તોરણ સુધી આવી. પછી તે બધી પાછી ગઇ એટલે રાજપુત્ર, કેયૂરકે આણેલા અશ્વઉપર બેસીને, પાછળ આવતા પેલા ગંધર્વ-કુમારો સહિત હેમકૂટમાંથી ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં ચિત્રરથ-તનયા કેવલ તેના અન્તરમાંજ નહિ પણ બ્હારથીએ સર્વ આશાનું[1] બંધન રૂપ થઇ પડી.–એનું મન તન્મય હોવાથી તે જાણે અસહ્ય વિરહ-વેદનાને લીધે પસ્તાઇને પોતાની પછવાડે આવતી હોય, આગળ આવીને જાણે માર્ગ રુંધતી હોય, વિયોગથી વ્યાકુલ બનેલા હૃદયમાં ઉત્પન્ન થતી ઊત્કલિકાના[2] આવેશથી જાણે આકાશમાં જતી રહી હોય, અને વિરહાતુર ચિત્તને લીધે વદન બરાબર નિહાળવાને જાણે ઉરઃસ્થલમાં આવીને બેઠી હોય એમ એ (સર્વ સ્થલે) તેને ને તેનેજ દેખવા લાગ્યો.[3] પછી ધીરે ધીરે જ્યારે મહાશ્વેતાના આશ્રમ પાસે એ આવી પહોચ્યો ત્યારે ઇન્દ્રાયુધને પગલે પગલેજ આવેલું પોતાનું સૈન્ય અચ્છોદ સરોવરની તીરે પડેલું

---

૧. આશા=અભિલાષ; દિશા. ૨. ઉત્કલિકા–જુઓ પૃ. ૧૬૨ નો. ૩.
૩. માધવ પણ માલતીને આમજ સર્વ સ્થલે દેખે છેઃ—

पश्यामि तामित इतः पुरतश्च पश्चा-।
दन्तर्बहिः परित एव विवर्तमानाम् ॥ मा० मा०, पृ. ६

એણે જોયું. પેલા ગંધર્વ-કુમારોને ત્યાંથી એણે વિદાય કર્યા, અને સૈન્યના માણસો એને જોઈ, આનંદસહિત, કુતૂહલસહિત, વિસ્મયસહિત પ્રણામ કરવા લાગ્યા; એવી રીતે એ પોતાના ભવનમાં પેઠો, અને ત્યાં સર્વ રાજલોકનું સન્માન કરી, દિવસનો ઘણોખરો ભાગ એણે,—આવી મહાશ્વેતા છે. આવી કાદમ્બરી છે, આવી મદલેખા છે, આવી તમાલિકા છે, આવો કેયૂરક છે—એવી ને એવીજ વાતો વૈશમ્પાયન તથા પત્રલેખાની સાથે કરવામાં ગાળ્યો. કાદમ્બરીનું રૂપ જોયા પછી રાજલક્ષ્મી ઉપર જાણે અભાવ થયો હોય તેમ પહેલાંની પેઠે તે એને હવે પ્રિય લાગી નહિ, અને પ્રિયા-વિયોગથી પીડાતા ચિત્તમાં એજ શ્વેત-લોચનાનું ચિન્તન કરતે કરતે આખી રાત એણે જાગરણમાંજ કાઢી. બીજે દિવસ સૂર્યોદય થયા પછી પોતે એ ને એજ વિચારમાં સભામંડપમાં બેઠો હતો તેવામાં ઓચિંતાજ એણે પ્રતીહારની સાથે કેયૂરકને આવતો જોયો. કેયૂરકે દૂરથીજ મસ્તકવડે ભૂમિને સ્પર્શ કરી પ્રણામ કર્યો એટલે—આવ, આવ, એમ કહી ચંદ્રાપીડે પ્રથમ પ્રણામ તરફ જતા ચક્ષુવડે, પછી હૃદયવડે, પછી રોમોદ્ગમવડે અને છેલ્લે બાહુવડે, દોડીને તેને ગાઢ આલિંગન દીધું, તથા પોતાની પાસેજ બેસાર્યો. પછી જાણે બ્હાર નીકળતા પ્રીતિ-રસના બનેલા હોય તેમ હાસ્યામૃતને લીધે શ્વેત થયેલા અક્ષરમાં, આદરસહિત પોતે પૂછવા લાગ્યો કેઃ—કેયૂરક! કેમ દેવી કાદમ્બરી સખીજન પરિજન સહિત અને ભગવતી મહાશ્વેતા સૌ કુશલ છે?—ત્યારે, અતિશય પ્રીતિથકી ઉત્પન્ન થયેલા, રાજપુત્રના મંદ હાસ્યથીજ જાણે ન્હવાઈ ગયો હોય તથા અનુલિપ્ત થયો હોય તેમ તરતજ કેયૂરક વિશ્રાન્ત થઈ ગયો, અને પ્રણામ કરી, વધારે આદરથી એણે ઉત્તર આપ્યોઃ—આજ એ કુશલ થયાં કે આપે આવો પ્રશ્ન કર્યો! એટલું કહી, ભીના વસ્ત્રના કડકામાં વીંટેલો, મૃણાલ-સૂત્રથી મુખે બાંધેલો, લીલા ચંદન-રસમાં મુકેલા બાલ-મૃણાલવલય રૂપી મુદ્રાવાળો એક કમલ-પત્રપુટ કાઢીને એણે દેખાડ્યો; અને તે ઉઘાડીને તેમાં કાદમ્બરીએ મોકલેલાં કેટલાંક અભિજ્ઞાન દેખાડ્યાં—જેમાં મરકત જેવાં લીલાં, છાલ કાઢી નાંખેલાં, થોડી થોડી સુંદર મંજરીવાળાં, દૂધ ભરેલાં સોપારી હતાં; પોપટીના ગાલ જેવાં ધોળાં કેટલાંક પાન હતાં; શિવ-મસ્તકે બિરાજતી ચંદ્ર-કલા જેવડો કર્પૂરનો કડકો હતો; અને કસ્તૂરીના અતિશય બ્હેકથી મનોહર લાગતું, લેપ કરવાનું ચંદન હતું. એ દેખાડી કેયૂરકે કહ્યુંઃ—કોમલ અંગુલિ-વિવરમાંથી નીકળતા રક્ત

કિરણથી છવાઇ ગયેલી અંજલિવડે ચૂડામણિને સ્પર્શ કરીને દેવી કાદમ્બરી આપને વંદન કરેછે; મહાશ્વેતાએ કંઠાલિંગન સહિત કુશલ સમાચાર પૂછ્યા છે; કેશના નમી જતા માણિક્યની પ્રભાથી રંગાયલા લલાટે, મદલેખાએ નમસ્કાર કહાવ્યા છે; અને સર્વ કન્યાઓએ સેંથીમાંની મકરિકાના કોટિ કોણ[1] ભૂમિ ઉપર મુકીને, તથા તમાલિકાએ ચરણ-રજ:સ્પર્શસહિત, આપને પાદ-પ્રણામ કહાવ્યા છે. વળી મહાશ્વેતાએ સંદેશો મોકલ્યો છે કે:–જેમણે તમને કદી જોયા નથી તેમનેજ હું તો સુખી સમજુ છું, કારણ કે સમક્ષમાં જે તમારા ગુણ હિમ-શીતલ તથા ચંદ્રમય જેવા લાગતા તેજ, વિરહથી હવે રવિમય હોય એવા થઇ પડ્યા છે. સર્વ જન, દૈવયોગે આવી વીતી ગયેલા દિવસને અમૃતની ઉત્પત્તિના વાસરની સમાન કેમે કરીને પાછો જોવાની ઇચ્છા રાખેછે. તમારા ગયા પછી આખું ગંધર્વ-રાજ-નગર જાણે ઉત્સવ થઇ રહ્યા પછી મંદ પડી ગયું હોય એવું ભાસે છે. તમે જાણોછો તો ખરા કે મેં સર્વ વસ્તુનો ત્યાગ કરી દીધો છે; તોપણ તમારા જેવા નિષ્કારણ બાંધવને મળવાને ઇચ્છા ઉપરાંત પણ મ્હારૂં અંતઃકરણ જાણે બલાત્કારે તલસે છે. તેમજ વળી કાદમ્બરીના શરીરને ભારે અસુખ થઇ આવ્યું છે અને એ આપ મદન-રૂપનું હસતું વદન ઘડી ઘડી સંભાર્યાં કરેછે, માટે પુનરાગમન રૂપી માન આપીને આપે એને ગુણવત્વનું અભિમાન કરાવવું ઘટે છે. (તમારા જેવા) ઉદાર પુરુષોના આદરથી (અમ જેવાંને) બહુ માન મળે છે. આપને અમારા જેવાંના પરિચયથી શ્રમ તો અવશ્ય વેઠવો પડશે. (પણ) આપની સુજનતા જોઇનેજ અમે આવો અનુચિત સંદેશો મોકલવાની હામ ધરી છે. આ આપના શયનમાં રહી ગયેલો શેષ હાર મોકલ્યો છે.–એમ કહી, ઉત્તરીય વસ્ત્રને છેડે બાંધેલો, સૂક્ષ્મ સૂત્ર-વિવર-માંથી નીકળતી કિરણ-લેખાઓ વડે ઓળખાઇ આવતો તે હાર છોડીને એણે ચામર-ગ્રાહિણીના હાથમાં આપ્યો.[2]

---

૧. મકરિકા–મકરના આકારનું આભૂષણ. કોણ=ખુણા.

૨. ચંદ્રાપીડ પોતાના શયનમાં આવો અમૂલ્ય હાર પણ ભૂલી ગયો એમ દર્શાવવામાં કવિનો વિચાર ગમે તો એની અતિશય સમૃદ્ધિ સૂચવવાનો હોય અથવા તો એની તે સમયની શૂન્ય-હૃદયતા બતાવવાનો હોય એમ લાગેછે.

કેયૂરકનાં વચન સાંભળી,—આ તો મહાશ્વેતાની ચરણારાધના રૂપી તપનું ફલ મને મળ્યું કે મ્હારા જેવા પરિજનને પણ દેવી કાદમ્બરીએ આવો અનુસ્મરણાદિ ભારે અનુગ્રહ કર્યો!—એટલું કહી, ચંદ્રાપીડે તે સર્વ (વસ્તુઓ) માથે ચઢાવી પોતેજ લીધી. કાદમ્બરીના ગળી પડેલા કપોલ-લાવણ્ય જેવો, રસ થઇ ગયેલા સ્મિત-પ્રકાશ જેવો, દ્રવ પામેલા હૃદય જેવો, ઝરી ગયેલા ગુણગણ જેવો, સ્પર્શને ગમતો, મનોહર તથા સુગંધિ (ચંદન)લેપ એણે શરીરે લગાડ્યો અને પેલો હાર કંઠમાં પહેર્યો. પછી પાનની બીડી ખાઈ, થોડી વાર રહીને પોતે ઉઠ્યો, અને ડાબે હાથે કેયૂરકના ખભા ઉપર ટેકો દઈ, ઉભે ઉભેજ, યથાયોગ્ય સન્માન આપ્યાથી આનંદ પામતા પ્રધાન રાજલોકને વિદાય કરી ધીમે ધીમે એ ગંધમાદન હાથીને જોવા ચાલ્યો. ત્યાં આગળ થોડીક વાર ઉભા રહી, પોતાના નખ કિરણથી મિશ્રિત હોવાને લીધે મૃણાલ સહિત હોય એવું દેખાતું થોડું ઘાસ તેને પોતાની મેળેજ નાંખીને ત્યાંથી પ્રિય-હય-શાલા તરફ ચાલ્યો. જતે જતે બંને બાજુએ જરા જરા વદન વાંકુ વાળી વાળીને પરિજનોને નિહાળવા લાગ્યો.—(આ ઉપરથી) એના ચિત્તનો અભિપ્રાય સમજી ગયેલા પ્રતિહારોએ કોઈને પણ પછવાડે આવવા નહિ દેતાં સર્વ પરિજનને કાઢી મુક્યા એટલે તે એકલા કેયૂરકનેજ લઈને અશ્વશાલામાં ગયો. રખેને કાઢી મુકે એવા ભયથી ત્યાંના અશ્વપાલો એને દેખી, ગભરાયલી આંખે પ્રણામ કરી કરીને ખસવા લાગ્યા એટલે, ઇન્દ્રાયુધની પીઠ ઉપરથી એક પાસ ખસી ગયેલું વસ્ત્ર ઠીક કરતો કરતો,—જરા મીચાયલી તેની આંખ ઉપર આવીને દૃષ્ટિને રુંધતી, કુંકુમ જેવી કપિલ તેની યાળને ખસેડતો ખસેડતો—(અશ્વની) પદ-પંક્તિ ઉપર ચરણ મુકીને, અશ્વશાલાના એક મોભ ઉપર શરીરનો ટેકો દઈને જરા હસતો હસતો એ કુતૂહલ સહિત, ધીમેથી કહેવા લાગ્યોઃ—કેયૂરક! મ્હારા ગયા પછી ગંધર્વ-રાજકુલમાં શો વૃત્તાન્ત બન્યો, ગંધર્વ-રાજપુત્રીએ ત્યાર પછી દિવસ શી રીતે ગાળ્યો, મહાશ્વેતાએ શું કર્યું, મદલેખા શું બોલી, પરિજનોમાં શી વાત ચીત થઈ, તેં શું કર્યું, મ્હારા સંબંધી કંઈ કથા નીકળી હતી કે નહિ—એ સર્વ મને કહે.—કેયૂરકે સર્વ પ્રશ્નોનો પ્રત્યુત્તર આપ્યોઃ—દેવ! સાંભળો. આપ બ્હાર નીકળ્યા કે તરતજ કન્યાન્તઃપુરમાં નૂપુરોના રણરણાટથી, હજારો હૃદયના પ્રયાણ-પટહનો[1] જાણે કલકલ થઈ રહ્યો એટલે દેવી કાદ-

---

૧. પ્રયાણ-પટહ=પ્રયાણ—બ્હાર નીકળવું, તે સમયે વગાડાતી નોબત.

મ્બરી પરિજનસહિત મહેલના શિખર ઉપર ચઢી,અશ્વોએ ઉરાડેલી ધૂળથી ધૂસર દેખાતો આપેજ લીધેલો માર્ગ જોતાં જોતાં ઉભાં રહ્યાં. પછી જ્યારે આપ દૃષ્ટિ-ગોચરની બ્હાર ગયા ત્યારે મદલેખાના સ્કંધ ઉપર પોતાનું વદન નાંખીને, શ્વેત છત્રના આકારમાં જાણે શશીજ આવીને ઈર્ષ્યાથી સૂર્ય-કરનો એમને સ્પર્શ ન થવા દેતો હોય એમ (દર્શાવતાં), પ્રીતિથી, ક્ષીર-સાગર જેવા ધવલ દૃષ્ટિપાત વડે દિશાના તે ભાગને જાણે પૂરી નાંખતાં નાંખતાં, બહુ વાર સુધી ત્યાંજ રહ્યાં. આખરે ખેદ પામીને ત્યાંથી મહાકષ્ટે નીચે ઉતરી, થોડી વાર સભામંડપમાં બેસીને ઉઠ્યાં; એટલે, રખેને એ બલિ-પુષ્પ ઉપર સ્ખલન કરે એવી જાણે બ્હીકથી, ગુંજાર કરતા ભ્રમરો તે પુષ્પને બતાવવા લાગ્યા; જલધારા જેવા શ્વેત નખ-કિરણ તરફ જોઈ રહેલા ગૃહ-મયૂરોની ચીસોથી ઉદ્વેગ પામીને પોતે, નીકળી પડતાં વલયથી, પ્રત્યેક મયૂરને ગળે જાણે કંઠ-બંધ બાંધવા લાગ્યાં ![1] પગલે પગલે, પુષ્પ-ધવલ ગૃહ-લતાઓનાં પલ્લવનું હાથવડે, તથા આપના ગુણ-ગણનું મનવડે એ ગ્રહણ કરવા લાગ્યાં.[2]–એમ (ચાલતાં ચાલતાં,) જે ક્રીડાપર્વત ઉપર આપ રહ્યા હતા ત્યાંજ આવી પહોચ્યાં. ત્યાં આવ્યાં એટલે દાસીઓ એમને સૂચના કરવા લાગી કે–મરકત-શિલામય મકર જેવા આકારના જલ-પ્રવાહથી સીંચાયલા લીલા લતા-મંડપમાંના આ, જલકણથી છવાઈ ગયેલા શિલા-તલઉપર કુમાર બેઠા હતા; ગંધોદકના પરિમલથી ભેગાં થયેલાં ભ્રમરોનાં ટોળાંથી ભરેલા આ શિલા-પ્રદેશ ઉપર કુમારે સ્નાન કર્યું હતું; પુષ્પ-પરાગ રૂપી રેતીથી ભરેલે, આ ગિરિ-નદીને તટે, ભગવાન્ પશુપતિનું પૂજન કીધું હતું; ચંદ્રની પણ કાન્તિને હરાવે એવા સુંદર આ સ્ફટિક-મણિમય શિલાતલ ઉપર ભોજન કીધું હતું; અને ચ્હોટેલા ચંદન-રસના ડાઘવાળી આ મુક્તા-શિલા ઉપર શયન કર્યું હતું;–એમ પુનરુક્તિથી[3] દર્શાવેલાં

---

ભાવ એ કે સર્વ કન્યાઓનાં અંતઃકરણ પણ ચંદ્રાપીડની સાથે બ્હાર ગયાં.

૧. કાદમ્બરીના શ્વેત નખ-કિરણ વર્ષાદની ધારા છે એમ સમજી મયૂરો તે તરફ જોઈ રહેતા તથા ટેહૂ ટેહૂ કર્યા કરતા ; કાદમ્બરી વિરહ-વ્યથાથી પીડાતી હતી એટલે એનાથી તેમનો શબ્દ સહન થતો ન હતો, તેમજ હાથમાં વલય રહી શકતાં ન હતાં પણ ઉંચી ડોક ઉભેલા તે મયૂરોના ગળામાં અનુક્રમે પડતાં હતાં ; તે ઉપરથી ઉત્પ્રેક્ષા કરી કે જાણે તેમને બોલતા અટકાવવાને કંઠે બંધ બાંધતી હતી !! ૨. પુષ્પ થકી ધવલ–પલ્લવ ; પુષ્પ જેવા ધવલ–ગુણ. ૩. કહેવાની જરૂર ન છતાં જે ફરીથી કહેવામાં આવે તે 'પુનરુક્ત'. ચં૦નાં સ્થાન-ચિન્હ કા૦ને જણાય એવાં હતાં તથાપિ કહેવામાં આવ્યાં માટે 'પુનરુક્ત'.

આપનાંજ સ્થાન-ચિન્હ જોવામાં એમણે આખો દિવસ ગાળ્યો. દિવસ આથમતાં મહાશ્વેતાએ જ્યારે બહુ બહુ કહ્યું ત્યારે અણગમતું અણગમતું પણ એમણે એજ સ્ફટિક-મણિગૃહમાં ભોજન કીધું. સૂર્યાસ્ત થયા પછી જ્યારે ચંદ્ર ઉગ્યો ત્યારે, જાણે ચંદ્રકાન્તમય હોય તેમ, ચંદ્રોદયથી એમનું શરીર ભીનું ભીનું થઇ ગયું; અને રખેને ચંદ્ર-બિમ્બ પ્રવેશ કરે એવી જાણે બ્હીકથી હાથ ગાલ ઉપર મુકી, જરા આંખ મીચી, કંઇ વિચારમાંને વિચારમાં ત્યાંજ જરા વાર એ બેસી રહ્યાં. પછી ઉઠીને, નિર્મલ નખમાં પડેલી ચંદ્ર-પ્રતિમાનો જાણે ભાર લાગતો હોય તેમ મહા કષ્ટથી પગલાં ભરતાં ભરતાં, લીલાયુક્ત મંદ ગતિથી ચાલીને શયનગૃહમાં ગયાં; અને શયનમાં સુતાં ત્યારથીજ અતિ પ્રબલ શિરોવેદના થઇ આવી તથા દારુણ અગ્નિ જેવો જ્વર પીડવા લાગ્યો તેથી તરફડિયાં મારી મારીને, આખી રાત એમણે, કોણ જાણે શીએ આધિ થયાથી—મંગલ પ્રદીપ, કુમુદ-સમૂહ અને ચક્રવાકની સાથેજ—ઉઘાડી આંખે મહા મહા દુઃખે વીતાડી. પછી સવાર પડ્યું ત્યારે મને બોલાવીને આપના સમાચાર લાવવા સારૂ જવાની એમણે આજ્ઞા કરી.

આ સાંભળીને ચંદ્રાપીડ જવાની ઇચ્છાથી—અશ્વ લાવો એમ કહેતો કહેતો ત્યાંથી બ્હાર નીકળ્યો; અને પર્યાણ માંડીને અશ્વપાલે સત્વર આણેલ ઇન્દ્રાયુધ ઉપર સ્વાર થઈ, પછવાડે પત્રલેખાને બેસારી, સૈન્ય ઉપર વૈશમ્પાયનને સ્થાપી, સર્વ પરિજનને પાછા વાળી, બીજે ઘોડે બેસીનેજ પાછળ આવતા કેયૂરકની સાથે હેમકૂટ તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં કાદમ્બરીના મહેલના દ્વાર પાસે આવી પહોચ્યો ત્યારે ઘોડેથી એ ઉતર્યો. ઉતરીને અશ્વ દ્વારપાલને સોંપી, કાદમ્બરીનું પ્રથમ દર્શન કરવાને ઉત્સુક થયેલી પત્રલેખાને પછવાડે લઈ, મહેલમાં પ્રવેશ કરી, સામા આવતા એક વંઢલને પૂછવા લાગ્યો કેઃ—દેવી કાદમ્બરી ક્યાં છે? તેણે પ્રણામ કરી ઉત્તર દીધો કેઃ—દેવ! મત્ત મયૂરવાળા ક્રીડાપર્વતની નીચે કમલ-સરોવરને તીરે રચેલા હિમ-ગૃહમાં[1] દેવી બિરાજેછે.—આ સાંભળી, કેયૂરકે બતાવેલે માર્ગે પ્રમદ-વનમાં થઇને એ કેટલેક દૂર ગયો એટલે મરકત જેવાં લીલાં કદલી-વનની પ્રભાથી રવિકિરણ લીલા ઘાસ જેવા તથા દિવસ લીલો છમ હોય એવો દેખાવા લાગ્યો, અને તે વનની વચ્ચે કમલ-પત્રથી નિરંતર ઢંકાઇ ગયેલું હિમગૃહ એની દૃષ્ટિયે પડ્યું. તેમાંથી બ્હાર નીકળતી, શિ-

૧. તાપ જ્યાં નડે નહિ એવું શીતલ ગૃહ. કા૦ને મદન-દાહ પ્રકટેલો તે

શિર ઉપચારમાં કુશલ, કાદમ્બરીની શરીર-સેવા કરનાર દાસીઓને એણે જોઇ.—તેઓ ભીનાં વસ્ત્રના છળમાં જાણે અચ્છોદ સરોવરના જલથી ઢંકાઇ ગઇ હોય એવી દેખાતી હતી; હાથ ઉપર રાખેલા મૃણાલવલયને લીધે આભૂષણથી જાણે તેમનાં અવયવ ધોળાં ધોળાં થઈ ગયાં હોય એવાં લાગતાં હતાં; તેમના એક કર્ણમાં પેહેરેલાં આછા શ્વેત રંગનાં કેતકી-ગર્ભ-પત્રનાં આભૂષણ દંતપત્રની શોભાને પણ હરાવતાં હતાં; તેમનાં મુખારવિંદ ઉપર સૌભાગ્ય-પટ્ટ જેવાં[1] ચંદન-તિલક રચેલાં હતાં; ગાલ ઉપર ચંદન-બિંદુનું તિલક કાઢ્યાથી, દિવસે પણ જાણે સ્પર્શ-લોભથી ચંદ્ર-પ્રતિબિંબ ત્યાં આવીને રહ્યું હોય એમ દેખાતું હતું; શિરીષ કરતાં પણ શોભામાં ચઢે એવી શૈવલ-મંજરીઓનાં તેમણે કર્ણપૂર પેહેરેલાં હતાં; કર્પૂરની રજથી ધૂસર થયેલાં, આછો ચંદન-રસ ચોપડેલાં, બકુલાવલી રૂપી વલયવાળાં સ્તન ઉપર તેમણે કમલ-પત્ર રૂપી વસ્ત્ર મુકેલાં હતાં; વારંવાર ચંદન-લેપ લઇ જવાથી ધોળા થયેલા હોવાને લીધે, જાણે સંતાપ-રોષથી ચંદ્ર-કિરણ મસળી નાંખ્યા હોય એવા દીસતા હાથમાં તેઓએ મૃણાલ-દંડવાળાં બિસ-તન્તુમય ચામર લીધેલાં હતાં; ઉન્નાલ[2] કમલ, કુમુદ, કુવલય, કદલી-પત્ર, કમલિની-પત્ર તથા પુષ્પનાં લુમખાં છત્રના આકારમાં ધરીને તેઓએ છાયા કરેલી હતી; અને (ભેગી થવાથી) તેઓ, જલદેવતાઓની જાણે સભા હોય, વરુણ-સ્ત્રિયોની જાણે મંડળી હોય, શરદ્ ઋતુની જાણે સમાજ હોય, તથા સરસીઓની[3] જાણે ગોષ્ઠી હોય એવી શોભતી હતી !!

તે દાસીઓએ પ્રણામ કરી, પાદ-નખનો સૂર્યથી દાહ થશે એવી જાણે બ્હીકથી સત્વર ખસી જઇ એને માર્ગ આપ્યો એટલે—જે કેળનાં તોરણ પાસે ચંદન-પંકની વેદિયો બનાવેલી હતી, પુંડરીકની કળિયો રૂપી જેમને ઘંટાઓ બાંધેલી હતી, વિકસિત સિંધુવાર પુષ્પની મંજરીનાં જેમને ચામર હતાં, મ્હોટી મ્હોટી મલ્લિકાની કળિયોના હાર જેમને લટકાવેલા હતા, લવંગ-પલ્લવ તથા ચંદનની જેમને માલાઓ બાંધેલી હતી, કુમુદ પુષ્પના હારવાળી ધ્વજાઓ જ્યાં ફરફરતી હતી, અને મૃણાલની છડી હાથમાં લઈને, સુંદર કુસુમાભૂષણ ગ્રહણ કરીને, સાક્ષાત્ વસંત-લક્ષ્મી જેવી દ્વારપાલિકાઓ જ્યાં ઉભી રહેલી હતી—તે તોરણ તળેથઇને આગળ સર્વ બાજુએ

---

શમાવવાને એ હિમ-ગૃહમાં રહી હતી. ૧. સૌભાગ્યનો પટ્ટ=પટ્ટો હોય એવાં. સૌભાગ્ય સારૂ જુઓ પૃ. ૨૩૫ નોટ ૪.

૨. ઉપર રાખેલા નાલ—દંડ—વાળાં. ૩. સરસી=નાની તળાવડી.

જોતો જોતો એ ચાલ્યો તો કોઈ સ્થલે, બંને કિનારે તમાલ-પલ્લવ રોપીને કરેલી વન-લેખાવાળી, તથા કુમુદ-ધૂલિ રૂપી રેતીથી બનાવેલી પુલિન-માલા-વાળી, ચંદન-રસની ગૃહ-નદીઓ એણે વહેતી દીઠી; કોઈ સ્થલે નિચુલ-મંજરી-ના રક્ત ચામર વાળા ભીના ચંદરવાની નીચે, સિંદૂરથી રંગેલાં ભૂતલ ઉપર, રક્ત કમલનાં શયન પથરાતાં જોયાં; કોઈ સ્થલે, સ્પર્શથીજ જણાય એવી સુંદર ભીંતો વાળાં સ્ફટિક-ગૃહમાં એલાયચીનો રસ છંટાતો જોયો; કોઈ સ્થલે, શિરીષનાં કેસરથી રચેલી નવતૃણમય ભૂમિવાળાં મૃણાલ-ધારાગૃહનાં શિખર ઉપર મુકાતાં, ધારાકદંબની[1] ધૂળથી ધૂસર થયેલાં યંત્ર-મયૂરોનાં ટોળાં જોયાં; કોઈ સ્થલે, આંબાના રસમાં પલાળેલાં જંબુ-પલ્લવ પર્ણકુટી-ઓના અભ્યંતરમાં ઢંકાતાં જોયાં; કોઈ સ્થલે, કૃત્રિમ હાથીનાં બચ્ચાંની ક્રીડાથી આકુલ થતી કાઞ્ચન-કમલિનીઓ જોઈ; કોઈ સ્થલે, સુવર્ણ રૂપ સુધાના પંકનાં જ્યાં કામ-પીઠ બાંધ્યાં હતાં એવા, ગંધોદક ભરેલા કુવા-ઓમાં, કમલ-પત્રપુટનાં ઘટી-યંત્ર[2] જોયાં જેમના અરક[3] સ્થૂલ મૃણાલ-લતા રૂપી દંડના બનાવેલા હતા, જેમના જલ-દ્રોણિ[4] કેતકી-પત્રના હતા, અને જે કુવલયાવલી રૂપી રજ્જુઓથી ફરતાં હતાં; કોઈ સ્થલે, સ્ફટિકમય વલા-કાઓ (નાં મુખ) માંથી નીકળતી જલધારાઓ વાળી તથા ચિત્રેલાં ઇન્દ્ર-ધનુષ વાળી, ફરતી, માયા-મેઘ-માલા[5] જોઈ; કોઈ સ્થલે, જેમને તીરે ધોળા યવાંકુર ઉગેલા હતા, તથા જેમના તરંગ તરતી માલતી-પુષ્પની નાની નાની કળિયોથી વિષમ દેખાતા હતા એવી, હરિચંદન-રસની વાપિકાઓમાં એણે હાર-લતાને શીતલ કરવામાં આવતી જોઈ; કોઈ સ્થલે, યંત્ર-વૃક્ષો એના જોવામાં આવ્યાં, જેમની આસપાસ મોતીના ભૂકાથી ક્યારા બાંધેલા હતા, તથા અહર્નિશ જેમાંથી સ્થૂલ જલબિંદુનો વર્ષાદ વર્ષતો હતો; કોઈ સ્થલે, ફડફડતી પાંખોમાંથી ઉડતા જલકણવડે બધે ઝાકળ પ્રસારીને ભ્રમણ કરતી, પત્રનાં પક્ષિયોની યંત્રમય હારો દીઠી; કોઈ સ્થલે, પુષ્પ-હારના હિં-દોળા જોયા, જ્યાં ભ્રમર રૂપી ઘુઘરિયોની હારમાંથી અતિશય તીક્ષ્ણ સ્વર નીકળતો હતો; કોઈ સ્થલે, સુવર્ણ-કલશનો એણે પ્રવેશ થતો જોયો, જેમનાં મુખ, અંદર ઉગી બ્હાર નીકળી આવતાં, ઉંચા દંડવાળાં કમલનાં પત્રથી

---

૧. તે નામના વૃક્ષની. ૨. પાણીના રેંટ. ૩. પૈડાની આરા.

૪. જલ ભરાય એવાં વાસણ. ૫. માયા-મેઘ=કૃત્રિમ મેઘ—ખરે-ખરા નહિ.

છવાઈ ગયાં હતાં; કોઈ સ્થલે, કદલી-ગર્ભ-સ્તંભ રૂપી દંડવાળાં, સુંદર વંશ જેવાં, પુષ્પનાં લુમખાંનાં છત્ર બંધાતાં જોયાં; કોઈ સ્થલે, મૃણાલ-તન્તુમય વસ્ત્રોને, હાથમાં ચોળેલાં કર્પૂર-પલ્લવના રસ વડે સુગંધિ કરવામાં આવતાં દીઠાં; કોઈ સ્થલે,લવલી-ફલના રસમાં મલ્લિકા-મંજરીનાં કર્ણપૂરને પલાળાતાં જોયાં; અને કોઈ સ્થલે, પથ્થરના વાસણમાં ભરેલા શીતલ ઔષધિ-રસને કમલ-પત્રના પંખાથી પવન નંખાતો જોયો;—આવા આવા પ્રકારનાં શિશિરોપચારનાં સાધન પરિજનોએ તૈયાર કરી રાખ્યાં હતાં તથા કરતા હતા તે સઘળાં જોતો જોતો રાજપુત્ર હિમગૃહના મધ્યભાગમાં આવી પહોચ્યો. તે મધ્યભાગ જાણે હિમાલયના હૃદય જેવો, વરૂણ દેવના જલક્રીડા-ગૃહ જેવો,સર્વ ચંદ્રકલાઓના પ્રસવ-સ્થાન જેવો,સર્વ ચંદન-વન-દેવતાઓના કુલગૃહ જેવો,સર્વ ચંદ્રમણિયોની જન્મભૂમિ જેવો,સર્વ માઘમાસની રાત્રિયોના નિવાસ જેવો,સર્વ વર્ષા ઋતુઓના સંકેત-ગૃહ જેવો,સર્વ નદીઓને ગ્રીષ્મનો તાપ દૂર કરવાના સ્થલ જેવો, સર્વ સાગરોને વડવાગ્નિનો સંતાપ શમાવવાના સ્થાન જેવો, સર્વ જલધરોને વિદ્યુત્‌નો અગ્નિદાહ શાન્ત કરવાના સ્થલ જેવો, કુમુદિનીઓને ચંદ્ર-વિયોગથી દુઃસહ થઈ પડતા દિવસ ગાળવાના સ્થાન જેવો, અને કામદેવને હર-હુતાશન ઓલવવાના ક્ષેત્ર જેવો હતો !! ત્યાં જલયંત્રમાંથી નીકળતી હજારો ધારાઓ વડે દૂર થયેલા સૂર્ય-કિરણો પણ જાણે અતિ શીત સ્પર્શના ભયથી નિવૃત્ત થયા હોય તેમ આવતા ન હતા. કદંબ-કેસર સહિત વાતા પવન પણ જાણે કંટકિત થયા હોય એમ અનુગમન કરતા હતા.[1] આજુ બાજુ આવેલાં કદલી-વનનાં પત્ર પવનથી હાલતાં હતાં તેથી તે (વન) પણ જાણે શીતલતાથી કંપતાં હતાં! પુષ્પના સુવાસથી મદમત્ત થઈને ગુંજાર કરતા ભ્રમરો પણ ત્યાં જાણે દંત-વીણાનો[2] શબ્દ કરતા હતા! અને નિરંતર ભરાયલાં ભ્રમર-વૃન્દથી ઢંકાઈ ગયેલી ત્યાંની લતાઓ પણ જાણે સ્યામ વસ્ત્ર ઓઢીને ઉભી હોય એવી શોભતી હતી[3] !! ધીમે ધીમે અંતરમાં તથા બ્હાર ત્યાંનો અતિ દૃઢ, પિંડ રૂપે જાણે હરી શકાય એવો અતિ શીતલ સ્પર્શ થવાથી, રાજકુમાર

---

૧. પવન સાથે કદંબના કેસર—ઝીણા રેસા—આવે માટે એમ જણાય કે ટાઢથી એનાં જાણે રૂવાં ઉભાં થયેલાં !! ૨. દાંત કકડાવવાથી થતો શબ્દ. ભ્રમર ગણગણે તે જાણે ટાઢથી દાંત કકડાવતા હોય એવું લાગે.

૩. મતલબ કે અચેતનને પણ ત્યાં ટાઢ વાતી હોય એમ લાગતું તો સચેતનની શી વાત?

પોતાના મનને ચંદ્રમય ગણવા લાગ્યો, ઇન્દ્રિયોને કુમુદમય ગણવા લાગ્યો, અવયવોને ચંદ્રિકામય ગણવા લાગ્યો, અને બુદ્ધિને મૃણાલિકામય ગણવા લાગ્યો ! વળી સૂર્ય-કિરણને એ હિમમય ધારવા લાગ્યો, તાપને ચંદનમય, પવનને કર્પૂરમય, કાલને જલમય, અને સકલ ત્રિભુવનને તુષારમય ધારવા લાગ્યો !

એ પ્રકારના તે હિમગૃહના મધ્યભાગમાં એક પાસ સખીઓનાં ટોળાંની વચ્ચે, ભગવતી ગંગા જાણે સર્વ સરિતાની સાથે હિમાલયની ગુહાને તળિયે ગઈ હોય એવી કાદમ્બરીને તેણે મૃણાલ-દંડની એક મંડપિકા, જેની આજુબાજુ ચક્રને આકારે કર્પૂર-રસનો પ્રવાહ નદીની પેઠ વહેતો હતો તેના તલ ઉપર કુસુમ-શયનમાં સુતેલી દીઠી. હાર, અંગદ, વલય,રસના અને નૂપુરના આકારમાં,કામદેવે ઈર્ષ્યાથી એને જાણે મૃણાલમય સાંકળોથી બાંધી લીધી હતી !! ચંદનથી ધવલ થયેલા એના લલાટમાં જાણે ચંદ્રે સ્પર્શ કીધો હતો !! અશ્રુજલ જેમાંથી વહેતાં હતાં એવાં ચક્ષુ ઉપર જાણે વરુણ દેવે ચુંબન કીધું હતું !! નિશ્વાસ-પવન જેમાંથી વધારે વધારે નીકળ્યાં કરતો હતો એવા મુખ ઉપર જાણે વાયુએ એને દંશ દીધો હતો !! સંતાપથી તપી ગયેલાં અંગે અંગમાં જાણે સૂર્યે વાસ કીધો હતો !! કામાગ્નિથી પ્રજ્વલિત અંતઃકરણમાં જાણે અગ્નિદેવે પ્રવેશ કીધો હતો !! સ્વેદ-યુક્ત શરીર ઉપર જાણે જલે આલિંગન દીધું હતું.— એમ જાણે દેવતાઓએ પોતેજ એનું સૌભાગ્ય સર્વ અવયવોમાંથી હરી લીધું હતું !! હૃદયની સાથે એનાં સર્વ અવયવ (પણ) પ્રિયતમ પાસે જાણે જતાં રહ્યાં હોય તેમ એ દુર્બલ દેખાતી હતી ! અહર્નિશ હારનો સ્પર્શ થવાથી જાણે મોતીનો કિરણ-સમૂહ ચ્હોટી રહ્યો હોય એવો એનો, જરા સુકાયલા ચંદન-લેપથી ધોળો થયેલો રોમાઞ્ચ શોભતો હતો !! સ્વેદ-જલકણથી ભરેલા એના ગાલ ઉપર પાંખોવડે પવન નાંખીને, કર્ણપૂર ઉપરના મધુકર જાણે પોતાની અનુકંપા દર્શાવતા હતા !! કર્ણપૂર ઉપરના મધુકરના ગુંજાર રૂપી અગ્નિથી શ્રવણ દગ્ધ થયો હોય તેમ તેના ઉપર, આંખના ખુણામાંથી નીકળતા અશ્રુ-પ્રવાહ વડે એ સિંચન કરતી હતી !! વેગથી વહેતા અશ્રુ-પ્રવાહને સારૂ પ્રણાલિકા રચતી હોય તેમ એ પોતાના કર્ણમાં કર્પૂર-કેતકીની કળિ પેહેરતી હતી. સંતાપથી ભય પામીને નાસી જતા દેહ-પ્રભાના સમૂહ જેવું એનું વસ્ત્ર દીર્ઘ દીર્ઘ શ્વાસ-

થી કંપીને સ્તન-કલશ ઉપરથી ખસી જતું હતું. હાલતાં ચામરનાં પ્રતિબિમ્બ એ કુચ-કલશ ઉપર પડવાથી, પ્રાણનાથની પાસે જવાના ઔત્સુક્યને લીધે જાણે પાંખો ઉત્પન્ન કરી( ને તેઓ ઉડવા જતાં) હોય તેમ તેમને પોતાના હાથવડે એ દાબી રાખતી હતી!! વારંવાર હિમ-શિલાની પૂતળીઓને ભુજ-લતાથી ભેટતી હતી. વારંવાર કર્પૂરની પૂતળીઓને ગાલથી આલિંગન દેતી હતી. વારંવાર ચરણારવિંદ વડે, ચંદન-પંકની પ્રતિમાને એ સ્પર્શ કરતી હતી. સ્તનમાં (પ્રતિબિંબ રૂપે) પડેલું એનું મુખ પણ જાણે 'આતુર થયું હોય તેમ વાંકુ વળી વળીને એની સામું જોતું હતું! કર્ણપૂરનું પલ્લવ પણ જાણે ઉત્કંઠિત થયું હોય તેમ, પોતાના પ્રતિબિંબ-સ્થલમાં રહીને એના ગાલ ઉપર ચુંબન કરતું હતું! મુક્તાત્મ[1] હાર પણ જાણે મદન-પરવશ થયા હોય તેમ કર પ્રસારી એને આલિંગતા હતા. મણિ-દર્પણ એણે પોતાની છાતી ઉપર રાખ્યું હતું તેથી,ચંદ્રને જાણે એ જીવિત-સ્પર્શમય સોગન ખવરાવતી હતી કે—આજ ઉગીશ નહિ !![2] હાથણીની પેઠે એ સામે આવતા પ્રમદવન[ના]ગંધ-વારણ સારૂ કર પ્રસારતી હતી.[3] જાણે પ્રસ્થાન કરતી હોય તેમ એને દક્ષિણ [ભાગમાં] વાતમૃગનું આગમન અશુભ લાગતું હતું.[4] મદનને સ્નાન કરવાની જાણે વેદિ હોય તેમ એની પાર્શ્વ ઉપર કમલથી ઢાંકેલા અને ચંદન વડે ધવલ થયેલા પયોધર-કલશ શોભતા હતા.[5] આકાશ-કમલિનીની પેઠે એનામાં સ્વચ્છ અંબર તળેથી મૃણાલ જેવું કોમલ ઊરુ-મૂલ દેખાઈ આવતું હતું.[6] કામદેવની ધનુર્લેખા હોય તેમ મદનની આરોપેલી ગુણ-કોટિથી એ વધારે સુશોભિત લાગતી હતી.[7]

---

૧. મુક્ત થયો છે આત્મા જેમનો એવા; મોતીના બનેલા.

૨. મણિ-દર્પણ ચંદ્ર જેવું ગણ્યું; તે છાતી ઉપર રાખેલું એટલે જીવને સ્પર્શ કરે. માટે જાણે એ ચંદ્રને સોગન ખવરાવી કહેતી વિ૦ વિ૦, કારણ કે કામપીડામાં ચંદ્રોદય ખમી શકાય નહિ. ૩. કાદમ્બરી પોતાની સામે આવતા પ્રમદવન—વાડી—ના ગંધનું વારણ કરવા—ગંધને અટકાવવા —હાથ લાંબો કરતી; હાથણી, પ્રમદ—મદમત્ત,વન-ગંધ-વારણ—વનનો ગંધગજ સામે આવતો જોઈ શુંડ પ્રસારે. ૪. કા૦ને દક્ષિણ વાત—પવન, તથા મૃગ—કસ્તૂરીનો વાસ—આવતો તે ગમતો નહિ; પ્રસ્થાન કરનારને શુકનમાં જો દક્ષિણે વાતમૃગ (એ નામનો મૃગ) આવે તો અશુભ ગણાય છે.

૫. પયોધર-કલશ=સ્તન રૂપ કલશ; અને પયઃ—પાણી, ભરેલા કલશ. પાર્શ્વ=બાજુ. ૬. જુઓ પૃ. ૨૩૮ નો. ૧. ૭. મદન=કામદેવ; એ નામનું

વસંત-દેવતા જેવી એ શિશિર-હારિણી હતી.[1] ભ્રમરીની પેઠે એ કુસુમ-માર્ગણથી આકુલ વ્યાકુલ થઈ ગઈ હતી.[2] ચંદનનો લેપ કર્યા છતાં પણ એ અનંગ-રાગિણી હતી.[3] બાલા છતાં પણ મન્મથ-જનની હતી;[4] અને મૃણાલિની છતાં પણ હિમ-સ્પર્શની ઇચ્છા રાખતી હતી !![5]

જેમ જેમ દાસીઓ એક પછી એક, ચંદ્રાપીડને જોઈને તેના આવ્યાની ખબર એને કહેવા આવતી તેમ તેમ એ, પ્રત્યેક મુખ ઉપર પડતા, ચંચલ કીકીવાળા પોતાના ચક્ષુથી, બોલ્યા વિના પૂછતી કે–શું એ ખરેજ આવ્યા છે? તેં એમને જોયા? એ કેટલે દૂર છે? ક્યાં છે?[6]—એટલામાં જ્યારે એણે વધારે ધવલ થતી પોતાની આંખે ચંદ્રાપીડને સંમુખ આવતો જોયો ત્યારે દૂરથીજ, તરત પકડી આણેલી હાથણીના જેવી ઊરુ-સ્તંભ[થી]વિધૃત એ પરવશ વરારોહા[7] અંગ-ચેષ્ટા કરતી કરતી,–ઉતાવળમાં ખસી ગયેલા ઉત્તરીયને બદલે હાર-કિરણથી છાતી ઢાંકવા જતી જતી,–મણિ-ભૂમિઉપર મુકેલા વામ કરતલને લીધે, પોતાની પ્રતિમા પાસે જાણે હાથનો ટેકો માગતી માગતી,[8]—છૂટા થઈ ગયેલા કેશનો

---

વૃક્ષ. ગુણ-કોટિ=લાખ્ખો ગુણ; અને પણછની ટોચ. ૧. શિશિર૦=થંડા હાર વાળી; ટાઢને હરી લેનારી. ૨. કુસુમ૦=કુસુમનાં માર્ગણ–બાણ–વાળો–કામ; કુસુમનું માર્ગણ–શોધવું. ૩. અનંગ૦=અન્+અંગરાગિણી=અંગરાગ–લેપ, વિનાની, એ વિરોધ. શમાવતાં–અનંગ+રાગિણી=કામે ઉત્પન્ન કરેલા રાગવાળી, પ્રીતિવાળી. ૪. બાલા અને વળી જનની–માતા–એ વિરોધ. શમાવતાં, કામને ઉત્પન્ન કરનારી એ અર્થ લેવો.

૫. મૃણાલિની–કમલિની–તેને હિમ ન જોઇયે પણ સૂર્ય જોઇયે માટે વિરોધ. કા૦ને મૃણાલનાં આભૂષણ હતાં અને તાપ શમાવવા હિમ-સ્પર્શની ઇચ્છા રાખતી હતી. ૬. કા૦ ના દૃષ્ટિપાતથીજ એની ઉત્કંઠાના પ્રશ્ન, વગર બોલે સમજાઈ જતા હતા. શેક્સ્પિયરે પણ ઘણે સ્થલે આ વિચાર દર્શાવેલો છેઃ—

"...............Sometimes from her eyes
"I did receive fair speechless messages."

*Merchant of Venice Act I., Sc.* 1.

"She speaks, yet she says nothing; what of that?
"Her eye discourses, I will answer it."

*Romeo and Juliet Act II., Sc.* 2.

૭. ઊરુ-સ્તંભ વિ૦=સ્તંભ રૂપી સાત્વિક ભાવથી ગૃહીત; મ્હોટે સ્તંભે બાંધેલી. વરારોહા=સુશોભિત નિતમ્બવાળી. ૮. જુઓ શ્રીહર્ષચરિત. પૃ. ૯૪.–મણિભિત્તિષુ પ્રતિમાસ્વપિ हस्तावलम्बलोभेन प्रसारयामास करकमलम् ।

અંગોડો વાળતાં થાકી જઈને સ્વેદ-જલથી ભીના થયેલા જમણા હાથ વડે, જાણે જલ લઈને એને પોતાનું દાન કરતી કરતી,—પૃષ્ઠ વળવાથી ત્રિવલી તામ્ર થઈને તરંગિત થયેલી રોમ-રાજિને લીધે અનંગથી જાણે સર્વ રસ નિષ્પીડિત થતી થતી,[1]—કપાલ ઉપરના તિલકમાંથી અંદર પેઠેલા ચંદન-રસ સાથે જાણે મિશ્ર થયું હોય એવું શીતલ આનંદ-જલ આંખમાંથી પાડતી પાડતી,—આનંદ-જલના પ્રવાહવડે, હાલેલા કર્ણપૂરની રજથી મલિન થયેલા પોતાના ગાલને પ્રિયતમની પ્રતિમાને પ્રવેશ કરાવવાના જાણે લોભથી ધોતી ધોતી,—જાણે ચંદન-તિલકના ભારથી જરા નીચું જોતી જોતી,—તે ક્ષણે ખુણા તરફ ગયેલી કીકીવાળી તથા રાજપુત્રના મુખ ઉપરજ જાણે ચ્હોટી હોય એવી, દીર્ઘ દૃષ્ટિવડે આકૃષ્ટ થતી થતી,—કુસુમ-શયનમાંથી, તેના સુવાસને લીધે ભરાઈને શબ્દ કરતાં મધુકરનાં ટોળાંની જાણે સાહાય્યથી ઉઠી. ચંદ્રાપીડ તો પાસે આવીને પેહેલાંની પેઠેજ, પૂર્વે મહાશ્વેતાને પ્રણામ કર્યા પછી વિનયસહિત એને નમ્યો; અને સામો પ્રણામ કરીને ફરીથી એ તેજ કુસુમ-શયનમાં બેઠી એટલે, પ્રતિહારીએ આણેલા, ઝગઝગતાં રત્નજડિત પાદવાળા સુવર્ણમય આસનને પગથીજ ખસેડી મુકી રાજપુત્ર ભૂમિ ઉપરજ બેઠો. પછી,–દેવિ! મહારાજ ચંદ્રાપીડની પ્રસાદ-ભૂમિ પત્રલેખા નામની આ તામ્બૂલ-કરંકવાહિની છે—એમ કહીને કેયૂરકે પત્રલેખાને બતાવી. એને જોતાંજ કાદમ્બરીને લાગ્યું કે–અહો! મનુષ્ય જાતિની સ્ત્રીઓમાં પ્રજાપતિયે પક્ષપાત કર્યો દેખાય છે!—પત્રલેખાએ પ્રણામ કીધો એટલે એણે આદરસહિત—આવ, આવ, કહીને એને પોતાની પાસે, પાછળ સર્વ આશ્ચર્ય પામેલી દાસીઓના દેખતાં બેસારી; અને જોતાંજ અતિશય પ્રેમ ઉત્પન્ન થવાથી વારેવારે એને બાઝી બાઝીને એ પોતાના કર-પલ્લવનો સ્પર્શ કરવા લાગી.

ચંદ્રાપીડના આગમનને ઉચિત સર્વ ક્રિયાઓ થોડી વારમાં થઈ રહી એટલે કાદમ્બરીને આવી અવસ્થામાં આવી પડેલી જોઈને એને વિચાર થયો કેઃ—મ્હારૂં અતિમૂઢ હૃદય હજી પણ માનતું નથી,[2] માટે લાવ એને કંઈક યુક્તિબંધ વાતચીત કરીને પૂછી જોઉં. એમ વિચાર

---

૧. અર્થાત્ કામ જાણે એનામાંથી સર્વ રસ નિચોવી કાઢતો હોય તેમ. ૨. કે આ સઘળી પીડા એને મ્હારે લીધે થાયછે, ને મ્હારા ઉપર એ આસક્ત થઈછે.

કરીને એ કહેવા લાગ્યો:—દેવિ! હું જાણુંછું કે તમે કામરતિને લીધે આ અતિસંતાપકારક તીવ્ર વ્યાધિ સહન કરોછો. સુતનુ! ખરેખર અમને જેટલી એથી પીડા થાયછે તેટલી તમને નહિ થતી હોય; (માટે) દેહ-દાનથકી પણ તમને હું સ્વસ્થ કરવા ઈચ્છું છું. તમને કંપતાં જોઈ અનુકમ્પ[ા] કરતાં, તથા કુસુમ[માં]પીડાથી પડેલાં જોતાં મ્હારૂં હૃદય જાણે (નીકળી) પડેછે. તમારી કૃશ ભુજ-લતા અનંગદ થઈ છે. ગાઢ સંતાપને લીધે તમારી દૃષ્ટિમાં સ્થલ-કમલિનીની સમાન રક્તતામરસ[ા] દેખાયછે. અહર્નિશ અશ્રુ-બિંદુ પાડીને તમે વળી મુક્તાભરણતા ધારણ કરેલીછે. (તો હવે) સ્વયંવરયોગ્ય મંગલ ભૂષણ ગ્રહણ કરો, કેમ જે નબાલતા તો કુસુમ-શિલીમુખ સહિતજ શોભે.[1]—કાદમ્બરી બાલ્યાવસ્થામાં હોવાથી સ્વભાવે હતી તો મુગ્ધા પણ જાણે કામદેવે બુદ્ધિને ઉપદેશ કીધો હોય તેમ રાજકુમારનું આ સર્વ વ્યંગ્ય ભાષણ સમજી ગઈ. પરંતુ એટલે બધે દૂર ગયેલા પોતાના મનોરથ સંભવિત નહિ હોય એમ ધારી શરમાઈ જવાથી ચૂપ રહી, મુખ-સુગંધથી ભરાયલા ભ્રમરોના અંધકારમાં ઢંકાઈ ગયેલા ચંદ્રાપીડને જાણે જોવાને ઈચ્છતી હોય તેમ

---

૧. આ ભાષણનો એક અર્થ કાં૦જ અથવા એના ચતુર પરિજન જ સમજી શકે તેવો, ને બીજો સાધારણ મંદવાડને લાગુ પડે તેવો છે. અહીં સભંગ શબ્દશ્લેષ હોવાથી બીજા શબ્દ મુકતાં અલંકારની ખુબી જતી રહે માટે એજ શબ્દો રાખવા પડ્યાછે, જો કે તેમ કરતાં એક એ સંસ્કૃત રૂપ પણ અંદર રહેવા દેવાની જરૂર પડીછે. કામરતિ=પ્રેમ; અને કા(મ્)=કાંઈક, અરાત=મંદવાડ, દરદ. અનુકમ્પ=બીજાને કંપતાં જોઈ કંપવું; અનુકંપા=દયા. કુસુમ-પીડાથી=કામબાણની પીડાથી; કુસુમમાં=કુસુમના શયનમાં. અનંગદ=અનંગ-કામ-ને ઉત્પન્ન કરે એવી; (અન્+અંગદ) અંગદ-આભૂષણ-જ્યાં રહી શકે નહિ એવી પાતળી. રક્તતામરસા=રક્તતા(મ્)+અરસા=દુઃખકારક રક્તતા—અનુરક્તતા, રતાશ; રક્ત+તામરસ=રાતાં કમલ (તેના જેવાં લોચન દેખાય). મુક્તાભરણવિ૦=(પીડાને લીધે) આભરણ મુક્ત કર્યાંછે—ત્યજી દીધાંછે; (અશ્રુ-બિંદુરૂપી) મુક્તાભરણ—મોતીનાં આભૂષણ—પેહેર્યાંછે. સ્વયં વિ૦=સ્વયંવરને યોગ્ય; સ્વયં—પોતાની મેળે, વર—ઉત્તમ—(સ્ત્રી) ને યોગ્ય વિ૦. નબાલતા=જેને બાલતા નથી તે=યુવતી; (બીજી વાર) નવા લતા—નવી લતા (એમ અર્થ લેવો). જેમ નવી લતા કુસુમ-શિલીમુખ=કુસુમ અને શિલી૦—ભ્રમર સહિતજ શોભે તેમ યુવતી—કુસુમનાં શિલીમુખ, બાણ, છે જેને એવા—કામ સહિતજ શોભે.

તેજ ક્ષણે, બીજું કંઈક બ્હાનું કાઢી જરા સ્મિત-પ્રકાશ કરવા લાગી. પછી મદલેખાએ પ્રત્યુત્તર દીધોઃ—રાજપુત્ર! શું કહું? આ સંતાપ અતિદારુણ અને કહી શકાય નહિ એવો છે. તેમાં વળી દેવી કુમાર-ભાવયુક્ત છે એટલે એમને શાથી પીડા ન થાય? કમલિનીનું શીતલ પલ્લવ પણ એમને અગ્નિ-દાહ જેવું લાગેછે ને ચંદ્રિકા પણ તાપ જેવી લાગેછે. પલ્લવ રૂપી પંખાના પવનથી (પણ) એમના મનમાં કેટલો ખેદ થાયછે તે શું તમે નથી જોઈ શકતા? આટલું છતાં એ પોતાના પ્રાણ ધારણ કરી રહ્યાંછે તેનું કારણ કેવલ ધૈર્યજ છે.[1]—કાદમ્બરીએ મદલેખા-ના આ વચન જેવોજ મનમાંથી (કુમારને) પ્રત્યુત્તર આપ્યો. ચંદ્રાપીડનું ચિત્ત, આ ભાષણ દ્વિઅર્થી હોવાથી સંદેહ રૂપી હિંદોળે ચઢેલુંજ રહ્યું, (તથાપિ) ઘણી વાર સુધી મહાશ્વેતાની સાથે પ્રીતિયુક્ત ચતુર વાર્તા કરતો એ બેઠો અને ત્યાર પછી પેહેલાંની પેઠેજ મહા મહા પ્રયત્ને રજા લઈ પોતાના સૈન્ય તરફ જવા સારૂ કાદમ્બરીના ભવનમાંથી નીકળ્યો.

બ્હાર નીકળીને પોતે અશ્વ ઉપર ચઢતો હતો એટલામાં પછવાડેથી આવીને કેયૂરકે કહ્યુંઃ—મહારાજ! મદલેખા વિનતી કરે છે કે દેવીએ પત્ર-લેખાને પ્રથમ જોઈ ત્યારથીજ એના ઉપર બહુ પ્રસન્ન થઈ ગયાંછે માટે એમ ઇચ્છે છે કે એને આપ અહીં રાખી જાઓ. પછવાડેથી એને મો-કલી દઈશું. દેવની શી આજ્ઞા છે?—ચંદ્રાપીડે આ સાંભળી ઉત્તર આપ્યો કેઃ—કેયૂરક! પત્રલેખા ખરી ભાગ્યશાલી અને સ્પૃહણીય કે એના ઉપર દેવીની આટલી બધી દુર્લભ કૃપા થઈ! સુખેથી એને રહેવા ઘો.—એટલું કહી પાછો પોતે સૈન્ય પાસે આવ્યો અને ત્યાં પેસતાંજ, પિતા પાસેથી આવેલા, પત્ર લાવનાર એક ઓળખીતા દૂતને જોયો. તેને જોઈ, અશ્વ ઉભો રાખી, પ્રીતિથી વિકસિત થયેલા ચક્ષુ સહિત દૂરથીજ પૂછવા લાગ્યોઃ—કેમ! પિતા, માતા, પરિજન, અન્તઃપુર-જન સૌ ક્ષેમ કુશલ તો છે?—એ સાંભળી પેલા દૂતે પાસે આવી, પ્રણામ કરી,—હા મહારાજ! જેમ આપ કહોછો તેમજ કુશલ છે—એટલું કહી બે પત્ર આપ્યા. રાજકુમારે તે લેખ માથે ચઢાવી, પોતેજ ઉઘાડીને નીચે પ્રમાણે વાંચ્યાઃ—

સ્વસ્તિ (શ્રી) ઉજ્જયિનીથી લિં૦—સકલ ક્ષત્રિય-કુલ-શિખાનું શેખર

---

૧. આ ભાષણ પણ દ્વિઅર્થી છે. કહી શકાય નહિ=એવો મ્હોટો કે વર્ણવાય નહિ; ગુપ્ત માટે કહેવા યોગ્ય નહિ. કુમાર૦=યુવાવસ્થામાં આવેલાં; કુમાર ઉપર–તમારા ઉપર–ભાવવાળાં.

ચરણારવિંદ ધારણ કરનાર પરમ માહેશ્વર મહારાજાધિરાજ દેવ તારાપીડના, સર્વ સંપત્તિના ભંડાર ચંદ્રાપીડને, ચારુ-ચૂડામણિ-કિરણથી ચુંબિત મસ્તક ઉપર ચુંબન સહિત આશિર્વાદ. (લખવાનું કે) પ્રજા સર્વ સુખી છે પરંતુ તમને જોયે ઘણા દિવસ થઇ ગયા એટલે અમારૂં અંતઃ-કરણ ઘણું ઉત્કંઠિત થયેલુંછે. દેવી પણ સકલ અંતઃપુર સહિત શોકાતુર રહેછે માટે આ પત્ર વાંચી રહો કે તરતજ અહીં આવવા સારૂ પ્રયાણ કરજો.—પછી શુકનાસે મોકલેલા બીજા લેખમાં પણ એજ અર્થનું લખેલું વાંચ્યું, એટલામાં વૈશમ્પાયને પાસે આવીને પોતાના ઉપર આવેલા બીજા બે એવાજ અર્થના લેખ દેખાડ્યા. તે ઉપરથી,—જેવી તાતની આજ્ઞા—એટલું કહી, એમ ને એમજ ઘોડે બેઠે બેઠે એણે પ્રયા-ણ-પટહ વગડાવ્યું; અને પોતાની પાસે મ્હોટા અશ્વ સમુહની વચ્ચે ઉ-ભેલા બલાહક પુત્ર મેઘનાદ નામના મહા-સૈન્યાધિકારીને આજ્ઞા કરી કે—તમે પત્રલેખાની સાથે આવજો; કેયૂરક નિઃસંશય એને તેડીને અહીં સુધી આવશે એટલે તમે (મ્હારી વતી) એને મ્હોંયે દેવી કાદમ્બરીને પ્રણામ સહિત આટલી વિજ્ઞપ્તિ કહાવજો કે—ખરેખર! મર્ત્યલોકની આ પ્રકૃતિ-જ ત્રિભુવન-નિન્દનીય, અપ્રણય-યોગ્ય, નિષ્પરિચય અને દુર્ગ્રહ છે કે તેમની, અચિન્તિત વંચન કરતી પ્રીતિ નિષ્કારણ વત્સલતાને (પણ) ગણતી નથી! આવી રીતે જવાથી,[1] મ્હારો સ્નેહ કૂટ કપટથી ભરેલો છે એમ તમને દેખાશે; ભક્તિ, જુઠા જુઠા મીઠા શબ્દો બોલવાની કુશલતા છે એમ ગણાશે; માત્ર ઉપચારથી મધુર દેખાતું આત્માર્પણ ધૂર્તપણાને તોલે થશે, અને મ્હારી વાચા તથા મન વચ્ચે ભિન્નાર્થ જણાશે. હવે મ્હારી વાત તો કોરે મુકિયે, પણ દિવ્ય-યોગ્ય દેવીને પણ અસ્થાને પ્રસાદ અર્પણ કરાવીને મેં ચર્ચા થાય એવું કર્યુંછે, કેમ જે અયોગ્ય સ્થાને વ્યર્થ નાંખેલી પ્રસાદામૃતમય દૃષ્ટિયો મહાજનોને પાછળથી વૈલક્ષ્ય ઉત્પન્ન કરેછે. વળી મ્હારૂં હૃદય દેવીના કરતાં મહાશ્વેતાના તરફ જોતાં વધારે લજ્જિત થાયછે, કેમકે એમણે અસત્ય આરોપણ કેડે મ્હારા ગુણનાં વ-ખાણ કર્યાથી તથા અસ્થાને પક્ષપાત કર્યાથી દેવી એમને ખરેખર વારંવાર મેહેણાં માર્યાં કરશે. પણ હવે મ્હારે કરવું શું? પિતાની મ્હોટી આજ્ઞા માત્ર મ્હારા દેહ ઉપરજ ચાલેછે પરંતુ હૃદયે તો હેમકૂટમાં વસવાનું વ્ય-સન પડ્યાથી સહસ્ર જન્માન્તર સુધી દેવીના દાસ રૂપે રહેવાનું લખી

---

૧. અર્થાત્ તમારી આજ્ઞા લીધા શિવાય.

આવ્યું છે. વનમાં ભ્રમણ કરનારને જેમ ઝાડીવાળો પ્રદેશ તેમ એને દેવીનો પ્રસાદ અહીંથી ડગલું પણ આગળ ભરવા દેતો નથી.—(તોપણ) સર્વથા પિતાની આજ્ઞાથી હું ઉજ્જયિની ગયોછું (ને એટલુંજ માગુંછું કે) પ્રસંગોપાત્ત અસજ્જન-કથામાં ચંદ્રાપીડ ચંડાલને આપ સંભારશો. પણ એમ ન માનતાં કે જીવતો હશે તો ચંદ્રાપીડ ફરીથી દેવી-ચરણાર-વિંદને વંદન કરવાનો આનંદ અનુભવ્યા વિના રહેશે.[1]—(વળી કહેજે કે) પ્રદક્ષિણા સહિત, મસ્તક વડે મહાશ્વેતાના ચરણનું વંદન કરેજે; મદલે-ખાને પ્રણામપૂર્વક અમારો અશિથિલ કંઠગ્રહ કહેજે; તમાલિકાને ગાઢ આલિંગન દેજે; અમારા તરફથી સર્વ કાદમ્બરી-પરિજનને કુશલ સમા-ચાર પૂછજે અને અંજલિ રચીને ભગવાન્ હેમકૂટને આમંત્રણ કરજે.

આ પ્રમાણે સંદેશો કહેવાની એને આજ્ઞા કરી, પોતે વૈશમ્પાયન-ને કહેવા લાગ્યો કે તમે પણ સૈન્યને કલેશ ન પહોચે એમ ધીરે ધીરે લઇને આવજો; એમ કહી સૈન્ય ઉપર તેને રાખ્યો, અને પોતે તો ઘોડે ચડો હતો તેમ ને તેમજ,—પ્રયાણ કરવાના હર્ષથી ખોખારીને કૈલાસને કંપાવી દેતા, ખરીઓના ધબકારા રૂપી તાંડવવડે પૃથ્વીનું ખંડન કરતા—અશ્વમય સૈન્યને પછવાડે લઇને, અભિનવ કાદમ્બરી-વિયોગથી હૃદય શૂન્ય છતાં પણ, પોતાના પર્યાણ પાસે ચાલતા પેલા પત્ર લાવનારને ઉજ્જયિનીના સમાચાર પૂછતો પૂછતો નીકળી પડ્યો. ચાલતાં ચાલતાં માર્ગમાં એક શૂન્ય અરણ્ય આવ્યું જેમાં અતિશય જાડાં જાડાં થડવાળાં વૃક્ષો ઘણીખરી જગાયે જોવામાં આવતાં હતાં; વૃક્ષ સમૂહની આસપાસ માલિની-લતાઓના મંડપ આવી રહ્યા હતા; ગજપતિયે પાડી નાંખેલાં ઝાડ આડે આવવાથી માર્ગ વાંકો ચૂકો લેવો પડતો હતો; માણસોએ રચેલા, કોટિ તૃણ-પર્ણ-કાષ્ઠના કૂટ[2] વીર પુરુષો અહીં મરાયા હશે એમ સૂચવતા હતા; કોઈ મ્હોટા વૃક્ષ-મૂલે વન-દુર્ગાની મૂર્તિ કોરેલી દેખાતી હતી, અને તૃષિત પથિક જને દલ ખંડિત કરીને નાંખી દીધેલાં આમળાં પડેલાં હતાં. ભાગીતુટી ગયેલા કેટલાક ત્યાં કુવા હતા તેમના તટ ઉપર વિકસિત કરંજ-મંજરીના[3] રજ વેરાયલી હતી; કાંઠે ઉગેલાં વૃક્ષોએ જીર્ણ

---

૧. અહીં સુધી કા૦ને કહેવાનો સંદેશો કહી, બાકીનું મહાશ્વેતાદિને કહેવાનું કહેછે. ૨. ઘાસ પાંદડાં વિગેરેના બનાવેલા, ત્રિકોણ વા ચતુષ્કોણના આકારના ઢગ. 'કૂટ' નો અર્થ એક ટીકાકાર 'શિખર' લેછે. ૩. કરંજ=તે નામની વનસ્પતિ.

વસ્ત્રનાં ધ્વજ-ચિન્હ બાંધેલાં હતાં;[1] ઇંટો ઉપર સૂકાં પલ્લવ પાથરીને બનાવેલી બેઠકોથી, પથિક જનોએ ત્યાં વિસામો ખાધો હશે એમ જણાતું હતું; તેમના કાંઠા ઉપર પડેલાં પલ્લવ, વિશ્રાન્તિને અર્થે બેઠેલા યાત્રાળુઓના ફાટી ગયેલા ચરણ ઉપરની ધૂળ લાગવાથી ધૂસર થઈ ગયાં હતાં; તેમનું જલ, વિવિધ જાતિનાં પત્ર પડવાથી દુર્ગન્ધિ, અશિશિર, પંકમય, વિવર્ણ તથા સ્વાદ-રહિત થઈ ગયું હતું; અને સંધાડેલા વેલાઓ સાથે બાંધેલી, પત્રપુટયુક્ત તૃણપૂલિયોનાં ચિન્હથી તેઓ ઓળખાઈ આવતા હતા.—આ કુવાઓમાં (સ્વચ્છ) જલ અસુલભ હોવાથી એ પ્રદેશ વિકટ લાગતો હતો. વળી એ અરણ્યની વચ્ચે વચ્ચે, સુકાઈ ગયેલી કેટલીક ગિરિ-નદીઓથી કરીને ભૂમિ સમ-વિષમ થઈ ગઈ હતી; તેમનાં તીર મધુ-બિંદુ ટપકાવતાં સિંધુવાર પુષ્પની વન-લેખામાંથી ઉડી આવેલી ધૂળથી ધૂસર થઈ ગયાં હતાં. કુબ્જક લતાઓ તેમના રેતીના કિનારા પર નિરંતર ઉગેલી હતી, અને વટેમાર્ગુઓએ રેતી ખોદીને નાની નાની ત્યાં કુઈઓ બનાવેલી હતી તેમાંથી થોડું થોડું મલિન સલિલ મળી આવે એમ હતું —આવા પ્રકારનું અરણ્ય જેમાં સંભળાતા, કૂકડા અને કૂતરાના શબ્દથી અનુમાન થઈ શકતું હતું કે ઝાડીની અંદર કોઈ નાનું ગામડું હશે ખરૂં, તેમાં આખો દિવસ ચાલ્યા પછી, જ્યારે રવિ-બિંબ આથમતું હતું તથા દિવસ તેને લીધે લાલચોળ દેખાતો હતો ત્યારે એ તે વનના એક પ્રદેશમાં આવી ચઢ્યો જેમાં, શિખર ઉપરજ એક પલ્લવ રહેલું હોવાથી છત્ર જેવી શોભા આપતાં, શાખા-રહિત કદંબ, શાલ્મલી તથા પલાશ વૃક્ષ ઉગેલાં હતાં; અને ઉંચા ઉંચા જેમાંથી ફણગા ફુટેલા એવાં સ્થૂલ થડની મૂલ-ગ્રંથિયોથી ભરેલાં, હરિતાલ જેવા પીળા પાકા વાંસની ડાળીઓની બનાવેલી વાડો વાળાં, પશુઓ ધાન્ય બગાડે એની બ્હીકથી મુકેલા તૃણ-પુરુષવાળાં, પક્વ હોવાથી પાણ્ડુ દીસતાં, તથા ફલિત પ્રિયંગુ વૃક્ષથી ભરેલાં વન-ક્ષેત્રો પાસે પાસે આવી રહ્યાં હતાં;—તે પ્રદેશમાં જુના રક્ત-ચંદન-વૃક્ષની ઉપર બાંધેલો, તથા આમ તેમ વટેમાર્ગુઓના બલિદાનની જાણે વાટ જોતો એક મ્હોટો રક્ત ધ્વજ દૂરથીજ તેની નજરે પડ્યો. તે ધ્વજના ઉપર સરસ માંસના ગોળા જેવા અલક્તક-પિંડ મુકેલા હતા તથા અભિનવ રુધિર જેવો લાલ રક્ત-ચંદન-રસ છાંટેલો હતો. તેના દંડ ઉપર જિહ્વા-લતા જેવી લાલ રક્ત-પતાકાઓ હતી તથા

૧. દૂરથી પણ મુસાફરોને જણાવે કે ત્યાં કુવો છે એટલા સારૂ.

કેશ-કલાપ જેવાં કાળાં ચામર અને અવચૂલ હતાં તેથી, તરતજ મારી નાંખેલાં પ્રાણિયોનાં જાણે અવયવનાં તેને આભૂષણ સજાવ્યાં હોય એમ દેખાતું હતું!! મ્હોટી મ્હોટી કોડીઓથી, પરપોટાનો બનેલો હોય એવો અર્ધચંદ્ર તેના ઉપર કાઢેલો હતો તેથી, તેના શિખર ઉપર જાણે પોતાના સુત યમના મહિષની રક્ષાને અર્થે ઉતરી આવેલા સૂર્યે ચંદ્રને ઉતારી આણ્યો હોય એમ દીસતું હતું. તેના ઉપર, આકાશને અડકે એવડી એક સોનાની ત્રિશૂલિકા મુકેલી હતી, જેના શૃંગ સાથે બાંધેલી લોહ-શૃંખલાઓના હાલવાથી, (ત્યાં) લટકાવેલી ઘંટાઓનો ઘર્ઘર તથ ઘોર રવ ઉત્પન્ન થતો હતો, અને જેના ઉપર સિંહની યાળ જેવું સુંદર એક ચામર લટકાવેલું હતું.

એ ધ્વજાની તરફ થોડુંક ચાલ્યા પછી તેણે કેતકીના કંટક સમૂહ જેવાં ધોળાં વન-ગજ-દંતનાં દ્વારની અંદર ચંડિકાની એક મૂર્તિ જોઈ. ત્યાં દ્વારદેશ આગળ એક લોહ-તોરણ રચેલું હતું જેના ઉપરની રક્ત-ચામરાવલિ-યુક્ત ગોળ લોહ-દર્પણ-માલા, કપિલ કેશથી ભયંકર દીસતી શબર-મુખ-માલા જેવી લાગતી હતી.[1] તે દેવીની સામે અંજન-શિલાની વેદિકા ઉપર એક લોહ-મહિષ બેસાડેલો હતો તેના ઉપર રક્ત ચંદનના થાપા મારેલા હતા તેથી, રુધિરવડે લાલ થયેલો યમદેવનો હાથ જાણે તેને વાગ્યો હોય એમ લાગતું હતું; અને રુધિર-બિંદુના લોભથી લલચાયેલી શૃગાલી તેનાં રક્ત લોચનને જિહ્વા-સ્પર્શ કરતી હતી. કહીંક કહીંક ત્યાં શબર લોકે મારેલા વનમહિષનાં લોચન જેવાં રક્ત કમલથી, કહીંક કેસરિયોના નખ જેવી અગસ્તિ પુષ્પની કળિયોથી, અને કહીંક સરુધિર વ્યાઘ્ર-નખ જેવી કિંશુક કુસુમની કળિયોથી પવિત્ર પુષ્પનાં બલિદાન આપેલાં હતાં.[2] અન્યત્ર,હરિણોના વક્ર શૃંગાગ્રથી ઉપહાર-હિંસા જાણે અંકુરિત થઈ હોય,લોહી ભરેલી સેંકડો કપાયલી જિહ્વાઓથી જાણે પલ્લવિત થઇ હોય, હજારો રક્ત નયનથી જાણે પુષ્પિત થઇ હોય,અને મુંડ-મંડલથી જાણે ફલિત થઇ હોય એમ દેખાતું હતું.[3] એના આંગણામાં ઉગેલાં રક્ત

---

૧. ગોળ લોહ-દર્પણ તે શબરનાં કાળાં મુખ જેવાં અને ચામરાવલિ તેમના કેશ જેવી કલ્પી. ૨. અહીં ખરેખરાં પુષ્પ હતાં પણ તેમને કવિયે પશુઓનાં અવયવ સાથે સરખાવ્યાં છે. ૩. અહીં ખરેખરાં હોમ કરેલાં પશુઓનાં અંગ પડેલાં હતાં તેમને પુષ્પ, ફલ, પલ્લવ આદિ જોડે સરખાવીને ઉપહાર-હિંસા જાણે વૃક્ષ હોય એમ

અશોક વૃક્ષની શાખાઓમાં વચ્ચે વચ્ચે નિરંતર રાતા કૂકડા ભરાઈ રહેલા હતા તેથી, ભયને લીધે તેઓ જાણે અકાલ કુસુમોદ્‌ગમ દર્શાવતાં હતાં ! બલિ-રુધિર પીવાની તૃષ્ણાથી આવેલા વેતાલ જેવાં તાલવૃક્ષ ફલ રૂપી મુંડનો એને ઉપહાર આપતાં હતાં. પડોશમાં, જાણે શંકા-જ્વરથી કંપતાં કદલીવન, જાણે ભયથી કંટકિત થયેલાં શ્રીફલ વૃક્ષ, તથા જાણે ત્રાસથી ઊર્ધ્વ થયેલા કેશવાળાં ખર્જૂર-વન ઉગ્યાથી અંધકાર વ્યાપી રહ્યો હતો. એ પ્રદેશની અંદર અંબિકાએ લડાવેલાં સિંહનાં બચ્ચાં ક્રીડા કરતે કરતે વન-ગજોનાં કુંભસ્થલ ફાડી નાંખતાં તેમાંથી ખરતાં લાલ ચોળ મોતીને,[1] નવ રુધિરથી રક્ત થયેલા ચોખાનું બલિદાન જાણીને મુગ્ધ કુક્કુટ લાલચથી લઈ લઈ પાછાં નાંખી દેતા હતા ! અતિશય રુધિર જોઈને જાણે મૂર્છિત થઈ પડેલા, અસ્ત-સમયના લાલ ચોળ પ્રતિબિમ્બિત સૂર્યને લીધે વધારે લાલ લાલ દેખાતા રુધિર-પ્રવાહવડે ત્યાંનો ચોક ચીકણો થઈ ગયો હતો. લટકતા દીવાના ધૂમથી ગર્ભ-ગૃહના[2] દ્વારદેશ પાસેનાં વસ્ત્ર રક્ત થયાં હતાં; મયૂરનાં ગળાંની માલા ત્યાં બાંધેલી હતી; પિષ્ટ-પિંડ જેવી ધોળેલી મ્હોટી ઘંટાઓની હાર ત્યાં લટકાવેલી હતી; તેનાં બારણાંમાં શીસાના સિંહના મુખમાં એક સ્થૂલ લોહ-કંટક નાંખેલો હતો જેથી દાંતનો એક આગળો દેવાતો હતો; અને ચળકતાં, પીળાં, બૂરાં તથા રાતાં દર્પણમાં બુદ્‌બુદ-માલા[3] સ્ફુરિત થતી હતી. અંદરની બેસણી ઉપર પડતાં, સર્વ પશુઓના શરણાગત જીવ જેવાં, અલક્તકે રંગેલાં વસ્ત્રવડે એ દેવીનાં ચરણ-મૂલ ઢંકાઈ ગયાં હતાં. વળી ત્યાં પરશુ, ભાલા વિગેરે કેટલાંક જીવ-હિંસા કરવાનાં શસ્ત્ર હતાં—જેમાં પડેલાં કૃષ્ણ ચામરોનાં પ્રતિબિંબને લીધે, શિરચ્છેદ કરવાથી જાણે ત્યાં કેશ ચ્હોટી રહ્યા હોય એમ દેખાતું હતું—તેમની પ્રભાથી પ્રસરી ગયેલા ગાઢ અંધકારને લીધે એ ચંડિકાનો વાસ જાણે પાતાલમાં હોય એમ લાગતું હતું.

---

કલ્પ્યું છે. ૧. લોહી ચ્હોટેલું માટે લાલ. જુઓ પૃ. ૩ નો. ૧. મેઘ, મત્સ્ય, સર્પ, ગજ, શંખ, વરાહ, શુક્તિ અને વેણુ એ આઠ સ્થલેથી મોતી નીકળેછે એમ કહેલું છે:—

जीमूतमत्स्याहिकरीन्द्रशंखवराहशुक्त्युद्भववेणुजानि ॥
मुक्ताफलानि प्रथितानि लोके तेषां तु शुक्त्युद्भवमेव भूरि ॥

૨. ગર્ભ-ગૃહ=અંદરનો મંડપ. ૩. બુદ્‌બુદ=જલ રુધિર આદિના પરપોટા; અથવા બારણામાં જડેલા ખીલાના મોગરા (?).

બાલકોના મુંડના જાણે બનાવ્યા હોય એવા કેટલાક બિલ્વના હાર, જેમાં રક્તચંદન ચોપડેલાં હાલતાં ફલ-પલ્લવ મુકેલાં હતાં તેમનું એણે આભૂષણ પેહેર્યું હતું. શોણિત જેવા તામ્ર કદમ્બના ગોટાવડે જેમની પૂજા કરેલી હતી, અને તેથીજ જેઓને, પશુનું બલિદાન કરતાં વગાડેલા પટહના તીક્ષ્ણ શબ્દથી ઉત્પન્ન થયેલા રસને લીધે જાણે રોમોદ્ગમ થયો હોય એમ લાગતું હતું, તે સર્વ એનાં અવયવ ક્રૂરતાનો દેખાવ આપતાં હતાં. એના લલાટ ઉપર સુંદર કનક મુકુટ પેહેરાવ્યો હતો; શબર-સુંદરીઓએ સિંદૂર-તિલકનાં ટપકાં કીધેલાં હતાં; કર્ણમાં પેહેરેલાં દાડિમ-પુષ્પની પ્રભાથી એના ગાલ લાલ લાલ દેખાતા હતા; રુધિર રૂપી તાંબૂલથી ઓઠ રક્ત થયેલા હતા; રક્ત નયન ઉપર ભમરો ભ્રુકુટિથી કુટિલ દેખાતી હતી; અને શરીર ઉપર કસુંબાથી રંગેલું લાલ દુકૂલ હતું તેથી જાણે મહાકાલની અભિસારિકાનો વેષ ધારણ કર્યો હોય એવી એ શોભતી હતી. વળી, ભેગા થયેલા શ્યામ ગૂગલના ધૂપના ધૂમથી રક્ત થયેલી, ગર્ભ-ગૃહની દીપિકા-લતાઓ હાલતી હતી તે જાણે મહિષાસુરનાં રુધિરબિંદુ પડવાથી લાલ થયેલી આંગળિયો હોય અને તે વડે, વન-મહિષને જાણે એ, ગર્દન ઉપર ચુંટ મરાડતાં ત્રિશૂલ-દંડ હલાવી નાંખીને કીધેલા અપરાધ સારૂ ધમકાવતી હોય એમ દેખાતું હતું. લાંબી લાંબી દાઢી વધારીને બકરા પણ જાણે વ્રત કરતા હોય; હોઠ હલાવી હલાવીને ઉંદરો પણ જાણે મંત્ર જપતા હોય; કૃષ્ણચર્મ ઓઢીને મૃગ પણ જાણે પ્રતિશયન[1] કરતા હોય; તથા મસ્તકમાં ઝળકતાં લાલ રત્નના કિરણને લીધે, કૃષ્ણસર્પોએ પણ જાણે માથે મણિ-દીપક લીધા હોય તેમ સર્વે એની આરાધના કરતા હતા, અને કઠોર વાયસો પણ સર્વ દિશાઓમાં કા કા કરીને એની જાણે સ્તુતિ કરતા હતા!! એ ચંડિકાના મંદિરમાં એક વૃદ્ધ દ્રવિડ-ધાર્મિક રહેતો હતો. તેના શરીરને બળી ગયેલું થડ ધારીને જાણે ગોધા ગોલિકા અને કૃકલાસનાં ટોળાં[2] ત્યાં વસતાં હોય એવાં તેનાં જાડાં જાડાં નાડિયોનાં ગુંછળાંથી તેમાં જાળાં જાળાં પડી ગયાં હતાં. તેના આખા શરીર ઉપર પડેલાં વિસ્ફોટકનાં ઘારાં અલક્ષ્મીએ કોતરેલાં જાણે લક્ષણ-સ્થાન હોય એવાં લાગતાં હતાં. કર્ણપૂરને સ્થલે આણેલી તેની શિખા જાણે નાની રુદ્રાક્ષ-માલા પેહેરેલી હોય એવી શોભતી હતી.

---

૧. શુભ વા અશુભ ઇચ્છિત અર્થનું સ્વપ્નદ્વારા જ્ઞાન થાય એવા હેતુથી કોઈ દેવાલય વિગેરેમાં સુવું તે. ૨. ગોધા વિગેરે ત્રણ ઘરોળીઓની

અમ્બિકાને પગે લાગવાથી તેના શ્યામ લલાટ ઉપર સોજો વધારે વધારે આવતો હતો.[1] કોઈક કુવાદીએ આપેલું સિદ્ધાઞ્જન લગાવવાથી તેની એક આંખ ફુટી ગયેલી હતી તેથી અહર્નિશ બીજી આંખમાં અંજન આંજવા સારૂ એક સળીને તે ઝીણી કર્યાં કરતો હતો. તેની દંતુરતાના[2] પ્રતીકારને અર્થે પ્રતિદિવસ તે કડવી તુંબડીનો સ્વેદ લેતો હતો. કંઈક કરતાં અસ્થાને ઇંટો વાગેલી તેથી, પોતાના એક શુષ્ક ભુજવડે ઉપ-શાન્ત (થયેલું પણ) મર્દન કર્યા કરતો હતો. ઉપરા ઉપરી કટુક-વર્તિ-પ્રયોગ[3] કીધાથી તેના નેત્રમાં અંધકાર વધતો ગયો હતો. એક પથ્થર ઉપર તેણે વરાહના દાંત ભેગા કરી રાખ્યા હતા. ઇંગુદી-કોશમાં[4] ઔષધ તથા અંજનનો સંગ્રહ કરી રાખ્યો હતો. નાડીને સોયથી સીવી લેવાથી તેના ડાબા હાથની આંગળીઓ સંકોચાઈ ગઈ હતી. તેના રેશમી જોડા ઘસાઈ ગયાથી ચરણના અંગુઠમાં વ્રણ પડ્યા હતા. અપરિપક્વ રસાયન લીધાથી તેને અકાલ-જ્વર આવેલો હતો. વૃદ્ધ થયા છતાં પણ પોતે દક્ષિણ દેશનું અધિરાજ્ય પ્રાપ્ત કરવા સારૂ દુર્ગા દેવીને પ્રાર્થના કરી કરીને પીડતો હતો. કોઈ દુઃશિક્ષિત યતિયે બતાવેલું તિલક કરવામાં તેણે વિભવ મેળવવાની આશા બાંધી હતી. લીલાં પત્રનો રસ તથા કોયલાની બનાવેલી શાહીથી મલિન થયેલો એક ખડિયો પોતે લઈને ફરતો હતો. એક પટ્ટિકા ઉપર તેણે દુર્ગા દેવીનું સ્તોત્ર લખી રાખ્યું હતું. તેની પાસે તાલપત્ર પર લખેલાં કેટલાંક જાદુનાં તથા તંત્ર મંત્રનાં નાનાં નાનાં પુસ્તકનો સંગ્રહ હતો જેમાંના અ-લક્તકાક્ષર ધૂમથી રક્ત થઈ ગયા હતા. કોઈ પ્રાચીન મહાપાશુપતે શીખવેલો મહાકાલ-મત તેની પાસે લખેલો હતો. વળી તેને નિધિ-વાદનો વ્યાધિ થયો હતો;[5] ધાતુ-વાદનો વાયુ થયો હતો;[6] અને પાતાલમાં પ્રવેશ (કરવા) રૂપી પિશાચ લાગેલો હતો. કોઈ યક્ષ કન્યા સાથે પ્રેમમાં પડવાનો તેને મનોરમ વ્યામોહ થયો હતો. અદૃશ્ય થઈ જવાનાં કેટલાંક મંત્ર-સાધનનો તેણે સંગ્રહ કરી મુક્યો હતો. શ્રીપર્વતમાં[7] થતી હજારો આશ્ચર્ય-વાર્તાઓથી

---

જુદી જુદી જાતિ છે. ૧. પ્રણામ કરવાથી અથવા નાગલીટીઓ તાણવા-થી કપાળ ભૂમિ સાથે ઘસાય માટે સુજેલું. ૨. દંતુરતા=દાંતનું બ્હાર નીકળી આવવું. ૩. કટુક—કડવું દ્રવ્ય, તેની ઘડેલી વર્તિકા—વાટ—નો પ્રયોગ. ૪. ઇંગુદી=વૃક્ષ-ભેદ. ૫. આમ આમ કરવાથી દ્રવ્ય-લાભ થાય—એ વાદ રૂપી વ્યાધિ. ૬. ધાતુવાદ=અન્ય ધાતુઓનું સોનું રૂપુ કરી દેવાનો વાદ. ૭. શ્રીપર્વત—કૃષ્ણા નદીથી કેટલેક દૂર આવેલો એક પર્વત જ્યાં

તે જાણીતો હતો. ઘણી વાર તેણે સર્ષપ મંત્રીને પિશાચથી આવિષ્ટ પુરુષો પર ફેંકેલા તેથી તેઓએ દોડી આવીને લપડાકો મારી મારીને તેના શ્રવણ ચપટા કરી નાંખ્યા હતા !! (દુર્ગા-પૂજન કરવા છતાં) તેણે શૈવાભિમાન ત્યજ્યું ન હતું. એક તંબુરાને આડો અવળો પકડીને તે વગાડ્યાં કરતો હતો તેનો શબ્દ સાંભળીને ઉદ્વેગ પામતા વટેમાર્ગુઓ તેની પાસે આવતા પણ ન હતા. આખો દિવસ માથું હલાવી હલાવીને તે કંઇક મચ્છરના ગણગણાટ જેવું ગાયાં કરતો હતો! સ્વદેશ-ભાષામાં રચેલા એક ભાગીરથી-સ્તોત્રને અનુસરીને નાચ્યાં કરતો હતો! પોતે અશ્વ-બ્રહ્મચર્ય[1] ગ્રહણ કરેલું હોવાથી, અન્ય દેશમાંથી આવી આવીને જે કોઇ વૃદ્ધ સંન્યાસિનીઓ ત્યાં વસતી તેમના ઉપર વારંવાર સ્ત્રી-વશીકરણ-ચૂર્ણ નાંખ્યાં કરતો હતો. પ્રકૃતિયે ઘણો તામસી હોવાથી, કોઇ વાર જ્યારે આડી અવળી મુકેલી અષ્ટ-પુષ્પિકા[2] પડી જતી ત્યારે તે ક્રોધાયમાન થઈ જતો હતો. ગાંડિકાને પણ મ્હોંના ચાળા કરીને ખૂબ હસતો હતો ! કોઇવાર વટેમાર્ગુઓને ઉતરવા દેવાની તેણે ના કહેલી તેથી તેઓએ કોપીને તેની સાથે મારામારી કરેલી તેમાં પડી જવાથી તેનો વાંસો ભાગી ગયો હતો ! કોઈવાર બાલકો કંઈક અપરાધ કરીને દોડી ગયાં હશે તેથી ચીઢાઇને પોતે પછવાડે દોડેલો, પણ દોડતાં દોડતાં ઠોકર ખાઇને ઉંધે મ્હોંએ પથ્થર ઉપર પડી જવાથી તેનું માથું તથા કપાળ ફુટી ગયાં હતાં અને ડોક ભાગી ગઈ હતી! ત્યાંના લોકોએ કોઈ વેળા કોઈ નવા આવેલા બીજા ધાર્મિકને આદરસત્કાર કરેલો જોઇને પોતે તેમના પર દ્વેષ રાખતો હતો. સંસ્કાર-રહિત હોવાથી ગમે તેમ તે વર્તતો હતો; લંગડો હોવાથી ધીમે ધીમે હિંડતો હતો; બ્હેરો હોવાથી સંજ્ઞાએ વાત કરતો હતો; રતાંધળો હોવાથી દિવસેજ બ્હાર નીકળતો હતો, અને લંબોદર હોવાથી આહાર અતિશય કરતો હતો ! ઘણી વાર ફલ પાડ્યાથી ચીડાયલા વાનરોએ નખના ઉઝરડા ભરી ભરીને તેની નાસિકા ઉપર છિદ્ર છિદ્ર કરી દીધાં હતાં !! બહુ વાર પુષ્પ તોડવા ગયાથી ઉડેલા હજારો ભ્રમરોએ દંશ દઈ દઈને તેનું આખું શરીર ચારણી જેવું કરી નાંખ્યું હતું !! હજારો વાર, વાળ્યા ઝુંડ્યા વિનાનાં શૂન્ય દેવા-

---

કાપાલિકો પોતાની મંત્ર-સિદ્ધિ દર્શાવતા. જુઓ પ્રો૰ ભાન્ડારકરની 'માલતી માધવ' ઉપર ટીકા પૃ. ૭. ૧. અર્થાત્ પ્રતિબંધને લીધેજ ગ્રહણ કરેલું,—ઇન્દ્રિય-નિગ્રહ કે વૈરાગ્યથી નહિ. ૨. કુમુદઆદિ અષ્ટ પુષ્પનો સમૂહ.

લયોમાં સુવા ગયેલો ત્યાંથી કૃષ્ણ સર્પ તેને કરડ્યા હતા! સેંકડો વાર શ્રીફલનાં વૃક્ષમાંથી શિખર તુટી પડવાથી તેનું મસ્તક કચરાઈ ગયું હતું!! અનેક વાર, ભાગી તુટી ગયેલાં દેવાલયોમાં રહેનારાં રીંછે નખ મારી મારીને એના ગાલ જર્જરિત કરી નાંખ્યા હતા!! હંમેશ જ્યારે લોકો વસંત ખેલતા ત્યારે એક ભાગી તુટી ખાટલીમાં બેસારીને ઉચકી, કોઈ વૃદ્ધ દાસી સાથે પરણાવીને તેની હાંસી કરતા હતા!! ઘણાં ઘણાં દેવમંદિરમાં પ્રતિશયન[1] કર્યા છતાં તે કંઈ ફલ પામેલો ન હતો. તેની, વિવિધ વ્યાધિથી પીડાતી દુઃસ્થિતિને પણ તે પોતાના કુટુંબની પેઠે પાળતો હતો!! બહુ વ્યસનયુક્ત મૂર્ખતાએ જાણે અનેક પુત્ર-પુત્ર્યાદિક પ્રસવ્યા હોય એમ દર્શાવતો હતો!! અનેક દંડ વાગ્યાથી શરીરે થયેલાં ઢીંમડાંને લીધે, ક્રોધને પણ જાણે ફલ આવ્યાં હોય એમ બતાવતો હતો!! સર્વ અવયવ ઉપર દીવાથી દાઝયાનાં ચાંદાં પડેલાં તેથી પોતાના ક્લેશને પણ જાણે તેટલાં મુખ થયાં હોય એમ જણાવતો હતો!! વગર કારણે બૂમો પાડીને લોકને બોલાવવાથી તેમણે પગ ઝાલી ઝાલીને તેને સેંકડો વાર ખેંચેલો તેથી તેનો પરિભવ પણ જાણે સપ્રવાહ હોય એમ દેખાડતો હતો!! સુકી વન-લતાઓનો એક મ્હોટો કરંડિયો પુષ્પ ભરવાને, તથા વાંસની એક વાંશી પુષ્પ પાડવાને તેણે બનાવેલાં હતાં, અને કાળા કાંબળાના કડકાની એક ટોપીને ક્ષણપણ તે કાઢી મુકતો ન હતો.— આ પ્રકારની ચંડિકા દેવીના મંદિરમાં જઈને ચંદ્રાપીડે ત્યાંજ વિસામો કર્યો.

પછી અશ્વ ઉપરથી ઉતરી, દેવાલયમાં પ્રવેશ કરી, દેવીને એણે ભક્તિપૂર્વક નમસ્કાર કર્યો. અને પ્રદક્ષિણા કરીને વળી પુનઃ પુનઃ પ્રણામ કરી, એવા પ્રશાન્ત પ્રદેશનું અવલોકન કરવાની ઈચ્છાથી પોતે આમ તેમ ફરતો હતો તેવામાં એક જગાએ એણે પેલા દ્રવિડ-ધાર્મિકને ઉંચે સ્વરે બૂમો પાડીને રડતો અને ક્રોપેલો જોયો. કાદમ્બરી-વિયોગથી ઉપજેલી ઉત્કંઠા અને ઉદ્વેગથી પોતે પીડાતો હતો તે છતાં પણ એ દ્રવિડને જોઈને બહુ વાર સુધી ખડખડીને હસ્યો. (પાસે જઈને,) તેની સાથે ઉપહાસ તથા કલહ કરવા મંડેલા પોતાના સૈનિકોને એણે વાર્યા, અને મહા મહા પ્રયત્ને મીઠાં મીઠાં વચનથી એ દ્રવિડને ઠંડો પાડી તથા રીઝવીને એની જન્મભૂમિ વિશે, જાતિ વિશે, વિદ્યા વિશે, સ્ત્રી-પુત્રાદિક વિશે, વિભવ વિશે, વય વિશે તથા પ્રવ્રજ્યા ગ્રહણ કરવાના કારણ વિશે પોતેજ એક

---

[1] જુઓ પૃ. ૨૮૨ નો. ૧

પછી એક પ્રશ્ન કર્યા. આ ઉપરથી તેણે પોતાનું સઘળું વર્ણન આપ્યું અને પેહેલાંના તેના શૌર્ય, રૂપ, વિભવ વિગેરેનું વિસ્તારીને આપેલું વર્ણન સાંભળીને રાજપુત્રને ઘણોજ આનંદ થયો. એના વિરહોત્કઠિત હ્દયને એથી કંઇ જરા વિનોદ જેવું પણ મળ્યું. એમ જરા જરા પરિચય થયાથી એણે એને તાંબૂલ અપાવ્યું. પછી જ્યારે ભગવાન્ સૂર્ય દેવતા અસ્ત પામ્યા હતા; સર્વ રાજપુત્રોએ જેવું જેવું મળી આવ્યું તેવા ઝાડની તળે જ્યારે વાસો કરી લીધો હતો; અશ્વોનાં સુવર્ણ-પર્યાણ જ્યારે શાખાઓ ઉપર લટકાવવામાં આવ્યાં હતાં; ભૂમિ ઉપર આળોટીને ઉઠયાથી ભરાયેલી ધૂળને ખંખેરી નાંખવા સારૂ યાળને આમ તેમ ફેંકારવાથી તેઓનો જ્યારે ઉત્સાહ જણાઇ આવતો હતો; થોડું થોડું ઘાસ ખાઇને તેઓએ જ્યારે જલપાન કીધું હતું; સ્નાનથી પલળેલી પીઠને લીધે તેમનો શ્રમ જ્યારે ઉતરી ગયો હતો; પાસે દાટેલી ભાલાની લાકડીઓએ તેમને જ્યારે બાંધવામાં આવ્યા હતા; દિવસે ચાલવાથી થાકી ગયેલા સૈનિકજનો પેહેરો ભરીને, ઘોડાઓની પાસેજ પર્ણ-શય્યા રચી, જ્યારે સુવાની તૈયારીમાં હતા; અને બહુ સ્થલે સળગાવેલા દેવતાની પ્રભાથી અંધકારનો નાશ થઇ ગયેલો હોવાથી આખો સેના-નિવેશ જ્યારે દિવસ જેવો પ્રકાશતો હતો;—ત્યારે ચંદ્રાપીડ, પરિજનોએ એક ભાગમાં બાંધેલા ઇન્દ્રાયુધની પાસે પાથરેલા, પ્રતિહારે બતાવેલા શયન આગળ ગયો. ત્યાં બેસતાંજ એના હ્દયમાં કંઈક દુ:ખનો આવેશ થઇ આવ્યો. એ પીડાને લીધે એણે સર્વ રાજલોકનું વિસર્જન કર્યું, અને પાસે બેઠેલા અતિવલ્લભ જન સાથે પણ કંઇ વાતચીત કરી શકયો નહિ. માત્ર નેત્ર મીચીને વારંવાર મનથી ગંધર્વ દેશમાં પોતે જવા લાગ્યો; અન્ય વસ્તુ ઉપર ધ્યાન નહિ ચ્હોટવાથી હેમકૂટનુંજ સ્મરણ કરવા લાગ્યો; મહાશ્વેતાની કૃપા તથા નિષ્કારણ બાંધવતા વિશે ચિંતન કરવા લાગ્યો; જીવિત સફલ કરે એવા કાદમ્બરીના દર્શનનો પુન: પુન: અભિલાષ રાખવા લાગ્યો; અભિમાન રહિત હોવાથી મનોહર લાગતા મદલેખાના પરિચયને ઘડી ઘડી ચાહાવા લાગ્યો; તમાલિકાને જોવાને ઉત્કંઠિત થવા લાગ્યો; કેયૂરકને આવવાની વાટ જોવા લાગ્યો; હિમગૃહને (મનમાં) જોવા લાગ્યો; ઉષ્ણ તથા દીર્ઘ નિશ્વાસની પુનરુક્તિ કરવા લાગ્યો; શેષ હારને વધારે વધારે પ્રિય ગણવા લાગ્યો; અને પછવાડે રહેલી પત્રલેખાને પુણ્યશાલી માનવા લાગ્યો.—એમ ને એમ જરા પણ નિદ્રાવશ થયા વિનાજ એણે તે રાત્રિ

તરલ શરીર કંપવા લાગ્યું. તેનાં બાણના કાંટાથી જાણે ભરાઈ ગઈ હોય તેમ કાયા રોમાઞ્ચિત થઈ. તેનાં શરની રજ જાણે નયનમાં પડી હોય તેમ તેમાંથી અશ્રુજલ વહેવા લાગ્યું, અને મુખની શોભા તરતજ ફીકી પડી ગઈ. તેના ધનુષ્‌ની પણછનો શબ્દ સાંભળી ભયભીત થયું હોય તેમ હૃદય-વેદનાથી નયન-યુગલ જરા મીચાવા લાગ્યું. અંતર્‌માં જ્વલનાર મદનાગ્નિનો જાણે ધૂમ લાગ્યો હોય તેમ કંપતું અધર-પલ્લવ શુષ્ક થવા લાગ્યું. તે અગ્નિના તાપથી વિરસ થયેલું, નિષ્પીડિત, સરાગ હૃદય જેવું તામ્બૂલ મુખમાંથી બ્હાર પડ્યું.[1] કાષ્ઠવત્ આર્દ્ર એનું અંગ બળવાથી દારુણ દ્રવ જેવો સ્વેદ તેમાંથી નીકળવા લાગ્યો.[2] મદન-શર પેસી ગયાં હોય તેમ તેજ ક્ષણેથી એનાં સર્વ અંગ પરવશ થઈ ગયાં. વળી કાદમ્બરીને આગળ કરીને મદન એને જે પીડા કરવા લાગ્યો તે પીડા, તાપ હરી શકે એવી વસ્તુઓ પણ શમાવવાને સમર્થ થઇ નહિ, કારણ કે તેનાં[3] અવયવની રૂપ-શોભાએ તેમને હરાવેલી હતી.—જેમ કે, કમલ-પલ્લવને હાથ પગે, કુવલય-પત્રની માલાઓને દૃષ્ટિયે, મણિ-દર્પણને કપોલે, મૃણાલને બાહુ-લતિકાએ, ચંદ્રકિરણને નખ-કિરણે, કર્પૂર-ધૂલિને સ્મિત-પ્રભાએ, મુક્તાહારને દંત-કિરણે, ચંદ્રબિમ્બને મુખે,ચંદ્રિકાને લાવણ્યે, અને મણિ-વેદિકાની ભૂમિને નિતંબે. આ પ્રમાણે સર્વ બાહ્યોપચાર એને વિફલ થયા, અને હૃદયમાં પણ બીજા કોઈ વિનોદથી સુખ થયું નહિ. કેવલ તેનુંજ એ ધ્યાન કરવા લાગ્યો; તેનીજ ઉત્પ્રેક્ષા કરવા લાગ્યો; તેનોજ અભિલાષ રાખવા લાગ્યો; તેનેજ જોવા લાગ્યો; તેનીજ સાથે વાત કરવા લાગ્યો; તેનેજ આલિંગન દેવા લાગ્યો; તેની સાથે રહેવા લાગ્યો; તેને કોપાયમાન કરવા લાગ્યો; તેનો અનુનય કરવા લાગ્યો; તેને પગે પડવા લાગ્યો; તેની સાથે લીલા કરવા લાગ્યો; અને તેની સાથે રમવા લાગ્યો. બીજી સર્વ ક્રિયાઓ એણે ત્યજી દીધી. દિવસે પણ એ આંખ મીચતો નહિ; રાત્રે પણ સૂતો નહિ; મિત્રો સાથે પણ વાત કરતો નહિ; ગુરુઓને પણ નમતો નહિ; ધર્મ-ક્રિયા પણ કરતો નહિ; સુખની પણ ઇચ્છા રાખતો નહિ; દુઃખથી પણ

૧. વિરસ=રસ વિનાનું–શુષ્ક (તામ્બૂલ); દુઃખદાયક. નિષ્પીડિત=ચવા-યલું; અતિશય પીડિત. સરાગ—જુઓ પૃ. ૮૨ નો. ૫. તામ્બૂલને પહેલાં પણ હૃદય સાથે સરખાવ્યું છે—જુઓ પૃ. ૩૬૪ લી. ૨૨. ૨. આર્દ્ર=ભીનું, લીલું; પ્રેમથી પલળેલું. મૂળમાં 'દારુણઃ' શબ્દ શ્લિષ્ટ છે. તેનો એક અર્થ 'ભયંકર'; અને બીજો અર્થ દારુ=કાષ્ઠ—એ શબ્દની ષષ્ઠી વિભક્તિનું રૂપ લેવાથી મળેછે. ભાષાન્તરમાં તેમ બની શકતું નથી. ૩. તેનાં=કાદમ્બરીનાં.

ઉદ્વેગ પામતો નહિ; મરણથી પણ બ્હીતો નહિ; ગુરૂઓની પણ લજ્જા રાખતો નહિ; પોતાના ઉપર પણ સ્નેહ રાખતો નહિ;—ટુંકામાં, કાદમ્બરીના સમાગમને અર્થે પણ એ ઉદ્યમ કરતો નહિ; (પરંતુ) વારંવાર આવતી મુર્છાના છલમાં, કેવલ, શરીરને પ્રાણત્યાગને યોગ્ય કરતો. વિહસ્ત[1] છતાં પણ વિવિધ ઉપકરણ ધારણ કરતા, નયનમાંથી અશ્રુ પડવા છતાં શુષ્ક મુખવાળા, અને વચનનો અવકાશ ગયા છતાં વૈશમ્પાયનનો આક્રોશ કરતા એના આપ્ત પરિજન વારંવાર ચરણ સુધી ચંદનની ચર્ચા કરતા; ચરણ-તલ ઉપર ભીનાં કમલ-પત્ર મુકતા; કર્પૂર છાંટીને હાથમાં હિમ-ખંડ આપતા; હૃદય ઉપર ભીના હાર મુકતા; ગાલ ઉપર સ્ફટિક મણિનાં દર્પણ મુકતા; લલાટ ઉપર ચંદ્રમણિ મુકતા; સ્કંધ ઉપર મૃણાલ-દંડ મુકતા; કદલી-પત્રના વ્યજન રાખતા; પંખા હલાવતા; જલાર્દ્ર પવન નાંખતા; કુસુમ-શય્યાઓ રચતા; ધારાગૃહના જલયંત્ર ચલાવીને એની પીડાનું શમન કરતા; મણિ-ભૂમિને પ્રક્ષાલિત કર્યા કરતા; સજલ કમલ-કેશર તથા કલ્હારના સમૂહનો ઉપયોગ કરવામાં ગભરાઈ જતા; શિશિર ભૂગૃહના અભ્યંતરમાં યોગ્ય સંભાળ લેતા; વાડિયોનાં સરોવરને તટે લતાઓના ગહન મંડપમાં જલ છાંટીને સંતાપ-હરણ કરતા; અને અગાશિયોમાં ચંદન-જલ ધ્યાન દઈ દઈને છાંટતા—તોપણ એની દેહ કાષ્ઠ જેવી થઈ ગઈ અને કામાગ્નિનું બલ ઝટ સીમા-રહિત વધીગયું.[2] મહાશ્વેતાને અર્થે ઉત્કંઠિત થતા, પુંડરીકાત્મ વૈશમ્પાયનની પણ દશા રાજાનેજ તુલ્ય થઈ.

એવામાંજ, એ કામાગ્નિને જાણે પ્રજ્વલિત કરવા સારૂ,—સરસ પલ્લવ યુક્ત લતાઓને નૃત્યોપદેશ આપવામાં ચતુર દક્ષિણ પવનનું પ્રવર્તન કરતો, લટકતાં લોલ પલ્લવ વાળાં અશોક વૃક્ષને કુસુમિત કરતો, વિકસિત કલિ તથા મંજરીના ભારથી બાલ આમ્રવૃક્ષને નમાવી દેતો,—

---

૧. હસ્ત-રહિત; વ્યાકુલ. (વિરોધ.) ૨. શૂદ્રક(ના રૂપમાં ચંદ્રાપીડ વા ચંદ્ર)ને હમણાં તો કાદમ્બરીના સ્મરણથી પીડા થઈ પણ તે પહેલાંએ પૃ. ૫, લી. ૨૫ માં લખ્યું છે કે "કામ-ક્રીડા ઉપર તેને કંઈક દ્વેષ જેવું હતું."—આ વાંચતી વેળા નિષ્પ્રયોજન જેવું લાગ્યું હશે પણ હવે સાર્થક છે એમ વાંચનારને લાગશે. કારણ કે, પુંડરીકનો શાપ ચંદ્રને એવો હતો કે જન્મે જન્મે પ્રિયા-વિરહનું દુઃખ ભોગવી સંભોગ વિના તું મ્હારી પેઠે મૃત્યુ પામશે, અને એ શાપની ગૂઢ સૂચનાને અર્થેજ એ વાક્ય કવિયે ત્યાં મુકેલું છે.

કુરવક સહિત બકુલ, તિલક, ચંપક તથા કદંબને કલિકા લાવતો,— કિંકિરાત વડે દિશાઓને પીળી પીળી કરતો, અતિમુક્ત લતાનો સુવાસ પ્રસરાવતો, કિંશુક-વનને પ્રફુલ્લ કરતો, કામિજનનાં મનને નિરંકુશ કરતો, (સ્ત્રિયોના) રોષનું નિર્મૂલન કરતો, લજ્જા ત્યજાવતો, કોપ કાઢી નાંખતો, અનુનય દૂર કરતો, હઠચુમ્બન આલિંગન વિગેરેની સ્પૃહા ઉત્પન્ન કરાવતો, મકરધ્વજના રક્ત ધ્વજ જેવા કિંશુકને નચાવતો,— સર્વે જીવલોકને જાણે સુવર્ણમય, રાગમય, મદનમય, ઉન્માદમય, પ્રેમમય, ઉત્સવમય, વા ઔત્સુક્યમય કરી દેતો,— સર્વ મહાઅરણ્ય, વન તથા ઉપવનનાં વૃક્ષને પલ્લવિત કરતો, ઉત્ફુલ્લ આમ્રવૃક્ષની સુગંધથી દશે દિશાઓને વ્યાપ્ત કરતો, મધુમદથી મધુર લાગતા કોકિલના આલાપ વડે પાન્થજનના શ્રવણને દુઃખ દેતો, અહર્નિશ પુષ્પ-રસના કણના વર્ષાદથી દુર્દિન કરીને સકલ જીવલોકનાં હૃદયને ઉન્મત્ત કરતો, મદમત્ત થઇ ભ્રમણ કરતા ભ્રમરોના ગુંજારથી વિરહાતુર જનની મનોવૃત્તિને ચકિત કરતો, મદનનીજ વૃદ્ધિ કરતો ચૈત્રમાસ ખરેખરો બેઠો.[1]

તે, મકરકેતુના પરમ અસ્ત્ર, વસન્ત-સમયવડે હૃદયમાં આકુલ વ્યાકુલ થતી કાદમ્બરીએ ભગવાન્ કામદેવનો મહોત્સવ આવ્યો ત્યારે મહા મહા પ્રયત્ને જેમ તેમ કરી દિવસ વીતાડીને સાયાહ્નને જ્યારે દશે દિશાઓ શ્યામ થવા માંડી ત્યારે સ્નાન કરી, કામદેવનું પૂજન કરી, તેની આગળ અતિ સુગંધિ તથા શીતલ જલવડે ચંદ્રાપીડને સ્નાન કરાવ્યું; કસ્તુરીનો સુવાસ આપતું હરિચંદન તેના ચરણ સુધી ચોળ્યું; સુગંધિ કુસુમના હારવડે તેના કેશ અલંકૃત કર્યા; પલ્લવયુક્ત અશોકનાં પુષ્પનું એક કર્ણે કર્ણપૂર પેહેરાવ્યું; કર્પૂર-કુસુમાદિકનાં આભૂષણ પેહેરાવ્યાં; અને નિમેષ રહિત, ભાવાર્દ્ર દષ્ટિયે તેનું જાણે પાન કરતી હોય તેમ બહુ વારસુધી જોઇ રહીને અસહ્ય ઉત્કંઠાથી પુનઃ પુનઃ નિશ્વાસ મુકી, ગભરાટમાં કંપી કંપી, સર્વે અંગે નીકળતા સ્વેદ સહિત, રોમાઞ્ચિત શરીરે, શુષ્ક અધર યુક્ત મુખે, રખેને મહાશ્વેતા જોતી હોય એવા ભયથી વારંવાર દિશાએ દિશાએ ચકિત દૃષ્ટિ ફેરવતે ફેરવતે, પુનઃ પુનઃ તેની પાસે જઈ, આવિષ્ટ હોય કે પરવશ હોય તેમ બહુ વાર ઉભાં રહી, ત્રિભુવનને ઉન્મત્ત કરનાર ભગવાન્ મદને બલાત્કારે લજ્જાસહિત અબલાજનની સહજ ભીતિ

---

૧. આવાજ વસંતવર્ણન સારૂ જુઓ 'દશકુમારચરિત' ની પૂર્વ પીઠિકાના પંચમ ઉચ્છ્વાસનો પ્રારંભ.

ત્યજાવ્યાથી પોતાનું મન ધારી રાખવાને અશક્ત તથા નિઃસહ થઇને એકાન્તે સહસા તેને બાથમાં લઇ, નયન-કમલ મીચી દઇ, જાણે જીવતો હોય તેમ કંઠે નિર્ભર આલિંગન દીધું ! !

ચંદ્રાપીડને તો આ, અમૃત-રસવડે આહ્લાદન કરતા, કાદમ્બરીના આલિંગનથી, દૂર ગયેલા પણ પ્રાણ કંઠસ્થાનમાં સત્વર પુનઃ પ્રાપ્ત થયા. દિવસના તાપથી મીચાઇ ગયેલું કુમુદ જેમ શરચ્ચંદ્રિકા પડવાથી બંધનમાંથી વિકસિત થાય તેમ એનું હૃદય ઉચ્છ્વસિત થયું. પ્રભાત-સમયની કમલ-કલિની શોભા સહિત એનાં, કર્ણ સુધી પહોચતાં, નયન ઉઘડી ગયાં, અને પંકજની સમાન એનું વદન પ્રફુલ્લ થયું. આ પ્રમાણે, સૂઈ ઉઠયો હોય એમ ફરીથી સર્વ અંગચેષ્ટા પામેલો ચંદ્રાપીડ કાદમ્બરીને એવી કંઠ-લગ્ન જોઇને, બહુ દિવસના વિરહથી દુર્બલ થયેલા હસ્તવડે અધિક ગાઢ આલિંગન દઇ,—પવનથી હાલી ગયેલી બાલ કદલિની પેઠે ભયથી શરીરે કંપતી, વધારે વધારે નયન મીચતી, વક્ષઃસ્થલમાંજ જાણે પ્રવેશ કરવાને ઇચ્છતી, ન મુકી દેવાને કે ન પકડી રાખવાને સમજતી—પ્રિયાને શ્રોત્રહારી, હૃદયાનંદક, શ્રુતપૂર્વ સ્વરે આહ્લાદન કરતો કરતો કહેવા લાગ્યોઃ—

ભીરુ ! હવે ભય ત્યજી દે ! ત્હારાજ આ કંઠાલિંગનથી હું પુનર્ ઉજ્જીવિત થયો છું. તું તો અમૃતમાંથી ઉત્પન્ન થયેલા, અપ્સરાઓના કુલમાં જન્મેલી છે.[1] મેં તને કહ્યું હતું કે—તે તેજનું બનેલું આ શરીર સ્વતઃજ અવિનાશી છે તેથી, અને વિશેષે કરીને કાદમ્બરીના કર-સ્પર્શથી પ્રફુલ્લ રહેશે[2]—તે શું તને નથી સાંભરતું ? આટલા દિવસ સુધી ત્હારા હસ્તનો સ્પર્શ થયા છતાં હું પુનર્ ઉજ્જીવિત થયો ન હતો એ શાપનો દોષ હતો. આજ એ મ્હારા શાપનો અંત આવ્યો છે. ત્હારા વિરહથી દુઃખદાયી થઇ પડેલી, માનુષ લોકમાં મ્હારી શૂદ્રક નામની કાયા મેં ત્યજી દીધી છે. પણ આ તો, તને આમાં રુચિ ઉત્પન્ન થઇ એમ જોઇને ત્હારી પ્રીતિથી ધારી તથા પાળી રાખી છે. માટે આ લોક અને ચંદ્રલોક એ બંને હવે ત્હારે ચરણે છે. વળી ત્હારી પ્રિયસખી મહાશ્વેતાનો પણ પ્રિયતમ મ્હારી સાથેજ શાપમુક્ત થયોછે.—આ પ્રમાણે, ચંદ્રાપીડના શરીરમાં રહેલો ચંદ્ર બોલતો હતો એટલામાંજ,—ચંદ્રલોકમાં રહેવાથી અંગે

---

૧. જુઓ પૃ. ૨૨૨ લી. ૨૩ વિ૦ ૨. ચંદ્રની આકાશવાણી સારૂ જુઓ પૃ. ૩૮૪ લી. ૮–૯.

લાગેલો કેવલ અમૃત-પરિમલજ અધિક આપતો, જે વેષે મહાશ્વેતાની ઉત્કંઠામાં મરણ પામ્યો હતો તેજ વેષ ધારણ કરતો, તેમજ કંઠે એકાવલી ધારણ કરતો, તેવાંજ પીડાથી નિઃસહ થયેલાં અંગવાળો, તેવાજ ફીકા તથા નિર્માસ કપોલયુક્ત મુખવાળો—પુંડરીક કપિંજલનો હાથ ઝાલી ગગનતલમાંથી ઉતરતો તેમને દેખાયો.

તેને દૂરથીજ જોયો કે તરત ચંદ્રાપીડનું વક્ષઃસ્થલ મુકી દઈ, કાદમ્બરીએ પોતેજ દોડીને મહાશ્વેતાને આલિંગન દઈ, પુંડરીકના આગમન-મહોત્સવની વધામણી ખાધી ન હતી એટલામાં તો ઉતરી આવીને પુંડરીક પરમોપકારી ચંદ્રાપીડ રૂપ ચંદ્ર પાસે જઈ પંહોચ્યો. ચંદ્રાપીડે એને કંઠાલિંગન દઈ કહ્યુંઃ—સખે પુંડરીક! પૂર્વ જન્મને સંબંધે જો કે તું મ્હારો જામાતા છે[1] તોપણ પછીના જન્મમાં ઉત્પન્ન થયેલા મિત્રસ્નેહ તથા સદ્‌ભાવથીજ ત્હારે મ્હારી સાથે વર્તવું.—આમ ચંદ્રાપીડ બોલતો હતો એવામાંજ ચિત્રરથને તથા હંસને વધામણી ખાવાને કેયૂરક હેમકૂટ ગયો. મદલેખા પણ દોડતી દોડતી બ્હાર જઈ, મૃત્યુંજયનો મંત્ર જપવામાં વ્યગ્ર થયેલા તારાપીડને તથા વિલાસવતીને પગે લાગી, અત્યંત આનંદથી મ્હોટે સ્વરે કહી આવી કેઃ—મહારાજ! દેવીને તથા આપને વધામણી છે! યુવરાજ અને વૈશમ્પાયન પ્રત્યુજ્જીવિત થયા છે!—રાજા તો આ સાંભળી, શરીર-સંસ્કાર વિના ઉગેલાં અવિરલ, દીર્ઘ, કઠોર પલિતથી છવાઈ ગયેલાં કાંડાંવાળા પોતાના હાથથી એને આલિંગન દઈ, હર્ષમાં નિમગ્ન થઈ, વિલાસવતીને કંઠે અવલમ્બન કરી, વૃદ્ધાવસ્થામાં પડેલી કરચલીને લીધે શિથિલ થઈ ગયેલા બાહુવડે ઉત્તરીય વસ્ત્રનો છેડો ઉંચો કરતો કરતો, લય-શિક્ષા રહિત હોવાથી જેમ તેમ પડતા ચરણે પોતેજ જાણે નૃત્ય કરતો કરતો,— આસપાસ વિંટળાઈ વળેલા, પ્રફુલ્લ વદનવાળા હજારો નરપતિને લીધે, મલય-પવનથી ચલિત થયેલા કમલાકર જેવો શોભતો,—'એ ક્યાં છે? ક્યાં છે?' એમ પુનઃ પુનઃ મદલેખાને પૂછતો પૂછતો, નિર્વિશેષ હર્ષમાં લીન થઈ ગયેલા શુકનાસને વળી વળી કંઠ-ગ્રહ દેતો દેતો તેની પાછળ પાછળ ત્યાંજ આવ્યો; અને ચંદ્રા-

---

૧. ચંદ્રાપીડ ચંદ્રનો અવતાર હતો. તે ચંદ્રના કિરણમાંથી ઉત્પન્ન થયેલા અપ્સરાઓના કુળમાં ગૌરી જન્મી હતી (જુઓ પૃ. ૧૮૦ લી.૪). તેની પુત્રી મહાશ્વેતાઃ અને પુંડરીક તેનો પ્રિયતમ માટે ચંદ્રનો જામાતા—જમાઈ.

પીડને એ પ્રમાણે પુંડરીકને કંઠે બાઝી ઉભેલો જોઈ, અત્યંત આનંદથી શુકનાસને કહેવા લાગ્યોઃ—ઠીક થયું કે પુત્રના પ્રત્યુજ્જીવનોત્સવનું સુખ મેં એકલેજ ભોગવ્યું નહિ.—ચંદ્રાપીડે આમ હર્ષમાં નિમગ્ન થયેલા પિતાને જોયા કે ઝટ પુંડરીકને મુકી દઈ, તેની આગળજ ભૂતલ ઉપર મસ્તક મુકી પ્રણામ કર્યો. તે સમયે સત્વર પાસે જઈ, એને ઉભો કરી તારાપીડ બોલ્યોઃ—પુત્ર! શાપ-દોષથી કે મ્હારાં પુણ્યથી જો કે હું ત્હારો પિતા થયો છું તોપણ તું તો જગદ્વંદનીય લોકપાલ છે. વળી મ્હારામાં પણ જે કંઈ નમવા યોગ્ય અંશ હતો તેપણ મેં તનેજ આપ્યો છે. માટે ઉભયથા પણ તુંજ નમસ્કાર યોગ્ય છે.—એમ કહેતાં કહેતાંજ હજારો રાજપુત્ર સહિત એ ઉલટો એને ચરણે પડ્યો. (પણ) વિલાસવતીએ તો એને ફરી ફરી મસ્તકે, વળી લલાટે, અને વળી ગાલે ચુમ્બન કરી, બહુ વાર સુધી ગાઢ ગાઢ આલિંગન દીધું; અને માતા પાસેથી મુક્ત થયો ત્યારે શુકનાસની પાસે જઈ એણે તેને પ્રણામ કર્યો. શુકનાસે આ જોઈ એને ઘણી આશિષ દીધી એટલે અનુક્રમે પાસે જઈને એણે—આ તમારો વૈશમ્પાયન છે—એમ કહી, વિનયથી વિલક્ષ બની અવનમ્ર મુખે ઉભેલા પુંડરીકને પ્રથમ પિતાને, પછી માતાને, પછી શુકનાસને અને પછી મનોરમાને બતાવ્યો.

આજ પ્રસંગે પાસે આવીને કપિંજલે શુકનાસને કહ્યુંઃ—ભગવાન્ શ્વેતકેતુએ આપને એવો સંદેશો કહાવ્યોછે કેઃ—આ પુંડરીકને મેં તો માત્ર ઉછેર્યોજ છે. પણ પુત્ર તો એ તમારો છે. એને પણ આપ સર્વ ઉપરજ સ્નેહ લાગ્યો છે. માટે આ વૈશમ્પાયનજ છે એમજ ગણીને એને અવિનયમાંથી વારજો. એ કોઈ અન્ય છે એમ ગણીને એની ઉપેક્ષા કરશો નહિ. શાપ રહિત છતાં મેં મ્હારી પાસે એને બોલાવ્યો નથી તેનું કારણ એજ કે એ તમારોજ છે. વળી ચંદ્ર જેટલાજ આયુષ્ વાળા આ પુત્રમાં પોતાનું સ્થાપન કરીને કૃતાર્થ થઈ, મ્હારૂં સત્વ નામનું જયોતિ હવે આ દિવ્ય લોકની પણ ઉપર જવાને તત્પર થયું છે.—આ સાંભળી શુકનાસે, વિનયથી નીચું જોતા પુંડરીકને ખભે હાથ ફેરવી કપિંજલને કહ્યુંઃ—ભગવાને, સકલ જગત્ના મનોરથ વિદિત છતાં શું કરવા આ સંદેશો મોકલ્યો? સર્વથા સ્નેહનો આ અસંતોષ છે.—આવા આવા પૂર્વ-જન્મ-વૃત્તાન્તના સ્મરણાલાપમાં, પરસ્પર દર્શન-સુખ થકી પ્રફુલ્લ થતાં લોચને તે સર્વેની રાત અજાણતાંજ વીતી ગઈ. પ્રાતઃકાલ થયો એટલામાંજ સકલ ગંધર્વલોકસહિત તથા મદિરા અને ગૌરી સહિત ગંધર્વરાજ ચિત્રરથ અને હંસ એ બંને પણ ત્યાંજ આવ્યા. આવીને તેઓ પોતાની લજ્જિત પુત્રિયોને જોઈ હૃદયમાં હર્ષ પામ્યા; જામાતૃ-દર્શનથી તેમનાં વદન પ્રફુલ્લ

થયાં; અને તારાપીડ તથા શુકનાસ સાથે સંબંધને ઉચિત સંવાદ-વાર્તા કરતાં કરતાં તેમણે જાણે સહસ્ર ગણો મહોત્સવ ચલાવ્યો.

એ ચાલતો હતો એટલામાંજ ચિત્રરથે તારાપીડને કહ્યું કે:—અમારૂં મંદિર છતાં શામાટે અરણ્યમાં મહોત્સવ કરવો જોઇયે? જો કે પરસ્પર રુચિથી ઉત્પન્ન થયેલો આજ આપણે ધર્મ્ય વિવાહ છે તોપણ લોક-વ્યવહારને અનુવર્તન કરવુંજ જોઇયે. માટે અમારે ત્યાં ચાલો. પછી (જેમ અનુકૂલ પડે તેમ) આપના દેશમાં વા ચંદ્રલોકમાં પધારજો.—તારાપીડે આ સાંભળી પ્રત્યુત્તર દીધો:—ગંધર્વ-રાજ! જ્યાં નિરતિશય સંપત્સુખ મળે તેજ વન છતાં પણ ભવન સમજવું; અને આવું સંપત્સુખ મને બીજે ક્યાં મળ્યું છે? વળી હવે તો મેં સર્વ ગૃહજ તમારા જામાતૃને આપ્યાંછે. માટે આપ વધૂસહિત એનેજ તેડીને ગૃહ-સુખના અનુભવને અર્થે સિધાવો.—આ વચન સાંભળી–રાજર્ષિ! જેવી આપની ઇચ્છા–એમ કહી ચિત્રરથ ચંદ્રાપીડને લઇને હેમકૂટ ગયો. ત્યાં જઇને તેણે કાદમ્બરી સહિત પોતાના સર્વે રાજ્યનું ચંદ્રાપીડને અર્પણ કર્યું. પુંડરીકને પણ મહાશ્વેતા સહિત નિજ પદ હંસે આપ્યું. પણ તે બંનેએ તો હૃદય-રુચિત વધૂના લાભથીજ કૃતાર્થ થઇને બીજું કંઇ પણ સ્વીકાર્યું નહિ.

બીજે દિવસ, જન્મમાં વાઞ્છિત હૃદય-વલ્લભ મળ્યાથી મુદિત થયેલી અને સર્વ સ્વજન મધ્યે જઇ નિર્વૃત થયેલી છતાં કાદમ્બરી નયનમાં અશ્રુસહિત શોકાતુર મુખે, ચંદ્રાપીડ રૂપ ચંદ્ર શયનમાં ગયો ત્યારે પૂછવા લાગી કે:—આર્યપુત્ર! આપણે સર્વ તો મૃત છતાં પ્રત્યુજ્જીવિત થઇને પરસ્પર સંયુક્ત થયાં. પણ પેલી બિચારી પત્રલેખા આપણામાં દેખાતી નથી! એ એકલીનું શું થયું તે કંઇ સમજાતું નથી.—આ સાંભળી, એણે પ્રસન્ન થઇ પ્રત્યુત્તર આપ્યો:—પ્રિયે! અહિંયાં એ ક્યાંથી હોય? એ તો મ્હારે દુઃખે દુઃખ પામતી રોહિણી હતી તેણે મને શાપ થયો સાંભળી,—મર્ત્યલોકમાં વસવાનું દુઃખ તમે એકલા કેમ ભોગવશો?—એમ કહી, મેં વારી રાખ્યા છતાં પ્રથમથીજ, મ્હારા ચરણની સેવા કરવા મર્ત્ય લોકમાં જન્મ લીધો હતો. મ્હારૂં મૃત્યુ થયા પછી શરીર-ત્યાગ કરી ફરીથી પાછી એ મ્હારા બીજા જન્મ-સમયે મર્ત્યલોકમાં અવતરતી હતી તે વેળા બલાત્કારે મેં વારીને એને ચંદ્રલોકમાંજ રાખી છે, માટે ત્યાં તું એને હવે દેખશે.[1]—આ સાંભળી, કાદમ્બરી તો રોહિણીની એવી ઉદારતા, સ્નેહલતા, મહાનુભાવતા, પતિવ્રતતા, અને મધુરતાથી અંતઃકરણ-

૧. ચંદ્રાપીડ તથા પત્રલેખાના આવા સંબંધની સૂચના પૂર્વથીજ કવિયે આપી છે તે સારૂ જુઓ પૃ. ૧૩૬ નો. ૧.

માં વિસ્મય પામી, બહુ લજવાઈ ગઈ અને જરા પણ બોલી શકી નહિ.

ત્યાર પછી થોડીવારે, કાલ-પ્રભુ ચંદ્રમાને, જન્મહૃદયમાં આકાંક્ષિત જાણે કાદમ્બરી-સંભોગ-સુખ આપવાને દિવસ અપસરણ કરી ગયો; અનુરાગ-પતાકા જેવી પશ્ચિમ સંધ્યા પ્રકાશવા લાગી; વધૂની લજ્જા જાણે ઢાંકવાને નિશા પ્રસરવા લાગી; અને સર્વે જગત્ ચંદ્રોદય થકી રમણીય થઈ રહ્યું. એ પ્રમાણે જ્યારે રાત્રિ થોડી ઘણી વીતી ત્યારે ચંદ્રાપીડે શિથિલ નીવિ-બંધ ભણી પ્રસારેલા કરનું વારંવાર નિવારણ કરતી કાદમ્બરીનું,—દીર્ઘ કાલથી ઈચ્છિત, ઉન્મીલિત નયન-કમલ યુક્ત, પ્રત્યાલિંગન-સુખ યુક્ત, પ્રાર્થિત સુરતના સમાપ્તિ-સમયની લજ્જા વડે સુભગ—પ્રથમ-સુરત-સુખ અનુભવ્યું; અને જાણે એકજ દિવસ રહ્યો હોય એમ દશ રાત્રિ રહીને, હૃદયમાં સંતુષ્ટ શ્વશુર શ્વશ્રૂની આજ્ઞા લઈ, ત્યાંથી એ પિતા પાસે આવ્યો.

ત્યાં આવીને, સાથેજ જેમણે ક્લેશ ભોગવ્યો હતો એવા રાજલોકને આત્મ-સમાન કરી, સર્વ રાજ્યભાર પુંડરીકને સોંપી, પિતામાતાની ચરણ-સેવા કરતો કરતો કદાચિત્ એ, જન્મભૂમિના સ્નેહથી, ઉજ્જયિનીમાં વસતો, જ્યાં અતિ પ્રફુલ્લ નયને નગરવાસીઓ એનું દર્શન કરતા; કદાચિત્ ગંધર્વરાજના આદરથી, અનુપમ તથા અતિ રમણીય હેમકૂટ ઉપર વસતો; કદાચિત્ રોહિણીના બહુ માનથી, અમૃતના પરિમલ વડે સુગંધિ તથા શીતલ થયેલા સર્વ પ્રદેશને લીધે મનોહર લાગતા ચંદ્રલોકમાં વસતો; કદાચિત્ પુંડરીકની પ્રીતિથી, અહર્નિશ ઉત્ફુલ્લ રહેતા કમલસમૂહવાળા, લક્ષ્મીને વસવાના સરોવરમાં, અને કાદમ્બરીની રુચિ પ્રમાણે સર્વત્રજ વસતો; બીજાં પણ વિવિધ રમ્ય રમ્ય સ્થાનમાં તેની સાથે જન્મહૃયની આકાંક્ષાને લીધેજ અપરિસમાપ્ત તથા અપુનરુક્ત નાના પ્રકારનાં સુખ ભોગવતો ભોગવતો માત્ર ચંદ્રમા કાદમ્બરીની સાથે રહ્યો એટલુંજ નહિ પણ કાદમ્બરી મહાશ્વેતા સાથે, મહાશ્વેતા પુંડરીક સાથે અને પુંડરીક પણ ચંદ્ર સાથે—એમ સર્વે પરસ્પર સર્વ કાલ અવિયુક્ત રહીને સર્વે સુખ અનુભવતાં અનુભવતાં આનંદની ખરેખરી સીમા પામ્યાં.

## શ્રીબાણભટ્ટ-તનય-વિરચિત

### ઉત્તર ભાગ

## સંપૂર્ણ.

# કોશ.

(ટીકામાં નહિ આપેલા શબ્દોનો.)

અકર્તવ્ય=ન કરવા યોગ્ય.
અકારણ=કારણ વિના.
અક્ષત=આખું.
અખેદનીય=ન ખેદ આપવા યોગ્ય.
અગમ્ય=ન જવા યોગ્ય; નમળે એવું.
અગસ્તિ=અગથિયો.
અગાધ=ઘણુંજ ઉંડું. [એવું.
અગ્નિશૌચ=અગ્નિમાં ન બળે
અગ્ન્યસ્ત્ર=અગ્નિ જેથી પ્રકટે એવું
અગ્રણી=મુખ્ય. [બાણ.
અગ્રભાગ=આગળનો ભાગ.
અગ્રામ્ય=ગામડાનું નહિ તે, સુધ-
અગ્રેસર=મુખ્ય. [રેલું, સારૂ.
અચપલ=ચંચલ નહિ તે, સ્થિર.
અચલ=સ્થિર; પર્વત.
અછેદ્ય=છેદી શકાય નહિ એવું.
અજ્ઞ=અભણ.
અણુ=થોડુંક.
અતર્કિત=અણચિન્તવ્યું.
અતિક્રમ ક૦=હદ બ્હાર જવું.
અતિત્વરિત=ઘણું ઉતાવળું.
અતિથિ=દૂરથી ચાલી, શ્રાન્ત થઇ, વૈશ્વદેવ સમયે પરઘેર આવતો માણસ.
અતુલ=જેની કોઇ બરાબરી કરી શકે નહિ એવું.
અત્યાજ્ય=ત્યજી શકાય નહિ એવું.

અત્યાસક્તિ=અતિશય લપટાઇ જ-
અદૃષ્ટપૂર્વ=પૂર્વે નહિ જોયેલું. [વું તે.
અદ્વિતીય=જેની જોડ ન મળી
અધર=નીચેનો હોઠ. [શકે એવું.
અધરદંશ=અધરનું કરડાવું તે.
અધરસ્પંદ=અધરનું હાલવું તે.
અધારણ=નહિ ધારણ કરી રાખવું તે.
અધિદેવતા=સંરક્ષણ કરનાર, ઉચ્ચ પદ ધારણ કરતી દેવી.
અધિરોહણ ક૦=ચઢવું.
અધિષ્ઠાન=આધાર.
અધિષ્ઠિત=આધારે રહેલું.
અધોમુખ=નીચે મ્હોએ.
અધ્યયન=અભ્યાસ.
અધ્યારોપણ=કોઇને કંઇ આરોપ
અનંગ=કામદેવ. [કરવો તે.
અનતિક્રમણીય=જેનું ઉલ્લંઘન થાય નહિ એવું.
અનનુભૂત=પૂર્વે નહિ અનુભવેલું.
અનન્યશરણ=બીજા કોઇને શરણ નહિ એવું.
અનભ્યસ્ત=અભ્યાસ કીધા વિનાનું.
અનાત્મજ્ઞ=આત્માને, જ્ઞાનને, નહિ જાણનાર.
અનાયત્ત=સ્વાધીન નહિ તે, પરતંત્ર.
અનાર્યા=ખરાબ સ્ત્રી. [નહિ એવું.
અનિગ્રાહ્ય=પકડી-કબજે થઇ-શકે

અનિમિષ=આંખ મીચકારો કર્યા વિનાનું.
અનિવાર્ય=વારી શકાય નહિ એવું.
અનિષ્ટ=અશુભ.
અનુકમ્પા } =સમભાવ; દયા.
અનુક્રોશ }
અનુગત=પાછળ જવાયલું.
અનુગમન=પાછળ જવું તે.
અનુગ્રહ=કૃપા, મેહેરબાની.
અનુગ્રાહ્ય=અનુગ્રહ કરવા યોગ્ય.
અનુજીવિ=સેવક.
અનુજ્ઞા=રજા, પરવાનગી.
અનુત્પ્રેક્ષિત=નહિ ધારેલું.
અનુનય=કાલાવાલા.
અનુપદિષ્ટ=નહિ શીખવેલું.
અનુપહસનીય=નહિ હસવા લાયક.
અનુમતિ=મંજુરી.
અનુમરણ=કોઈની પાછળ મરવું તે.
અનુમોદન=સંમતિ, મંજુરી.
અનુરક્ત=પ્રીતિમાં લપટાયલું.
અનુરાગ=પ્રીતિ; રાતો રંગ.
અનુરૂપ=યોગ્ય. [ર્તવું તે.
અનુરોધ=અનુકૂલતા પ્રમાણે વ-
અનુલિપ્ત=લિપેલું. [યોગ્ય.
અનુલ્લંઘનીય=ઉલ્લંઘન ન કરવા
અનુવર્તન } =(કોઈની) મરજી
અનુવૃત્તિ }
પ્રમાણે ચાલવું તે; સેવા.
અન્તરાલ=બે વસ્તુની વચ્ચેની જગા.
અન્તરિક્ષ } =આકાશ.
અન્તરીક્ષ }
અન્તરિત=અટકાવાયલું.

અન્વય-વ્યતિરેક=(આ બે ન્યાય-ના શબ્દ છે.) એક વસ્તુના અસ્તિત્વથી બીજાનું અસ્તિત્વ સિદ્ધ કરવું એ 'અન્વય,' અને એકના અભાવથી બીજાનો અભાવ દર્શાવવો એ 'વ્યતિરેક.'
અપદેશ=છળ; બ્હાનું. [નહિ એવું.
અપરિત્યાજય=ત્યાગ કરી શકાય
અપરિમિત=અગણિત.
અપરિહાર્ય=ત્યજાય નહિ એવું.
અપસર્પણ=આઘે ખસવું તે.
અપુત્ર=પુત્ર વિનાનો.
અપૃષ્ટ=પૂછ્યા વિનાનો.
અપ્રતિહત=અડચણ-વિઘ્ન-રહિત.
અપ્રમત્ત=બેદરકાર નહિ તે.
અબહિષ્કાર્ય=બ્હાર કાઢી શકાય નહિ એવું.
અભવ્ય=અશુભ, ખરાબ, હલકું.
અભિગમન=(કોઈની)પાસે જવું તે.
અભિજ્ઞાન=સ્મરણ-સૂચક ચિન્હ.
અભિનન્દન ક૦=પ્રીતિથી આવ-
અભિનવ=નવું. [કાર દેવો.
અભિન્ન=ભેદ વિનાનું, એકજ.
અભિમત=મન ગમતું.
અભિમુખ=મુખ સામું; અનુકૂળ.
અભિયોગ=ખંતથી કરવામાં આવતો પ્રયત્ન.
અભિરૂપતા=સૌંદર્ય, ડહાપણ.
અભિલાષ=ઈચ્છા.
અભિવંદન=પ્રણામ, નમસ્કાર.
અભિષિક્ત=સ્નાન પામેલો-લી-લું.
અભિષેક=સ્નાન.

અભેદ્ય=ભેદી શકાય નહિ એવું.
અભ્યન્તર=અંદર; અંદરનો ભાગ.
અભ્યુદય=આબાદી, સુખ.
અમથિત=મથન કર્યા વિનાનો.
અમાનુષી=મનુષ્ય લોકમાં ન મળે [તેવી.
અરવિંદ=કમલ.
અરુણ=સૂર્યનો સારથિ; રક્ત.
અર્ગલ=આગળો.
અર્ઘ=સૂર્યાદિકને અપાતી જલ વિ૦ [ની અંજલિ.
અર્ચન=પૂજન.
અર્ણવ=સમુદ્ર.
અલંકૃત=શણગારેલું.
અલંઘ્ય=ઓળંગાય નહિ એવું.
અવચ્છિન્ન=છૂટું છૂટું.
અવજ્ઞા / અવધીરણા } =તુચ્છકાર, અવમાન, અનાદર.
અવધીરિત=ધિક્કારાયલું.
અવનમ્ર / અવનત } =નમી ગયેલો.
અવનિપાલ=રાજા.
અવમાન=અનાદર, અવગણના.
અવર્ણ્ય=વર્ણવી શકાય નહિ એવું.
અવશ=(પોતાને) વશ નહિ તે.
અવસ્થાન=રેહેઠાણ.
અવિચ્છિન્ન=નિરંતર.
અવિનષ્ટ=નાશ નહિ પામેલું.
અવ્યક્ત=ઉઘાડુ—ખુલ્લુ—નહિ તે.
અશિક્ષિત=નહિ શીખવેલું.
અશોચ્ય=નહિ શોક કરવા લાયક.
અશ્રવણીય=નહિ સાંભળવા યોગ્ય, સંભળાય નહિ એવું.
અશ્રુપાત=આંસુનું પડવું તે.
અશ્વબલ=ઘોડાઓનું સૈન્ય.
અશ્વમેધ=એક જાતનો યજ્ઞ.
અશ્વવાર=અસ્વાર.
અશ્વારોહણ=ઘોડે ચઢવું તે.
અસમર્થ=અશક્ત.
અસંબદ્ધ=સંબંધ વિનાનું.
અસંભાવ્ય=ધારી શકાયનહિ એવું.
અસ્તાચલ=(સૂર્ય ચંદ્રનો) જ્યાં અસ્ત થાયછે તે પર્વત (પૂર્વમત [પ્રમાણે.
અસ્થિપંજર=હાડ-પંજર.
અસ્નિગ્ધ=પ્રેમવિનાનું; તેલવિનાનું.
અહાર્ય=હરી—લઈ—શકાય નહિ એવું.

## આ.

આકૃષ્ટ=આકર્ષણ પામેલું.
આક્રોશ=ઠપકો, નિન્દા, શાપ.
આક્રંદ=કળકળાટ, મ્હોટે સ્વરે [રુદન.
આગમ=શાસ્ત્ર.
આગમન / આગતિ } =આવવું તે.
આચમન ક૦=સંધ્યાદિક કરતાં હાથેલામાંથી જલબિન્દુનું પાન [કરવું.
આચાર્ય=ગુરુ.
આચ્છાદન=ઢાંકણ.
આડંબર=ડોળ; રૂપ.
આતામ્ર=થોડું રાતું.
આત્મદ્રોહી=પોતાનું ભુંડું કરનાર, [દુઃખિયારો.
આદેશ=હુકમ.
આધિપત્ય=અધિપતિપણું.
આપન્ન=આપત્તિમાં આવેલો.
આપ્તતમ=વધારેમાં વધારે તનનો—ખાનગી (માણસ).

**આમલક**=આમળું.
**આમંત્રણ**=તેડું; છેલ્લી સલામ.
**આયાસ**=શ્રમ, મેહેનત.
**આયુધ**=હથિયાર.
**આરાધના**=પૂજા, સેવા.
**આરોહક**=મહાવત.
**આરોહણ**=ઉપર ચઢવું તે.
**આર્ત**=દુઃખી.
**આર્દ્ર**=ભીનું, પલળેલું.
**આર્ય**=સારો, સ્વચ્છ.
**આલેખ્ય**=ચિત્ર.
**આલોકન**=જોવું તે.
**આલોચન**=દર્શન; વિચાર.
**આવરણ**=ઢાંકણ.
**આવર્ત**=જલનું ચક્રને આકારે ભ્રમણ, જલ-ભ્રમર.
**આવલિ**=હાર.
**આવાસ**=મુકામ.
**આવિર્ભૂત થ૦**=પ્રકટ થવું.
**આવિષ્ટ**=ભૂતથી પીડાતું.
**આશ્રમપદ**=મુનિને વસવાની જગા.
**આશ્લિષ્ટ**=જોડાયલું.
**આશ્વસિત**=દિલાસો પામેલું.
**આસ્તરણ**=પાથરણું.
**આસ્ફાલન**=અફળાવું તે.
**આહાર**=ભોજન.
**આહુતિ**=અગ્નિમાં હોમવું તે.

## ઈ.

ઇતર=બીજું; હલકું.
ઇંધન=બળતણ.
ઈષદ્રક્ત=થોડું લાલ.

## ઉ.

**ઉચિત**=યોગ્ય.
**ઉચ્ચ**=ઉંચું.
**ઉચ્ચકિત**=ગભરાયલું; બેબાકળું.
**ઉચ્છ્વસિત**=શ્વાસ લેતું, ખીલેલું, પ્રફુલ્લ.
**ઉત્કર્ણ**=ઉંચા કાન વાળું.
**ઉત્કૃષ્ટ**=ઉત્તમ.
**ઉત્તરીય**=ઉપરનું વસ્ત્ર.
**ઉત્તેજિત**=ઉત્તેજન પામેલું.
**ઉત્પક્ષ્મ**=ઉંચી પાંપણો વાળું.
**ઉત્પાત**=ભયંકર બનાવ.
**ઉત્સુક**=આતુર.
**ઉત્સંગ**=ખોળો.
**ઉદયરાગ**=(સૂર્ય કે ચંદ્રના) ઉગવા વખતની રતાશ.
**ઉદયાચલ**=જે પર્વત ઉપરથી (સૂર્ય-ચંદ્રનો) ઉદય થાયછે તે (પૂર્વમત પ્રમાણે).
**ઉદ્ગમ**=ફૂટવું-બ્હાર આવવું-તે.
**ઉદ્દામ**=ભયંકર.
**ઉદ્ધૃત**=ઉંચે આણેલું, ઉચકેલું.
**ઉદ્ભેદ**=બ્હાર નીકળી આવવું તે.
**ઉદ્ભ્રાન્ત**=ઉદ્વેગ પામેલું.
**ઉદ્યાન**=બાગ, વાડી.
**ઉદ્વમન ક૦**=બ્હાર કાઢવું, નાંખવું.
**ઉદ્વહન ક૦**=ઉચકી જવું.
**ઉદ્વિગ્ન**=ખેદ પામેલું.
**ઉન્મીલિત**=ઉઘડેલું, ખીલેલું.
**ઉન્મુખ**=ઉંચા મુખ વાળું.
**ઉપકરણ**=સાધન.
**ઉપદ્રવ**=ઇજા, પીડા.
**ઉપવન**=બાગ, વાડી.
**ઉપસર્પણ**=( કોઇની ) પાસે જવું-ખસવું-તે.
**ઉપહાર**=બલિ-દાન.
**ઉપાનહ્**=જોડો.
**ઉપાલંભ**=ઠપકો.
**ઉપેક્ષા**=અનાદર, અવગણના.

ઉલ્લસિત=પ્રકાશિત.
ઉલ્લંઘન ક૦=ઓળંગવું.
ઉષા=ઓખા.
ઉષ્મપાન=(સૂર્યના) તાપને પીવો—તેનું સેવન કરવું—તે.
ઊર્ધ્વ=ઉભું.

## ઋ.

ઋણ=દેવું.

## ઐ.

ઐશ્વર્ય=મ્હોટાઈ, સાહેબી.

## ઓ.

ઓષ્ઠ=ઓઠ.

## અં.

અંકિત=આંકાવાળું.
અંગદ=હાથનું એક આભૂષણ.
અંગરાગ=શરીરે ચોળવાનો લેપ.
અંગુલિ=આંગળી.
અંજલિ=પોશ.
અંજલિ રચવી=હાથ જોડવા.
અંતર્ગત=અંદરનું.
અંતર્ધાન=છાનાપણું, છુપાપણું.
અંત:પુર=સ્ત્રીઓનો ઓરડો, ઝ·
અંત:પ્રવિષ્ટ=અંદર પેઠેલું. [નાનો.

## ક.

કક્ષાબંધ=કચ્છોટો.
કજ્જલ-મલિન=કાજળ જેવું મેલું.
કંચુકી=અંત:પુરમાંનો (વા રાજા-
કટુતા=કડવાશ. [નો) સેવક.
કંટક-શયન-વ્રત=કાંટા ઉપર સુવાનું વ્રત.
કંઠગ્રહ=કંઠેબાઝી આલિંગન દેવું તે.
કણિકા=ઝીણો કણ.
કણિશ=કણસલું.
કદલી=કેળ. [હલકું.
કનિષ્ઠ=નાનામાં નાનું; હલકામાં
કન્યકા-લતા-વન=કન્યા રૂપી લતા-વેલ-નું વન.
કન્યાન્ત:પુર=કન્યાઓને રહેવાનો
કપાલ=ખોપરી. [ઓરડો.
કપિ=વાનર.
કપિલ=પીળચટ્ટુ.
કપોલ=ગાલ.
કમલ-કલિકા=કમલની કોમલકલિ.
કમલ-મધુ-પાન=કમલનો રસ પીવો
કમલાકર=કમલનો સમૂહ. [તે.
કરણીય=કરવા યોગ્ય.
કરિણી=હાથણી.
કરુણ=દયા ઉપજાવે એવું; દયાળુ.
કરુણાર્દ્ર=દયાથી પલળી ગયેલું.
કરંક=કરંડિયો.
કર્કશ=કકરૂં.
કર્ણ-પાશ=કાનનું એક આભૂષણ(?)
કર્ણપૂર= ,, ,,
કર્ણોત્પલ=કાનમાં પહેરેલું ઉત્પલ—કમલ.
કર્તવ્ય=કરવા યોગ્ય (કામ).
કર્મ-ભૂમિ=જે ભૂમિમાં (કોઈ) કર્મ બનેલું તે.
કર્માનુરોધે=કામને પ્રસંગે, કામના
કલંક=ડાઘ. [સબબથી.
કલહ=કજિયો.
કલા=હુન્નર; પૂર્ણ ચંદ્રનો એક સો-
કલાપ=સમૂહ. [ળમો ભાગ.

કલાપિ=મોર (પક્ષી).
કલ્પવૃક્ષ=પાંચ દેવ-વૃક્ષમાંનું એક.
કષાયિત=સુગંધિ; રાતું.
કાઞ્ચન=સોનું.
કાન્તિ=રૂપ.
કામપીઠ=કામનું આસન; કામ-ક્રીડાને અર્થે રચેલું આસન.
કાર્પણ્ય=કંજુસાઈ.
કાર્ય-સંકટ=ભારે કાર્ય.
કાલ=વખત; કાળું.
કાલાન્તરે=કેટલાક વખત પછી.
કાવ્યામૃત=કાવ્ય રૂપી અમૃત.
કાશ=એક જાતનો ઘાસ.
કાષ્ઠિક=લાકડાં વાળો.
કિન્નર, કિંપુરુષ =ઘોડાના જેવા મ્હોં વાળો, અને મનુષ્ય જેવા શરીર વાળો એક દેવ-ભેદ.
કિંશુક=એક જાતનું વૃક્ષ.
કુક્ષિ=કુંખ; ખૂણો.
કુચકુંભ=સ્તન રૂપી કુમ્ભ-ઘડો.
કુંજર=હાથી.
કુટિલ=વાંકુ.
કુટુમ્બિની=કુટુમ્બવાળી સ્ત્રી.
કુતૂહલ=આતુરતા.
કુતૂહલિની=કુતૂહલ રાખનારી સ્ત્રી.
કુનૃપતિ=ખરાબ રાજા.
કુમારભાવ=કુંવારાપણું.
કુમુદ-કોમલ=કુમુદપુષ્પ જેવું કોમલ.
કુંભસ્થલ=હાથીનો લમણો.
કુલ=કુળ; સમૂહ.
કુલક્રમાગત=વંશપરંપરાથી આવેલું.
કુલગૃહ=કુળનું ઘર.
કુલટા=વેશ્યા.
કુવલય=એક જાતનું પુષ્પ.
કુવાદી=ખોટો વાદ કરનાર.
કુશાસન=કુશ–દાભ–નું આસન.
કુસુમધન્વા=કામદેવ.
કુસુમ-શર=ફૂલનું બાણ; કામદેવ.
કુસુમાયુધ=કામદેવ.
કુસુમિત=ફૂલથી છવાઈ ગયેલું.
કુસુમોદ્‌ગમ=ફૂલ આવવાં તે.
કૂજન, કૂજિત =પક્ષિયોનું ગાન.
કૂટપાશ=જનાવરોને પકડવાનું પાંજરૂ–એક જાતનો સંચો.
કૂર્મ=કાચબો.
કૃતકૃત્ય=કૃતાર્થ.
કૃતયુગ=સત્યયુગ–ચાર યુગમાંનો પહેલો.
કૃત્રિમ=સ્વાભાવિક નહિ તે, બનાવટનું.
કૃપણ=કંજુસ.
કૃશ=દુર્બલ.
કૃષ્ણ=કાળુ; તે નામના દેવ.
કૃષ્ણ-પક્ષ=અંધારિયું પખવાડિયું.
કેકા=મયૂરનો સ્વર.
કેતુ=ધ્વજ.
કેસરી=સિંહ.
કૈલાસનાથ=શિવ.
કોટર=વૃક્ષની અંદરનો પોકળ ભાગ.
કોટિ=તે નામની સંખ્યા; ખૂણો, છેડો.
કોશ=કળિ.
કૌતુક=કુતૂહલ, આતુરતા.
કૌમાર-વ્રત=કુમારાપણાનું વ્રત.
કૌલીન=લોકાપવાદ.
કૌસ્તુભ=તે નામનો એક મણિ.
ક્લેશ=શ્રમ.

ક્ષપણક=બૌદ્ધ મતનો ભિક્ષુક.
ક્ષીર=દૂધ.
ક્ષીરોદધિ=દૂધનો દરિયો.
ક્ષુદ્ર=હલકું.
ક્ષુધા=ભૂખ.
ક્ષુભિત=ડોળાયલું.
ક્ષેત્ર=ખેતર.
ક્ષોદ=ભૂકો.

## ખ.

ખડ્ગ-ધારા=તરવારની ધારા.
ખંડ=સમૂહ; કડકો.
ખલ=લુચ્ચો, લુચ્ચું.
ખર્જૂર=ખજૂર.
ખિન્ન=ખેદ પામેલું.
ખુર=ખરી.

## ગ.

ગગન-કમલિની=ગગન રૂપી, કમલથી ભરેલું સરોવર.
ગજ-ઘટા=હાથીઓની ઘટા.
ગંડસ્થલ=હાથીનો લમણો.
ગંધોદક=સુગંધિ પાણી.
ગમનાજ્ઞા=જવાની આજ્ઞા.
ગર્દભ=ગધેડો.
ગર્ભ-કેસર=અંદરના રેસા.
ગર્ભ-પત્ર=અંદરનું પાંદડું.
ગર્ભ-પીડન=ગર્ભમાં દબાવું તે.
ગર્ભ-સંભવ=ગર્ભની ઉત્પત્તિ.
ગહન=ઉંડું, ગાઢ, ખીચોખીચ.
ગાત્રયષ્ટિ=શરીર.
ગુણગણ=ગુણનો સમૂહ.
ગુહા=ગુફા. [એક દેવ-ભેદ.
ગુહ્યક=(ભંડારનું રક્ષણ કરનાર)
ગૃહ-દેવતા=ઘરનું રક્ષણ કરનાર દેવતા.
ગૃહ-મયૂર=ઘરમાં પાળેલો મોર.
ગૃહ-સારસ= „ પાળેલું સારસ.
ગૈરિક=ગેરૂ.
ગોમય=ગાયનું છાણ.
ગોષ્ઠી=સભા; વાતચીત.
ગૌરવ=ભાર; માન.
ગૌરી=પાર્વતી; મહાશ્વેતાની માતા.
ગ્રંથી=ગાંઠ.
ગ્રહ-ગૃહીત=દુષ્ટ ગ્રહથી પીડાતું.
ગ્રાસ=કોળિયો.
ગ્રાહ=પકડવું તે.
ગ્રીવા=ડોક.
ગ્લાનિ=દિલગીરી, શોક.

## ઘ.

ઘંટિકા=ઘંટા.
ઘર્ષણ=ઘસારો.
ઘૃત-બિન્દુ=ઘીનું ટપકું.
ઘોષ=શબ્દ, સ્વર.
ઘ્રાણેન્દ્રિ=સુંઘવાની ઇન્દ્રિ-નાસિકા.

## ચ.

ચક્ર=પૈડું; તે નામનું ગોળ શસ્ત્ર; સમૂહ; મંડલ.
ચક્રવર્ત્તિ=સમુદ્ર પર્યંત પૃથ્વી ઉપર રાજ્ય ચલાવનાર (રાજા).
ચક્ષુ=આંખ.
ચંચલ=અસ્થિર.
ચંદ્રક=મોરનાં પીછાંમાંનો ચાંલ્લો.
ચંદ્ર-લેખા=ચંદ્રની કળા; તે નામનું
ચંદ્ર-શેખર=મહાદેવ. [આભૂષણ.

ચંદ્રાકાર=ચંદ્ર જેવો આકાર.
ચંદ્રાનન=ચંદ્ર જેવા મુખવાળો.
ચંદ્રિકા=ચંદ્રનો પ્રકાશ.
ચપલ=અસ્થિર.
ચમર=એક જાતનો મૃગ જેની પુછડીના વાળનાં ચામર બનેછે.
ચાપલ=તોફાન.
ચારુ=સુંદર.
ચિત્ર-ફલક=ચિત્ર કાઢવાનું પાટિયું.
ચિબુક=હડપચી.
ચૂર્ણ=ભૂકો.
ચૌર્ય=ચોરી.

## છ.

છવિ=છબી; કાન્તિ.
છિન્ન-મૂલ=મૂળમાંથી કપાયલું.

## જ.

જગદીશ્વર=જગત્‌નો ઈશ્વર.
જગદેકચંદ્ર=જગત્‌નો એકજ ચંદ્ર.
જઘન-સ્થલ=સ્ત્રીની કટિની આગળનો ભાગ.
જટિલ=જટાવાળું, ગુંચવાયલું.
જઠરાગ્નિ=પેટમાંનો અગ્નિ.
જડ=શીતલ; મંદ બુદ્ધિવાળુ.
જન્માન્તર=બીજો જન્મ.
જરા=વૃદ્ધાવસ્થા. [યેલું.
જર્જરિત=ખોખરૂ; ભાગી તુટી ગ-
જલદ, જલધર =વાદળું, મેઘ.
જલધર-સમય=વર્ષા ઋતુ.
જલનિધિ=સમુદ્ર.
જલયંત્ર=ફુવારો.
જલશય્યા=જલમાં કરેલું બીછાનું.
જલાર્દ્ર=જલથી પલળેલું.
જલાશય=તળાવ.
જાનુ=ઢીચણ.
જામાતૃ=જમાઈ.
જિજ્ઞાસા=જાણવાની ઈચ્છા.
જીર્ણ=જૂનું. [લાવવું.
જીવિકા-નિર્વાહ ક૦=ગુજરાન ચ-
જીવિત-નિબંધન=જીવ ધારણ કરી
જ્યોતિ=પ્રકાશ. [રાખનાર.
જ્યોતિષી=જોશી.
જ્ઞાતવ્ય=જાણવા યોગ્ય.

## ત.

તટ-ગુહા=તટ ઉપર આવેલી ગુફા.
તપસ્વિની=બિચારી.
તપોજલ=તપ રૂપી જલ.
તપોવન=તપ કરવાનું સ્થલ.
તરંગમાલા=મોજાંની હાર.
તરંગિત=મોજાં જેવું લાગતું.
તરલ=અસ્થિર; સુંદર; હારની મધ્યે આવતો મણિ.
તાડન=મારવું તે.
તાંડવ=એક જાતનું નૃત્ય.
તાપસ=તપ કરનાર.
તામ્બૂલિક=તંબોળી.
તારુણ્ય=યુવાવસ્થા.
તાલ=તે નામનું વૃક્ષ; ઉચ્ચો સ્વર; ગાયનમાં કાળ માપવા સારૂ પડાતી તાળી.
તિમિર=અંધકાર [વવું તે.
તિમિરોદ્‌ગતિ= અંધકારનું આ-
તિલપાત્ર=તલથી ભરેલું પાત્ર.
તીર્થ=ગુરુ; પવિત્ર સ્થાન; જલાશય.

**તીર્થોદક**=તીર્થમાંથી આણેલું પાણી.
**તૃણપુરુષ**=ખેતર વિ૦ માં પક્ષીઓને બ્હીવરાવવા સારૂ ઘાસ વિગેરેની પુરુષના જેવી આકૃતિ બનાવે છે તે.
**તૃણપુલી**=ઘાસનો નાનો પુળો.
**તૃતીય**=ત્રીજું.
**ત્રસ્ત**=ત્રાસ પામેલું.
**ત્રિપુરારિ**=મહાદેવ.
**ત્રિભુવનવ્યાપી**=ત્રણે દુનિયામાં વ્યાપનાર.
**ત્રૈલોક્યદર્શી**=ત્રણે લોકને એક દૃષ્ટિયે જોનાર.

## દ.

**દગ્ધ**=બળી ગયેલું; બળ્યું.
**દંતપત્ર**=એક જાતનું કર્ણાભૂષણ.
**દન્તી**=હાથી.
**દર્પ**=ગર્વ.
**દર્ભ**=દાભ.
**દર્શનોત્સુક**=જોવાને આતુર.
**દલ**=પત્ર; દળ.
**દંષ્ટ્ર**=શિકારી પ્રાણીના દાંત.
**દાનવ**=રાક્ષસ.
**દારુણ**=ભયંકર.
**દાવાનલ**=વનમાં સળગતો અગ્નિ.
**દાહજવર**=દાહ ઉત્પન્ન કરતો જ્વર–તાવ.
**દિક્પાલ**=દિશાનો પાળનાર દેવ.
**દિગન્તર**=બીજી દિશા; દિશા.
**દિગ્દાહ**=દિશાઓનું બળવું તે.
**દિગ્વધૂ**=દિશા રૂપી વહૂ.
**દિનકર**, **દિનપતિ**=સૂર્ય.
**દિવ્ય**=સ્વર્ગનું.
**દીપ્તિમાન્**=તેજસ્વી.
**દીક્ષા**=યજ્ઞાદિક કરતા પેહેલાં પવિત્ર થઈ મંત્ર ગ્રહણ કરવો તે.
**દુકૂલ**=રેશમી વસ્ત્ર; વસ્ત્ર.
**દુગ્ધધારા**=દૂધની ધાર.
**દુંદુભિ**=નોબત જેવું એક વાદિત્ર.
**દુરાશા**=દુ:ખે પાર પડે એવી આશા.
**દુર્ગ્રહ**=દુ:ખે ગ્રહણ થઈ શકે વા સમજાઈ શકે એવું.
**દુર્ઘટ**=દુ:ખથી પાર પડે એવું.
**દુર્જાત**=ખરાબ ચોઘડિયામાં જન્મેલો; ખરાબ સ્વભાવનો.
**દુર્દર્શ્ય**=દુ:ખે જોવાઈ શકાય એવું.
**દુર્ધર**=દુ:ખથી ધારણ કરી શકાય એવું.
**દુર્નિવાર**, **દુર્નિવાર્ય**=દુ:ખથી-મુસ્કેલાઈથી વારી શકાય એવું.
**દુર્વિકાર**=ખોટો વિકાર.
**દુર્વિદગ્ધ**=અડધું ભણેલો; ખોટો ગર્વ ધરાવતો.
**દુર્વિનીત**=કુચાલવાળો–ળી–ળું.
**દુર્વિભાવ્ય**=દુ:ખે દેખાઈ શકે એવું.
**દુષ્કર**=દુ:ખે થાય એવું.
**દુષ્પાલ્ય**=દુ:ખથી પાળી શકાય એવું.
**દુષ્પ્રાપ્ય**=દુ:ખથી પ્રાપ્ત થાય એવું.
**દુષ્પ્રેક્ષ્ય**=દુ:ખથી જોવાય એવું.
**દુસ્તર**=દુ:ખથી તરી શકાય એવું.
**દુહિતૃ**=દીકરી.
**દુ:શ્રવ**, **દુ:શ્રવણ**=દુ:ખે કરીને સંભળાય એવું.
**દુ:સંચર**=દુ:ખે જેમાં માર્ગ મળે એવું.

દુઃસ્વપ્ન=ખોટું સ્વપ્ન.
દૂર્વાંકુર=દૂર્વા નામે ઘાસનો અંકુર.
દ્રષ્ટવ્ય=જોવા યોગ્ય.
દૃષ્ટિગોચર=જ્યાં સુધી નજર પ-
હોચે ત્યાં સુધીનું સ્થલ.
દેવગજ=દેવનો હાથી–ઐરાવત.
દેવાંગના=દેવની સ્ત્રી.
દૈન્ય=દીનતા–ગરીબાઈ.
દૈવનિયોગ=દૈવનો હુકમ.
દોલાયમાન=હિંદોળે ચઢેલું.
દ્યુતિ=પ્રકાશ.
દ્રવ=રસ.
દ્રવ્યાત્મક=દ્રવ્ય–પદાર્થ–નું બનેલું.
દ્વાદશ=બાર.
દ્વારદેશ=બારણા પાસેની જગા.
દ્વારપાલ=બારણાના રક્ષક.
દ્વિગુણ=બમણું, બેવડું.
દ્વીપાન્તર=બીજા દ્વીપ–બેટ.

## ધ.

ધનુષ્મન્ત=ધનુષ્ ધારણ કરનાર.
ધરાતલ=પૃથ્વીની સપાટી.
ધર્મ-શાસન=ધર્મનો ઉપદેશ.
ધર્મ્ય=ધર્મ પ્રમાણે થયેલું,વ્યાજબી.
ધવલ=ધોળું.
ધાતુ-ધૂલિ=ધાતુનો ભૂકો.
ધાત્રી=માતા, ઉપમાતા, ધાવ, પોષ-
ણ કરનાર સ્ત્રી.
ધાર્ષ્ટ્ય=ઉદ્ધતાઈ.
ધૂમ=ધુમાડો.
ધૂમલેખા=ધુમાડાનો ઉંચે જતો
ગોટો.
ધૂમ્ર=ધુમાડાથી રંગાયલું.
ધૂસર=ભૂખરૂ, ધૂળવાળુ.
ધૃતિ=ધૈર્ય.
ધૈર્ય-સ્ખલન=ધૈર્યનું જતું રહેવું તે.
ધ્વજ-પટ=ધ્વજ ઉપરનું વસ્ત્ર.
ધ્વજ-ભુજ=ધ્વજ રૂપી હાથ.

## ન.

નખર=નખ, પંઝો.
નરેંદ્ર=રાજા.
નર્મ=મજાક ભરેલું.
નલિની-સમેત=કમલ-સમૂહથી ભ-
રેલું.
નવ=નવું.
નવગ્રહ઼ા=તરત પકડી આણેલી.
નવયૌવન=ભર જુવાની.
નષ્ટાત્મ=આત્મા જેનો નાશ પા-
મ્યોછે તે, વિચાર હીન.
નાગ-કુલ=સર્પનું ટોળું.
નાટ્ય=નૃત્ય, નાટક.
નાના=વિવિધ, જુદું જુદું.
નાભિ=દુંટિ; નાયડી.
નાલ=કમલનો દંડ–દાંડો.
નાવિક=વાહાણ હાંકનાર.
નાસાગ્ર=નાકની અણી.
નિક્ષેપ ક૦=મુકવું.
નિગ્રહ=દાબ, કબ્જો.
નિચુલ=એક જાતનું વૃક્ષ.
નિતંબ=પર્વતનો એક ભાગ; સ્ત્રીની
કટિની પાછળનો ભાગ.
નિપુણ=પ્રવીણ, હુશિયાર.
નિભૃત=ગુપચુપ.
નિમગ્ન=ડુબી ગયેલું.
નિમેષ=આંખ મીચકારો.
નિયમ=વ્રત, નીમ; બાહ્ય સાધનથી
સાધી શકાય એવું નિત્ય કર્મ.
નિયત=વ્રતમાં રહેલું, દબાયલું.

નિયતિ=વિધિ, ભાગ્ય, પ્રારબ્ધ.
નિયંત્રણા=દાબ, દબાણ, કબ્જો.
નિયુક્ત=જોડાયલું.
નિરવશેષ=શેષ વિનાનું, બધું.
નિરુત્સુકતા=આતુરતા નહિ તે.
નિરૂપણ ક૦=બતાવવું, જોવું, તપાસ કરવી, નિશ્ચય કરવો.
નિરોધ=બંધન.
નિર્ગમન=બ્હાર નીકળવું, કાઢવું તે.
નિર્ધૂમ=ધુમાડા વિનાનું.
નિર્મમ=મ્હારૂં ત્હારૂં વિનાનું.
નિર્માનુષ=માણસ વિનાનું.
નિર્વાસિત=ઘર બ્હાર કાઢેલું.
નિર્વિકાર=વિકાર વિનાનું.
નિર્વિશેષ=ભેદ વિનાનું, સમાન.
નિર્વેદ=કંટાળો.
નિવારણ=અટકાવ.
નિશા=રાત.
નિશ્ચયારોપણ=નિશ્ચય ઉત્પન્ન કરાવવો તે.
નિશ્ચેતનતા=બેશુદ્ધિ.
નિષ્કંપ=કંપ વિનાનું, સ્થિર.
નિષ્ઠુર=કઠણ.
નીલ=ભૂરૂં; કાળું.
નીલ કંઠ=મયૂર; મહાદેવ.
નીલોત્પલ=ભૂરૂ કમલ.
નીવાર=એક જાતનું ધાન્ય.
નીવિ-ગ્રંથી=ચણિયાના નાડાની અથવા વસ્ત્રની ગાંઠ.
નૂપુર=પગનું ઝાંઝર.
નૃપતિ=રાજા.
નૃશંસ=ઘાતકી.
નૌકા=હોડી.

## પ.

પક્ષ=પાંખ; તરફેણ.
પક્ષ્મ=પાંપણ.
પંક=કાદવ.
પંકજ=કમલ.
પંક્તિ=હાર.
પંચબાણ=કામદેવ.
પટહ=નોબત, નગારૂં.
પટુ=તીક્ષ્ણ.
પટ્ટ=પટ્ટો.
પર્ણ=પાંદડું.
પર્ણકુટી=પાંદડાં વિ૦ ની રચેલી ઝુંપડી.
પતાકા=ધજા.
પત્રપુટ=પડિયો.
પદ=સ્થાન; પગલું.
પદપંક્તિ=પગલાંની હાર.
પદવી=રસ્તો.
પદ-શૃંખલા=પગની સાંકળ.
પદ્મ-સરોવર=કમલથી ભરેલું સરોવર
પયોધર=સ્તન; મેઘ.
પરકીય=પારકું.
પરંપરા=એક પછી એક આવતી હાર.
પરાગ=પુષ્પમાંથી નીકળતો ઝીણો ભુકો.
પરાઙ્મુખ=વિરુદ્ધ.
પરાજય, પરાભવ=હાર. (જયથી ઉલટું).
પરામર્શ=ચાંપી, ચાંપવું તે.
પરિગ્રહ=ગ્રહણ કરવું તે.
પરિચારક=સેવક.
પરિચિત=પરિચય પામેલું.
પરિત્રાણ=રક્ષણ.
પરિભવ=પરાજય.

પરિભૂત=હારેલું.
પરિવાર=પરિજન, નોકર ચાકર.
પરિવૃત=ઘેરાયલું.
પરિવ્રાજક=સંન્યાસી.
પરિહાસ=મજાક.
પરુષ=કઠણ.
પર્યટન=મુસાફરી.
પર્યન્ત=છેડો; સુધી.
પલાશ=પાંદડું; એક જાતનું વૃક્ષ.
પલિત=પળિયાં. [લવ.
પલ્લવ=કોમલ શાખા; વસ્ત્રનો પા-
પલ્લવાસન=પલ્લવનું બનાવેલું આ-
પશુપતિ=મહાદેવ. [સન.
પશ્ચિમાચલ=પશ્ચિમમાં આવેલો
પર્વત.
પશ્ચિમાર્ણવ= ,, ,, સમુદ્ર.
પાઠક=પાઠ કરનાર.
પાણ્ડુર=ધોળું. ફિક્કું.
પાત્ર=યોગ્ય; યોગ્ય સ્થાન.
પાદ-ધૂલિ=પગની ધૂળ.
પાદ-ન્યાસ=પગ મુકવો તે.
પાદાંગુષ્ઠ=પગનો અંગુઠો.
પાદુકા=પાવડી. [નાર.
પાપ-ક્ષય-કારી=પાપનો નાશ કર-
પારંગત=પાર–છેડે–ગયેલો. [પક્ષી).
પારાવત=પારેવો (ખબૂતર જેવું.
પાર્વતી-સિંહ=પાર્વતીનુ વાહન-સિંહ.
પાર્શ્વ=બાજુ.
પાશ=જાળ.
પાષાણ=પથ્થર.
પિચ્છ=પીછું.
પિચ્છિકા=પીછી.
પિંજર=પીંજુ.
પિંડ=લોચો; ચોખા, દહીં વિ૰નો
લાડુ (શ્રાદ્ધાદિક કરતાં મુકવામાં
પિતામહ=બ્રહ્મા. [આવેછે તે).
પિતૃતર્પણ=(મુએલા) પિતાદિકની
અન્ન ઉદક આદિ વડે તૃપ્તિ ક-
પિપ્પલ=પીપળો. [રવી તે.
પિશુન=દુર્જન, ખલ.
પિષ્ટ=લોટ.
પીઠ=આસન.
પુણ્ય=પવિત્ર; સુકૃત્ય.
પુણ્ય-જનક=પુણ્ય ઉત્પન્ન કરે તેવું.
પુણ્ય-રજ્જુ=પુણ્ય રૂપી દોરી.
પુનરુક્ત=ફરીથી કહેલું; નકામું.
પુનરુદ્દીપન=ફરીથી ઉદ્દીપ્ત કરવું–
પ્રકટ કરવું.
પુરોભાગ=આગળનો ભાગ.
પુરોહિત=રાજ્ય-ગોર.
પુલકિત=રોમાઞ્ચિત.
પુલિન=રેતીનો કિનારો.
પુષ્પ-પાત=ફૂલનું પડવું તે.
પુષ્પ-બાણ=ફૂલનું બાણ; કામદેવ.
પુષ્પોદ્ગમ=ફૂલનું આવવું તે.
પૂર્ણિમા=પૂનેમ.
પૂર્વાપર=આગળ પાછળ.
પેશલ=મધુર, મીઠું, મનોહર.
પૌત્ર=પુત્રનો પુત્ર.
પૌર્ણમાસી=પૂનેમ.
પ્રકૃતિ=સ્વભાવ.
પ્રક્ષાલન ક૰=ધોઈ નાંખવું.
પ્રગલ્ભ=છાતીવાળું, ઉદ્ધત.
પ્રચંડ=ભયંકર.
પ્રચ્છદ-પટ=પછેડી.
પ્રજાપતિ=બ્રહ્મા.

પ્રજ્ઞા=બુદ્ધિ.
પ્રણત=નમેલો, પગે પડેલો.
પ્રણય=પ્રેમ, સ્નેહ.
પ્રણય-કોપ=પ્રેમમાં થયેલો કોપ.
પ્રણાલ<br>પ્રણાલિકા } =પરણાલ.
પ્રતાપ=પરાક્રમની કીર્તિ.
પ્રતિકૃતિ=છબી.
પ્રતિક્રિયા=ઉપાય.
પ્રતિ-ક્ષણે=ક્ષણે ક્ષણે.
પ્રતિ-દિવસ=રોજ રોજ.
પ્રતિનિધિ=કોઈએ પોતાની જગાએ નીમેલો માણસ.
પ્રતિહાર<br>પ્રતીહાર } =દ્વારપાલ.
પ્રતિપક્ષ=સામાવાળો, હરીફ.
પ્રતિપ્રણામ=સામો પ્રણામ.
પ્રતિલેખ=પ્રત્યુત્તર.
પ્રતિશબ્દ=પડઘા.
પ્રતિષ્ઠા=આબરૂ, માન.
પ્રતીકાર=ઉપાય.
પ્રત્યંગ=અંગે અંગ.
પ્રત્યાખ્યાન ક૦=પાછું ઠેલવું, ન [કબૂલ કરવું.
પ્રત્યેક=એક એક.
પ્રદક્ષિણા ક૦=દેવ વિ૦ ની આસપાસ ફેરા ફરવા.
પ્રધાન-પદ=મુખ્ય પદ્વી.
પ્રબંધ=અત્રુટિત રચના (કાવ્ય કથા [વિ૦ ની).
પ્રબાલ=પરવાળું; નવી શાખા.
પ્રબોધ=જાગવું તે.
પ્રભા=પ્રકાશ.
પ્રભાવ=શક્તિ.
પ્રભુ=શેઠ, ધણી; ઈશ્વર.

પ્રમત્તતા=બેશીકરાઈ.
પ્રમથ-નાથ=મહાદેવ.
પ્રમદ-વન=રાણીઓને માટે કરેલી [વાડી.
પ્રમદા=જુવાન સ્ત્રી.
પ્રમાણ=માપ, કદ.
પ્રમાદ=બેશીકરાઈ.
પ્રયાણ=સૈન્યનું ચાલવું તે.
પ્રયાણ-નાન્દી=પ્રયાણ સમયની, આશિર્વાદયુક્ત સ્તુતિ.
પ્રયાણ-પટહ=પ્રયાણ સમયે વગા- [ડાતી નોબત.
પ્રરોહ=ફણગો.
પ્રવર્તન ક૦=ચલાવવું.
પ્રવ્રજ્યા=સન્યાસી તરીકે બ્હાર [ફરવું તે.
પ્રશમન=શાન્તિ.
પ્રશંસનીય=વખાણવા યોગ્ય.
પ્રશસ્ત=વખણાયલું.
પ્રસવ-સ્થાન=ઉત્પત્તિની જગા.
પ્રસાદ=મહેરબાની.
પ્રસાદ-ભૂમિ=જેને પ્રસાદ બહુ થતો હોય તે, માનીતું માણસ.
પ્રસાદામૃતમય=પ્રસાદ રૂપી અમૃતની ભરેલી.
પ્રસૂતિ=ઉત્પત્તિ, જન્મ.
પ્રસ્તુત=જે વિશે વાત ચાલતી હોય તે; મંગલ, શુભ.
પ્રસ્થાન=ચાલવું, બ્હાર નીકળવું તે.
પ્રહર=પ્હોર.
પ્રાકાર=કિલ્લો.
પ્રાકૃત=સાધારણ, હલકું.
પ્રાગલ્ભ્ય=ઉદ્ધતાઈ; હિમ્મત.
પ્રાણાયામ=પ્રાણ વાયુને દબાણમાં [રાખવો તે.
પ્રાન્ત=છેડો.

પ્રાભાતિક=પ્રભાત-સવાર-સંબંધી.
પ્રાસાદ=હવેલી.
પ્રેતપતિ=યમ.
પ્રોષિત-ભર્તૃકા=જે સ્ત્રીનો ધણી બીજે દેશ ગયો હોય તે.
પ્રૌઢ=પ્રવૃદ્ધ, ઉમ્મરે પહોચેલું.

## ફ.

ફણા=ફેણ.
ફૂત્કાર="ફૂ" "ફૂ" શબ્દ.

## બ.

બદ્ધ=બાંધેલું.
બધિર=બ્હેરૂં.
બંદી-જન=સ્તુતિ ગાનાર લોક.
બાહુલ=બહુ. અતિશય.
બહુ-દર્શિત્વ=અગમ બુદ્ધિ.
બહુ-શ્રુત=ઘણું શ્રવણ કર્યું હોય એવો, વિદ્વાન્.
બાહ્ય=બ્હારનું.
બિલ્વ=બીલું.
બુદ્ધિ-લોચન=બુદ્ધિ રૂપી આંખ.
બ્રહ્માસન=ધ્યાન સમયે વા યોગ સમયે બેસવાની અમુક રીત.

## ભ.

ભય-ચકિત=ભયથી ગભરાઇ ગયે-લો-લી-લું.
ભર્તા=ધણી.
ભર્તૃ-દારિકા=શેઠની દીકરી.
ભવન=ઘર.
ભવાની-પતિ=મહાદેવ.
ભવિતવ્ય=થવાનું, બનવાનું.
ભિત્તિ=ભીંત.
ભીતિ=બ્હીક.
ભુજ=હાથ.
ભુવન=દુનિયાં, લોક.
ભુવનાન્તર=બીજી દુનિયાં.
ભૂગૃહ=ભોંયરૂં.
ભૂતનાથ=મહાદેવ.
ભૂર્જપત્ર=ભોજપત્ર.
ભૃકુટી, ભ્રુકુટી, ભ્રૂકુટી=ભમર ચઢાવવી તે.
ભ્રમરાવલિ=ભ્રમરની હાર.
ભ્રાતા=ભાઇ.
ભ્રુકુટી-ભવન=ભ્રુકુટીરૂપી ગૃહ.
ભ્રૂ-ભંગ=ભ્રુકુટી.
ભ્રૂ-લતા=ભમર રૂપી લતા.
ભ્રૂ-સંજ્ઞા=ભમરવડે કીધેલી સંજ્ઞા.

## મ.

મકર-લાંછન=કામદેવ.
મંજરી=માંજર.
મંડપિકા=નાનો મંડપ.
મંડલ=સમુહ; ગોળાકાર.
મત્સર=મચ્છર, ગર્વ.
મદન-જ્વર=કામપીડાથી આવતો તાવ.
મદનાવેશ=કામનો જુસ્સો.
મદલેખા=હાથીના લમણામાંથી નીકળતા પ્રવાહી પદાર્થની ધાર; તે નામની કા૦ ની સખી.
મદોત્પાદક=મદ ઉત્પન્ન કરનાર.
મધુકર=ભ્રમર.
મધુપુટ=મધપુડો.
મધુમાસ=ચૈત્ર માસ, વસંત.
મંદભાગિની = કમનશીબ વાળી સ્ત્રી.
મન્મથ=કામદેવ.
મમત્વ=મ્હારાપણું. 'મ્હારૂં ત્હારૂં' ગ-

મયૂખ }
મરીચિ } =કિરણ. [ણવાની પ્રકૃતિ.
મલ=મેલ.
મલયાચલ=મલય પર્વત.
મલ્લિકા=એક જાતની જાઈ-જુઈ.
મહાનુભાવતા=મનની મ્હોટાઈ, ઉદારપણું.
મહાભાગ=ભાગ્યશાલી (પુરુષ).
મહાવીરતા=મહાબળ.
માનનીય=માન આપવા યોગ્ય.
માનિની=ઈર્ષ્યાથી પતિ સાથે નાખુશ થયેલી સ્ત્રી.
માન્ય=માન આપવા યોગ્ય.
મારુત=પવન.
મીમાંસા=એક હિંદુ શાસ્ત્ર.
મુકુલ=જરા ખીલેલી કળિ.
મુગ્ધ=અણસમજુ.
મુંડ=શિર. [બાંધવી તે (?)
મુદ્રાબંધ= મુદ્રા-વીંટી (મંત્રેલી ?)
મુમુક્ષુ=મોક્ષની ઈચ્છા રાખનાર.
મુષિત=ચોરાયલું.
મુષ્ટિ=મૂઠી.
મૂક=મૂગો.
મૃગયા=શિકાર.
મૃણાલ-સૂત્ર = કમલના દાંડાના
મૃણ્મય=માટીનું બનેલું. [રેસા.
મૃતપ્રાય=મુવા જેવું.
મૃત્તિકા=માટી.
મૃદુ=નરમ, કોમલ.
મેઘ=વાદળું.
મેઘ-નિર્ઘોષ=મેઘનો ધડાકો.
મેઘ-વૃન્દ=મેઘનો સમૂહ.
મેષ=ઘેટો.
મોહ-પ્રાય=મોહ, મૂર્ખતા,થી ભરેલું.
મૌક્તિક=મોતી.

## ય.

યજ્ઞોપવીત=જનોઈ.
યત્કિંચન=જે કંઈ, ગમે તે.
યથાયોગ્ય=જેમ ઘટે તેમ.
યથારુચિ=જેમ ગમે તેમ.
યંત્રમયૂર=યંત્રમાં બનાવટના મૂકેલા મોર.
યમ=મૃત્યુ-દેવ; શરીરથીજ સાધી શકાય એવું નિત્ય કર્મ-અહિંસા,
યવ=જવ. [સત્ય વિ૦.
યાચના=વિનતી, માગણી.
યાત્રા=સૈન્યનું એકથી બીજી જગા-
યાનપાત્ર=વ્હાણ. [એ જવું તે.
યામિની=રાત.
યુગ=કાલ-વિભાગ; જોડું.
યુગલ=જોડું.
યુગાન્ત=યુગનો અંત.
યુદ્ધાર્ણવ=યુદ્ધ રૂપી સમુદ્ર.
યુવરાજ=પાટવી કુંવર.
યુવાવસ્થા=જુવાની.
યૌવનારંભ=જુવાનીની શરૂઆત.
યૌવરાજ્યાભિષેક=પાટવી કુંવરને ગાદીએ બેસાડવાની ક્રિયા.

## ર.

રક્ષાધૂમ=રક્ષણ કરે એવો ધૂમાડો.
રજનિ }
રજની } =રાત.
રજોવૃષ્ટિ=રજનું પડવું તે.
રતિ-વિલાસ=કામ-ક્રીડા.

રત્યુપચાર=કામ સંબંધી ક્રિયા.
રમણીય } =સુંદર, મનોહર.
રમ્ય }
રસના=સ્ત્રીનો કંદોરો.
રસાતલ=પૃથ્વીની નીચેનો એક [ભાગ-લોક.
રહસ્ય=ગુપ્ત, ખાનગી.
રાજપ્રિય=રાજાને વ્હાલું.
રાજલક્ષ્મી=રાજાની લક્ષ્મી–શોભા.
રાજહંસી='રાજહંસ'પક્ષીની માદા.
રિપુ=શત્રુ.
રુચિર=મનોહર.
રૂપાન્તર=બીજું રૂપ.
રેણુ=ધૂળ.
રોમ=રૂવાટી.
રોમ-કૂપ=રોમ રૂપી કુવો.
રોમાંકુર=ઝીણા રોમ.
રોમાઞ્ચ } =રૂવાટીનું ઉભું થવું તે.
રોમોદ્ગમ }

## લ.

લક્ષ્ય=નિશાન. (બાણ મારતાં તાકવામાં આવે છે તે.)
લગ્ન=(મેષ, મીન આદિ) રાશિનો [ઉદય; વળગેલું.
લતા=વેલ.
લતિકા=કોમલ લતા.
લય=ગીત, વાદ્ય, પગ વિગેરેની ક્રિયામાં તથા કાલમાં સમતા, મે- [લાપ.
લલના=(સુંદર) સ્ત્રી.
લલિત=સુંદર.
લવલી=એક જાતની લતા.
લાક્ષા=લાખ.
લાઘવ=લઘુતા, હલકાઈ.
લાલસ=આતુર.
લાવણ્ય=રૂપ, શોભા.
લીલા=રમત; શોભા.
લેખ-હારક=કાગળ લઈજનાર દૂત.
લેપન=લેપ.
લોષ્ટ=માટીનું ઢેપુ.
લોહ-કંટક=લોઢાનો સળિયો.

## વ.

વંશ=વાંસ; કુળ.
વક્તા=બોલનાર.
વક્રોક્તિ=શ્લેષોક્તિ; મરોડમાં બોલવું તે.
વક્ષઃસ્થલ=છાતી.
વંચન=છેતરામણ.
વંચિત=છેતરાયલો.
વત્સ=પુત્ર, છોકરો.
વત્સલ=પ્રેમ રાખનાર.
વધૂ=વહૂ.
વધ્યશાલા=મારવાનું સ્થલ.
વન-ગજ=વનમાં રહેનાર હાથી.
વન-મહિષ= ,, ,, ભેંશ.
વન-લેખા=વન(નાં વૃક્ષો)ની હાર.
વન-વરાહ=રાની ડુક્કર.
વન-સ્થલી=વનમાંની જગા.
વંદનીય=નમવા યોગ્ય.
વંધ્યતા=વાંઝિયાપણું.
વમન=બ્હાર કાઢવું તે.
વર-તનુ=સુંદર શરીર વાળી સ્ત્રી.
વલભી=છજુ, અટારી.
વલાકા=બગલો.
વલ્લભ=પ્રિય.
વલ્લી=વેલ.
વાઞ્છા=તૃષ્ણા.
વાપિકા=વાવ.

વામ=ડાબુ; અવળુ; આડુ.
વાયસ=કાગડો.
વારાંગના=વેશ્યા.
વાસભૂમિ=મુકામ.
વિકટ=ભયંકર. [ગાભરો.
વિકલ=લુલો લંગડો; શોકાતુર,
વિકૃતિ=ફેરફાર, વિકાર.
વિક્લવ=વિહ્વલ, શોકાદિકથી જેનાં ગાત્ર ગળી ગયાં હોય એવો.
વિક્ષિપ્ત=વિખરાયલું. છૂટું છૂટું.
વિડંબના=અનુકરણ; મશ્કરી, વટમણા.
વિદ્યાધર=એક જાતના દિવ્યલોક.
વિદ્યુત્=વીજળી.
વિદ્યુદ્દંડ=વીજળી રૂપી દંડ.
વિનિદ્ર=નિદ્રા રહિત, ઉઘડેલું,
વિપન્ન=વિપત્તિમાં પડેલો. [પ્રફુલ્લ.
વિપર્યયે=ઉલટી રીતે.
વિપાક=પરિણામ.
વિપ્રલાપ=અન્યોન્ય વિરુદ્ધ ભાષણ.
વિભક્ત=છૂટું પડેલું.
વિભૂતિ=સંપત્તિ; રાખ.
વિભ્રમ=શોભા; શૃંગાર રસ થકી ઉત્પન્ન થતી સ્ત્રીઓની એક ચેષ્ટા.
વિભ્રમિતા='વિભ્રમ' નો ધર્મ.
વિમલ=નિર્મલ, સ્વચ્છ.
વિમુક્ત=ત્યજાયલું.
વિમુખ=વિરુદ્ધ.
વિયોગિની=વિયોગી સ્ત્રી.
વિરલ=કોઈક કોઈક.
વિરહ=વિયોગ.
વિરૂપ=બેડોળ.
વિલક્ષ=લક્ષ રહિત.
વિલક્ષણ=સારાં લક્ષણ વિનાનું.
વિલસિત=રમતનું-ક્રીડાનું-કામ.
વિલાસ=ભોગ; શોભા. [સ્ત્રી.
વિલાસિની=વિલાસ કરતી સ્ત્રી;
વિલીન=ઓગળી ગયેલું.
વિવર=છિદ્ર, પોલાણ.
વિવર્ણ=ફિકુ.
વિવૃત=ઉઘાડું.
વિશેષ=ભેદ, જુદાપણું, વધારો.
વિશ્લેષ=વિયોગ.
વિષમ=ખરબચડુ; કઠણ.
વિષયાસક્ત=વિષયમાં મચેલો.
વિષાદ=પીડા.
વિસર્જિત=વિદાય કરેલું.
વિસ્તીર્ણ=વિશાલ.
વિહાર=ક્રીડા.
વૃથા=ફોગટ.
વૃષભ=આખલો.
વેત્ર=બરૂ; છડી.
વેત્રધારી=છડીદાર.
વેત્રાસન=બરનું બનાવેલું આસન.
વેદિ=યજ્ઞાદિકને અર્થે ચોકમાં જરા ઉંચી ચણેલી ભૂમિ.
વૈક્લવ્ય=ગભરાટ, દુઃખ, નિરાશા.
વૈતાલિક=સ્તુતિ ગાઈને પ્રાતઃકાળે રાજાને જગાડનાર.
વૈરૂપ્ય=કદ્રૂપ.
વૈશ્વદેવ=ભોજન સમયે વિશ્વના દેવોને (અગ્નિમાં હોમવાથી) અપાતું બલિદાન.
વ્યગ્ર=કામમાં ગુંથાયલુ.
વ્યંગ્ય=ગૂઢ. [થી ઉલટું.)
વ્યતિક્રમ=ઉલટો ક્રમ. (અનુક્રમ-

વ્યવધાન=આચ્છાદન, ઢાંકણ.
વ્યસન=દુઃખ; કુચાલ.
વ્યસનાર્ણવ=દુઃખનો દરિયો.
વ્યાખ્યાન=વિસ્તારથી કહેવું તે, [સમજુતિ.
વ્યાઘ્ર=વાઘ.
વ્યાજમાં=છળમાં, આકારમાં.
વ્યાપાદન=મારવું તે.
વ્યાપાર=કામ.
વ્યાપૃત= કામમાં ગુંથાયલું.
વ્યાપ્તિ=વ્યાપવું તે.
વ્યામોહ=મનનો ગભરાટ.
વ્રણ=ઘારૂ; છિદ્ર.

## શ.

શક્તિ=સત્તા; દેવી.
શંખ-ખંડક=શંખનો કડકો (?)
શત=સો.
શમી=તે નામનું વૃક્ષ (જેનાં કાષ્ઠના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થાયછે).
શર-પ્રહાર=બાણનો પ્રહાર.
શશાંક=ચંદ્ર.
શશિ-મણિ=ચંદ્ર-કિરણ પડવાથી પાણી ઝરે એવો મણિ.
શશી=ચંદ્ર.
શષ્પ=ઘાસ.
શાપાક્ષર=શાપના અક્ષર.
શાશ્વતિક=હમેશાનું.
શાસન=હુકમ.
શાસ્ત્રાઞ્જન=શાસ્ત્ર રૂપી અંજન.
શાસ્ત્રોક્ત=શાસ્ત્રમાં કહેલું.
શિથિલતા=મંદતા, આળસ.
શિરોભાગ=માથાનો– અશીકાનો ભાગ.
શિલાતલ } શિલાપટ્ટ } =પથ્થરનો કડકો.
શિશિર=ઠંડુ.
શીઘ્ર=ઉતાવળથી.
શીત-કિરણ } શીત-રશ્મિ } =ઠંડા કિરણ ; ચંદ્ર.
શીલ=સ્વભાવ.
શુક-શિશુ=પોપટનું બચ્ચું.
શુંડાગ્ર=શુંડની અણી.
શુભ્ર=ધોળું.
શુષ્ક=સુકુ.
શૃંગ=શિંગડું; શિખર.
શેષ=તે નામનો નાગ; બાકીનું.
શૈલરાજ=પર્વતનો રાજા, હિમાલય.
શોકાર્ત=શોકથી પીડાતું.
શોણિત=લોહી.
શ્મશ્રુ=દાઢી મુછ.
શ્યામ=કાળુ.
શ્યામાક=એક જાતનું ધાન્ય.
શ્રમસ્વેદ=શ્રમથી થતો પરસેવો.
શ્રાન્ત=થાકી ગયેલું.
શ્રી=લક્ષ્મી, શોભા.
શ્રેયસ્=કલ્યાણ.
શ્રોતા=સાંભળનાર.
શ્વશુર=સસરો.
શ્વશ્રૂ=સાસુ.
શ્વેત-લોચના=ધોળી આંખો વાળી [સ્ત્રી.

## ષ.

ષષ્ઠી-દેવી=દુર્ગા, જેનું પૂજન બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે કરવામાં આવે છે.

## સ.

સંયમ } સંયમન } =ઇંદ્રિયોનો નિગ્રહ–ક-

સંયોગ=જોડાવું તે, મેળાપ. [બન્ને.
સંવેગ=સંભ્રમ, કર્મ કરવામાં હર્ષા-
 દિકથી થતી ત્વરા.
સંશ્લિષ્ટ=ભેગું થયેલું.
સંસર્ગ=સ્પર્શ.
સકલ=બધું.
સંકટ=ભરેલું; સાંકડું.
સંકલ્પિત=ધારી મુકેલું, કલ્પેલું.
સંક્રાન્તિ=એકથી બીજી જગાએ
સંક્ષોભ=ગરબડાટ. [જવું તે.
સંચય=સંગ્રહ.
સંચિત=ભેગું કરેલું.
સત્યવાદિતા=સાચું બોલવાની ટેવ.
સદૃશ=સરખું.
સંતાન=છોકરાં છૈયાં.
સંતાપ-રોષ=સંતાપથી થયેલો રોષ.
સંનિબંધ=બંધારણ, બાંધો.
સંધ્યા=(સવારે તથા સાંજે દેખાતું)
 ઝળઝાંખળું.
સંધ્યાતપ=સંધ્યા સમયનો તડકો.
સંધ્યારાગ= ,, ,, રાતો રંગ.
સંધ્યોપાસના=સંધ્યા સમયે અથ-
સમ=સરખું. [વા સંધ્યાને વંદન.
સમક્ષ=પાસે.
સમવાય=સમૂહ.
સમિધ્=યજ્ઞાદિકમાં વપરાતું સુકું તૃ-
સમુદય=સમૂહ. [ણ કાષ્ઠ.
સમૃદ્ધિ=સંપત્તિ; સંગ્રહ.
સમેત=યુક્ત.
સંપર્ક=સ્પર્શ.
સંપાત=પડવું તે.
સંપાદન=પ્રાપ્તિ.
સંપુટ=ડબો, ડબા જેવો આકાર.

સભાવના=ધારણા; સરભરા.
સંભ્રમ=ગરબડાટ, ઉતાવળ.
સંમાનાર્હ=સંમાનને યોગ્ય.
સંમોહકારી=મૂર્છા, ગભરાટ, મોહ
 ઉત્પન્ન કરનાર.
સરસ=રસ ભર્યું; સુંદર.
સરિત્પૂર=નદીનું પૂર.
સરોજલ=સરોવરનું પાણી.
સર્પ-કંચુક=સાપની કાંચળી.
સર્વદા=હંમેશાં.
સહચરી=સાથે રહેનારી, સખી.
સહજ=સ્વાભાવિક.
સહસ્ર=હજાર.
સહસ્રધા=હજાર રીતે,હજાર કટકામાં.
સહાય=મદદગાર. [દ્ધિમાન્.
સત્હૃદય=સારા અંતઃકરણનો, બુ-
સહોદર=ભાઈ, ભાંડુ.
સાધુતા=સારાપણું.
સાધુવાદ=સારી બોલી—વાતચીત.
સામર્થ્ય=શક્તિ.
સારભૂત=સાર થયેલું—બનેલું.
સારિકા=મેના. [વાનો માર્ગ.
સિદ્ધિ-માર્ગ=સિદ્ધિ—મોક્ષ—મેળવ-
સીત્કાર='સી' 'સી'શબ્દ,સીસવાટો.
સુઘટિત=સારી ઘડેલી.
સુતનુ=સારા શરીરવાળી (સ્ત્રી).
સુધા=અમૃત; ચૂનો.
સુનાસીર=ઇંદ્ર.
સુરા=મદિરા.
સુરાસુર=દેવ અને દૈત્ય.
સુવૃત્ત=સારા આકારનું.
સૂચિ=સોય, દોરો.
સૂર્યાતપ=સૂર્યનો તાપ.

સેતુ=પૂલ.
સેના-નિવેશ=છાવણી.
સેફાલિકા=એક જાતનો છોડ.
સેવાઞ્જલિ=સેવાને અર્થે જોડેલા હાથ.
સૌગન્ધિક=ધોળું અને ભુરૂં કમલ.
સૌજન્યશાલી=ભલું,માયાળું, સુજ-
સૌષ્ઠવ=સૌંદર્ય. [નતા રાખનાર.
સ્કંધ=ખભો.
સ્કંધ-દેશ=ખભા પાસેનો ભાગ.
સ્ખલન પા૦=ઠોકર ખાવી, ચલિત થવું.
સ્તન-પ્રસ્રવ=સ્તનમાંથી છૂટતી દૂ-
સ્તબ્ધ=નિશ્ચલ. [ધની ધાર.
સ્થિત=રહેલું.
સ્થૂલ=જાડુ.
સ્નાન-વિધિ=ન્હાવાની ક્રિયા.
સ્નિગ્ધ=પ્રેમી; તેલવાળું.
સ્નેહલતા=માયાલુતા, સ્નેહીપણું.
સ્નેહોક્તિ=સ્નેહ ભરેલાં વચન.
સ્પર્શામૃત=સ્પર્શ રૂપી અમૃત.
સ્પૃહણીય=સ્પૃહા કરવા-ચાહવા-લા-
સ્ફુટ=સ્પષ્ટ. [યક.
સ્ફુરિત=ધ્રુજારો; કંપ.
સ્ફુલિંગ=તનખો. [ફુલ્લ.
સ્મિત-વિકસિત=મંદ હાસ્યથી પ્ર-
સ્વચ્છંદ-ચારી=પોતાની ઈચ્છા પ્રમાણે વર્તનાર.
સ્વજાતીય=પોતાની જાતિનું.
સ્વતઃ=પોતાની મેળે.
સ્વયંવૃત=પોતે પસંદ કરેલો.
સ્વાનુમાન=પોતે કરેલું અનુમાન.
સ્વાભિગમન=પોતાની મેળે (કોઈ)
સ્વેદ=પરસેવો. [પાસે જવું તે.

## હ.

હંસપાલિકા=હંસને પાળનારી સ્ત્રી.
હત=હણાયલો; મુવો.
હર=શિવ.
હરિત=લીલું; કાળું.
હરિદ્રા=હળધર.
હર્ષદાયી=હર્ષ આપનાર.
હાર-લતા=હારની દોરી.
હાસ્યામૃત=હાસ્ય રૂપી અમૃત.
હિતોપદેશ=સારી શિખામણ.
હિમ-રશ્મિ=ઠંડા કિરણ; ચંદ્ર.
હિમાદ્રિ=હિમાલય.
હુતાશન=અગ્નિ.
હૃદય-હારી=હૃદયને મોહ પમાડ-
હેતુ-ભૂત=હેતુ બનેલું. [નાર.
હેમન્ત=શરદ્ પછીની અને શિશિર પહેલાંની ઋતુ (માર્ગશીર્ષ અને પોષ માસની).
હેમાચલ=મેરુ પર્વત.
હેષા-રવ=ઘોડાનો ખાંખારો.
હોમ-ધેનુ=ઋષિયોએ હોમ માટે રાખેલી ગાય.
હોમાગ્નિ=હોમ માટે સળગાવેલો અગ્નિ.

# આગળથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોનાં નામ.

## ભાવનગર.

પ્રત. નામ.

૧૦૦ નામદાર મહારાજા સાહેબ.
૧૦ રા.રા. વિજયશંકર ગૌરીશંકર.
૫ ,, હરિપ્રસાદ સંતોષરામ.
૨ ,, કેશવલાલ હરજીવનદાસ.
૧ ,, અર્જુનલાલ નાનાલાલ.
૧ ,, દુર્ગાશંકર જેષ્ઠારામ.
૧ ,, દાજીભાઈ પરમાનંદદાસ.
૧ ,, બળવંતરાય હરજીવનદાસ.
૧ ,, વરજદાસ પ્રભુદાસ.
૧ ,, હરજીવનદાસભગવાનદાસ.
૧ જ્ઞાનોદ્યોતક સભા.
૧ રા. વલ્લભદાસ ગોપાળજી.
૧ ,, દેવશંકર વૈકુંઠજી.
૧ ,, મૂળજી આનંદજી.
૧ ,, પ્રેમજી ખેતસિંહ.
૧ ,, મુકુંદરામ કેશવરામ.
૧ ,, સાકરલાલ સવાઈલાલ.
૧ ,, માર્કંડરાવ નંદશંકર.
૧ ,, પ્રભાશંકર વેણીશંકર.
૧ ,, ભૂપતરાય લક્ષ્મીશંકર.
૧ ,, પ્રતાપરાય સંતોષરામ.
૧ ,, પ્રતાપરાય વજેશંકર.
૧ ,, નવનીધરાય વજેશંકર.
૧ ,, હરિલાલ છગનલાલ.
૧ ,, સારાભાઈ શ્રીપ્રસાદ.
૧ ,, સાકરલાલ મનસુખરામ.
૧ ,, માનશંકર ગૌરીશંકર.
૧ ,, માનશંકર પીતામ્બરદાસ.
૧ જ્ઞાનવર્દ્ધક સભા.
૧ રા. રતિશંકર ગિરજાશંકર.
૧ ,, કલ્યાણરાય ગોવિંદરામ.
૧ ,, કપિલરામ કેશવરામ.
૧ ,, દુલ્લભરામ રામજી.
૧ ,, છોટાલાલ આણંદજી.
૧ ,, ચંદ્રશંકર માનશંકર.
૧ ,, ગિરિજાપ્રસાદ દુર્ગાપ્રસાદ.
૧ ,, નવનીધરાય મહીપતરાય.
૧ ,, મહમદઅલ્લી અબદુલઅલ્લી.
૧ ,, વિઠ્ઠલદાસ હરજીવનદાસ.
૧ ,, મણિલાલ છોટમલાલ.
૧ ,, ગુલાબરાય માધવજી.

## શિહોર.

૧૫ રાવળશ્રી હરિસિંહજી રૂપસિંહજી.
૧ રા. ત્રિકમજી પુરુષોત્તમ.

## ઘોઘા.

૧ રા. ભગવાનદાસ ઉત્તમદાસ.

## જુનાગઢ.

૨૫ ખુદાવંત નવાબ સાહેબ.
૧૦ પાટવી કુમાર (હાલ નવાબ સાહેબ) શ્રી બહાદુર ખાનજી.
૨ રા.રા. હરિદાસ વિહારીદાસ.
૧ રા. મગનલાલ સુંદરજી.
૧ ,, વિઠ્ઠલરામ જેઠાભાઈ.
૧ ,, તુળજાશંકર રમાશંકર.
૧ ,, દુલેરાય હરિપ્રસાદ.
૧ ,, રતનચંદ મૂળચંદ.

### કચ્છ-ભુજ.

૨૫ નામદાર રાઓસાહેબ શ્રી ખેંગારજી.
૧૦ રા. બા. મણિભાઇ જસભાઇ.
૩ ઠાકોર સાહેબ વેરસળજી સુમરી રોહા.
૨ રા.રા. જીવણભાઇ હીરાચંદ.
૧ ,, છોટાલાલ સેવકરામ.
૧ ,, મોહનલાલ મણીલાલ.
૧ ,, જેશંકર નૃસિંહરામ.
૨ ,, ચુનીલાલ અમૃતરામ.
૧ ,, નર્મદાશંકર લાધાભાઇ.
૧ ,, ડાહ્યાભાઇ મગનલાલ.
૧ ,, હાથીરામ સોમજીભાઇ.
૧ ,, બલદેવ વેલજી.
૧ ,, વિઠ્ઠલજી કેશવજી.
૧ ,, હીરજી ભગવાનજી.
૧ ,, નિર્ભયશંકર કેશવજી.
૧ ,, લક્ષ્મીદાસ રવજી.
૧ ,, માધવજી કલ્યાણજી.
૧ ,, આત્મારામ કેશવજી.
૧ ,, વિશ્વનાથ જેઠાલાલ.
૧ ,, શીવજી પુરુષોત્તમ.
૧ ,, કાનજી શંકરજી.
૧ ,, ઇબ્રાહીમ ઇસ્માલ.
૧ ,, તાપીશંકર શીવદાસ.
૧ ,, ગોવિંદજી મોટાભાઈ.
૧ ,, માવજી રાઘવજી.

### કચ્છ-માંડવી.

૧૦ રા. રા. રાજારામ રામકૃષ્ણ.
૫ ,, જેરામ શિવજી.
૨ ,, કેશવજી વાલજી.
૨ રા. રણછોડદાસ ઓધવજી.
૨ 'વિદ્યાસંગ્રહ' પુસ્તકશાલા.
૧ રા. મોરારજી રુઘનાથ.
૧ ,, કરસનદાસ નેનસી.
૧ ,, નરહરિ મેગળજી.
૧ ,, ત્રીકમદાસ નરસિંહ.
૧ ,, લાધા વિશરામ.
૧ ,, જટાશંકર હરજીવન.
૧ ,, લક્ષ્મીદાસ લધા.
૧ ,, દ્વારકાંદાસ ગોપાલજી.
૧ ,, વસનજી હરિદાસ.
૧ ,, મોરારજી અજરામર.

### કચ્છ-નળિયા.

૧ રા. રા. લક્ષ્મીદાસ વિશરામ.
૧ ,, ભાણજી ભગવાનજી.
૧ ,, હરજીવન વેણીદાસ.
૧ નળિયા પુસ્તકશાલા.
૧ રા. તુલસીદાસ ડુંગરસી.
૧ ,, મેઘજી જેઠા.
૧ ,, વિઠ્ઠલજી જીવણ.
૧ ,, જીવણરામ ઇબજી,

### વાંકાનેર.

૨૦ શ્રી વાંકાનેર દરબાર.
૧ રા. ઇશ્વરભાઇ શંકરભાઇ.
૧ ,, પ્રાણજીવન ડાહ્યાભાઈ.
૧ ,, કલ્યાણજી પુંજારામ.
૧ ,, મૂળશંકર જીવણરામ.
૧ ,, પરભુરામ કાનજી.

### બિલખા.

૫ આજમ વાલાશ્રી દેશા ભીમા.
૫ ,, વાલાશ્રી આલા ભીમા.

૫ આજમવાલાશ્રી કાલા દેવદાન.
૨ કુમાર શ્રી અમરાવાળા કાલા વાલા.

## રાજકોટ.

૫ ઠાકોર સાહેબ બાવાજી રાજ.
૪ રા. જટાશંકર નરસિંહરામ.
૨ કુમાર શ્રી એદલખાનજી.
૨ ,, વખતસિંગજી.
૧ ,, જયસિંહજી જેઠિભાઈ.
૧ ,, વખતસિંહજી.
૧ ,, નસરુલ્લાખાન.
૧ ,, મોહનદેવજી.
૧ ,, પ્રતાપસિંહજી ગુલાબસિંહજી.
૧ રાવળ શ્રી નથુભાઈ ગોદરભાઈ.
૧ કુમાર શ્રી રાયસિંહજી નરસિંહજી.
૧ ,, કદરખાન.
૨ રા. કાનજી નથુભાઈ.
૧ ,, પ્રભાશંકર દલપતરામ.
૧ ,, હરિલાલ ઝીણાભાઈ.
૧ ,, જટાશંકર પ્રાણજીવન.
૧ ,, અનુપચંદ જગજીવન.
૧ ,, જયચંદ રઘુનાથજી.
૧ ,, પ્રભાશંકર જયશંકર.
૧ ,, મૂળજી દ્વારકાંદાસ.
૧ ,, દાદાભાઈ સોરાબજી.
૧ ,, સોમચંદ કપૂરચંદ.
૧ ,, જીવરામ લક્ષ્મીરામ.
૧ ,, કૃષ્ણરાવ બાપુજી.
૧ ,, મણીશંકર રતનજી.
૧ ,, બલવંતરાય રાજારામ.
૧ ,, ગિરજાશંકર બાવાભાઈ.
૧ ,, પ્રભાશંકર મીઠારામ.
૧ રા. જાદવજી વાહાલજી.
૧ ,, શામલજી નાનજી.
૧ ,, ઈશ્વરલાલ બદ્રીનાથ.
૧ ,, મોહનલાલ સાંકળચંદ.
૧ ,, ત્ર્યંબકલાલ મણિશંકર.
૧ હાલાર પ્રાંતની પુસ્તકશાલા.

## ગાંડલ.

૫ નામદાર ઠાકોર સાહેબ ભગવતસિંહજી.
૧ રા.રા. વલ્લભદાસ સુંદરજી.
૧ ,, દયાશંકર દેવશંકર.
૧ ,, દેવશંકર શિવશંકર.
૧ ,, પદમશી વશરામ.

## ચૂડા.

૫ ઠાકોર સાહેબ એહેચરસિંહજી.

## મહુવા.

૧ રા. વલ્લભદાસ પોપટભાઈ.
૧ ,, મનમોહન કમલશી.
૧ ,, લલુભાઈ કાળીદાસ.
૧ ,, અલીભાઈ વાલજી.
૧ મહુવા પુસ્તકશાળા.

## મોરવી.

૧ રા. રા. મોતીચંદ ઓધવજી.
૧ ,, મૂળચંદ મોનજી.
૧ ,, અમરશી જાદવજી.
૧ ,, અમરચંદ શીવદાસ.
૧ ,, નવલચંદ ડોસાભાઈ.
૧ ,, ગોરધનદાસ લાધા.
૧ ,, જગજીવનદાસ જીવણભાઈ.
૧ ,, શેઠ બેહેરામજી હોરમસજી.

૧ રા. આશારામ દલીચંદ.
૧ ,, સીતારામ તુકારામ.

દેવગઢ બારિયા.

૧૫ ઠાકોર સાહેબ શ્રી માનસિંગજી.

જામનગર.

૧ રા. રા. મગનલાલ બાપુભાઈ.
૧ ,, ત્રીકમલાલ ગોપાળ.
૧ ,, તલકશી દેવજી.
૧ ,, હસનભાઈ પીરભાઈ.
૧ ,, વિશ્વનાથ વિઠ્ઠલજી.
૧ ,, પ્રતાપરાય શિવલાલ.

જસદણ.

૨ શ્રી જસદણ દરબાર સાહેબ.
૧ રા. રા. ભગવાનજી ભોળાનાથ.

કુંડળા.

૧ રા. બાપુભાઈ માધવજી.
૧ ,, જમનાદાસ ગિરધરભાઈ.
૧ ,, ધીરજરામ કરૂણાશંકર.

માંગરોળ.

૧ રા. વજેશંકર શામલજી.
૧ ,, ભૂપતરાય ત્રિભુવનદાસ.
૧ ,, ગૌરીશંકર ઉમયાશંકર.
૧ ,, સાકરલાલ હરજીવનદાસ.
૧ ,, જટાશંકર પુરૂષોત્તમ.

સોનગઢ.

૨ રા. રા. વજાભાઈ હિંમતભાઈ.
૧ ,, લક્ષ્મીચંદ હરીભાઈ.
૧ ,, મહીપતરામ નથુભાઈ.
૧ ,, ઉદેરીધ મણીરીધ.
૧ ,, ઈશ્વરચંદ [illegible]સીચંદ.

૧ રા. આણંદલાલ હરિદાસ.
૧ ,, પ્રેમચંદ ઉમીચંદ.
૧ ,, લલ્લુભાઈ હરિભાઈ.

વઢવાણ.

૨ રા. રા. ગોવિંદલાલ સુખલાલ.
૧ ,, કૃષ્ણલાલ ગોવિંદલાલ.
૧ ,, છગનલાલ સુંદરજી.
૧ ,, છગનલાલ ડોસાભાઈ.
૧ ,, છગનલાલ હરિકૃષ્ણ.

રાધણપુર.

૧ રા. કરમચંદ ઘેલચંદ.

મેંગણી.

૧ ગુણગ્રાહક સભા.

પલાણા.

૧ રા. રણછોડભાઈ ઈશ્વરદાસ.

સોજીત્રા.

૨ રા. ઈશ્વરભાઈ શંકરભાઈ.

વળા.

૧ 'મ્યુનિસિપલ લાઈબ્રેરી.'

સચીન.

૧ રા. રા. હરિલાલ અનુપરામ.

નડિયાદ.

૫ રા.રા. બેહેચરદાસ વિહારીદાસ.
૧ ,, વ્રજલાલ બેહેચરદાસ.
૧ ,, હીરાલાલ રેવાશંકર.
૧ ,, ઉમયાશંકર હીરાશંકર.
૧ ,, રણછોડદાસ ગોકળભાઈ.

પેટલાદ.

૧ ખાનબહાદુર કાજી અબદુલ [રહીમાન.
૧ રા. કેશવરાવ પાંડુરંગ.

૧ રા. પુરુષોત્તમ પરશુરામ.
૧ ,, રતનલાલ અચરતલાલ.
૧ ,, ગુલાબચંદ શામળદાસ.
૧ ,, ગણપતભાઈ ઉમયાશંકર.
૧ ,, છગનલાલ લલ્લુભાઈ.
૧ ,, રાવજીભાઈ દલસુખભાઈ.

### અમદાવાદ.

૩ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
૧ રા. છગનલાલ અનંતરાય.
૧ ,, નભુલાલ પરસદરાય.
૧ ,, વ્રજલાલ સુંદરલાલ.
૧ ,, ત્રિકમલાલ હરિસુખરાય.
૧ ,, વૈકુંઠરાય આણંદરાય.
૧ ,, કમલાશંકર પ્રાણશંકર.
૧ ,, અચરતલાલ જીવણલાલ.
૧ ,, ચમનલાલ મોતીલાલ.
૧ ,, છોટાલાલ લાલચંદ.
૧ ,, રણછોડ લાલદાસ.
૧ ,, નગીનદાસ શામળભાઈ.
૧ ,, ચુનીલાલ મોતીલાલ.
૧ ,, ત્ર્યંબકરાય વ્રજરાય.
૧ ,, બાલાભાઈ મગનલાલ.
૧ ,, ભગવાનલાલ રણછોડલાલ.

### વડોદરા.

૧૦ 'ડાઈરેક્ટર ઓફ વર્નાક્યુલર ઈન્સ્ટ્રક્શન.'
૧ રા.રા.હરગોવિંદદાસ દ્વારકાંદાસ.
૧ ,, પરશોતમ પરમાનંદ.
૧ ,, મોહનલાલ ભગવાનદાસ.
૧ ,, વિઠ્ઠલ નાગર.

### સુરત.

૧ રા. રા. ઉત્તમરામ નરભેરામ.
૧ રા.રા. રતીરામ મોતીરામ.
૧ ,, મોહનલાલ રણછોડદાસ.
૧ ,, લલ્લુભાઈ કેશવલાલ.
૧ ,, હરિલાલ હર્ષદરાય.
૧ ,, ભાનુશંકર નારણશંકર.
૧ ,, મહાનંદ ભાઈશંકર.
૧ ,, નરભેરામ મનસુખરામ.
૧ ,, હરિસુખરામ ત્ર્યંબકરામ.
૧ ,, બાળાશંકર ઉલ્લાસરામ.
૧ ,, જગન્નાથ ઈચ્છારામ.
૧ ,, કર્પૂરરામ મન્મથરામ.
૧ ,, મોટાલાલ મોતીલાલ.

### મુંબઈ.

૫ રા.રા. ભાઈશંકર નાનાભાઈ.
૧ ,, શેઠ લક્ષ્મીદાસ ખીમજી.
૧ રા.રા. ઝવેરિલાલ ઉમયાશંકર.
૫ ,, ઈશ્વરદાસ (બુકસૅલર).
૧ ,, હીરચંદ રાઘવજી.
૧ ,, જગન્નાથ જેઠાભાઈ.
૧ ,, રેવાદાસ લક્ષ્મીદાસ.
૧ ,, સારાભાઈ મગનભાઈ.
૧ ,, અમીચંદ રણછોડજી.
૧ ,, કરમઅલ્લી રહિમભાઈ.
૧ ,, રતનશી પીરદીન.
૧ ,, મૂલવર્મન્ નાથવર્મન્.
૧ ,, ફતેચંદ કર્પૂરચંદ.
૧ ,, નગીનદાસ દ્વારકાદાસ.
૧ ,, મણિલાલ હરિલાલ.
૧ ,, ફકીરચંદ પ્રેમચંદ.
૧ ભુલેશ્વર પુસ્તકશાલા.
૧ રા.ઘેલારામ નથુરામ.
૧ ,, પ્રલ્હાદ દેવશંકર.

### પાટણ.

૧ રા. અવન્તીલાલ નરસિંહરામ.
૧ ,, નટવરલાલ દોલતરામ.
૧ ,, શ્યામલાલ હીરાલાલ.
૧ ,, નારાયણ ભારતી યશવંત-ભારતી.
૧ કન્યાશાલાની સ્ત્રીશિક્ષક બાઇ દીવાળી નારણજી.

### રાંદેર.

૧ રાંદેર પુસ્તકશાલા.

### મેહેમદાવાદ.

૧ રા. ભોગીલાલ જેકીસનદાસ.

### પારડી.

૧ રા. મનસુખ અનોપચંદ.
૧ ,, ડાહ્યાભાઈ ભગવાનદાસ.
૧ ,, સાકરલાલ ચુનીલાલ.
૧ ,, શિવલાલ ચુનીલાલ.

### જંબુસર.

૧ રા. હરીશંકર ભાઈજી.

### બજાણા.

૨ રા.રા. માણેકચંદ તુલસીદાસ.

### અંકલેશ્વર.

૧ શેઠ ડોસાભાઇ પેસ્તનજી.